૫૧૪૮

# मणी અને मोहन.

અથવા

# भाग्यहिन भाइबेहेन.

(એક મનોરંજક અને સુબોધક વાર્ત્તા)

રચી પ્રકટકર્ત્તા.

વનમાળી લાધાભાઈ મોદી.

અધિપતિ—"હિંદુસ્તાન."



अमदावाद.

'યુનિયન પ્રિન્ટિંગ' પ્રેસમાં છાપ્યું.

સન ૧૮૯૨—સંવત ૧૯૪૯.

(સર્વ અધિકાર સ્વાધીન.)

મૂલ્ય બે રૂપિયા.

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति ॥

"વજ્ર કરતાં પણ કઠોર અને પુષ્પ કરતાં પણ કોમળ—એવાં લોકોત્તર જનોનાં અંતઃકરણોને કોણ સમજી શકતું નથી."

# ઉત્સર્ગ.

સ્વદેશપ્રેમી સમર્થ સાક્ષર શ્રી મનઃસુખરામ
સૂર્યરામ ત્રિપાઠી—મુંબઈ.

ગુજર્જરી ગીરાને વિશેષ ઐશ્વર્ય આપનાર આપ ગીરાનંદ છો; સ્વભાષાનાં પ્રબોધનકર્મમાં સાક્ષરોને ઉત્સાહી બનાવનાર આપ સાક્ષરોત્તમ છો; પ્રજાના હૃદયમંદિરમાં જ્ઞાનદીપક પ્રકટ કરનાર આપ તત્વબોધક છો રાજાઓને ગુણાલંકૃત કરી ધર્મપરાયણ બનાવનાર અને અચળ યશ અપાવનાર આપ રાજર્ષિ છો; આપ આત્મસંયમનથી મહાતપસ્વી અને સત્કર્મોથી પરમપુરૂષાર્થી મનાયા છો; સ્વદેશના ઉત્કર્ષ માટેનો આપનો યત્ન કંઇ અલૌકિકજ છે—આપ સ્વદેશાભિમાની નરરત્ન છો; આપના સંબંધમાં પુષ્કળ જનો—"એવા પુરૂષોનો જન્મ લોકાભ્યુદયાર્થેજ થયેલો હોય છે,"—એમ વારંવાર બોલે છે; સ્થળે સ્થળે થઇ રહેલા આપના યશકીર્ત્તન કરતાં મારા તરફથી થતું આપનું ગુણકથન કાંઈ અધિક નથી; અને તેથી આપે મેળવેલી અપૂર્વ લોકપ્રિયતાના તથા મારા પ્રત્યેની આપની અસાધારણ કૃપાના સ્મરણાર્થે આ ગ્રન્થ આપને સમર્પણ કરી હું અત્યાનંદ પામું છું, એજ અધિક !



સેવક આપનો—
વનમાળી.

अहह महतां निःसीमानश्चरित्रविभूतयः ॥

" અહાહા, જે મહાન્‌પુરૂષો હોય છે, તેમનો ચરિત્રમહિમા કેવળ અગાધ હોય છે "

भवो हि लोकाभ्युदयाय तादृशाम् ।

" એવા પુરૂષોનો જન્મ લોકાભ્યુદયાર્થેજ થયેલો હોય છે."

# આદ્યોદ્‌ગાર.

તર્ક અને સ્મૃતિના પરિણામે આ પુસ્તક પ્રકટ થવા પામ્યું છે. તેનું વસ્તુવિધાનક કેટલુંક શ્રુત અને કેટલુંક કલ્પિત છે. વાર્તાના પુસ્તકમાં પ્રસ્તાવના લખવાની આવસ્યકતા હોય એમ મને લાગતું નથી, અને એટલાજ માટે તે લખવાની ભાંજગડમાં પણ હું પડતો નથી.

ભાષા અને પ્રજાની સુધારણાના અનેક ઉપાયોમાં "ગ્રન્થલેખન" નો પ્રકાર સર્વોત્તમ ગણાયો છે. દેશભાષાના ઉદ્ધારાર્થે તથા પ્રજાને નીતિ અને સદાચારમાં પ્રવૃત્ત કરવા અર્થે અત્યારે પુષ્કળ ગુર્જર સાક્ષરો યત્નવાન થઈ રહેલા છે, અને તેમના તે યત્ન આગળ મારો આ યત્ન કશી વિસાદમાં નથી; તથાપિ મનોરંજન થવા સાથે પ્રિય વાચકો જ્ઞાનપ્રાપ્તિ કરી શકે, એ જે આ પુસ્તક પ્રકટ કરવાનું પ્રયોજન તે સફળ થયેલું મારા સમજવામાં આવશે, તો મારા આનંદનો પાર રહેશે નહીં.

આ પુસ્તકના સંબંધમાં યોગ્ય સલાહ અને સહાય આપનાર સાક્ષરશ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનો તથા રા. રા. જટાશંકર લીલાધરનો હું આભાર માનુંછું. પ્રુફ તપાસવામાં ભાઇ કલ્યાણજી રણછોડજી વ્યાસે તથા ભાઈ મણિલાલ શિવલાલે પણ મને મદદ કરી છે.

કાર્તિક પૂર્ણિમા. ગ્રન્થકર્ત્તા.

ये नाम केचिदिह नः प्रथयंत्यवज्ञाम्
जानंतु ते किमपि तान प्रति नैष यत्नः॥

"જે કોઈ અમારી અવજ્ઞા કરતા હોય તેમણે સમજવું કે અમારો આ યત્ન તેમને માટે નથી"

# મણી અને મોહન.

અથવા

## ભાગ્યહિન ભાઇબેહેન.

(એક મનોરંજક અને સુબોધક વાર્તા.)

एकेन स्मितपाटलाधररुचो जल्पंत्यनल्पाक्षरं
वीक्षंतेऽन्यमितः स्फुटत्कुमुदिनीफुल्लोल्लसल्लोचनाः
दूरोदार चरित्रचित्रविभवं ध्यायंति चान्यं धिया
केनेत्थं परमार्थतोऽर्थवदिव प्रेमास्ति वामभ्रुवाम्॥

"સ્મિતના યોગે અધરોષ્ટની લાલીને બદલે આરક્તતા આવેલી છે—એવી સ્ત્રીઓ એક પુરૂષ સાથે પુષ્કળ બોલે છે, પૂર્ણ વિકાસ પામેલા કમળ સરખાં સુપ્રસન્ન નેત્રોથી બીજા પુરૂષ તરફ નિહાળે છે, અને અત્યંત કીર્તિમાન્ અને ભાગ્યશાળી એવા ત્રીજા પુરૂષ ઉપર વળી મન રાખે છે, આમ હોવાથી કહો જોઉં સ્ત્રીઓનો વાસ્તવિક પ્રેમ કોના ઉપર છે એમ માનવું ?"

૫૧૨૪

# મણાં અને મોહન.

અથવા

## ભાગ્યહિન ભાઇબેહેન.

( એક મનોરંજક અને સુબોધક વાર્તા. )

## પ્રકરણ પેહેલું.

### આતુરતા.

“ મનના તરંગ મસ બની, મન મધ્યે સમી જાય;
સાગર લહરો લક્ષ થઈ, સાગર માંહિ સમાય. ”

[ રણછોડભાઇ ]

“ કંટાળો પણ કેટલો ! આસમાની, લીલું અને કાળું; કાળુ, લીલું અને આસમાની ! બીજું શું ? હશે, તેઓની તે સ્થિતિ તો સ્વાભાવિકજ છે; પરંતુ એજ સ્થિતિમાં પુરા ત્રણ મહિના કહાડવા, એ કંટાળો કેમ ન ઉપજે ? અને વિશેષે કરી–” એ અર્ધુંજ ઉચ્ચારેલું વાક્ય પુરૂં કરવાનું તેના મનમાં આવ્યું નહીં. એ વાર્તાજ તેના મનમાંથી જતી રહી, અને તેને અન્ય વિચારો ઉપજ્યા. અહા, એ વિચારો કેવા વિલક્ષણ ! ક્ષણમાંજ તેનું મન, હજારો જોજન વેગળા વસેલા કોઇ માનવી પ્રત્યે લાગી રહ્યું ! પછી તો તેણે પોતાના ખિસામાંથી ચિરૂટની ડબી કહાડી અને તે હાથમાં લઈ ખાલી તેના તરફ નિહાળી,—પોતે તેના તરફ નિહાળે છે, એવું મનમાં પણ નહીં, છતાં,—કાંઇ મનમાં ને મનમાં બડબડી તેણે ડબીનું ઢાંકણું ઉઘાડયું. મનમાં ને મનમાં એ શું બોલ્યો વારૂ ? “ મને આમ ઓચિંતો નિહાળી મારી વ્હાલી કેવી–કેટલી બધી ખુશ થશે ? તેના આનંદનો પાર રહેશે નહીં. આનંદભરતીના વેગમાં આવીને એકદમ મને પ્રેમાલિંગન આપશે.

મારી સ્થિતિમાં અસાધારણ-રૂડો ફેરફાર થયેલો જાણી તે બહુજ ચકિત થશે. ગરીબ બિચારી! વખત પણ કેટલો વહી ગયો! થોડાં ને ઘણાં ત્રણ વર્ષ અને ઉપર છ મહિના!! ખચિત આશ્ચર્ય અને આનંદના પરિણામે પ્રેમાશ્રુ ગાળ્યા વિના, મારી એ પ્રિયતમાનો છુટકો નહીં થાય!!"

પ્રિય વાચકવૃંદ, એ આતુર વિયોગી ગૃહસ્થને જાણવાની તમારી ઈચ્છા છે? સાંભળો. એ ગૃહસ્થ તે વેળાએ કેવળ તરૂણ જણાતો હતો; વધારે તો નહીં, પણ તેનું વય પચીશ સત્તાવીશ વર્ષનુંજ હોવું જોઇએ. તેના શરીરનો રંગ ધઊં વર્ણનો હતો. તે સદા પ્રસન્ન મુદ્રાનો દેખાતો હતો. તેના ચક્ષુઓ મોટાં, પણ પાણીદાર-મનહરણ હતાં. તેની મૂછો મોટી-તે ફાંકડી બન્ને બાજુના છેડાથી ગોળ વાળેલી હતી. તેના માથાની બાબરી "નામદાર પ્રીન્સ ઑફ વેલ્સના સુશોભિત પાંથીદાર વખણાતા વાળ" નું હાસ્ય કરી રહી હતી. તે કદમાં જેમ વધારે ઉંચો નહોતો તેમ ઠીંગણો પણ નહોતો. તેણે તે વેળાએ ખાખીરંગનું પેન્ટલૂન, ખાખી રંગનો કોટ અને તપખિરિયારંગની ટોપી-એ પોષાક પેહેરેલો હતો. કોટના ઘડિયાળના ખિસાની ઉપરના ખિસાપર લટકી રહેલો—પવનથી ઝુલતો રૂમાલનો છેડો પોષાકની શોભામાં વૃદ્ધિ કરી રહ્યો હતો. પગમાં "ચેકલેધર" ના બૂટ હતા. ટોપી જરા કપાળ તરફ ઢળતી પણ જમણા કાન તરફ જરા નમતી હોવાથી તેના તે સુંદર શ્યામ વાળ વધારે બહાર પડતા દિસતા હતા. તે તરૂણ ગૃહસ્થ "કુમુદબાંધવ" નામની આગબોટ ઉપરનાં "ફર્સ્ટ કલાસ પેસેન્જર" માંનો એક પેસેન્જર હતો. તેનું નામ મોહનલાલ. સમજ્યા? તે આપણી આ વાર્તાનો મુખ્ય નાયક! "કુમુદબાંધવ" આગબોટમાં ચહા અને રેશમ આદિ ભરેલું હતું, અને તે ચીનમાંથી હિંદુસ્તાન આવવા માટે નીકળી હતી. આ આગબોટમાં "ફર્સ્ટ કલાસ પેસેન્જર" ઘણાં થોડાં હતાં. પોતાનાં બાળબચ્ચાં છોકરાં સહિત એક ચહાનો વ્યાપારી, એક પારસી જાતિની તરૂણ સુશિક્ષિત સ્ત્રી અને આપણો આ મોહનલાલ એટલાંજ હતાં. પારસી સ્ત્રીની ઉમર આશરે પચીશ વર્ષની લાગતી હતી. તે મુંબઈ "યુનિવ્હરસિટીની ગ્રાજ્યુએટ" હતી. ચીનમાં મિશનરી લોકોની શાળાઓ પૈકી એક શાળામાં સ્ત્રી શિક્ષક તરીકે તેની નિમણુંક થયેલી હોવાથી ત્યાં તે ગઇ હતી. હવે પોતાની સારી પુંજી એકઠી થયેલી હોવાથી પૂર્વના સંકેત પ્રમાણે લગ્ન કરવાના હે-

તુથી તે હિંદુસ્તાનમાં પાછી આવવા માટે નિકળી હતી. આપણા મોહનલાલે આગબોટ ઉપર સર્વનો સારો પ્યાર સંપાદન કર્યો હતો. સર્વ કોઇ તેનાપર મીટ માંડ્યા રાખતું હતું. " આ કોણ ? તેનો ધંધો રોજગાર શો ! " એ જો કે ત્યાં કોઇને માહિત નહોતું, તો પણ સર્વની એક સરખી તેના ઉપર પ્રીતિ થઇ હતી. કદી કદી મોહનલાલ આગબોટના કપ્તાનને તેના કામમાં મદદ કરતો, કદી કદી ખલાસીઓને મોજમઝાહની અને ગમતની વાતો કહી સંભળાવતો, અને " પેસેન્જરો " પ્રત્યે તો તેનું અસરકારક અને સુબોધક સંભાષણ નિત્ય ચાલીજ રહેલું જોવામાં આવતું હતું. એકંદર રીતે તે આનંદી પુરૂષ હતો. તેની એકાદી વાર્તા શરૂ થાય કે તુરત સઘળાંઓને પેટ પકડી હસવું પડતું, એવું પોતાની વાણીમાં રસ મુકવાનું તેનામાં સામર્થ્ય હતું. તે પવિત્ર અંતઃકરણનો–મોકળા મનનો સ્પષ્ટવકતા હતો. મોહનલાલ કંઇ જાણવા જોગ વિદ્વાન નહોતો, તેને પાઠશાળામાંથી કાંઈ સાર્વવિષયક જ્ઞાન મળેલુ નહોતું, જ્યારે આપણી પારસીબાઇ (તેણીનું નામ સાકરબાઇ) એ રાજેશ્રીને,– " આ વાર્તા તમે વાંચી છે ? બકલનો ઇતિહાસ જોઈ ગયા છો ? તેમાં હિંદુસ્તાન વિષે બકલે શું કહ્યું છે ? " એમ પુછવા માંડતી, ત્યારે મૂછ ઉપર હાથ ફેરવી,—" હા એમજ. " એટલોજ જવાબ તેના તરફ ધારી ધારીને નિહાળતાં તે માંડ માંડ આપતો હતો. ચહાનો વ્યાપારી પણ કદી કદી તેના રાજ્યદ્વારી વિચારો જાણવા માટે મોહનલાલને નાનાપ્રકારના પ્રશ્નો પૂછતો હતો.—"અહો મોહનલાલ, લાર્ડ સાલ્સબરીની કારકીર્દિ તમોને કેવા પ્રકારની લાગે છે ? આયરિશ બિલ પાસ થશે કે નહિ ? લાર્ડ ઉલસ્લે ઇંગ્લાંડનું સૈન્ય બરોબર તૈયાર–સાવધાન નથી એમ કહે છે, તો તે માટે તમારો કેવો અભિપ્રાય છે ? શું રૂશિયા હિંદપર સ્વારી કરશે ? " એ પ્રશ્નોપર મોહનલાલ તરફથી સ્પષ્ટ સમાધાનકારક જવાબ મળી શકતો નહોતો. " મોહનલાલની રસજ્ઞતા નિરાળા પ્રકારની હોવી જોઇએ. એને આવી વાતોમાં રસ પડતો નથી. " એમ સમજી સર્વકો તેને મરજી મુજબ વર્તવા દેવામાં આનંદ માનતાં હતાં.

કેટલોક કાળ ગુજર્યાબાદ મોહનલાલની સ્થિતિમાં જાણવા જોગ ફેરફાર થયો. જ્યારે " કુમુદબાંધવ " આગબોટ હિંદુસ્તાનની નજીક નજીક આવવા લાગી અને સુમારે પંદરેક દિવસમાં તે મુંબઇ બંદર આવી લાગશે,

એમ અનુમાન કરવામાં આવ્યું, ત્યારે મોહનલાલના નિત્યના વર્ત્તનમાં મોટો ફેરફાર થયેલો જણાવા લાગ્યો. તેના મનની સ્વસ્થતાનો કેવળ નાશ થયો. હૃદયની આતુરતાએ તેને ગભરાવી દીધો. મનના તરંગોએ તેને મુંઝવી માર્યો. "આગબોટ મુંબઇ ક્યારે પહોંચશે ? મુંબઇ હવે કેટલા મૈલ રહ્યું ? રોજ આગબોટ કેટલા મૈલ ચાલે છે? આપણે કયે વખતે એટલે સવારે, બપોરે કે સાંજરે પહોંચીશું ?" એમ પૂછી પૂછીને ખલાસીઓને તેણે બેજાર કરી મૂકયા. એકેક દિવસ તેને વર્ષ પ્રમાણે ભાસવા લાગ્યો. એકવારતો તે કંટાળીને બોલ્યો,—"કેવી આ ડોસીના રેંટીયા" સરખી રગડ રગડ ચાલનારી આગબોટ ! ખાલી લુચ્ચાઓ જગતને છેતરવા માટે, 'આગબોટ ઘણી ઉત્તમ—વેગથી ચાલનારી, ઉત્તમ પ્રકારની વ્યવસ્થા' એવાં વર્ત્તમાન પત્રોમાં બણગાં ફુંકે છે ! આ આગબોટ તો કશા ઉપયોગની નથી. આને તો ભાગીને તેનાં પાટિયાં ચુલામાં નાંખવા જોઇએ."

સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો, તે વેળાએ મોહનલાલ ડબીમાંથી ચિરૂટ કહાડી, દિવાસળીથી તેને સળગાવી, પીતો પીતો પશ્ચિમ તરફના આકાશનો વિચિત્ર રંગ નિહાળવા લાગ્યો. થોડીવાર સ્વસ્થ ઉભો રહ્યો. થોડીવારે હાથથી તરેહવાર ચાળા કરવા લાગ્યો, ફરી સ્વસ્થ ઉભો રહ્યો અને બોલ્યો,—"આજથી આઠમે દિવસે મુંબઇ જઇ પહોંચીશું એમ ખલાસી કહેતો હતો. આપણે તો પહેલીજ હોડીમાં બેસી જઈશું. હોડી પણ શા માટે જોઇએ ? હોડી તો સઘળાં માણસો બેઠા પછીજ હંકારવામાં આવે. કોણ એટલો વખત ખોટી રહે ? બસ, આપણે તો તરીનેજ લાગલા કિનારે જઇ પહોંચીશું ! !" મોહનલાલની આવા પ્રકારની ઉતાવળ તથા આતુરતા જાણી તેનું મિત્રમંડળ ખડખડ હસી પડયુ; પરંતુ સાકરબાઇ ઉપર તેની ઉલટીજ અસર થઇ. તેને તો એથી માઠું લાગ્યું હોય એમ જણાયું. થોડીવારે સર્વકો ઉપરથી નિચે ગયાં. ઉપર માત્ર મોહનલાલ અને સાકરબાઈજ રહ્યાં. નિચે કેટલાંકો ઉત્તેજક પદાર્થ પીવામાં ગુંથાયાં, કેટલાંકો "બિઝીક" રમવામાં રોકાયાં, અને કેટલાંક રસીકજનો ગાવા બજાવવામાં નિમગ્ન થઈ રહ્યાં. સાકરબાઈ મોહનલાલની જોડમાં ઉભી સાયંકાળની કુદરતી લીલા નિહાળતી હતી. સાકરબાઇનો સ્વભાવ શાન્ત હતો અને તે ગુપ્તાંતઃકરણની સુજ્ઞબાઇ હતી. તેને પાસેન્જરોના બહુ સહવાસમાં

આવવું ગમતું નહોતું. તે કદી પણ મંડળીમાં રમવા બેસતી નહોતી. તે મિતભાષિણી હતી. ગપ્પાં મારવામાં વખત ગુમાવવો તેને રૂચતો નહોતો. આમ છતાં મોહનલાલ અને તેની વચ્ચે "ભાઇ બ્હેન"—સરખો નિર્દોષ સ્નેહ જોડાયલો હોવાથી તે મોહનલાલ સાથે મોકળા મનથી વર્તતી હતી અને વાર્તચિત્ત પણ મોકળા મનથીજ કરતી હતી. મોહનલાલે મ્હોમાંથી ચિરૂટ કહાડી કહ્યું,–"સાકરબાઇ, મારા ચિરૂટના ધુંવાડાથી આપને ત્રાસ તો નથી થતો ?" "નારે ભાઇ, ખુશીથી પીઓ. હું તો આ સાયંકાળની અપૂર્વ શોભા નિહાળું છું. અહા, કેવી આ રમ્ય વેળા !" સાકરબાઇ તરફથી જવાબ મળતાંવાર મોહનલાલ બોલી ઉઠયો,–"અરે, કેટલો બધો લાંબો રસ્તો ! હજી દસ દિવસ અને દસ રાત્રિ આ ભયંકર પાણીમાંજ ગુજારવા પડશે !" તે બોલી,–"ત્યારે શું એથી પણ જલદી જવા માગો છો ?" હું તો જલદી જવા માગું છું પણ તમારી શું તેવી ઇચ્છા નથી ?" મોહનલાલને જવાબ મળ્યો,—"ઇચ્છા શા અર્થની ?" "તમારૂં ત્યાં કોઇ અંતઃકરણનું વ્હાલું નથી ? તમોને લેવા માટે સામું કોઇ આવનાર નથી ? તમારૂં ત્યાં કોઇ નહીં હોય, ખરૂં ?" "હા ભાઇ, મને પણ એમજ લાગેછે. ઘણા દિવસ થયાં ત્યાં તરફનો કોઇનો પણ કાગળ પત્ર આવતો નથી." એટલું બોલી ઉંડો નિશ્વાસ નાખી ખિન્ન મુદ્રાથી સાકરબાઇએ મોહનલાલના પ્રશ્નનો જવાબ વાળ્યો.

એટલો વખત તે બન્ને જણાં જે દિશા તરફ નિહાળતાં હતાં. તે તરફથી એકદમ વળીને મોહનલાલ બોલ્યો,—"આ જુઓ !" "જુઓ, આ પ્રતિપદાનો ચંદ્ર !" તેણે એકદમ મ્હોં ફેરવ્યું અને તે કેવળ નિસ્તેજ એવી ચંદ્રની કોર નિહાળવા લાગી. તેનો મુખચંદ્ર પણ આ વેળાએ કેવળ તેજ હિન દીસવા લાગ્યો. 'ઘણે દહાડે દર્શન થયાં, માટે હવે એમ લાગે છે કે–" "શું લાગે છે ?" સાકરબાઇને મોહનલાલે પ્રત્યુત્તર આપ્યો,–"એમ લાગે છે કે હવે તો જલદીથી ઘેર પહોંચીએ તો ઠીક !" ઉદાસ ચેહેરાથી હલકે અવાજે સાકરબાઇએ કહ્યું,–"ઘેર ગયા પછી કંઈ માઠું સાંભળવામાં કે જોવામાં ન આવે એટલે થયું !" "કંઇ માઠું !" એવું તે મોટા આશ્ચર્યથી ઉતાવળે બોલ્યો. તેના શરીર ઉપર રોમાંચ ખડાં થયાં અને તેના મનમાં અસાધારણ ધાસ્કો પડયો. સાકરબાઈએ બોલવું આગળ ચલાવ્યું,–"મને લાગે છે કે—અને જેમ

જેમ આ પ્રવાસ પુરો થવા આવ્યો-તેમ તેમ તો વધારે લાગે છે કે, ઘેર ગયા પછી કંઈ અશુભ સાંભળવામાં આવશે તો મારી શી અવસ્થા થશે? જે ગૃહસ્થને આટલી ઉત્કંઠાથી મળવા જાઉં છું, તેનો મારાપરનો પ્રેમ ઉઠી ગયો હશે; કદાચિત હું પ્રથમ તેની દૃષ્ટિસમિપ હતી ત્યાં સુધી તેના મનમાં જે પ્રેમાંકુરો હતાં, તે મારા, પરદેશની ભિન્ન હવાથી તથા ઘણા શ્રમથી નિસ્તેજ થયેલા મુખડાને નિહાળી કરમાઇ જશે; ને જાણો કદાચ તે પૈસાનું પુતળું બની ગયો હોય અને પૈસાનેજ માટે ખરો પ્રેમ નહીં છતાં મને ખોટી માયા બતાવશે; અરે એ સર્વ કલ્પનાને બાજુ ઉપર મૂકી દઉં તો પણ મારા ચિત્તનું સમાધાન કયાં થાય તેમ છે? લાંબી મુદ્દત થયાં તેનો કાગળ સરખો આવ્યો નથી. કાંતો પલટાઇને પાષાણ હૃદયનો બની ગયેલો હોવો જોઇએ અને તેમ નહીં તો આ દુનિયામાંથી હતો નહોતો થઇ રહેલો હોય! ખચિત મને અત્યારે બહુજ ભયંકર કલ્પનાઓ થવા લાગી છે. કાંતો તે મૃત્યુ પામ્યો હશે, મૃત્યુ નહિ પામ્યો હોય તો ભયંકર માંદગી ભોગવતો હશે. આજથી આઠ દિવસે હું ત્યાં પહોંચીશ. જો તે ત્યાં મરણોન્મુખ—બિછાનાપર પડયો હશે-અને જો તેમજ હોય તો મારૂં ત્યાં પહોંચવું અને તેના પ્રાણ જવો-એ બંને પ્રકારનો યોગ બની આવે; કદાચ તેમ નહીં તો મારા પહોંચ્યા બાદ બેચાર દહાડે ગત થાય, તો મારી શી દશા? મોહનલાલ, આવા પ્રકારના માઠા વિચારો આજકાલ વારંવાર મારા મનમાં આવવા લાગ્યા છે, અને જાણે હું એવો માઠો બનાવ નજરો નજર નિહાળતીજ હોઉં, એવું મને જબરદસ્ત દુઃખ ઉપજે છે! કહેવત છે કે, "દુસ્મન ન ધારે તે મન ધારે!" દિવસમાં સેંકડોવાર એનીએજ કલ્પના અને એનાએજ વિચારો! શું કરૂં? મને અહીં આવ્યે, પુરાં પાંચ વર્ષ થયાં; એટલા અવધિમાં શું તેનું મન પૂર્વના જેવું રહ્યું હશે? કોણને માલુમ? પ્રભુ જાણે!" એટલું બોલી સાકરબાઇએ ઉષ્ણ આંસુડાં પાડવાં માંડયાં. સાકરબાઇનું સર્વ બોલવું મોહનલાલે લક્ષપૂર્વક સાંભળ્યું, અને આ વખતે તેણે પોતાના મ્હોંમાંથી ચિરૂટ કહાડી હાથમાં પકડી રાખી હતી તે "બે ચાર દહાડે ગત્ત થાય!" એ તેણીના શબ્દો સાંભળતાંવાર એકદમ નિચે પાણીમાં પડી ગઈ અને તેનો ચેહેરો ભયભિત-કંઇ ચમત્કારિક સરખો બની રહ્યો. મોહનલાલની એ ચમત્કારિક વૃત્તિ તરફ નહીં નિહાળ-

તાં તે આગળ બોલવા લાગી,–" જે વેળાએ હું આગબોટમાં બેસવા માટે સમુદ્ર કિનારે આવી, ત્યારના મારા આનંદની શી વાત કહું ? વારંવાર મનમાં આવે કે તેને નિહાળી મને અને મને નિહાળી તેને કેવો અપૂર્વ આનંદ ઉપજશે? મને તે અતિ પ્રેમથી " કુશળ છે ને ? આરોગ્ય આવીને ?" એમ કુશળ વર્તમાન પુછશે; અને મને મળવા માટે આગબોટ બંદર પર આવી પહોંચ્યાંની તોપ સાંભળતાંવાર, તે ત્યાં મોટી ઉત્સૂકતાથી સામો આવશે. પછી અમે એક બીજા જોડાજોડ "વિકટોરિયા" માં બેસી, આનંદથી પરસ્પર નિહાળતાં, ગાલમાં ને ગાલમાં હસતાં ઘર તરફ ચાલી નિકળીશું. કહેવાનો તાત્પર્ય એટલોજ કે પ્રવાસની શરૂઆતમાં મને એવાજ સર્વ શુભ—મંગળ વિચારો ઉપજતા હતા; પરંતુ પ્રવાસના અંતમાં–આજ કાલ તો કેવળ માઠી કલ્પના અને અમંગળ વિચારો મનમાં ઘોળાયાં કરે છે. હવે તો મને એવું લાગે છે કે હું જાણે કોઇનું ઉત્તરકાર્ય કરવા જાઉંછું !"

તે તરૂણ પુરૂષે સાકરબાઇના તરફ એકદમ પોતાનું મ્હો ફેરવ્યું. મ્હોં ફેરવતાંવાર તેનો ઉતરી ગયેલો ચેહેરો તે સાયંકાળને સમયે પૂર્ણપણે સાકરબાઇની દૃષ્ટિએ પડયો. તે બાજુપરની ટેબલપર મુક્કી મારી ત્વેષથી બોલ્યો,–"હું કેટલો મૂર્ખ ? આથી મારા મનમાં શું ભય ઉપજવો જોઇએ? તમે અહીં આવી વાત શામાટે કહી સંભળાવો છો? જેને હું મોટી ઉત્સૂકતાથી મળવા જાઉંછું, જેના ઉપર મારા સર્વ સંસારસુખનો આધાર છે, જે મારા પ્રાણ કરતાં વધારે વહાલી છે, તેના વિષે મારા મનમાં ખોટી કલ્પના ઉત્પન્ન થવા સારૂ તમે યત્ન કરો છો કાં? ખાલી ભય મને શામાટે ઉપજાવોછો? તેનું મન મારા વિષે આરસી સરખું નિર્મળ, મારાપર તેની કેટલી બધી ભક્તિ ! કેવો અપ્રતિમ પ્રેમ અને એવી સ્ત્રીનું મન શું ફરી જશે? પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગવાનો સંશય કોઇને આવી શકે છે શું ? શામાટે તમે મને પોકળ ભય ઉપજાવો છો ?" સાકરબાઇ બોલી,—" તમે તમારી વિવાહિત–ધર્મપત્નિને મળવા જાઓછો, તમારી વાત નિરાળી અને મારી વાત નિરાળી; જ્યારે હું કોલેજમાં હતી ત્યારે મારો સ્વાધ્યાયી એક તરૂણ ગૃહસ્થ હતો. તેનો ને મારો ઘણોજ સ્નેહ, તે મારી જાતનોજ, માણેકજી નામ, ઘરનો ખાધે પીધે સુખી હતો. ઘણોજ કાબેલ–સુશિક્ષિત, દેખાવમાં રૂપાળો, રૂપમાં સર્વ કરતાં ચઢિયાતો; અમે બન્ને સાથેજ,—એકજ વર્ષમાં પાસ થયાં.

આજથી પાંચ વર્ષ પહેલાં, મારા અહીં આવવાના એક દિવસ અગાઉ અમે બન્ને "એકબે" ઉપર સંધ્યાકાળે ફરતાં હતાં, ત્યારે મારી સાથે લગ્ન કરવાનું તેણે મને વચન આપ્યું હતું. વિશેષમાં અમોએ મળીને એવો ઠરાવ કર્યો કે મારે ચીનમાં જઈ કીર્તિ અને થોડાઘણો પૈસો પ્રાપ્ત કરી પાછાં આવવું, અને તેણે તેટલા સમયમાં ઇંગ્લાંડ જઇ બેરિસ્ટર થઇ આવવું; આમ થયાબાદ બન્નેએ મુંબઈમાં આવી લગ્ન કરી સમાન અધિકારનો સુખાનુભવ લેવો.–સમજ્યા, મોહનલાલ! મારી હકીકત આ પ્રમાણે છે. તમે તો તમારી પ્રિય પત્નિને મળવા જાઓ છો–અને તે તો તમારી હિંદુનીતિ–રીતિ પ્રમાણે લગ્નના પવિત્ર બંધનથી તમારી સાથે જોડાયલીછે, માટે તમારે ભય પામવાનું કશું પ્રયોજન નથી."

"મારી કથા પણ તમારા વૃતાન્તનેજ મળતી છે." એમ કહી મોહનલાલ ઉતાવળે બોલવા લાગ્યો; તમોને ઘર છોડે પાંચ વર્ષ થયાં અને મને માત્ર સાડાત્રણ વર્ષ. આગબોટમાં બેઠા પછીથી તે અત્યાર સુધી તમારા સરખી માઠી કલ્પના મારા મનમાં આવવા પામી નથી. તમારૂં બોલવું બરોબર છે. તમારા બોલવાથી મારા મનમાં કંઇ એવું આવી શકે તેમ નથી. એટલી સાડાત્રણ વર્ષની ટુંકી મુદતમાં શું થવાનું હતું?" એ સાંભળી સાકરબાઈ ખિન્ન મુદ્રાથી હસી અને તેના ભોળા તથા સાદા સ્વભાવથી તેને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. "મારી સ્ત્રીના સારા પ્રેમાળ સ્વભાવના સંબંધમાં તમને શું કહી સંભળાવું! કેવી ગરીબ, સુંદર, અને પતિધર્મમાં નિમગ્ન એ સ્ત્રી! મારા ઉપર કેવો તેનો અલૌકિક પ્રેમ! એવી સાધ્વી સ્ત્રી કોઇ ભાગ્યશાળીનેજ મળી શકે છે. ખરો પતિપ્રેમ તો તેનામાંજ છે. "પ્રેમ" એ શબ્દનું રહસ્ય યથાર્થ તેજ સમજે છે. એ બાબતની કલ્પના પણ તમારા સરખી અવિવાહિતાના મનમાં ક્યાંથી આવે સાકરબાઈ! હું જ્યારે અહીં તરફ નિકળી આવ્યો, ત્યારે તે પોતાના નાનકડા ગભરૂ બાળકને સોડમાં લઇ નિદ્રાવશ થઈ ગયેલી હતી. કેવી ઘોર નિદ્રા! મેં માત્ર એક ચીઠી લખીને ત્યાં ગુપચુપ મુકી દીધી અને મારી પ્યારી પત્નિને તથા પ્રિય પુત્રને જેમનાં તેમ સુતેલાંજ મુકી મેં ત્યાંથી પલાયણ કર્યું!"

"તેને કહ્યા વિનાજ ચાલી ગયા?" એમ સાકરબાઇએ અતિ આશ્ચર્યથી પૂછ્યું. સાકરબાઈના તે પ્રશ્ન તરફ કિંવા તેની આશ્ચર્યયુક્ત મુદ્રા તરફ લક્ષ

નહીં આપતાં મોહનલાલે આગળ બોલવા માંડયું,–"હા, મારા તેની સાથે અમદાવાદમાં લગ્ન થયાં હતાં. હું ભાવનગરનો શ્રીગોડ બ્રાહ્મણ. મારો બાપ સુખી હાલતમાં છે. મારી માતુશ્રી મને અને મારાથી નાની મારી બેહેન મણીને મુકી પાંચમાં વર્ષપર મૃત્યુ પામી. મારા બાપને અમે બે સંતાન અને મારા બાપની આધેડ થવા આવેલી અવસ્થા, તેમણે શામાટે પોતાનું ફરી લગ્ન કરવાની ભાંજગડમાં પડવું જોઇએ ? અમારી નાતમાં કન્યાની ઘણીજ અછત હોવાથી, પુષ્કળ પૈસા આપવાની તો કયાં વાત કરવી, પણ સાટે કન્યા આપવામાં આવે તોજ સામી કન્યા મળી શકે. મારા જાણવામાં આવ્યું કે મારો વિવાહ કરવો બાજુપર મુકી મારા પિતા મારી બેહેનને આપી–તેના સાટામાં પોતે પોતાનું દ્વિતીય લગ્ન કરનાર છે, ત્યારે તેમના પ્રતિ મને બહુજ તિરસ્કાર છુટયો. પછી તો મેં ભાવનગર તજી દીધું. હું અમદાવાદ આવી રહ્યો. કોઇની નોકરી કરવી અથવા તો કોઈ સ્વતંત્ર ઉદ્યોગ કરવો, એવા હેતુથી જરૂરજોગો યત્ન પણ મેં કરવા માંડયો. થોડો સમય મારા પિતાએ મારૂં અમદાવાદ ખાતેનું ખર્ચ પુરૂં પાડયું; પરંતુ અમદાવાદમાં મેં અન્ય બ્રાહ્મણ જાતિની– કે જેની સાથે અમારે ભોજન કે લગ્ન વ્યવહાર નહીં, તેવી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે, એવું જ્યારે મારા પિતાના સમજવામાં આવ્યું, ત્યારે તેઓ મારા ઉપર બહુજ ગુસ્સે થયા. તેમણે મને એવી મતલબનો પત્ર લખી મોકલાવ્યો કે,–"તેં મારી આબરૂ ગુમાવી છે. તું કુલાંગાર નિપજ્યો. સાત પેઢીને કલંક લગાડયું. તારા અધમ કૃત્યથી નાતિલાઓ અને સગાં સંબંધીઓ મારા મ્હોંમાં થુંકવા લાગ્યાં છે. તારૂં કાળું કર. ફરીને મ્હોં બતાવીશ નહીં. ગમે ત્યાં ભિખ માગતો ભટકતો ફર. હવે આપણા વચ્ચે કોઇ પ્રકારનો સંબંધ રહ્યો નથી. હું મારી મિલ્કત તથા દોલતમાંથી તને એક રાતી પૈઇ સરખી પણ આપનાર નથી. તને મરી ગયેલો સમજી મેં તારૂં સ્નાન કરી નાખ્યું છે!" મારા પિતાનાં આવા લખાણથી મને માઠું તો લાગ્યું; પણ મારી પત્નિના અવર્ણનિય પ્રેમને લીધે તેની અસર વધારે વાર ટકી શકી નહીં. મારી સ્ત્રી તેની વિધવા મોટીમા જોડે રહેતી હતી. તેઓની નાતના ઘર ગુજરાતમાં ગણ્યાં ગાંઠયા બે ચારેક માંડ હશે. મારી સ્ત્રીની માતા, કહેછે કે તેનાં બચપણમાંજ મરી ગઇ હતી. મારી સ્ત્રીની મોટી માએ બસો રૂપીયાનાં

આભૂષણો ઉપરાંત કરિયાવરમાં મારી સ્ત્રીને સો રૂપિયા રોકડા આપી અમોને ઘર મંડાવી આપ્યું. પરણ્યા પછી થોડા એક માસ મેં એક મિલમાં કારકુનની નોકરી પણ કરી. મારી સ્ત્રી ભણેલી અને અતિ રૂપવાન–લાવણ્યવતિ અને તેનો મારાપર અતિ પ્રેમ હોવાથી મારો પ્રેમ પણ તેના પર તેના જેટલોજ બલકે તેના કરતાં વધારે હોય, તેમાં વિશેષતા નથી. ટુંકો પગાર અને તે જે માગે તે લાવી આપવુંજ જોઇએ. કાંઇક મારો હાથ પણ પોલો– ઉડાઉ,– પગાર પુરો પડે નહી. "ખાળે ડુચા અને દરવાજા ખુલ્લા" જેવો ઘરનો કારભાર. આટલા દિવસ તો બાપ પણ પૈસા મોકલાવતો હતો. હવે તે દ્વાર પણ બંધ પડયું. તેવામાં અમોને એક પુત્ર–રત્ન પ્રાપ્ત થયું. ખર્ચનો પાર રહ્યો નહીં. પૈસા સંબંધી બહુ અડચણ પડવા લાગી. તારૂણ્યમાં એક સ્ત્રીજ સઘળું દૈવત! તેના સર્વ પ્રકારના કોડ પુરા કરવા જોઇએ. એ બોલે તે પૂર્વ દિશા જેવો પ્રકાર. ખરૂં કહું છું કે આવી સ્થિતિમાં અને ઘેલચ્છામાં કશી પણ ભિન્નતા રહેતી નથી. મારી સ્ત્રી વિના મને સર્વકાંઇ સુન્ય ભાસવા લાગ્યું. તેની પાસેજ અહોરાત્ર બેસી રહેવામાં હું આનંદ માનવા લાગ્યો. આખરે નોકરીનો પણ મને કંટાળો ઉપજ્યો. મેં ધુનમાં ને ધુનમાં રાજીનામું આપી દીધું. હવે તો ખરચ કરવામાં વિચારીને ચાલવું જોઇએ કે નહીં? પણ તે વેળાએ હું કશું સમજ્યો નહીં. મારી સ્ત્રીનાં આભૂષણો તથા પેલી સો રૂપિયાની રોકડ ઉપર અમે તાગડધિન્ના કરવા લાગ્યાં. તે કયાંસુધી પહોંચે? છ મહિનામાં તેનો પણ અંત આવ્યો! મારી સ્ત્રી પછી તો મને ઉપરાઉપર કહેવા લાગી,– "હવે શું કરવું? આપણે બન્ને અને ત્રીજું આ નાનું બાળક–નિર્વાહ શી રીતે ચાલશે? શું હવે મારે મેહેનત મજુરી કરવા જવી? તમે તો સ્વસ્થ ઘેર બેઠા. બાળકના હાથમાં શું હવે કાચલી આપશો?". કંઇ ધંધો રોજગાર શોધવા માટે હું સુરત જઇ આવ્યો અને કંઇ વળ્યું નહીં એટલે પાછો આવ્યો. મારૂં મન હવે કેવળ ઉદાસ—ચિંતાતુર બની રહ્યું. આટલા દહાડા બેજ જીવની કાળજી હતી. હવે આ ત્રીજું બાળક પલ્લે પડયું! નોકરી ધંધો નહીં મળવાથી મારી સ્ત્રીના શોકનો પણ પાર રહ્યો નહીં. એક વખતે દુઃખદ સ્થિતિનો સંતાપ ઉપજવાથી મારી સ્ત્રીએ પુત્રને ધવરાવતાં ધવરાવતાં વાંસામાં લાપોટ મારી,

"હવે આના નસિબમાં ભિખજ !" એમ ક્રોધથી કહ્યું. આથી મને બહુ માઠું લાગ્યું અને ગમે ત્યાં ઉદ્યોગ નિમિત્તે નહાસી જવાનો મેં નિશ્ચય કર્યો. પછી પુર્વે કહી સંભળાવ્યા પ્રમાણે ચિઠ્ઠી લખી કોઇને પણ નહીં પુછતાં, મારા એક સ્નેહીના આશ્રયથી હું મુંબઇ આવ્યો. ચિઠ્ઠીમાં માત્ર એટલુંજ લખ્યું હતું કે રોજગાર અર્થે બહારગામ જાઊંછું. મુંબઇમાં આવીને પુષ્કળ ખટપટ કર્યાબાદ મારા સ્નેહીનીજ સહાયતાથી એક મોટા વ્યાપારીનો એજન્ટ બની ચીનમાં ચહા અને રેશમની ખરિદી તથા અફીણનો વ્યાપાર કરવા સારૂ ત્યાં જવાનો મારે માટે ઠરાવ થયો. મારા પગારની નિમણુંક કાંઇ વધારે નહોતી; પરંતુ મને ચીન મોકલનાર વ્યાપારી સાથે એવો એક-પગાર ઉપરાંત કરાર થયો હતો કે સર્વ વ્યાપારમાં જે કાંઇ નફો થાય તેનો એક છષ્ટાંશ ભાગ મને આપવો. તે વ્યાપારીના ખર્ચથી હું ચીનમાં જઇ પહોંચ્યો. અને લાગલોજ ઉદ્યોગે લાગ્યો." "તમે ખચિત અસાધારણ હિંમત અને સાહસનું કાર્ય કર્યું." સાકરબાઇનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કરીને મોહનલાલ આગળ બોલવા લાગ્યો,-"પ્રિય પત્નિને નિર્ધનતાનું કષ્ટ સોસવું પડશે અને ગભરૂ બાળક ભુખે મરશે, તે આપણાથી જોઇ શકાશે નહીં, એમ સમજી સઘળું તજીને નિકળી પડયો." "એ કાંઇ ઓછી હિમ્મત અને ઓછા સાહસની વાર્તા નથી. વારૂ, ચિનમાં આવ્યા બાદ તમે કાંઇ કાગળ પત્ર તમારી સ્ત્રીને લખ્યો હતો કે નહીં?" સાકરબાઇનું બોલવું પુરૂં થતાં પેહેલાંજ વચ્ચે મોહનલાલે કહેવા માંડયું,-"નારે બેહેન, કાગળ કેવો ને શું કાંઇ! રામનું નામજ તો! હાલ ચિનમાં નિકળતાં પેહેલાં એક અઠવાડિયા અગાઉ માત્ર એક પત્ર લખ્યો હતો અને તેમાં જણાવ્યું હતું કે-જલદી આવીને મળું છું. અગાઉ પત્ર શી રીતે લખું ? પ્રથમ તો ચીનમાં કશો થાગ લાગ્યો નહીં. પુષ્કળ ખટપટ કરવી પડી. ઉપરા ઉપર નાનાંપ્રકારનાં સંજોગો અને સંકટો આવવા લાગ્યાં. પરદેશનું કામ; લગભગ પોણું વર્ષ દુઃખમાંજ ગુજાર્યું. વ્યાપાર સીધો-બરોબર ચાલ્યો નહીં, તો પછી નફાની વાતજ શી? મારા શેઠના ઠપકાના કાગળો ઉપરા ઉપર આવવા લાગ્યા. ઘણો ત્રાસ ઉપજ્યો. પછી તો ગરીબના બેલી ઇશ્વરે સામું જોયું. આગળ જતાં ચીનમાં મારી સારી શાખ પડી. માલ ખપવા લાગ્યો. ઉપરા ઉપર માલ મોકલવાના પત્રો મારા શેઠ તરફથી પણ આવવા લાગ્યા. મુંબઇના બીજા કેટલાક મોટા મોટા

વ્યાપારીઓએ પણ મને પોત પોતાનો એજન્ટ બનાવ્યો. ત્યારબાદ માત્ર બેજ વર્ષમાં મને પુષ્કળ પૈસા પ્રાપ્ત થયા. હિસાબ ચોખ્ખો થતાંવાર મારા એકલાના ભાગના મને વીશ હજાર રૂપિયા મળ્યા! હું લાગલોજ હિંદુસ્તાન આવવા નિકળ્યો. હવે કાંઇ વધારે દિવસનો રસ્તો રહ્યો નથી. આઠમે દિવસે મુંબઇ જઇ પહોંચીશું અને ત્યાંથી રેલવે રસ્તે બીજે દહાડે અમદાવાદ! બચિત મારી પ્રિયાને અને પ્રિય પુત્રને ક્યારે નિહાળીશ, એવો મનને વલોપત થયા કરે છે અને એવા પ્રકારની આતુરતાથી મારા ચિત્તને જરા પણ આરામ ઉપજતો નથી." "અરે સાડા ત્રણ વર્ષમાં તે બાપડીને એકજ પત્ર—અને તે વળી જવાનો વિચાર થયા પછી?" સાકરબાઇએ ફરી આશ્ચર્યથી મોહનલાલને પ્રશ્ન પુછ્યો? "હા. પત્ર શું મ્હોં લઇને લખું? લખવા જોગ પણ શું હતું? મારા મુંબઇના મિત્રને મેં એકવાર તેના સંબંધમાં લખેલું હોવાથી તેણે મને એક પત્રથી જણાવ્યું હતું કે:—"તમારૂં ચીનનું સરનામું તમારી સ્ત્રીને લખી જણાવેલું છે." આ ઉપરથી મારા મનમાં હતું કે તેનો પત્ર આવ્યા પછી લખીશું. તેનો પત્ર કાંઈ આવ્યો નહીં અને હોંશથી પત્ર લખવાજોગ મારી સ્થિતિ પણ નહોતી."

મોહનલાલે ચિરૂટ સળગાવી પીવા માંડી, પછી તો સાકરબાઇ પણ કાંઈ બોલી નહીં. પશ્ચિમ દિશાના રક્તવર્ણનો હવે નાશ થયો. પૂર્વ દિશા તરફ ઉદય થયેલા ચંદ્રની કોર હવે સારી રીતે ચમકવા લાગી. થોડીવારે મોહનલાલે ચિરૂટ સમુદ્રમાં ફેંકી દીધી અને સાકરબાઈને કહ્યું,—"મને ઘેર ગયાબાદ જો કંઈ માઠા—અશુભ ખબરો મળશે—તો મારો પ્રાણ લાગલોજ નિકળી ગયા વિના રહેશે નહીં!" સાકરબાઈ મમતાથી બોલી,—"ભાઇ, એવી કલ્પના શામાટે મનમાં લાવોછો? ઇશ્વર બહુ દયાળુ છે. તે મનુષ્યને તેના ગજા ઉપરાંત કદી પણ કષ્ટ આપતો નથી. મારા મનમાં એવી ભયંકર કલ્પના આવવાનું કારણ એટલુંજ કે, માત્ર બાળકીઓને બે કલાકજ શિખવવાનું, રોજ તેનો તેજ ધંધો, અન્ય કામકાજ નહીં, એકને એક ધંધાનો કંટાળો ઉપજ્યાવિના રહે નહિ અને આખો દહાડો નવરાં બેસવાથી સારી માઠી કલ્પના અને તેવાજ પ્રકારના વિચારો ઉપજે—એ સ્વાભાવિકજ છે." "મારૂં મનતો હમેશાં પૈસા મેળવવામાં અને વ્યાપાર કરવામાં ગુંથાઈ રહેલું, વ્યાપારમાં હજાર પ્રકારની ભાંજગડો ઉઠે છે, ત્રાસ ઉપજે

તેના પ્રકારો બને છે, બહુ મેહેનત કરવી પડે છે–અને તે વિના પૈસા શી રીતે મળી શકે ? જમવા ખાવાનો પણ વખત સચવાય નહીં ! આમ છતાં અહોરાત્ર એજ રટન રહેલું કે એકવાર શ્રીમંત બનીને મારી પ્રિય પત્નિને એકવાર જલદીથી મળું તો ઠીક ! ! તમારી પેઠે અભદ્ર વિચારો મારા મનમાં કદી પણ ઉપજવા પામ્યા નથી. કેવો હુ નિર્દય ! સાડા ત્રણ વર્ષમાં એક કાગળનો કકડો પણ મેં તેના ઉપર લખીને નાંખ્યો નહીં. મેં તેની કશી પણ સંભાળ લીધી નહિ. આવું કાળમીંઢ પથ્થર સરખું મારૂં મન કેમ થઇ ગયું !" એવી મનની ક્ષુબ્ધ વૃત્તિથી મોહનલાલ ત્યાં આગબોટમાં " ડેક " ઉપર સાકરબાઈ સમિપ દુઃખોદ્‌ગાર કહાડતો અહીં તહીં ફરવા લાગ્યો. " સાકરબાઇ, હું સોગનખાઇને કહું છું કે એવી બુરી કલ્પના અત્યાર સુધી મારા મનમાં ઉપજવા પામી નથી, અને તેમ છતાં હવે તો મને કોઈ પણ પ્રકારે તે સંબંધના વિચારને અંગે સુઝ પડતી નથી. હું હવે રજા લઉં છું અને ઘડી બે ઘડી મારા " કેબીન " માં સ્વસ્થ પડવાનો વિચાર રાખું છું." મોહનલાલ ત્યાંથી ગયો અને સાકરબાઈ તો તે વેળાની રત્નાકરની શોભા નિહાળતી ત્યાંજ બેસી રહી.

---

# પ્રકરણ બીજું.

## " દિકરી હાથથી ગઇ ! "

" જોઈ દશા મુજ જીવડા, કાં થા બહુ દિલગીર ?
અંતરમાં અકળાઇને, બાપુ ! આણમાં આંખે નીર."

[ વલ્લભદાસ. ]

---

"માતા ગુજરી ગયે પાંચ વર્ષ પુરાં થયાં. તે ગુજરી ગઈ ત્યારથીજ હું ઉઘાડી–ઓશિયાળી બની રહી. સાતખોટનો એક ભાઇ, તેણે પણ સુજતું કરી લઈ સઘળો સંબંધ તજી દીધો. હું માતા વિનાની હવે નભાઇ (!) થઇ પડી ! આવી શોચનિય સ્થિતિમાં જો બાપ તરફનું ઘટતું સુખ હોત, તોપણ એટલો " દુઃખમાં દિલાસો " ગણાત; પરંતુ બાપ તો " દુઃખ

પર ડામ" આપવાને તૈયાર થયો છે. "દિકરી ને ગાય, દોરે ત્યાં જાય!" મારૂં શું ચાલવાનું હતું? એમને તો આધેડ અવસ્થામાં પરણવાની હોંશ થઈ આવી છે! જ્યાં ત્યાંથી, મને ગમે ત્યાં આપી, મન માનતા પૈસા લઇ એમને તો પરણી લેવું છે! કન્યા વિક્રયના મહાન્ દોષોનો, એમને અ-ત્યારે કશો પણ વિચાર ઉપજતો નથી. કસાઇની પેઠે મને એ નિર્દય બાપ રહેંશી નાંખશે—મારા સંસારનું સત્યાનાશ વાળશે—મને કાંતો કોઈ બુઢ્ઢાને આપી "મડદાને મિંઢોળ" બાંધવા સરખો ઘાટ ઘડશે, કાંતો કોઈ મહા મૂર્ખ—અનાચારીને આપી મારા સંસારસુખની બાજી સંકેલી મૂકશે. કાંતો કોઇ રોગી કે દરિદ્રને દઇ મારૂં જીવતર "ઝેર" જેવું બનાવી દેશે, કાંતો કોઈ બાળકરામને પરણાવી "કજોડાંનાં કષ્ટ" મારા લલાટપર લખી વાળશે! પોતાની વહાલી (!) દિકરીના સંબંધમાં તેઓ આટલું શામાટે કરશે? માત્ર પૈસા માટે અને એ પૈસાથી પરણવા માટે! પરણીને વળી બીજી કોઈ મ્હારાસરખી તરૂણ બાપડીનો ભવ બાળશે! કન્યાવિક્રયનું કાંઈ જેવું તેવું પાપ નથી—"દિકરીએ દીવો ટળજ્યો!" "રોમ રોમ કીડા પડજ્યો!" "સાત પેઢીએ નખોદ જાજ્યો"—એ શ્રાપો કન્યાવિક્રય કરનાર નિર્દય બાપને, તેની દુઃખદરિયામાં ડુબી મરતી દીકરીઓજ આપે છે! મારા બાપના સંબંધમાં એવું બોલવાને મારી જીભ ઉપડતી નથી, પણ એમને વિષે મને બહુ તિરસ્કાર ઉપજ્યો છે. એમને નિહાળતાંવાર હવે તો મને ક્રૂર કાળભૈરવના જેટલો ભય અને ત્રાસ ઉપજે છે. એમની નજીક જતાંવાર હવે તો મને ક્રોધી અને વિવેકભ્રષ્ટ દુર્યોધન સાંભરી આવે છે. એમની સાથે જે હું અગાઉ નિર્ભયપણે પ્યારથી લાડ કરતી હતી. તેજ હું! અરેરે હવે તો "પિતા પુત્રી" નો પવિત્ર સંબંધ કેવળ કલ્પનામાંથી પણ નાશ પામ્યો છે! હવે તો એમની સાથે સહજ વાત કરતાં પણ કસાઇના હાથમાં સપડાયલી ગરીબ બકરીના "બેં બેં બેં!" એવા દયામણા શબ્દના ભણકારા મારા કાંનમાં થયાં કરે છે! ભાઈ અહીં હોત તો એવું નિર્દય કામ કરતાં એમને અટકાવત; પણ હવે મારી દયા ખાનાર અહીં મારૂં કોણ રહ્યું છે? મારૂં કોઇ અંતરનું સગું સ્નેહી, બાપની આડે આવી મને બચાવી લે તેવું રહ્યું નથી. મારી કોઇ પણ સ્થળે હવે નાખી નજર પહોંચતી નથી. હું કેવળ નિરાધાર—નિરાશ્રીત થઇ રહી છું. હાય હાય, હવે

મારૂં શું થશે ! ! ’’ એવા પ્રકારનો શોક કરતી—મહાન મુંઝવણમાં પડેલી ઘડીમાં મોટેથી અને ઘડીમાં આવેશથી બોલતી, ઘડીમાં નહીં સંભળાય અને નહીં સમજાય તેવું ધીરૂં બડબડતી, તે બાળા જેવી બંધ થઇ, તેવાંજ તેનાં લાલચોળ થયેલાં ચક્ષુઓમાંથી ઉષ્ણ આંસુડાં ટપકવાં લાગ્યાં. તે નિચું ઘાલી ભોંય ખોતરવા લાગી. તેનાં સર્વાંગે ધ્રુજ છૂટી. પછી તો તેના હૃદયે કહ્યું કર્યું નહી, તે મોટેથી હિબકાં ભરી રડવા લાગી. તેના માથાનો અંબોડો આપો આપ છૂટી–તેના વાળ વિખરાઈ ગયા. તેની આંખોમાંથી વે હેતી અશ્રુની ધારાએ તેના ગુલાબી ગાલની સુંદરતાને ભીંજવી–ધોઇ નાખી. શોક સંતાપની શેડો પડવાથી તેનો મુખચંદ્ર કેવળ મ્લાન બની ગયો. વિચાર સનેપાતનાં પ્રભાવે હૈયેથી હોઠે આવતા ઉદ્ગારોને દાબી દેવાના પ્રયાસે કરી વિલે મ્હોંડે કંઇ વિલક્ષણ આકારમાં પુનઃ તે બડબડવા લાગી. “નસિબ ફુટી ગયું !” ફરી કપાળમાં ટપલા મારી ઉપરા ઉપર ઉંડા નિશ્વાસો નાંખવા માંડી. તેને પગનાં તળિયાંથી તે ઠેઠ મસ્તકના તાળવા સુધી જ્વાળા લાગી—તેનું સકુમાર શરીર શોકતાપના હુતાશનમાં બળીને ખાખ થવા લાગ્યું.

પ્રિય વાચકવૃંદ, આ દુઃખી બાળાને તમે ઓળખો છો ? તેને ઓળખવા માટે ચાલો, અત્યારે આપણે ભાવનગરમાં દેવજી ભગતની ધર્મશાળા નજીકના એક શ્રીગોડ બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કરીએ. જુઓ ત્યાં તે અત્યારે એકલીજ જમણા પગને ઉભડક રાખી, ડાબા પગની પલાંઠી વાળી, તેના પર ડાબા હાથની કોણીનો ભાર દઇ, ડાબે લમણે ડાબા હાથની હથેળી ટેકાવી બેઠી છે. જણાય છે તો તે બાર વર્ષની કુમારિકા. તેના મ્હોંમાંથી નિકળતા ઉદ્ગારો શોકના છતાં તેનાં ઉત્તમ પ્રકારના શિક્ષણની અને અસાધારણ ડહાપણની શાક્ષી આપે છે. તેની અપ્રતિમ શરીર કાન્તિ—શોક સંતાપથી છવાયલી છતાં ઉર્વષીની ઉપમા લેવામાં જરા પણ હઠે તેવી નથી. તેનું અત્યારનું નિર્દોષ અને ચિત્તાકર્ષક સ્વરૂપ, નિહાળનારના દિલમાં લાગલીજ દયા ઉપજાવે તેવું છે. શું કરીએ ? તેના પાપી પિતાના અવિચારથી “કાગડો દહિંથરૂં લઇ જશે!” એવું સહજ અત્યારે આપણાથી બોલી જવાય છે ! “માતાએ મને ગળથુંથીમાં ઝેર કેમ ન પાયું ? પોતાના મરતાં પહેલાં મને ટુંકી કેમ ન કરી ? શું તે મારા પિતાની ચાલચલગતથી માહિતગાર નહોતી ? તે બાપડીનો દોષ શો ? ચાળીશ વર્ષના સંસારમાં તેને

ક્યાં એક ઘડિનું પણ સુખ મળ્યું છે? પોસ પોસ આંસુએ રડતાં મેં તેને વારંવાર નિહાળી છે! તે તો બાપડી દુઃખમાંથી છૂટી સુખી થઇ; પણ હવે મારી શી વલ્લે થશે?" એટલું બોલીને વળી તે બાલિકાએ મોટો નિ-શ્વાસ નાંખ્યો. "બેટા, આ તું શું બકે છે?" એ વાક્ય સાંભળતાં વાર એકદમ ચોંકીને ઉભી થઇ સાડીના છેડાથી ચક્ષુઓ સાફ કર્યાં. "ઘેલી, તારી શી વલ્લે થવાની હતી? આજે માગશર શુદી ત્રીજ છે અને વદી સાત-મ ને સોમવારે મારૂં લગ્ન થશે! તારો વિવાહ અને મારૂં લગ્ન સાથે! બાપ દિકરીનાં લગ્નો આ માગશર માસમાં સાથેજ કરી નાખવાનો મારો વિચારજ હતો; પરંતુ તારો જેની સાથે વિવાહ કરવાનો છે, તે ધણિયે વૈશાખ મહિનામાં લગ્ન કરવાનું કહ્યું, એટલે લાચાર! હમણાંજ બે વાગતે મારે સાસરેથી ચાંલ્લા કરવા આવશે અને ચાર વાગતે અમે તારે સાસ-રિયે ચાંલ્લા કરવા જઇશું! શેહેરમાં ને શેહેરમાં બન્નેનું ઠેકાણું પડ્યું એ ઠીક થયું. મેહેનત કાંઇ થોડી પડી નથી. માંડ માંડ ચો-ગઠું બેઠું. તારા બારસો રૂપિયા, તેમાં હાલ સાતસો રોકડા અને પાંચસો પરણાવતી વખત મળશે. શિવાય ઘરેણુંગાંઠું પણ તે પોતાની સ્થિતિ જોગ કરશે. મારા માત્ર સાતસો રૂપિયા, તેમાં હાલ ચારસો રૂપિયા રોકડા અને ત્રણસો પરણતી વખત આપવા પડશે. શિવાય ઘરેણુંગાંઠું તો તારી બાનું છે તે તેને આપીશું. બેટા, મારે તારા પૈસાને શું કરવાના હતા? મારા લગ્નનું ખર્ચ કહાડતાં વધશે, તેનો તને કરિયાવર કરીશ. કેમ હવે રાજી કે નહીં?" પિતાશ્રીના બોલવાનો તે તરૂણ બાળકીએ ક્રોધયુક્ત મુદ્રાથી પ્રત્યુત્તર આપ્યો,—"રાજી તો હવે મરવામાંજ! એ લગ્નમાં લાલબાઇ (આગ) લગાડો!" "દિકરી તું આ શું બોલે છે? બાપની સામે આમ માથું ઉચકી બોલતાં તને કોણે શિખવ્યું? શું મને તારી કાળજી નહીં હોય? હું સો વખત ગળીને પાણી પિનારો છું. નક્કી સમજ કે હું જે કરૂં છું તે તારા ભલાને માટે બહુ વિચારીનેજ કરૂં છું. ગણેશજી જોશીને તું ઓ-ળખતી હોઈશ. કેવો તે ભલો અને આબરૂદાર ગૃહસ્થ? તે બાપડો "આં-ધળાને એક આંખ" સમજી તને પુષ્પની પેઠે બહુ માવજતથી રાખશે. કોઇ વાતે કમી પડવા દેશે નહીં. ઘરમાં તું એકલીજ કરતી કારવતી થઈ પડીશ. નથી તારે સાસુ કે દેરાણી જેઠાણી. નણંદ એક છે, પણ તે

બચરવાળ–બાપડી સાસરેજ રહે છે. હવે ઘરમાં માત્ર એક દિકરાની વહુ રહી, તેણે તો તું સાસુ હોવાથી તારા કહ્યામાં રહેવુંજ જોઇએ. આમ હોવાથી ઘરનું આખું રાજ્ય તારા તાબામાં આવશે. કહે જોઇએ એ કરતાં તારે વધારે સુખ શું જોઈએ?" પિતાએ એટલું બોલી સહજ હસવા સરખું મ્હોં કર્યું. ડાહી દિકરીએ લાગલોજ તેને ઉધડો લેવા માંડયો,–" એ જોશી તમારા જેટલી ઉમરનો—છપન્ન વર્ષનો છે. હું તેને સારી રીતે ઓળખું છું. ડાચામાં એક પણ દાંત તો રહ્યો નથી. રજ્યા પુરૂષો બુઢ્ઢાપણે શીદ "ધોળામાં ધુળ" નાખતા હશે? "સાઠી ને બુદ્ધિ નાઠી" એવું બાપા, હવે તમારે માટે થયું છે! તમે આ શો ઉત્પાત આદરી બેઠા છો? તમે કદાચ નહીં પરણો તો કયો દેશ રંડાઇ કે ઉજડ થઈ જવાનો હતો? નિપુત્રિકની પેઠે કયાં વાંઝીઆ મ્હેણું રહી જવાનું હતું? શ્રાદ્ધમાં પિંડતરપણ કરનાર અઢાર વર્ષનો પુત્ર–તે દીર્ઘાયુ થાઓ–હજી જીવતો છે. તમારી કાંઇ મૃત્યુ પછી અવગતિ થશે નહીં! અવગતિ તો આવા ઉંધા ખોપ ખોદશો તોજ થશે! 'ઘણી ગઇ ને થોડી રહી; હાથે કરીને પાપનો પોટલો શામાટે શિરપર લ્યો છો? તમે મારો વિવાહ કરશો તો તે હું માન્ય રાખીશ નહીં. મારૂં સૂજતું કરી લઈશ. પરણ્યા પહેલાં જીવ આપીશ!" "આમ સામું બોલવા શિખી છો હં! રાંડ શંખણીના વેતરમાં શી મણા હોય! મરી ગઈ તો ખાસડે મારી, પણ ડાકણ્ બે ઝોડને વળગાડતી ગઈ! દિકરાએ તો નામ બોળ્યું અને આ પનોતાં પગલાંનાં દિકરી (!) હવે સાત પેઢીનો ઉદ્ધાર કરવા નિકળ્યાં છે! તું શું જીવ આપતી હતી? લે તારી પેહેલાં હુંજ જીવ આપું છું!!" એટલું બોલી બુઢ્ઢા નંદલાલ પંડ્યા બન્ને હાથની મુઠીઓ વાળીને ધડુસ ધડુસ છાતી કૂટવા લાગ્યા. મણીગવરી બાપડી ભયભિત બની ગઇ. પછી તો તેણે ધીરજથી પિતાકને જઇ તેના હાથ પકડી રાખ્યા. "ક્રોધથી વધારે પડતું બોલી જવાયું અને એ મારાથી ખચિત મ્હોટી ભૂલ થઇ. શાંતપણે સમજાવવા જોઇતા હતા." એમ સમજી તેણે પિતાકને માફ માગી. થોડી વાર અબોલ–સ્તબ્ધ રહી પાછું પિતાજીએ પુત્રી પ્રત્યે કહેવા માંડયું,–"બેટા, આમ હુલડાઈ કરવી જોઇતી નથી. જરા સમજુ થા. તારો ભાઇ હવે કશા ઉપયોગનો રહ્યો નથી–તે હવે મને પાવળું પાણી પાય તેમ રહ્યું નથી, અને તું તો "પારકું ધન" છે. મારે હવે મારૂં વિચારવું કે નહીં?

સરકારી ભણતરજ ખરાબ છે! આવું જાણતો હોત તો તમે બન્ને-ભાઈ બેહેનને ભણાવતજ નહીં. હશે, પ્રારબ્ધ! આવા અપમાન ભરેલા શબ્દો ઉંચે અવાજે તેં મને કદી પણ કહ્યા નથી; પણ આજે તો તેં મને મુર્ખ બનાવી દીધો-મારાં સાઠે વર્ષ પાણીમાં બોળી દીધાં!" "પણ પિતાજી મારૂં થોડું સાંભળી લ્યો." વચ્ચે મણીગવરી બોલી ઉઠી. "હું તમારી દિકરી. સંતતિનું શુભ ઇચ્છવું એ માવિતરનું કામ છે. મારી મા ગુજરી ગયા પછી આપણી નાતમાં કન્યાની અછત હોવાથી યોગ્ય સ્થળે વરાવી, બદલામાં જો ભાઇને વરાવ્યો હોત, તો સમજુઓ આજની પેઠે તમારી નિંદા કરત નહીં. ભાઇને પણ તમારા પ્રત્યે તિરસ્કાર ઉપજત નહીં અને તેને નહાસી જઇ પોતાનું સુજતું કરી લેવાની ફરજ પડત નહીં. મારૂં ગમે તેમ કરવાને તમે મુખત્યાર છો; પણ તેટલા માટે અવિચારી પગલું ભરી મને ખાડામાં નાખવી, એ એક બાપ તરીકે તમને શોભતું નથી. કાળનો ભરોંસો હોતો નથી. ન કરે નારાયણ, પણ કહો જોઇએ એ મરવા પડેલો બુઢ્ઢો હવે કેટલું જીવવાનો હતો? આમ વહાલી દિકરીને ચોરીમાંથી રંડાપો આપવાને કોઈપણ સમજુ બાપ તૈયાર થાયજ નહીં. તમે તમારૂં લગ્ન કરવા તૈયાર થયાછો, પણ તમારી આ વૃદ્ધ-લથડતી દેહ તરફ વિચાર કરો. હું જે શબ્દો મારે માટે બોલું છું, તેજ શબ્દો તમને પરણનારીને પણ લાગુ પડે છે. વૈધવ્યનાં જે સંકટો તરૂણ હિણભાગી અબળાઓને સોસવાં પડે છે, તેનો ખ્યાલ લાવતાં શું ગમે તેવા પાષાણ હૃદયના માનવિને પણ દયા આવતી નથી? તમે જ્યારે મને ભણાવીને સારાં માઠાંનો અને સુખ દુ:ખનો વિચાર કરતાં શિખવીછે, ત્યારેજ અત્યારે તમારી આવી ગેરવર્તણુંકથી મને બહુ માઠું લાગે છે. મને જો અજ્ઞાન રાખી હોત, તો હું પણ બીજી અજ્ઞાન બાળકીઓની પેઠે તમારી આજ્ઞા પ્રમાણે ગમેતેવા પતિને ખુશીથી વરમાળ પેહેરાવત; પરંતુ કહો જોઉં, એવી અજ્ઞાન બાળકીઓ અત્યારે સેંકડે કેટલી સુખી છે? કોઇ ધણીને ધમકાવતી અને અહોરાત્ર કંકાસ કરતી જોવામાં આવે છે, તો કોઇ દિવસમાં પચીશવાર ધણીનો માર ખાતી અને રડતી-કકળતી દીઠામાં આવે છે; કોઈએ સાસુનાં કે ધણીનાં દુ:ખથી કંટાળી આપઘાત કરેલો, તો કોઇને તેના ધણીએજ જીવથી મારી નાંખેલી સાંભળીએ છીએ; કોઇ બાળવિધવા થવાથી ખોટે રસ્તે દોરાયલી જોવામાં આવે છે, તો કોઈ છતે

ધણીએ પિયરિયાં અને સાસરિયાંનાં કૂળ મોટપને કલંક લાગે તેવી રીતે વરતતી નિહાળવામાં આવેછે; કોઇ ધણીને મુકી નહાસી જાયછે, તો કોઇને વળી ધણીને અણમાનિતી થઇ પડવાથી "સોક્યનું સાલ" વેઠવું પડે છે. પિતાજી ખરૂં કહું છું કે આવો દુઃખદાયક પ્રકાર માબાપની ભૂલથીજ બને છે. જો મા બાપો સારો—સુશિક્ષિત, સારા ઘરનો વર શોધતા હોય તોજ દિકરી સુખી થાય અને માબાપને આશિર્વાદ આપે. મેહેરબાની કરી મારે માટે કોઇ સારૂં ઘર શોધો. તમારે પૈસાને શું કરવાછે? તમારી પાસે જે દોલત છે, તે કાંઈ થોડી નથી—તે તમોને જીંદગીસુધી પૂરી પડે તેમ છે. તમે ફરી પરણવાની ઇચ્છા રાખો છો-તે બહુ બુરી-પોતે દુઃખી થવાની અને સામાને દુઃખી કરવાની અધમ ઈચ્છા છે. તે ભલા થઇને દૂર કરો. પોતે વૃદ્ધ છતાં તરૂણ કન્યા પરણવી અથવા પોતાની કન્યાને કોઇ મરવા જોગ વૃદ્ધને આપવી, એના જેવું મહાન્ પાપ બીજું કોઇ પણ નથી. તેમાં વળી તમે તો કન્યાવિક્રય કરવાને તૈયાર થયા છો! શાસ્ત્રમાં પણ કન્યાવિક્રયથી મેળવેલા ધનને અતિ અધમ કહેલું છે. અધમ ધન લઇ, એ અધમ ધનથી બીજાની કન્યાને તમે પરણશો! અરેરે પિતાજી આ તમે શું કરવા ધાર્યું છે?! હું છેવટ તમોને વિનતિ કરીને—કરગરીને-હાથ જોડીને કહું છું કે તમારે પરણવું હોય તો ભલે પરણો, પણ મહેરબાની કરી મારો ભવ બગાડવાને તત્પર થશો નહીં. વગર વિચાર્યું સાહસ કરશો નહીં. મને એવી રીતે આપી રીબાવી રીબાવીને મારશો નહિ." ત્યારબાદ મણીગવરીથી ધ્રુસકે ધ્રુસકે રડી જવાયું. તેનો પિતા બોલવામાં વધારે નરમ તો થઇ ગયો; પણ તેનું પાષાણુ હૃદય પિગળ્યું નહિ. તેની પોતાની પરણવાની ઇચ્છાએ તેને ભાન ભૂલાવ્યું. તે નરમાશથી બોલ્યો,—"બેટા, પ્રથમ તો મારો એવો વિચાર હતો કે આપણી નાતમાંથી કોઇ તરૂણ-તારી ઉમરનાને તને આપી, સાટામાં તેની કન્યાનું મારે માટે માગું કરવું; પરંતુ એવી રીતે કોઇએ કબૂલ કર્યું નહીં. પેલા પ્રાણશંકર પાઠકનો નારાયણ સોળ વર્ષનો છે અને તેની દિકરી અગિયાર વર્ષની છે, પણ મારી માગણી તેને ફાવતી આવી નહીં, એટલે મારો ઇલાજ શો? તને હું પ્રાણશંકર પાઠકના નારાયણ વેરે આપું તો હું લટકી પડું. જો તે પુરતા પૈસા આપતો હોત, તો વળી હું બીજે શોધી લેત, પણ એતો "સાટે કન્યા આપવી છે અને સાટે

કન્યા લેવી છે." એ ઉપરાંત બીજો કશો જવાબજ આપતો નથી." "બાપા, એ બહુ ડાહ્યો માણસ છે. જો ભાઇને માટે પ્રથમથી એવી ગોઠવણ કરી હોત તો ત્યાંજ અમો બન્ને ભાઈ બેહેન કયારનાંએ વરી ચૂકયાં હોત. હજી પણ ત્યાં મારૂં લગ્ન કરો, હું રાજી છું!" મણીગવરીએ શરમાતે મ્હોંઢે નીચું જોઈ જવાબ વાળ્યો. પિતાજીએ તુરતજ ફેરવી વાળ્યું,—"એની એમ કરવાની પણ મરજી નથી. કદાચ મરજી હોય તો પણ શા અર્થની? મારે મારા પોતાના લગ્ન કર્યાવિના છુટકો નથી. તને જો કોકટ કસ્યાપણ પૈસા લીધા વિના આપી દઊં અને હું ઘરની મૂડીથી પરણું તો પછી પાછળથી મારે ખાવું શું?" "ત્યારે શું તમારા ખોટા વિચારને તમે વળગીજ રહેવા માગો છો? મને મૂએલીજ જોવાને રાજી છો?" "હા, એમજ!" એટલો જવાબ મણીગવરીને ડોળા ઘુરકાવી તેનો પિતા આપે છે, તેવામાં નાતના આગેવાને શુકલ તથા બીજા પુષ્કળ નાતીલાઓ સાથે તેના ઘરમાં પ્રવેશ કર્યો. બાપ દિકરીને તુરત લજ્જાએ કરી મૌન્ય ધારણ કરવું પડ્યું!

પ્રિયવાચકવૃંદ, તમારી અધિરાઈ અળગી કરવા માટે અહીં જણાવવાની જરૂર છે કે તમે પેહેલા પ્રકરણમાં આ વાર્તાના મુખ્ય નાયક આપણા મોહનલાલને ઓળખી ગયા છો. તેની આ મણીગવરી સગી બેહેન થાય અને નંદલાલ વ્યાસ તેના બાપ થાય! નંદલાલ વ્યાસે પોતાને ત્યાં આવેલા મહાજનોને આદરસત્કાર આપી બેસાડયાં. ત્યારબાદ શુકલે એક લગ્નનો કરાર લખી તે ઉપર નંદલાલ વ્યાસની તથા કરૂણાશંકર પાઠક (નંદલાલ વ્યાસના હાલના સસરા) ની સહી લઈ નાતના આગેવાનની તથા અન્ય નાતીલાઓની તેપર સાક્ષીઓ કરાવી. ચાંલ્લાઓ થયાબાદ નાતના રીવાજ પ્રમાણે નંદલાલે ત્યાં ખુમચો ભરીને સાકર વહેંચી. થોડીવારે "ચાલો, ત્યારે હવે ગણેશજી જોશીને ઘેર જઇએ." શુકલનો એવો અવાજ સાંભળતાંવાર બાપડી મણીગવરી કે જે આટલો વખત ઘરના અંદરના ભાગમાં એકલી વિચાર કરતી બેઠી હતી, તે એકદમ અતિશય દુઃખ ઉપજવાથી બેશુદ્ધ બની ધરણીપર ઢળી પડી. કોઇએ તેના તરફ નિહાળ્યું નહીં. નંદલાલ વ્યાસ સહીત સઘળાઓ ગણેશજી જોશીના ઘર તરફ તાબડતોબ ચાલી નિકળ્યા! ત્યાં જઈ મણીગવરીને વરાવી સાંજના સુમારે છ વાગતે વ્યાસજી

ઉપરણાને છેડે થોડા રૂપિયા બાંધી પાછા પોતાને ઘેર આવ્યા. બારણામાં-થીજ " બેહેન લે આ વધેલા રૂપિયા ઠેકાણે મૂક." એમ બૂમ મારી; પણ બેહેનને તે અધમ ધન મુકવાની કયાં શુદ્ધિ હતી ? તેને તો આડોશપાડો-શની એકઠી થયેલી સ્ત્રીઓ વિંટળાઇને શુદ્ધિમાં લાવતી હતી. "અત્યારે કશું બોલશો નહીં. તે બાપડી ઉપરાઉપર આ સુદ્ધાં ત્રણવાર બેશુદ્ધ થઇ પડી છે." એમ નંદલાલ વ્યાસને એક સ્ત્રીએ ધીમે અવાજે કહ્યું. બીજીએ " તે બાપડીને કોઇએ કાંઇ કરી મૂકેલું જણાયછે." એમ બોલી નિશ્વાસ મુકયો. ત્રીજી,—"કરી કોણ મુકશે ? એતો કંઇ દેવની નડતર હશે. હમણા ચંડીનો પાઠ કરાવીશું એટલે લાગલોજ આરામ થશે." એટલું કહી મણીગવરીને ધારી ધારીને નિહાળવા લાગી. ચોથી જરા વધારે શહાણી થઇને બોલી, —"અરે જરા વિચારતો કરો. માણસ છો કે જનાવર ! કોઇએ કરીએ મુકયું નથી અને દેવની નડતર પણ નથી. એતો મારાં ભાભીજી, મારા જેઠ નવી કરવા નિકળ્યા છે તેથી આવ્યાં હશે, પણ તેના ઉપાયો કયાં થોડા છે ! " આવા પ્રકારની ભ્રમિત ભામિનીઓની વચ્ચે એક બીજી તરૂણ બાળકી—કે જે મણીગવરીની બેહેનપણી હતી, તે સઘળાં પ્રત્યે તિરસ્કારની નજરે નિ-હાળી બોલી ઉઠી,—"બાઇઓ, તમે બહુ વેહેમી જણાઓ છો. તમારી જેવી વેહેમી સ્ત્રીઓથીજ આપણા લોકોનો ઘરસંસાર દુઃખદાયક થઇ પડયો છે. મણીગવરીને કશુંએ થયું નથી. એતો તે બાપડીના ઉપર, તેના બાપે બુઢ્ઢાની સાથે વરાવી, તેથી ભવિષ્યના દુઃખની કલ્પનાએ બહુ માઠી અસર કરી છે અને તેથી તે બેશુદ્ધ બની ગઈ છે. સઘળીઓ દૂર જાઓ. હું એ-કલી તેને શુદ્ધિમાં લાવુંછું. મણીગવરીની એ બેહેનપણી મોતીગવરીએ આંખો દબાવી, શીતળપાણી મસ્તકપર રેડી, ધીમો થંડો પવન મ્હોંપર ઢોળી તથા બીજા કરવા જોઇતા ઉપચાર કરી મણીગવરીને થોડીવારે શુદ્ધિમાં આણી. તેને કેટલાંક બોધક વચનો કહી તેના મનનું શાંત્વન કર્યું. જાતે રસોઇ કરી આપીને તેણે પોતાની બેહેનપણીને રૂચી માફક જમાડયું અને નંદલાલ વ્યાસને જમાડી તે પોતાને ઘેર ગઈ. અભણ અને મૂર્ખ સ્ત્રીઓ—પછી ભલે તે આધેડ અવસ્થાની હોય, તો પણ આ તરૂણ—સુશિક્ષિત મોતી-ગવરીના શહાણપણની બરોબરી, ઉઘાડુંજ છે કે કયાંથી કરી શકે ? !

પળ ગઇ, દિવસ ગયો અને દિવસપર દિવસ જતાં વાર લાગી નહીં.

નંદલાલ વ્યાસના આનંદે લગ્ન લેવાયા અને તે માગશર વદી સાતમને સોમવારે રંગે રળિયાતે પરણ્યા. મણીગવરી તેટલા અવધિમાં શોકથી સૂકાઈને કેવળ રૂધિર વિનાના હાડપિંજર સરખી બની ગઈ. સાવકી તરૂણ માતાએ ઘરધણિયાણી બનીને તે બાપડીના ઉપર પૂર્ણ અમલ ચલાવવા માંડયો. તે બાળાનાં દુઃખનો પાર રહ્યો નહીં. મણીગવરી છાને ખુણે રડી રડીને દિવસ કહાડતી હતી. શાળાનો અભ્યાસ તેના પિતાએ છોડાવી દીધો હતો. લખવા વાંચવામાં તેનું ચિત્ત લાગતું નહોતું અને કદાચ કોઇ સુબોધક પુસ્તક વાંચવા લાગી. તો તેની નવી મા તેને પજવવામાં મણા રાખતી નહોતી. કયારેક કોઇ કહે કે,– "મણી તો સાક્ષાત રૂપરૂપની મણીજ છે." તો તેની સાવકી મા મ્હોં બગાડી બોલતી,–"ઓહો મોટી રંભા નહોતી જોઈ!" કયારેક કોઈ બોલેકે,–"એ જે બોલે તે બહુ મધુર હોય છે અને તેનાપર સઘળાંને હેત ઉપજે છે." તો તેની સાવકીમા તુરત જવાબ વાળતી,–"એવાં મીઠાં બોલાં માણસોના પેટમાં મોટાં પાણી હોય છે, અને તે કયારે માથું કાપશે, તેનો કશો નિયમ હોતો નથી. મીઠાં બોલાં માણસો પર ભરોંસો રાખવો એ મોટી મૂર્ખાઈ છે." કયારેક કોઇ તેની સુઘડતાના વખાણ કરી કહે કે,–"મણીગવરી કેવી સ્વચ્છ અને સુઘડ રહે છે? તેનું દરેક કામ પણ ચોખ્ખું અને આનંદ પમાડે તેવું હોય છે." તો તેનાં નવાં માતુશ્રી બોલી ઉઠતાં,–"એવી બહારની ટાપટીપમાં શું વળ્યું? એ કાંઇ આબરૂદારના ઘરમાં ન શોભે!" કયારેક કોઇ બોલે કે,– "મણીગવરીને કેવું રૂપાળું ભરત ભરતાં અને રૂપાળાં ઝભલાં ટોપી શીવતાં આવડે છે, આપણે પણ તેની કનેથી શિખીએ તો ઠીક." તો તુરત મ્હોં મરડીને તેની સાવકી માતા બોલતી,–"એ તો જાણ્યું હવે એનામાં બહુ ડહાપણ ભરાયું છે તે! કાંઇ એતો શિખવવાને નવરી નથી. બ્રાહ્મણનો અવતાર છતાં દરજણનું કામ કરવું એને શીરીતે ગમે છે–તે પ્રભુ જાણે!" એવી રીતે તેની નવી તરૂણ માતુશ્રી વારંવાર તેના સંબંધમાં કર્કશ શબ્દો કહી તે બાપડીની નિંદા કરતી હતી. મણીગવરી સઘળું મુંગે મ્હોંડે સહન કરતી હતી તેનો મૂર્ખ બાપ પણ નવી સ્ત્રીને વશ થઈ ગયેલ અને તેની મરજી સાચવવા માટે મણીગવરીપર વખતોવખત ચિડાવા લાગ્યો. એમ કરતા કરતાં ચૈત્રમાસ આવી લાગ્યો. વૈશાક માસમાં મણીગવરીના લગ્ન

કરવાનો ઠરાવ થયેલો હોવાથી તે માટે તૈયારીઓ કરવાનો પ્રારંભ થયો. મણીગવરીનું શરીર દિનપ્રતિદિન વધારે નખાતું ચાલ્યું. લગ્ન લેવાયાં તેને વળને દહાડે તો આપણી આ વાર્તાની મુખ્ય નાયિકા–ને ભાગ્યહિન મણીગવરીના સંબંધમાં વિલક્ષણ બનાવ બન્યો! તે એકાએક ગુમ થઇ! એક પ્રહર દિવસ ચઢયો, બે પ્રહર થયા, સંધ્યાકાળ થવા આવ્યો પણ મણીગવરીનો પત્તો લાગ્યો નહી! શેહેર આખામાં રઝળી રઝળીને નંદલાલ વ્યાસ વીલે મ્હોંડે ઘેર આવ્યા અને "અરેરે દિકરી હાથથી ગઇ!" એમ બોલી આંખમાં આંસુ લાવી રડવા લાગ્યા. તેની નવી સ્ત્રીએ,—"હું શું રોજ નહોતી કહેતી કે તે હવે હાથથી જવા માંડી છે, માટે ચોકસી રાખો! ચોકસી ન રાખી માટે હાથથી ગઇ! : હા, એમજ થયું! દિકરી હાથથી ગઇ!" નંદલાલ વ્યાસે ફરી ઉંડો નિશ્વાસ નાંખી રડવા માંડયું!!

---

# પ્રકરણ ત્રીજું.

## પ્રેમનું વિલક્ષણ સ્વરૂપ.

"કાળચક્ર વિષે કાયા પીલવીરે, શેષ નાગની ઝાળને ઝીલવીરે;
તેથી કઠણ છે પ્રેમ પ્રકાર રે. પૂરે પૂરાં પ્રેમીને પૂછજોરે."

(સંગવી)

---

પોતાના જે સ્નેહીની સહાયતાથી મોહનલાલ ચીનમાં ગયો હતો, તે સ્નેહીને ઓળખવાની વાંચનારને ઇચ્છા થવી જેમ સ્વાભાવિક છે, તેમ આ વાર્તામાં તે સ્નેહી કેટલીક રીતે સંબંધ ધરાવતો હોવાથી તેને ઓળખાવવો એ કથાકારની પણ ફરજ છે. મોહનલાલના એ સ્નેહીનું નામ અનંતરાય વકીલ હતું. વકીલ એટલે હાઇકોર્ટ પ્લીડરોના લીસ્ટમાં તેનું નામ હતું. વકીલ એટલે સર ન્યાયાધિશની કોર્ટમાં કદી કદી તેનું જવું આવવું થતું હતું. વકીલ એટલે ગુજરાતી પુસ્તકો કે ગુજરાતી ન્યુસપેપરો વાંચવા-

નો જેમ તેને ખેદ, તિરસ્કાર અને અભાવ હતો, તેમ અંગ્રેજી પુસ્તકો અને ન્યુસ્પેપરો વાંચવા માટે તે જોઈએ તેટલો વખત આતુરતાથી ગમે ત્યારે મેળવી લેતો હતો. વકીલ એટલે આઠે પ્રહર અને બત્રીશે ઘડી–જો તે જાગૃત અવસ્થામાં હોય તો ચક્ષુપર ચષ્મા ચડાવ્યાવિના તેને મુદ્દલ ચેન પડતું નહોતું. વકીલ એટલે પેન્ટલુન, કોટ અને બંગાળી ટોપી–એ તેનો નિત્યનો પોષાક થઇ પડયો હતો. વકીલ એટલે જાહેર સભાઓમાં, જાહેર મિલાવડાઓમાં અને જાહેર પુસ્તકાલયમાં તે પ્રસંગોપાત દૃષ્ટિગોચર થતો હતો. વકીલ એટલે દેશોન્નતિનાં પોતે માનેલાં ઇલાજો અને કારણોને વળગી રહી તે પ્રતિપાદન કરવામાં કાળ ધનની તે આહુતિ આપતો હતો. વકીલ એટલે "સામાજિક સુધારણા" માટે તે સદા યત્નવાન રહેતો હતો. કદાચ વાંચનારાઓ આટલી–આવા પ્રકારની વર્ત્તણુંકથી તેને "વકીલ" કહેવામાં સંશય લે, તો તેમના મનનું સમાધાન થવા માટે જણાવવું જોઇએ કે તે પરીક્ષામાં પાસ થયેલો "સનંદી વકીલ" જ હતો; પરંતુ બીજા વકીલો કરતાં તેનામાં જે કાંઇ વિશેષ હતું તે એટલુંજ હતું કે સનંદ મળી ત્યારથી તે અત્યારસુધી તેણે કોઇનું પણ વકીલાતનામું લીધું નહોતું ! તેમ વકીલાતનામું મેળવવાની ખટપટ પણ તેણે કદીજ કરી નહોતી !! અનંતરાય ભાવનગરની વડનગરા નાગર જ્ઞાતિના પ્રખ્યાત દેશાઇ કુટુંબનો હતો. મૂળ ગિરાસને અંગે દશહજાર રૂપિયાની તેને વાર્ષિક ઉપજ હતી. વકીલ થયાછતાં વકીલાત કરી દ્રવ્ય પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા કે ગરજ શી? તેના પિતાએ કાઠિયાવાડમાં ગોપુરના દેશી રાજ્યની ઉત્તમ સેવા બજાવેલી હોવાથી તેના મુંબઇ ખાતેના આડતિયા (એજંટ) તરીકે પણ તેને વર્ષાસન મળતું હતું. પિતાની હયાતીમાં ઈંગ્લિશ સારો અભ્યાસ કર્યા બાદ પિતાની મરજી મુજબ તેણે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા આપી "ડીગ્રી" મેળવી હતી. તેના પિતા ગુજરી ગયે લગભગ ચારવર્ષ થયેલાં હોવાથી તે ગમે તેવી રીતે સુખ વૈભવ ભોગવવાને અત્યારે તો કેવળ સ્વતંત્ર થઇ રહ્યો હતો. પાસ થયા પછી તેણે મુંબઇજ રહેવું પસંદ કર્યું હતું અને તે દેશી રાજ્યોની એજન્સીનું કામકાજ કરીનેજ બેસી રહેતો હતો. ભાવનગરમાં બાળપણથીજ મોહનલાલને અનંતરાય સાથે સ્નેહ થયો હતો. અમદાવાદ આવી રહ્યાબાદ વિવાહિત થઇ રહેવામાં અને ચાન જઇ પૈસા કમાઇ લાવવામાં

મોહનલાલને અનંતરાયનીજ સલાહ અને સહાયતા મળી હતી. અહીં સહજ પ્રશ્ન ઉઠે તેમ છે કે અનંતરાય સરખો ધનવાન મિત્ર છતાં કેમ તેણે મોહનલાલને પોતાના દેશમાંજ ઉદ્યોગે નહીં લગાડયો? કેમ તે બાપડાને પરદેશ જવા દીધો? કહેવું જોઇએ કે મોહનલાલ ચીન ગયો તે વખતે જો કે તેનો પિતા ગુજરી ગયેલો હતો, તો પણ તે પિતાની પુંજી તથા પિતાના વહિવટ માટે સ્વતંત્ર થયો નહોતો. તેના વહિવટની લગામ તે વખતે તેના મોટા ભાઇના હાથમાં હતી. માત્ર એકજ વર્ષ થયાં તે પોતાના ભાઇથી મિલકત આદિ વેહેંચી લઇ નિરાળો રહી સ્વતંત્ર થયો હતો. અનંતરાયની ઉમર આશરે અઠાવીશ ઓગણત્રીશ વર્ષની જણાતી હતી. તેનો સ્વભાવ વિચિત્ર પ્રકારનો હતો, તેને કદી કોઇ પણ વાતની કાળજીજ નહીં! દેખાવમાં સુંદર અને શરીરે પુષ્ટ હતો. મુંબઇમાં ગીરગામ બ્રિચકેન્ડીરોડ ઉપર તેનું રહેવાનું મકાન હતું. આજે-એટલે જે દહાડે મોહનલાલ "કુમુદબાંધવ" આગબોટ ઉપરથી મુંબઈ ઉતર્યો, તે દહાડે બપોરના ત્રણ વાગતે "ઓરિયંટલબેંક"માં ચેક વટાવવા માટે અનંતરાય કોટમાં આવ્યો હતો. પોતાનું કામ કરી "પાલવાબંદર" ઉપર ફરવા જવા સારૂ તેણે ગાડીવાનને હુકમ કર્યો અને ગાડી જેવી સર બાટલફ્રિયરના બાવલા નજીક જઇ પહોંચે છે, તેવામાં તેની ઉમરનોજ કોઇ એક ગૃહસ્થ ભાડુતી ગાડીમાં બેસી સામેથી આવતો અને બે હાથ ઉંચા કરી ગાડી ઉભી રાખવાનું સૂચવતો માલૂમ પડયો. અનંતરાયની તથા સામેથી આવતી-એ બન્ને ગાડીઓ ઉભી રહી અને એકેકનો દૃષ્ટિમિલાપ થયો, કે તુરત પોતપોતાની ગાડીમાંથી એકદમ ઉતરી પડી તે નવિન ગૃહસ્થ તથા અનંતરાય રસ્તામાં પરસ્પર ભેટી પડ્યા. બન્નેએ હર્ષાશ્રુ નિંગાળ્યાં. પરસ્પર કુશળ વર્ત્તમાન પૂછ્યા. અનંતરાયે તે નવિન ગૃહસ્થને પોતાની ગાડીમાં બેસાડી લીધો અને પોતાના મકાન તરફ ગાડી ચલાવવાનો ગાડીવાનને હુકમ કર્યો. એ નવિન ગૃહસ્થ બીજો કોઇ નહીં, પણ આપણો તે મોહનલાલ હતો. "પણ મિત્ર, પ્રથમ આપણે ઉમરખાડી ઉપર આવેલા "નારાયણ ભોજનગૃહ"માં જવું પડશે; કારણ કે મેં ચીનથી લખેલા પત્રમાં મારી પ્રિય ભાર્યાને લખ્યું હતું કે-"હું દેશમાં આવવા નિકળ્યો છું, માટે કુશળતાનો પત્ર મને મુંબઇમાંજ પહોંચે, એટલા માટે ત્યાં (નારાયણ ભોજનગૃહ) ને સરનામે લખવો." ત્યાંથી પત્ર લઇને પછી તમારે ત્યાં જઇશું." મોહનલાલની

માગણીને સ્વિકાર કરી અનંતરાયે સાડા ત્રણ વર્ષમાં થયેલો સ્થિત્યંતર કહી સંભળાવવાનું મોહનલાલને જણાવ્યું. મોહનલાલે પોતાને કેવી રીતે પૈસા પ્રાપ્ત થયા તે જણાવી છેવટે આગબોટમાં સાકરૂબાઇ સાથે થયેલી વાતચિત કહીને વિશેષમાં તે બોલ્યો,—"અનંતરાય, ખરૂં કહું છું કે એવી બુરી કલ્પના મારા મનમાં કદી પણ ઉપજવા પામી નથી." "ઉપજેજ કેમ ? સાડા ત્રણ વર્ષની પનોતી હવે પૂરી થઇ છે. હવે આનંદથી ઘરસંસાર ચલાવો!" અનંતરાય એટલું બોલે છે, ત્યાં "નારાયણ ભોજનગૃહ" આવી લાગ્યું. બન્ને મિત્રો ગાડીમાંથી ઉતરી તેમાં દાખલ થયા. રીતિ પ્રમાણે ત્યાંનાં માણસોએ સત્કાર કર્યો. મોહનલાલે "બ્રાહ્મણીઆ ગરમ ચહાના બે કપ લાવો અને—"મોહનલાલ નંદલાલ"—એ નામનો કોઇ કાગળ આવ્યો હોય તો લાવી આપો." એવી ભોજનગૃહના એક માણસને આજ્ઞા કરી. થોડીવારે ચહાના બે કપ લાવી આપીને માણસે જણાવ્યું—"તમારા નામનો પત્ર નથી." મોહનલાલને "પત્ર નથી." એ શબ્દોએ જખમી કર્યો. તેને બહુ માઠું લાગ્યું. લાગલોજ તેનો ચહેરો ઉતરી ગયો. જેવો તે ઉંડો નિશ્વાસ નાખે છે, તેવોજ "પત્ર નથી, તેથી શું થઇ ગયું ? મુંબઇ આગબોટ આવતાં વાર લાગશે, એમ સમજી કાગળ લખવામાં તેણે ઢીલ પણ કરી હોય; તે માટે દિલગીર થવાનું પ્રયોજન નથી." એવો તેના મિત્ર અનંતરાયે દિલાસો આપ્યો. ચહા પી રહ્યા બાદ પાન સોપારી આવવાની રાહ જોતા તેઓ ત્યાંજ બેઠા છે, એટલામાં પાસેની ટેબલપર પડેલાં ન્યુસ્પેપરોમાંથી એક અંગ્રેજી ન્યુસ્પેપર અનંતરાયે ઉપાડ્યું. મોહનલાલે પણ ત્યાંથી અમદાવાદનું ગયા ગુરૂવારે પ્રકટ થયેલું "હિતેચ્છુ" પત્ર લઇ તેમાંના "સ્થાનિક સમાચાર"નું કોલમ વાંચવા માંડયું. એ કોલમના ચોથા ફકરા તરફ તે બહુવાર જોઈ રહ્યો. જાણે ઉંડા વિચારમાં તે પડી ગયો હોય તેવી તેની મુખમુદ્રા જણાવા લાગી. જોતજોતામાં તે બ્હેબાકળોબ્હાવરો બની ગયો. થોડીવારે તેણે તે પત્ર અનંતરાય તરફ ફેંકી ધીરારડતા અવાજે કહ્યું,—"આના સ્થાનિક સમાચારનો આ ચોથો ફકરો ! હાય હાય, તેણે મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું!!" અનંતરાય ગભરાઇને તે પત્ર તપાસે છે, તો તેમાં "સુંદરબાઇ કે જેણે સાડાત્રણ વર્ષની વાતપર બ્રહ્મસમાજની રીતિએ અમદાવાદમાં લગ્ન કર્યું હતું, અને જેનો સા-

હસિક સ્વામિ મોહનલાલ નંદલાલ વ્યાસ વ્યાપાર અર્થે ચીન ગયેલો છે, તે પેથાપુર મુકામે થઇ તા૦ ૨૬ મી ડિસેમ્બરે "ઇન્ફ્લ્યુએનઝા" સરખા એકાદા અંજાણ્યા રોગથી મરણ પામી છે." એવા હૃદયવિદારક અક્ષરો તેના વાંચવામાં આવ્યા!!

"કુમુદબાંધવ" આગબોટ ઉપર આપણા મોહનલાલે સાકરબાઇને,-"મને ઘેર ગયા બાદ જો કંઇ માઠા—અશુભ ખબર મળશે, તો મારો પ્રાણ લાગલોજ નિકળી ગયા વિના રહેશે નહીં!" એમ જે કહ્યું હતું, તે તે વેળાએ તો તેણે કેવળ અંતઃકરણપૂર્વક દૃઢ નિશ્ચયથીજ કહેલું હતું; પરંતુ અત્યારે તો પ્રત્યક્ષ મૃત્યુવાર્ત્તા ચક્ષુથી વાંચવામાં અને કર્ણથી સાંભળવામાં આવી! એના કરતાં બીજી વધારે અમંગળ વાર્તા કઇ હોય? અને જુઓ, એમછતાં પણ, મોહનલાલ અત્યારે કેવળ નિસ્તેજ બની, દયામણે મ્હોંડે, આરક્ત આંખોની પાંપણ પણ હાલવા પામે નહીં, તેમ કેવળ પોષાણવત્ થઇને પોતાના મિત્ર સામે એક સરખો જોઇ રહ્યો! અનંતરાય બાપડો શું કરી શકે? તે પણ પેલી બે લીટીઓ વાંચી શોકાતુર બની ગયો હતો. મોહનલાલની સ્થિતિ હવે તો અતિ વિલક્ષણ થઇ પડી. તેની પાંપણો તેનાં ઉષ્ણ આંસુડાંથી ભીંજાઇને ટપકવા લાગી. તેનું હૃદય એવું તો ભરાઇ આવ્યું કે મોટેથી ડિબકાં ભરી રડ્યાવિના તેનાથી રહી શકાયું નહીં. અત્યારે તો આકાશમાંથી અણધાર્યો કુહાડો તેના શિરપર આવી પડયો! લાગલોજ એક ઘા અને બે કકડા! વાંચ્યું શું? અને થયું શું? તેની તેનેજ સુજ પડી નહીં. 'આ તે ભ્રાન્તિ કે સ્વપ્ન?" એમ તે પોતાના મનને પોતાની મેળેજ પૂછવા લાગ્યો. પછી તો તે ન્યુસપેપર ઉપાડે, પાછું ફેંકી દે, પુનઃ ઉપાડે અને તેમાંનું લખાણ પુનઃ પુનઃ વાંચે, એવી ભ્રામક સ્થિતિમાં તે પડી ગયો. અનંતરાયે તેના મનનું સમાધાન કરવામાં મણા રાખી નહીં; પરંતુ ઘડીમાં તે શુદ્ધિપર આવતો અને ઘડિમાં ભ્રમિષ્ટ બની જતો હતો. અનંતરાય થોડીવાર પછી મોહનલાલને કાંઇક શાન્ત પડેલો જાણી પોતાના મુકામપર લઇ ગયો. રાત્રીએ અનંતરાયે અત્યાગ્રહથી મોહનલાલને જમવા બેસાડયો, પણ તે ભોજન તે બાપડાને વિષતુલ્ય થઇ પડયું! આવી હાલતમાં ખાવાપીવાનું શી રીતે સુજે? બંગલાની પશ્ચિમ દિશા તરફની બારી નજીક પડેલા એક પલંગપર મોહનલાલ

જઇ બેઠો. અત્યારે તેનું ચિત્ત અનવધાન હતું; પણ વચમાં જે દુઃખોદ્‌ગારના શ્વાસોચ્છ્વાસ નિકળતા હતા, તે જાણે તેની પ્રિયાની સળગતી ચિત્તામાંથી નિકળતા ધૂમાડાનું દર્શકજ હોય એમ લાગતું હતું! પછી કેટલોક વખત તેણે પલંગ ઉપર પડીને સામે બારીમાં ટીંગાડેલા પાંજરામાંની મેનાને નિહાળવામાં ગાળ્યો. મેના મધુર સ્વરથી ટૌકી રહી હતી. અનંતરાયે કહ્યું,—"મોહનલાલ, આ પક્ષીના બોલવાથી તમોને ત્રાસ ઉપજતો હોય, તો તે પાંજરૂં લઇને દૂર મેલું?" મોહનલાલે ઉત્તર આપ્યો,—"ના ભાઇ; આ વખતે તે મધુર સ્વરથી આનંદમાં આવીને ગાય છે. ભલે ત્યાંજ પાંજરૂં રહ્યું." અનંતરાયે નીચેથી ચાકર કને ચહા મંગાવી મોહનલાલને કહ્યું.—"આ ચહા પી જાઓ. એથી તમોને જરા આરામ થશે." આપણા એ દુર્દૈવી અને દુઃખથી વિહ્વલ થયેલા મોહનલાલે દીવાનખાનામાં ચોતરફ ઉદાસિનતાથી નિહાળ્યું અને પછી પોતાના મિત્ર તરફ દૃષ્ટિ કરી,—"અરેરે! શિવ શિવ!" એમ બોલી,—"અનંતરાય, આપણે ક્યાં છીએ વારૂ?" એમ સંકટથી પૂછ્યું. "મોહનલાલ, એમ કેમ? ચ્રિચકેન્ડીરોડ ઉપરનું આ મારૂં મકાન! તમોને હું નારાયણ ભોજન ગૃહમાંથી ગાડીમાં બેસાડી અહીં લાવ્યો, એ શું તમારા ધ્યાનમાં રહ્યું નથી?" અનંતરાયના બોલવા પ્રત્યે ઘટતું લક્ષ નહીં આપતાં એક બે વાર કપાળમાં ટપલાં મારીને જરા તુટક તુટક પણ ધીમે અવાજે મોહનલાલે બોલવા માંડ્યું,—"કેવું તે વર્તમાનપત્ર! એક નિમિષમાં તેણે મને આ જગતમાંથી ઉઠાડી મૂકયો! મારા પ્રફુલ્લિત થયેલા આશાવૃક્ષને એક ક્ષણમાં દગ્ધ કરી નાંખ્યું!" "હં! ફરી ફરી એ વાત મનમાં નહીં લાવો. પ્રથમ ચહા લ્યો. જુઓ તે થંડો થઇ જાય છે." અનંતરાયના બોલવાને માન આપી મોટા કષ્ટથી ઉઠી, દીન મુદ્રાથી તેના હાથમાંનો પ્યાલો લેતાં તે બોલ્યો,—"લઉં છું. તેતો છેજ ભાઇ! થયું! પુરો થયો સંસાર! ગઇ બિચારી! માટીમાં માટી મળી! હવે શાની તે દૃષ્ટિએ પડે! હું ચીન જવા નિકળ્યો, ત્યારથીજ મને તે મરી ગઇ! એટલોજ સમાગમ! શું હવે એના મિલાપની આશા રાખી શકાય? તેની સાથે મારૂં સર્વ ગયું! નસિબ બે ડગલાં આગળનું આગળ! કેટલી ઉમેદ! કેવો પ્રેમ! કેવળ તરૂણ! નાની વયમાંજ મરવું સરજેલ હશે! હવે પેલા છોકરાની શી વલે થશે! હું એને શું કરૂં! શિવશિવ!!" લાગલીજ

તેના સંકટસાગરમાં જબરદસ્ત ભરતી આવ્યાની તેના નેત્રોદકે અનંતરાયને ચેતવણી આપી! " મોહનલાલ, મને લાગેછે કે આપણે "હિતેચ્છુ"માં નામ વાંચ્યું તે કદાચ બીજા કોઇનું હશે, એક સરખાં નામો પુષ્કળ હોયછે. સુંદરબાઈ નામ પુષ્કળ સ્ત્રીઓનું હોય છે. " અનંતરાયે પોતાના મિત્રનું મન તાણી તોડીને સાંત્વન કરવા માંડયું. "અરે વળી એમ તે હોય! સ્પષ્ટ રીતે "મોહનલાલ વ્યાસ વ્યાપારાર્થે ચીન ગયેલો છે." એવું શું તમારા વાંચવામાં નથી આવ્યું ? " " હાભાઈ, એ ખરી વાત; પણ પુરતી તપાસ કર્યા વિના શી રીતે કહી શકાય? ખબરપત્રીઓ ગમે તેવા ખબરો ન્યુસ્પેપરમાં મોકલાવી દે છે ! મૂળમાં હોય કંઇ અને છપાઈ જાય કંઇ નિરાળુંજ! " અનંતરાય વિશેષ કઇ બોલવા જતો હતો તેવામાં તેને અટકાવી વચ્ચે મોહનલાલ બોલવા લાગ્યો,–" છટ, એમ બનેજ કેમ ? તેજ તે ! ગઇ બિચારી ! ફુટયું મારૂં નસિબ ! " પછી તો પલંગ ઉપરથી ઉતરી મોહનલાલે દાદરેથી નીચે ઊતરવા માંડયું. " મિત્ર, કયાં જવા માંડયું !" અનંતરાયે તેનો હાથ પકડીને આશ્ચર્યથી પૂછ્યું. "કયાં એટલે ? અહીંથી અમદાવાદ અને અમદાવાદથી પેથાપુર! મારા પુત્રને તો નિરખી આવું ! " " અત્યારે તો સાડા નવ વાગ્યા છે, ટ્રેન તો કયારનીએ ચાલી ગઈ. આપણે કાલે તે તરફ જઇશું. " એટલું કહી અનંતરાયે મોહનલાલને પાછો પલંગપર બેસાડયો. મોહનલાલને દુઃખથી ગ્લાનિ ઉપજી. તે પલંગ ઉપર આડે પડખે પડયો અને કેટલેક વખતે તેની આંખો લાગી–મળી ગઈ. આવે પ્રસંગે તે બાપડાને શાંત નિદ્રા કયાંથી આવે ? સ્વપ્નાવસ્થાને તે સ્વાધિન થયો. સ્વપ્નું પણ બીજું શાનું હોય ? એનું એજ ! " પેથાપુર જઈ પહોંચ્યો. ત્યાં પ્રિય પત્નિ હયાત જોવામાં આવી. તેણે દો'ડીને પ્રેમાલિંગન આપ્યું. પુત્ર કુશળ સુખરૂપ છે –તેને મેં પ્રેમથી ચુંબન લીધું. સુંદરી કેવળ સૂકાઈ ગઇ. પૂર્વની સુંદરતા તેનામાં રહી નથી આધેડ સરખી જણાય છે. તેના અંબોડાના વાળ પણ હવે થોડા થોડા ધોળા થવા લાગ્યા છે. પુત્ર દુલદુલિત શરીરનો–પુષ્ટ છે. હવે મોટો થયો. કાલું કાલું બોલીને બહુ કૌતક ઉપજાવે છે !"

બીજે દહાડે રાત્રીએ આઠવાગતાની મેલટ્રેનમાં સેકન્ડ કલાસની ટીકટ લઇ મોહનલાલ તથા અનંતરાય અમદાવાદ તરફ ચાલી નિકળ્યા. ત્રીજે

દહાડે પ્રભાતમાં અમદાવાદ જઇ પહોંચ્યા. ત્યાં ચોકસી કરતાં જણાયું કે મોહનલાલની વડીસાસુ કેટલીક મુદત થયાં પેથાપુર જઇ રહી છે. એક મિત્રને ત્યાં ભોજન કર્યાબાદ ભાડાના બે ઉંટ મંગાવી તેઓએ પેથાપુરનો રસ્તે લીધો. સાંજના છ વાગતે પેથાપુરમાં દાખલ થયા. ગામને પાદર ઉંટ ઉપરથી ઉતરતાંવાર અનંતરાયે કહ્યું,–"કેમ ભાઈ, હવે એનો અહીં શી રીતે શોધ લાગશે?" આથી તો મોહનલાલના ચેહેરા ઉપર નિરાશાનાં વિશેષ ચિન્હો દેખાવાં લાગ્યાં. ભાગ્યહિન બિચારો મોહનલાલ આ પ્રસંગે કોઈ અજ્ઞાન બાળકનીપેઠે કેવળ દુઃખવ્યાપ્ત બનીને ઘોંટાળામાં પડયો. અનંતરાય તો શ્રીમાન, મનમોજી અને નિર્વ્યાપારાસકત! ખટપટ અને શ્રમ તો અત્યાર સુધી સ્વપ્નમાં પણ તેના સમજવામાં આવ્યાં નહોતાં; પરંતુ પોતાના પ્રિય મિત્ર માટે તસ્દી લેવાને તે તૈયાર થઈ ગયો હતો. આવા દુઃખદ પ્રસંગે મિત્રને સહાય કરવા સારૂ તેણે કમર કસી હતી. "જુઓ, મોહનલાલ, પ્રથમ આપણે પોસ્ટ ઑફિસમાં જઇને શોધ કરીએ, એટલે ઘરનો પત્તો મળ્યાવિના રહશે નહીં. વારૂ, પણ તમારાં વડી સાસુનું નામ શું?" અનંતરાયને મોહનલાલે ઉત્તર આપ્યો,–"તેનું નામ ગંગાબાઇ; પણ તે અમદાવાદથી અહીં શામાટે આવી રહી હશે! એમ અંજાણ્યાં આવી રહેલાં માણસોને અહીં કોણ ઓળખતું હોય? ખચીત શોધ લાગવો મુશ્કેલ છે!" પછી કશું પણ નહીં બોલતાં બંને મિત્રો પોસ્ટ-ઓફિસ તરફ ચાલી નિકળ્યા. ગામડામાં વળી પોસ્ટ ઓફિસ શી, અને પોસ્ટમાસ્તર શાનો? શાળાગૃહજ પોસ્ટ ઓફિસ અને શાળાશિક્ષકજ પોસ્ટમાસ્તર. શાળાગૃહના દ્વારમાંજ લાલ પેટી લટકતી જોવામાં આવી અને તેથી જણાયું કે એજ પોસ્ટઆફિસ છે. માસ્તર સાહેબ બહાર પધારેલા હોવાથી મકાન બંધ હતું. બંને મિત્રોએ ત્યાંથી આગળ ચાલવા માંડયું. ઠેઠ ગામને ચોરે જઇ ત્યાં બેઠેલાં માણસોને અનંતરાય વકીલે,–"અમદાવાદની ગંગાબાઈ નામની એક ડોસી અહીંયાં આવી રહી છે ને! જો જાણવામાં હોય તો મેહેરબાની કરીને કહોને કે તે કયાં રહે છે?" એમ પૂછ્યું. તેમાંના એકે જવાબ વાળ્યો,–"હા, તે અહીં પેલા જમણા હાથ તરફના ખાંચામાં આવેલા ત્રીજા ઘરમાં રહે છે. તેની દિકરીને સાથે લઈ આજ ચાર મહિના થયાં અહીં પાણી બદલ કરવા તે આવી રહી છે, તેજ

ગંગાડોસી કે નહીં? અરેરે તેની તે જુવાન દિકરી થોડા દહાડાપર ગુજરી ગઇ!" "ગંગાડોસી" અને "તેની દિકરી થોડા દહાડાપર ગુજરી ગઈ!" એ અક્ષરો કાને પડતાંવાર અત્રશેષ રહેલાં મોહનલાલના ધૈર્યનો નાશ થયો. ત્યાંજ રસ્તામાં તે નિશ્વાસ નાખીને નીચે બેસી ગયો. એ હકીકત સાંભળતાં વાર તેના હોશ ઉડી ગયા. "હવે શું રહ્યું? થઇ ખાત્રી! જે સાંભળવાનું હતું તે સાંભળ્યું!" તેની તે શોકાકુલ વૃત્તિ નિહાળી ત્યાં બેઠેલા લોકો એક બીજા તરફ વિશેષ સંભ્રમથી ટગર ટગર જોવા લાગ્યાં. અનંતરાયે પેલા, જેણે જવાબ દીધો હતો તે ગૃહસ્થને કહ્યું,–"કૃપા કરીને તેનું તે ઘર બતાવશો?" "ચાલો મારી સાથે." એટલું બોલી, સાથે જઇ, એક ખાંચામાં વળી, એક ઘર આગળ થોભી.–"આજ ઘરમાં ગંગાડોસી રહે છે." એમ કહી તે ગૃહસ્થ ત્યાંથી પાછો વળી નિકળ્યો. અનંતરાયે અને મોહનલાલે તે ઘરના આંગણામાં પ્રવેશ કર્યો. દ્વારમાંજ બેઠેલી એક બાઇને "ગંગાબાઇ ક્યાં છે?" એમ અનંતરાયે પૂછ્યું. "બહાર ગયાં છે. હમણા આવશે. આવો અંદર." એટલું બોલી અંદર જઇ તે બાઇએ એક સાદડી પાથરી આપી. બંને મિત્રો તે પર બેઠા. ત્યાં બાળકને રમવાનાં ભાગાં તુટાં રમકડાંઓ અવ્યવસ્થિત પડેલાં હતાં. એક બાજુપર પાનસોપારીની તબક અને તસતોકું જોવામાં આવતાં હતાં અને બાજી તરફ એક ચલમ તથા બળેલી તંબાકુ પડેલી દૃષ્ટિગોચર થતી હતી. એ ઘરમાં અનભ્યસ્ત વાસ પ્રસરી રહેલી હતી. સામી બાજુએ ભીંતપર એક "કેબીનેટસાઇઝ"ની તસબીર લટકી રહી હતી. તે પર દૃષ્ટિ પડતાં મોહનલાલ દુઃખોદ્‌ગારથી બોલ્યો,–"જોઇ આ તસબીર! પરણ્યા તે દહાડેજ અમદાવાદમાં તે પડાવી હતી તસબીરમાં તેના ચેહેરા પર કેવો–કેટલો બધો આનંદ જણાય છે! તે જુઓ, સ્મિતવદન કરીને પ્રેમથી ત્રાંસી નજરે હજુજ મારા તરફ નિહાળી ડાબી બાજુએ ઉભી છે!" આ વખતે તે તસબીરના સંબંધમાં તેની સાથે બોલવાથી તેના શોકાગ્નિમાં ઘી હોમવા જેવો પ્રકાર બનશે. એમ સમજી અનંતરાયે ચુપકીદી પકડી. તેના બોલવા પ્રત્યે દુર્લક્ષ દાખવી તેણે આંગણા તરફ નિહાળવા માંડ્યું. પછી તો મોહનલાલ અહીં તહીં પડેલાં બાળકનાં રમકડાંને હાથમાં લઈ નિરખવા લાગ્યો. કેટલોક વખત ગયાબાદ ગંગાબાઇએ બહારથી આવી, આંગળીએ વળગાડેલા એક પોણાચાર વર્ષના બાળકસહિત ઘરમાં પ્રવેશ

કર્યો. મોહનલાલને નિહાળતાંવાર ગંગાડોસીએ મ્હોંવાળી રૂદન કરવા માંડ્યું. મોહનલાલે પોતાના પુત્રને ખોળામાં લઇ છાતી સરસો દાબી ધ્રુસકે ધ્રુસકે રડીને અશ્રુપાત કર્યો. અનંતરાયે ગંગાડોસીને માંડમાંડ બહુ બહુ સમજાવીને છાનાં રાખ્યાં. " અરેરે, પુરૂષો આવા નિર્દય હોય છે એવું તો અમે તમારા સંબંધમાંજ જાણ્યું !" એટલું બોલીને ડોસી પુનઃ રડવા લાગ્યાં. પુનઃ " કોની બાઇડી અને કોનાં છોકરાં ! ભમતારામોને શું ? !" એ કઠોર વાક્ય રૂપ ખડકે, શોક રૂપ સમુદ્રમાં ચકડોળે ચડેલા, ચિતસ્થૈર્યરૂપ નૌકાના ટૂકડે ટૂકડા કરી નાંખ્યા. મોહનલાલ બાપડો તેથી મુંઝાઇ–ડુબી મરવા લાગ્યો ! "તરૂણ બાઇડીનો તથા ગભરૂ બાળકને આમ રઝળતાં–નિરાશ્રિત મૂકી જવા જોઇતાં હતાં ? " ગંગા ડોસીએ આંસુ ગાળતાં પ્રશ્ન કર્યો. " માતાજી, નહીંરે નહીં; હું કંઇ સબળ કારણવિના તેને તજી ગયો નહોતો. " એટલું બોલી મોહનલાલે પોતાની સાડાત્રણ વર્ષની કર્મકથા વડાં સાસુજીને કહી સંભળાવી. થોડો વખત થોભીને,– "તે, તે વેળાએ મારા વિષે કાંઈ બોલી હતી ?" એમ ગદગદિત કંઠે મોહનલાલે પુછ્યું." કંઈ નહીં. કેવળ ન્હાનાં બાળક પ્રમાણે અબોલ ! છેવટને દિવસે તો શુદ્ધિ પણ જતી રહી ! પોતાના પેટના પુત્રને પણ તે ઓળખી શકી નહીં ! બાકી તે પહેલાં તો, " મોટી મા ક્યાં છે ? તેઓ ક્યારે આવશે ? કીકા ક્યાં ગયો ? " થયું એટલુંજ ! ! " ડોસી માએ એવો ઉત્તર આપ્યા બાદ મોહનલાલથી બોલી શકાયું નહીં. તેના શોકસાગરમાં વિશેષ ભરતી આવી ! તેનો તે શોક નિહાળી તેનો પુત્ર પણ રડવા લાગ્યો. બાળકને પોતાની કને લઇ તેનાં ચક્ષુઓ સાફ કરી ડોસીમા મોહનલાલ તરફ વળીને બોલ્યાં,–" હવે શા માટે રડે છે ભાઇ ! તેને તજી જતાં તોં તને દયા આવી નહીં અને હવે શોક કરવો શા ઉપયોગનો ? જ્યારે તેનાપર તારો આટલો ખરો પ્રેમ હતો, ત્યારે તેને તજી દેવાને તારાથી એક ડગલું પણ કેમ ભરી શકાયું ? વારૂ, જવુંજ હતું તો તેના ભરણપોષણની તો કંઈ વ્યવસ્થા કરી જવી હતી ? ત્યાંથી કંઇ ખરચી તો મોકલવી જોઇતી હતી ? નિદાન કુશળતાનો કકડો કાગળ તો લખવો હતો ? તે હશે હવે ! થયું તે થયું ! " ત્યારબાદ અનંતરાયે ગંગાડોસીને શાન્ત પાડ્યાં અને મોહનલાલે સ્મશાનમાં જઇને પોતાની ભાર્યાને જે સ્થળે દહન કરવામાં આવી હોય, તે સ્થળ જાતે જોઇ આવવાની ઇચ્છા જણાવ્યાથી ડોસીએ તે સ્થળ બતાવવા

માટે એક ભોમિયો માણસ આપ્યો. અનંતરાય પણ સાથેજ ગયો. અરેરે, જેને માટે મોહનલાલ ચિનમાં જઇ અહોરાત્ર એક સરખો શ્રમ કરી દ્રવ્ય ઉપાર્જન કરવામાં મરીમથવા લાગ્યો હતો, જેનું અહોરાત્ર એક સરખુ ચિંતન કરી જેને સુખી અને આનંદી રાખવાને મોહનલાલ ઇશ્વરની પ્રાર્થના કરતો હતો, જેને અતિ ઉત્કંઠાથી મળવા માટે ચાલી નિકળી જેને માટે અસાધારણ આકૂલ થઇ મોહનલાલ નાનાપ્રકારની ઘેલચ્છા કહાડતો હતો, જેને માટે "પોતાના મનમાં કદી પણ એવી માઠી કલ્પના આવવા પામી નથી" એમ દૃઢતાથી જણાવી સાકરબાઇની શોકદાયક વાર્તાથી પણ જેના પ્રત્યેના પ્રેમને લીધે મોહનલાલ ડગ્યો કે ડર્યો નહોતો, જેને નિહાળી, અપૂર્વ નેત્રસુખ મેળવવા તથા જેને મળીહળી-પ્રેમાલિંગન આપી વિયોગજન્ય વ્યથાને વિદારવા મોહનલાલ અત્યાતુર થઇ રહ્યો હતો, જેની સાથે હવે પછીની જીંદગી કેવળ સુખમાં ગુજારવાની મોહનલાલે આશા રાખી હતી, તેજ તેની પોતાની પ્રિય પત્નિ જ્યાં બળીને ખાખ થઇ ગઇ છે, ત્યાં જઇ-અરે તે વિકાળ-ભયાનક સ્મશાન ભૂમિ નિરખવાનું અત્યારે મોહનલાલના નસિબમાં આવ્યું !! દૈવની ગતિ વિલક્ષણ ખરી !! શોકભારથી કેવળ થાંકી જઇ, જેમ તેમ કરી, મંદ ડગલાં ભરી, તે બન્ને મિત્રો સ્મશાનમાં જઇ પહોંચ્યા. પ્રિય ભાર્યાને જ્યાં દહન કરવામાં આવી હતી, તે સ્થળ નિહાળી મોહનલાલે રડી રડીને હૃદયને હાલાવી નાખ્યું ! આખરે બન્ને મિત્રો ઉતારે આવી થાકયા પાકયા ત્યાં રાતનીરાત પડી રહ્યા. બીજે દહાડે મોહનલાલે પોતાના મિત્રને કહ્યું,-"મારી ધર્મપત્નિના સ્મરણાર્થે તે જગોએ (સ્મશાનમાં) એક છાપરાવાળી બેઠક બનાવવા હું ધારૂં છું; કારણ કે તહાડ, તાપ, અને વરસાદના સમયમાં લોકોને એથી વિશ્રામ મળશે. એક બેઠકની વચ્ચમાં એક આરસપહાણ ગોઠવાવી તેમાં પ્રેમચિન્હ તરીકે આ પ્રમાણે અક્ષરો કોતરાવવા:—

**મહા સાધ્વી, પતિપ્રેમાસક્તા,**
**આનંદદાયિની, સૌભાગ્યવતી સુંદરબાઇ;**
**મોહનલાલ વ્યાસની પ્રિય ભાર્યા.**
**મૃત્યુકાળ-વય ૨૨ વર્ષે.**

# પ્રકરણ ચોથું

## સ્થિત્યન્તર.

"વિપદ ગયે સુખ અલ્પ તે, આવે તોય અપાર;
જ્યમ તરૂભક્ષી જળ પિતાં, અધિક મિષ્ટ તે વાર"

[ શિવલાલ ]

એ નાનકડા રમણિય બાગને વસંતઋતુના પ્રભાવે અપ્રતિમ શોભા મળીછે. ગુલાબ, મોગરો, કણેર આદિ પૂષ્પવૃક્ષો પૂર્ણપણે ખીલી, પૂષ્પભારથી નમી સુવાસથી બ્હેકી-ભભૂકી રહ્યાં છે. કદળી, પારિજાતક અને આમ્રવૃક્ષ તો માત્ર ગણત્રીનાંજ-બબે ત્રણ ત્રણજ છતાં, જુઓ તો ખરા, તે બહુજ મનોહર છે. વચ્ચે આવેલા પેલા તુલસીકયારાની રચના નિહાળો; તેને ફરતાં મૂકેલાં સુશોભિત કુંડાઓમાંના રંગબેરંગી રોપાઓ અતિ આનંદ ઉપજાવે તેવા છે. પેલી જમણા હાથ ઉપરની બેઠકપર બેસીને "સરસ્વતિચંદ્ર" વાંચે છે, તે મણિશંકર માસ્તર! "તારૂણ્યનો પ્રારંભ, મુગ્ધ અવસ્થા, સું· દર સ્વરૂપ; ચાલવું, નિહાળવું મર્યાદશીલ; પોપાક સાદો પણ તેને સ્વચ્છ રાખવાનું તથા સરસ રીત્યે પેહેરવાનું ચાતુર્ય, એવી તે–" એ વાકય વાંચવું એટલાજ માટે અપૂર્ણ મુકી દેવું પડયું કે,—"તો પણ શું? જેવું પ્રારબ્ધ!!" એવો પોતાની પાછળના ભાગમાંથી કોઇએ જવાબ વાળ્યાનો મણિશંકર માસ્તરને ભાસ થયો! "હું જે વાકય વાંચતો હતો, તેનેજ કેવળ અનુરૂપ એવો જવાબ, અને તે વળી મનમાંજ વાંચતાં છતાં કોણ શી રીતે આપી શકયું?" એવો પ્રશ્ન ઉપજતાંવાર મણિશંકર માસ્તરના ચિત્તમાં શંકા અને આંખમાં અધિરાઇ વ્યાપી રહી. લાગલુંજ પાછળ વળીને તેણે નિહાળ્યું તો ચાર પાંચ બાલિકાએ પૂષ્પ વીણતી તથા પરસ્પર વાતચિત કરતી દૃષ્ટિગોચર થઇ. મણિશંકર માસ્તરે બેઠક ઉપરથી ઉઠીને તુળસીકયારા નજીક જઈ અહીં તહીં ફરવા માંડયું. ફરતાં ફરતાં પેલું પુસ્તક ઉઘાડી,–"તારૂ· ણ્યનો પ્રારંભ–મુગ્ધ અવસ્થા, સુંદર સ્વરૂપ; ચાલવું, નિહાળવું મર્યાદશીલ

પોષાક સાદો પણ તેને સ્વચ્છ રાખવાનું તથા સરસ રીત્યે પેહેરવાનું ચાતુર્ય એવી તે—" એમ પુનઃ એ વાકય એ રસિકજન મોટેથી એટલેસુધી વાંચે છે, તેવામાં પુનઃ "તો પણ શું? જેવું પ્રારબ્ધ!!" એવો પ્રત્યુત્તર મળેલો તેના સમજવામાં આવ્યો! વાચવું બંધ કરીને પૂષ્પ વિણુતી પેલી બાલિકાઓ પૈકી એક પંદર વર્ષની બાળા પ્રત્યે તેણે દ્રષ્ટિ કરી. "પોતાની સાહેલીઓ સાથે અન્ય વાતચિતને અંગે આમ એ સ્વાભાવિકજ બોલે છે કે ખાસ કરીને મને, મારા આ વચનને અંગે કટાક્ષમાં જવાબ વાળે છે?" મણિશંકર માસ્તર પુનઃ ભ્રમમાં પડી તે બાલિકાઓની વાતચિત્ત લક્ષ આપીને સાંભળવા લાગ્યો. "મણિબ્હેન, પ્રારબ્ધને દોષ આપી બેસી રહ્યે કાંઇ અનર્થનો અટકાવ થઇ શકશે નહીં. મારીતો એજ સલાહ છે કે બાપનું ઘર તજીને હવે તારે તાકીદથી જમનામાસીનો આશ્રય લેવો. આજથી ચોથે દહાડે તારા લગ્ન છે અને તું ત્યાં હાજર હોઇશ તો તારી સંમત્તિ શિવાય પણ તારો બાપ તને બળાત્કારે પરણાવી દેશે, માટે આગળથીજ ભવિષ્યનો વિચાર કરી ડહાપણ ભરેલો માર્ગ લેવો જોઇએ." આટલું પૂર્ણપણે સાંભળવામાં આવવાથી મણિશંકર માસ્તરના મનનો સંદેહ તો ટળ્યો; પરંતુ "બાપનું ઘર તજી દેવાનું જેને કહેવામાં આવે છે તે કન્યા કોણ? તથા તે કન્યાની પોતાના લગ્ન માટે સંમત્તિ શામાટે નથી?" તે જાણવાની અપેક્ષા તેનામાં ઉત્પન્ન થઇ. બાલિકાઓ જ્યાં પૂષ્પ વિણુતી હતી ત્યાં તે જઇ પહોંચ્યો. મણિગવરી પોતાની પ્રિય સખી મોતિગવરીને કંઇ જવાબ આપવા જતી હતી તેવામાં મણિશંકર માસ્તરને નજીક આવેલો જાણી તે બોલતી બંધ રહી. "ત્યારે હું જાઉંછું. કાલે મળીશ" "હું પણ હવે થોડી તુલસી લઇને ઘેર જઇશ." મોતીગવરી ત્યાંથી ચાલતી થઇ અને મણિગવરી પોતાની બીજી ત્રણ નાનકડી સાહેલીઓ સાથે તુલસીકયારા તરફ વળી. તેને ધારી ધારીને નિહાળ્યાબાદ મણિશંકર માસ્તરથી "તારૂણ્યનો પ્રારંભ-મુગ્ધવસ્થા, સુંદર સ્વરૂપ; ચાલવું, નિહાળવું મર્યાદશીલ; પોષાક સાદો પણ તેને સ્વચ્છ રાખવાનું તથા સરસ રીત્યે પેહેરવાનું ચાતુર્ય એવી સાક્ષાત્ આ મણિગવરીજછે!" એમ મનમાં બોલી જવાયું! મણિગવરીનું લાવણ્યામૃત પોતાના નેત્રદ્વારા પ્રાશન કરતો થોડી વાર તે ત્યાંજ ઉભો રહ્યો. પછી તુળસીકયારા તરફ ગયો. ત્યાં જઇને "તું

કોની કન્યા ?" એમ એકદમ પ્રશ્ન પૂછ્યો. મણિગવરીનો ચેહેરો સુંદર—મોહક હતો અને આ વેળાએ તેપર જરા ભીતિ અને લજ્જાની છાયા આવી રહેવાથી તે વિલક્ષણ—ખુમારીદાર દીસવા લાગ્યો. મણિશંકર માસ્તરે ઉત્કંઠાથી તેને પુનઃ પૂછ્યું,—"તું કોની કન્યા ?" મણિગવરીએ ચોંફી બાજુ પર ઉભા રહી, નિચું નિહાળી સલજ્જ દૃષ્ટિએ પ્રત્યુત્તર વાળ્યો,—"હું નંદલાલ વ્યાસની દિકરી." "નંદલાલ વ્યાસની ? અહો મારી ભાગીરથી (મણિગવરીની માનું નામ ભાગીરથી હતું) કાકીની મણી તું ? મેં તો તને ઓળખી પણ નહીં ! ભાગીરથી કાકી ગુજરી ગયાં પહેલાં ત્રણ વર્ષથી હું બહારગામ હતો. છ મહિના થયાંજ અહીં મારી બદલી થઈ છે. મણીગવરી સુખી છોને ? મેં સાંભળ્યું છે કે મોહનલાલે તો અમદાવાદ જઈ લગ્ન કર્યું અને ત્યાંથી પણ તે ચીન ગયો છે, એ શું ખરી વાત ?" "પુષ્કળ દિવસે મળવું થવાથી એકાએક ઓળખાણ પડતી નથી. મોહનભાઈના સંબંધમાં તમે જે સાંભળ્યું છે તે ખરૂં છે." મણિશંકર માસ્તરને મણિગવરીએ ઘટતો ઉત્તર આપ્યો. મણિશંકર માસ્તરે,—"તારા બાપે તારા લગ્ન કરવાનું નક્કી કર્યું છે નહીં ?" એમ પુછયું; પણ તેને તેનો જવાબ મળ્યો નહીં. "મણીગવરી, પણ તેં મને બરોબર ઓળખ્યો કે નહીં ?" મણિશંકર માસ્તરે વાર્તાચિત્તનું રૂપ ફેરવી નાંખ્યું. મણિગવરીએ વાંસી નજરે તેના તરફ નિહાળી,—"જોવામાં આવ્યા હો, એમ લાગે છે, પણ બરોબર ઓળખાણ પડતી નથી." એમ કહ્યું. "હું જ્યારે અહીં હતો ત્યારે તું ઘણી નાની હતી. તારી માને મારી મા સાથે ઘણો સ્નેહ હોવાથી તેઓ તને લઇને બપોરના હમેશાં મારે ત્યાં બેસવા આવતાં હતાં. કેટલીકવાર તો તું તારે ઘેર નહીં જતાં અમારે ત્યાંજ રહેતી હતી. મેં નાનપણમાં તને બહુવાર રમાડેલી પણ છે, કેમ હવે તું મને બરોબર ઓળખી શકે છે કે નહીં ? હું તારી ગોમતી કાકીનો—ગીરધર શાસ્ત્રીનો દીકરો !" મણિશંકર માસ્તરના એવા બોલોથી મણિગવરી તેને સારી રીતે ઓળખી શકી. તેણે સલજ્જ દૃષ્ટિએ જવાબ દીધો,—"હા હવે બરોબર ઓળખાણ પડી !" ઓળખાણ પડયા છતાં મણિગવરીથી તેના તરફ જોઈ શકાયું નહીં. પુષ્કળ દિવસ થયા તે નિહાળવામાં આવ્યો નહોતો અને હવે તો તે ઉમરે પહોંચેલો પુરૂષ થઈ રહેલો હોવાથી તેના તરફ નિહાળતાં તરૂણ મણિગવરીને

ભીતિ અને લજ્જા ઉપજી ! આમછતાં તેના ગંભિર અને મધુર ભાષણના યોગે તેની દૃષ્ટિ તેના તરફ ગયા વિના રહી નહીં. તે વારંવાર ભય, લજ્જા અને પ્રીતિયુક્ત ત્રાંસી દૃષ્ટિએ તેના તરફ નિહાળવા લાગી. મણિશંકર પણ વચમાં વચમાં પ્રેમયુક્ત દૃષ્ટિએ તેના તરફ નિહાળવા લાગ્યો. "મણિગવરી, એકવાર હું અહીં આવ્યો હતો, ત્યારે કન્યાશાળામાં જવાનો તેં આરંભ કર્યો હતો, અને તેથી અત્યાર સુધીમાં હું ધારૂં છું કે તેં સારૂં શિક્ષણ સંપાદન કર્યું હશે." મણિશંકર માસ્તરને મણિગવરીએ જવાબ આપ્યો, "તમે અહીં આવ્યા હતા, ત્યારેજ મને મારી જમનામાસીએ સહેજસાજ લખતાં વાંચતાં તો શિખવી દીધું હતું; ત્યારબાદ અત્યાર સુધી હું કન્યાશાળામાંજ હતી. ગુજરાતી સાત ચોપડીનો મેં ત્યાં પૂરો અભ્યાસ કીધો છે." "વાહ, તેં બહુ ઉત્તમ શિક્ષણ મેળવેલું ગણાય અને તેથી તારૂં લગ્ન પણ તારા જેવા કોઈ સુશિક્ષિત સાથેજ થવું જોઇએ. તારે માટે તારા પિતાએ તેવું કોઇ સ્થળ શોધીને તારા લગ્નની યોજના યોજી છે કે નહીં ?" મણિશંકર માસ્તરનો એ પ્રશ્ન સાંભળતાંવાર પોતાના બાપે પોતાના લગ્નની યોજેલી યોજનાનું મણિગવરીને સ્મરણ થયું. કેવળ પૈસાને માટે પોતાનો વિવાહ પોતાના પિતાએ એક વૃદ્ધ પુરૂષ સાથે કરેલો છે અને લગ્ન આડે હવે માત્ર ચારજ દિવસ રહ્યા છે, એવું તેના મનમાં આવવાથી સુશિક્ષિત અને યોગ્ય સ્વામિ મળવાની નિરાશાએ તે બાપડીને બહુજ દુઃખ ઉપજ્યું. પોતાને દુઃખ ઉપજ્યું છે, એવું બહાર ન દેખાય તે માટે તેણે પ્રયત્ન કર્યો; પરંતુ તેની શોક યુક્ત મુદ્રા અને સજળ નેત્રોથી મણિશંકર માસ્તર "તેને દુઃખ ઉપજ્યું છે." એમ સમજી ગયો. તેને માઠું લાગવાનું કારણ તો મોતીગવરીની વાતચિત્ત ઉપરથીજ તે સમજી ગયો હતો. તેને માઠું લાગવાજોગ પોતેજ જાણી જોઇને વાત કહાડી, તે માટે તેને પોતાને પણ ખોટું લાગ્યું. મણિગવરીના મનનું સમાધાન થાય તેવા પ્રકારનું કંઇ બોલવા તે જતો હતો તેવામાં દીર્ઘ નિશ્વાસ નાખી, "હું જાઉં છું હવે !" એટલું કહી મણિગવરી પોતાની અજ્ઞાન-નાનકડી સાહેલિયો સાથે ચાલી નિકળવા લાગી. "જરા ઉભી રહે. મારા બોલવાથી તને દુઃખ ઉપજેલું જાણી મને બહુ માઠું લાગે છે." મણિશંકર માસ્તરને એનો શો ઉત્તર મળી શકે ? મણિગવરીનું મન અસ્વસ્થ હતું અને તેથી તેનાથી અધિક બોલી શકાયું નહીં. તે એટલુંજ

બોલી,—" છેક સંધ્યાકાળ થયો, મારી નવી મા ગુસ્સે થશે. હું જાઉં છું હવે." " વારૂ, પણ આવતી કાલે તું ફરીને અહીં આવીશ ? આ મારા બાગમાં ફુલ અને તુળસી પુષ્કળ છે." મણિશંકર માસ્તરે આતુરતાથી પુછ્યું અને મણિગવરીએ ધીરે અવાજે, " મારી નવી મા આવવા દેશે તો હું આવતી કાલે આવીશ," એવો જવાબ વાળ્યો. મણિશંકરે ફરીને કહ્યું,—" ગમે તેમ કરીને તુ આવે તો ઠીક. ઘણા દિવસે આપણે મળ્યાં અને ઘડી બે ઘડી બોલવાનો પણ અવકાશ મળ્યો નહીં." મણિગવરીએ " હા, આવીશ." એટલું કહી ત્યાંથી ચાલવા માંડયું. જતાં જતાં પણ તેણે મણિશંકર તરફ એકાદ બેવાર સલજ્જ દૃષ્ટિયે નિહાળી લીધું !

મણિશંકર માસ્તર સુશિક્ષિત, ચતુર, નીતિવાન અને વિચારવંત હતો અને તેથી તેનામાં અવિવેક ઉત્પન્ન થાય તેમ નહોતું. મણિગવરી ઉપવર થયેલી છે અને વળી તે સુશિક્ષિત છે તેથી તેને યોગ્ય સ્થળે પરણાવવામાં આવે તો ઠીક, તે વિષેની તેનામાં ચિંતા ઉત્પન્ન થઇ. મણિગવરી પોતાને ત્યાંથી ગયાબાદ તે પંડિતા જમનાબાઇ–કે જે મણિગવરીની માસી થતી હતી, તેને ત્યાં–ભગાના તળાવમાં–દેશાઇના ખાંચામાં જઇ પહોંચ્યો. મણિગવરીના લગ્ન કોની સાથે કરવાનો તેના બાપે ઠરાવ કરેલો છે, તે જણાવવા માટે પંડિતા જમનાબાઈને તેણે વિનવ્યાં. જમનાબાઇએ ખેદ સાથે મણિગવરીના પિતાએ કરેલા દ્વિતીય લગ્નની તથા બારસો રૂપિયા લેવાના ઠરાવે વૃદ્ધ ગણેશજી જોશીને મણિગવરીને વરાવ્યાની હકીકત સજળ નેત્રે નિવેદન કરી. મણિશંકરને આથી બહુજ માઠું લાગ્યું. જમનાબાઈએ કહ્યું,— " અમે શું કરી શકીએ ? તેનો પાષાણ હૃદયનો પિતા, સમજાવ્યો સમજે તેવો નથી. મારી બેહેન જીવતી હોત તો આવો દુર્ઘટ પ્રસંગ આવત નહીં, પણ થવા કાળ ! તમે અવિવાહિત, વિદ્વાન અને લાયક છો; પણ એને બારસો રૂપિયા છાતિયે ચોંટયા છે, ત્યાં ઇલાજ શો ?" " તમે તમારી નિર્દોષ ભાણેજને ગમે તેમ કરીને એ કસાઇના હાથમાંથી છોડાવવાનો યત્ન કરો. તે બારસો રૂપિયા લેતાં પણ " મડદાંને મીંઢોળ " બાંધતાં અટકતો હોય, તો તેની પણ વ્યવસ્થા થઈ શકાશે. મણિશંકર એટલું બોલેછે ત્યાં જમનાબાઇ વચ્ચે બોલી ઉઠયાં,—" મારી બેહેનને તથા તમારાં માતુશ્રીને ઘણોજ સ્નેહ હતો અને મારી બેહેન તમારી સાથે મણિગવરીને

વરાવવાનું વચન પણ આપેલું હતું. જો તેવોજ યોગ હાલ બની આવે તો મણિગવરી ભાગ્યશાળી થાય, અને મારી બેહેન–અત્યારે તમોને નિહાળી આંખો ઠારવાને જીવતી રહી નથી, તોપણ તેનો પૂર્વનો સંકેત પાર પડે." "ઠીક ત્યારે, તમે બેધડક નંદલાલ વ્યાસને સમજાવો અને જો ગણેશજી જોશી સાથનો વિવાહ ફોક કરી, લીધેલું–લગ્ન પાછું વાળતો હોયતો હું બારસો રૂપિયા–અત્યારે આપવાને તૈયાર છું!" એટલું બોલીને મણિશંકર જમનાબાઈ તરફનો ઉત્તર સાંભળવાને આતુર થઇ રહ્યો. જમનાબાઇએ આનંદિત બનીને કહ્યું,—"કાલે હું નંદલાલ વ્યાસને ત્યાં જઇ તેમને સમજાવીશ અને આવતી કાલે તમોને મળીશ." ત્યારબાદ થોડીવારે ત્યાંથી મણિશંકર માસ્તરે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

મણિશંકર માસ્તર વિષે અહીં આગળ થોડુંએક લખવાની જરૂર છે. તે નંદલાલ વ્યાસની નાતનોજ શ્રીગોડ બ્રાહ્મણ હતો. તેનું ઘર નંદલાલ વ્યાસના ઘરથી ઘણું દૂર નહોતું. તેના પિતા સુપ્રસિદ્ધ શાસ્ત્રી હતા. મણિશંકરને તેના પિતાએ સારૂં શિક્ષણ અપાવ્યું હતું. આજથી ચોથા વર્ષપર અમદાવાદ મેલટ્રેનિંગ કોલેજમાં સિનિયર ક્લાસમાં પાસ થયા બાદ તેને શરૂઆતમાં ગુજરાતી નિશાળમાં મેહેતાજીની વીશ રૂપિયાની જગો મળી હતી. કાઠિયાવાડમાં એકાદ બે ગામોમાં ફેરબદલી થયા પછી હાલ તેની ભાવનગરમાં બીજા નંબરની સરકારી ગુજરાતી નિશાળના હેડમાસ્તર તરીકે ત્રીશ રૂપિયાના માસિક પગારે નિમણુંક થયેલી હતી. મણિશંકરની ઉમર હાલ પચીશ વર્ષની હતી અને તે અત્યાર સુધી અવિવાહિત રહેલો હતો. તે શરીરે સહજ શ્યામ છતાં બ્રહ્મચર્યના પ્રતાપે તેની શરીર કાન્તિ એકાદા બહુજ રૂપાળા ગણાતા પુરૂષની હરિફાઇ કરી રહી હતી. તે મજબૂત બાંધાનો અને સાધારણ કદનો હતો. તેનું કપાળ વિશાળ, તેનાં ચક્ષુઓ પાણીદાર, તેનું નાક સરળ, તેના ભ્રમરો કમાનદાર અને તેનું મ્હોંડું ગોળમટોળ હતું. તે ઘણોજ દેખાવડો પુરૂષ ગણાતો હતો. તેનો પિતા પોતાના એ વહાલા–એકના એક પુત્ર માટે ઠીક પુંજી મુકી ગયો હતો. મણિશંકરની ભાવનગરમાં બદલી થયા પછી તેણે પોતાના ઘરના ચોગાનમાંના નાનકડા બાગને સારી રીતે સુધાર્યો હતો. નિશાળમાંથી સાંજરે ઘેર આવ્યા પછી પોતાના નાનકડા બાગમાં ફરી હરીને કિંવા ત્યાં અમૂક સ્થળે

બેસી પુસ્તક આદિ વાંચીને તે ફુરસદનો વખત ગુજારતો હતો. તે દિવસે મણિગવરીની માસી કનેથી આવ્યા બાદ તેને તરેહવાર વિચારો ઉપજવા લાગ્યા. " "જમનાબાઇના સમજાવવાથી જો તેનો બાપ સમજી જાય તો મારા જેવો બીજો ભાગ્યશાળી કોણ ગણાય? ખચિત મણિગવરી સુ-શિક્ષિત હોવાથી તેના સહવાસથી ક્ષણે ક્ષણે આનંદ અને સુખ પ્રાપ્ત થાય તેમ છે, પણ તેમ કરવાને હું, તેની માસી અને ખુદ તે પોતે રાજી છતાં તેમાં વળે એવું કયાં છે? તેમ કરવાનો સઘળો આધાર તેના પિતાની મરજી ઉપર છે. હશે જે થાય તે ખરૂં; પણ તે બિચારીને ગમે તેમ કરી એ બુઢ્ઢાને પાને પડતાં અટકાવવીજ જોઈએ. લોભી અને નિર્દય બાપ પોતાની તરૂણ પુત્રીને જાણી જોઇને રંડાપો આપવા તૈયાર થાય, એ કેવું ઘાતકી કર્મ છે!" એવી રીતે મણિગવરીની પ્રાપ્તિ વિષે તથા કન્યાવિક્રયના કુચાલ વિષેના અનેક વિચારો મણિશંકરના મનમાં એક સરખા ચાલી રહ્યા. જમી ખાઇને પરવાર્યા બાદ બિછાનાપર પડયાં છતાં મોડી રાત સુધી તેને નિદ્રા આવી નહીં. એક વેળા મણિગવરીની મૂર્તિ ચક્ષુ સમિપ આવીને ઉભી રહે, અને બીજી વેળાએ તેના બાપનું, લગ્ન વિષેના દુષ્ટ દુરાગ્રહ આદિનું આચરણ દૃષ્ટિગોચર થવા લાગે! એવા પ્રકારનો મનોવ્યાપાર થઇ રહેવાથી નિદ્રા શી રીતે આવી શકે?

અહીં પોતાને ઘેર લગ્ન વિષે વિચાર ઉપજવાથી મણિગવરીની ચિં-તામાં વધારો થયો. ઘરનાં કામકાજથી પરવાર્યા બાદ મોડી રાત્રના તેણે પોતાની પથારીમાં પડી ગુપ્તપણે અશ્રુપાત કરી–રડીને હૃદય ઠાલવવા માં-ડયું. "વિધાતાએ મારા નસિબમાં પતિ સુખ નિર્માણ કરેલું નહીં હોય! અને જો એમ હતું તો મને જે થોડી ઘણી બુદ્ધિ છે, સારાસાર સમજવાની વિચારશક્તિ છે–તે પરમેશ્વરે આપવી જોઇતી નહોતી. મને ઘેલીજ બનાવી મુકવી હતી, એટલે એ સંસારસુખ વિષે વિશેષ વિચારો મારા મનમાં આવવા પામત નહીં." એવી રીતે કલ્પાંત કરવા લાગી. વચમાં વચમાં મણિશંકર માસ્તર યાદ આવવાથી "તે હજી અવિવાહિત છે, સુશિક્ષિત છે અને લાયક છે. પણ હવે ઈલાજ શો?" એવો વિચાર ઉપજવાથી એ અતિ કષ્ટ પામવા લાગી. આખરે તે નિદ્રાવશ થઈ ગઈ–પણ શું તેની તે નિદ્રા વાસ્ત-વિક સુખદાયક હતી? ભાવી દુઃખની કલ્પના અને ભયયુક્ત સ્વપ્નાવસ્થામાં

પડીને તે બાપડી તે વેળાએ ઝુરી મરતી હતી. વેરણ રાત્રી જેમ તેમ કરતાં પૂરી થઇ. પ્રભાતમાં ઉઠીને પોતાની નવીમાની સાથે ઘરનું કામકાજ કરવામાં ગુંથાઇ રહી. આઠેક વાગતે તેની જમનામાસી આવવાથી તેની આગળ તે બાપડીથી રડી જવાયું. જમનામાસીએ મણિશંકરે આપેલું આશ્વાસન કહી સંભળાવવાથી તેને ક્ષણમાત્ર દુઃખ વિસારે પડયું. જમનાબાઇના સમજાવવાથી, "આપણને જ્યારે તેટલોજ અવેજ મળે છે, ત્યારે એ બુઢ્ઢાને કન્યા આપવામાં શો સાર છે!" એમ સમજી તેના લોભી પિતાએ વિવાહ ફોક કરવાનું અને લીધેલું લગ્ન પાછું વાળવાનું કબૂલ કર્યું. મણિગવરીના આનંદનો પાર રહ્યો નહીં; પણ અફસોસ! ગણેશજી જોશીકને જતાં તેણે જણાવ્યું કે,–"હું બારસોને બદલે બે હજાર રૂપિયા આપવાને તૈયાર છું; પણ વિવાહ ફોક કરી તથા લીધેલું લગ્ન પાછું વાળી મારી આબરૂ ઉપર હાથ નાખવો જોઇતો નથી. નાતમાં હું લાંઘવા બેસીશ અને તને નાત બહાર મૂકાવીશ! ત્યારે નંદલાલ વ્યાસની ડાગળી ફટકી ગઇ! તે લાગલોજ ગણેશજી કનેથી વિશેષ રૂપિયા લઇ ફરી ગયો. જમનાબાઇને નિરાશ થઇ ઘેર ચાલ્યાં આવવું પડયું. ભાગ્યહિન મણિગવરીના દુઃખ સમુદ્રમાં થયેલા ઓટ કરતાં હવે સોગણી ભરતી આવી! કેટલીક વારે મણિગવરીએ ધૈર્યથી પોતાના પિતાકને જઇ નમ્રતાથી કહેવા માડયુ,– "પિતાજી, પોતાની દિકરીનાં સુખ તરફ લક્ષ આપવું, એ મા બાપનું અતિ અગત્યનું કર્તવ્યકર્મ છે, જેઓ તે ઘટિતરીતે બજાવતા નથી તેઓ પરમેશ્વરના મહાન અપરાધી થાય છે, અને જીવતાં સુધી દિકરી દુખમાં ડૂબી મરે છે. તેવી સ્થિતિમાં તે જે અભિશાપ આપે તે મા બાપને શિર પડે છે. પુરૂષના લગ્નની વાર્તા નિરાળી છે. તેઓને શું? એક સ્ત્રી પસંદ પડી નહીં અથવા મરણ પામી તો તે લાગલીજ બીજી કરી લે છે; પરંતુ સ્ત્રીનો પ્રકાર તેવો નથી, તેણે તો તેનાં માતપિતાએ જેને વરાવી હોય છે, તે જોઈએ તો ઘેલો, કરૂપ, અંધ, રોગી અને વૃદ્ધ–ગમે તેવો હોય તો પણ તેની સાથે જન્મારો ગાળવો પડે છે, અને એટલાજ માટે કન્યાને વરાવતી વેળાએ માબાપોએ વિચાર કરવો ઘટે છે." મણિગવરીએ એ શિવાય બીજી પણ કેટલીક જરૂર જોગી ડહાપણની વાતો કહી સંભળાવવામાં મણા રાખી નહીં. પોતાના મનમાં નહોતું તો પણ

તેણે પોતાની સાવકી-નવી મા તરફ વળીને કહ્યું,-"મા, સ્ત્રીઓનાં સર્વ પ્રકારનાં દુઃખસુખ સ્ત્રીઓનેજ માલુમ હોય છે, સ્ત્રીઓને મોટામાં મોટું દુઃખ ધણી તરફનુંજ. પુષ્કળ ઘરેણું ગાંઠું, ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો અનેચાકર નોકરોનું સુખ, ધણી તરફના સુખ વિના કશ્યા પણ ઉપયોગનું નથી. મને જ્યાં આપવાનો સંકેત થયો છે, તે સ્થળ પણ તેવાજ પ્રકારનું છે. માટે તારે કૃપા કરીને મારા પિતાને સમજાવવા ઘટે છે." એમ પુષ્કળ પ્રકારે વિનવ્યા છતાં એ દુષ્ટ સાવકી માતાના હૃદયમાં તેને માટે લેશ માત્ર દયા ઉપજી નહીં. તેણે તો ઉલટું ગુસ્સા ભરેલી દૃષ્ટિએ પોતાના સ્વામિ તરફ નિહાળ્યું અને તેથી તુરતજ નંદલાલ વ્યાસનો મિજાજ જતો રહ્યો. "બસ, બંધ કર તારી લવરી! જો વધારે પડતું કંઇ બોલી છો તો તારી જીભપર ડામ દેવા પડશે! અમને શિખામણ આપવા આવી છે મોટી શહાણી! અમારી મરજીમાં આવશે તે અમે કરીશું! તારા કરતાં અમારામાં અક્કલ અધિક છે!" એટલું બોલીને નંદલાલ વ્યાસ ત્યાંથી ચાલતા થયા.

પ્રિયવાચકવૃંદને અહિં કદાચ સંશય ઉપજશે કે આટલી ચૌદ વર્ષની થતાં સુધી મણિગવરીને તેના બાપે કુંવારી શા માટે રાખી? કદાચ સંજોગોને લીધે કુંવારી રહી હતી, તો બાપની સામે બોલવાનું ધારિષ્ટ તથા પોતાનું હિત સમજવાનું ડહાપણ તેનામાં શી રીતે આવી શકયું? સંશયના નિવારણ માટે ખુલાસો કરવાની આવસ્યકતા છે કે તેની માતા ગુજરી ગઇ ત્યારે મણિગવરીની ઉમર નવ વર્ષની હતી. માતાના મરતાં પેહેલા મણિશંકરની સાથે મણિગવરીને પરણાવવાનો તેની માતાએ સંકેત કર્યો હતો; પરંતુ લોભી નંદલાલ વ્યાસને તે પસંદ પડયું નહીં. બીજો એક ધણી મનમાનતા પૈસા આપવા તૈયાર થયો હતો, પણ નંદલાલવ્યાસની એ ઇચ્છાનો મણિગવરીની માતાએ અનાદર કરવાથી એ સંકેત અટકી પડયો હતો. નવમેં વર્ષે મણિગવરીની માતા મરણ પામી અને તેના શોકને લીધે તેને વરાવવામાં વિઘ્ન આવ્યું. આગળ જતાં નંદલાલ વ્યાસને પોતાને વૃદ્ધવયમાં પરણવાની ઇચ્છા થઈ અને તેથી મણિગવરીને કોઈની કોટમાં વળગાડી, તેની કન્યા બદલામાં લઇ પરણવાનો તેણે વિચાર રાખ્યો. પિતાના આવા વિચારથી મોહનલાલે ઘર તજી દીધું. આખુરે નંદલાલ વ્યાસ, મનમાનતો ઘાટ નહીં ઉતરવાથી પોતે પોતાની કન્યાના પૈસા લઇ

એ પૈસાથી પરણ્યા અને મણિગવરીને પેલા ગણેશજી જોશી સાથે પરણાવવાનો ઠરાવ કર્યો. આમ હોવાથી મણિગવરી ચૌદ વર્ષની ઉમર પર્યંત—અત્યાર સુધી કુંવારી રહી. મણિગવરીનું મોશાળ ભાવનગરમાંજ હતું. તેના મામા જીવરામ તર્થો કેશવલાલ પ્રસિદ્ધ શાસ્ત્રી હતા. મણિગવરીની માતા તથા તેની જમનાંમાસીને તેના પિયરમાંજ બાળબોધ લખાતાં વાંચતાં આવડે—તેટલું શિક્ષણ મળેલું હતું. મણિગવરીની માતા ગુજરી ગઇ અને જમના માસી વિધવા થવાથી તેણે પોતાનું જ્ઞાન આગળ વધાર્યું. અત્યારે તો તે શ્રીમદ્ ભાગવત આદિ કથાવાર્તા વાંચવા માટે મહારાજાના રણવાસમાં રાણીઓ કને જતી આવતી હતી અને તેને નામદાર મહારાજા તરફથી વર્ષાસન પણ કરી આપવામાં આવ્યું હતું. તાત્પર્ય એટલોજ કે મણિગવરીનો મોશાળ પક્ષ સુશિક્ષિત હતો. મણિગવરીને કન્યાશાળામાં અત્યાર સુધી ઉત્તમ પ્રતિનું શિક્ષણ મળેલું હતું, વળી બાળલગ્ન અને કન્યાવિક્રય આદિ પ્રકારોનાં બુરાં પરિણામના સંબંધમાં કન્યાશાળામાં શિક્ષકબાઇઓ વારંવાર સુબોધક પુસ્તકો વાંચતી હતી અને ક્વચિત ક્વચિત તેવા ઘરસંસારને લગતા વિષયોના કન્યાશાળામાં વ્યાખ્યાનો પણ આપતાં હતાં. શિક્ષણના પ્રમાણમાં અને ઉમરનાં પ્રમાણમાં મણિગવરી પોતાનું હિત—અહિત સમજી શકે તેમાં વિશેષતા શી ? તે હિત—અહિત સમજતી હતી, તેથીજ પોતાના લગ્નના સંબંધમાં પિતાના સંકેતની આડે આવવાને તેણે પ્રયત્ન કર્યો હતો.

મણિગવરીના મનપર તેના પિતાએ ધમકાવ્યા પછી બહુ માઠી અસર થઇ. અસ્વસ્થ—વ્યાકુળ મન થઇ રહેવાથી તે દહાડે તે કોઇની સાથે બોલી કે બેઠી નહીં. સાયંકાળે નિત્યની પેઠે પુષ્પ અને તુલસી લેવા માટે મણિશંકર માસ્તરના બાગમાં ગઇ. આ વેળાએ મણિશંકર માસ્તર સાથે વિશેષ બોલવાનું તેના મનમાં આવવાથી તેણે પોતાની સાથે અન્ય બાલિકાઓને લીધી નહીં. મણિશંકર બાગમાં બેસીને મણિગવરીની આતુરતાથી રાહ જોતો હતો. મણિગવરીએ બાગમાં પ્રવેશ કર્યો કે તુરત સામેથી આવી, તેને નિહાળી મણિશંકરે કહ્યું,— "મણિગવરી, આજ તું વિશેષ ચિંતાતુર હો—એમ તારી મુખમુદ્રા ઉપરથી જણાય છે. દુઃખ અને ચિંતાથી તારા મુખપર ગ્લાનિ આવેલી સ્પષ્ટ રીતે નિહાળવામાં આવે છે. તેનું કારણ શું છે વારુ? કાલના મારા બોલવા ઉપરથી તો માઠું નથી લાગ્યું ? જો

એમ હોય તો મને ક્ષમા કર ! નાનપણમાં મેં તને રમાડેલી હોવાથી હું કશી ભિન્નતા સમજતો નથી અને તેથીજ ગઇ કાલે મારાથી એમ સહજ રીતે બોલી જવાયું હતું!" "તમારા બોલવાથી મને બિલકુલ માઠું લાગ્યું નથી. મારા દુર્દૈવ વિષે મને બહુ માઠું લાગે છે" મણિગવરીએ નિશ્વાસ નાખતાં જવાબ વાળ્યો. "ગમે તે પ્રકારે તને આજ નક્કી દુ:ખ થયેલું છે, અને તેથી તેનું ખરૂં કારણ મને કહી સંભળાવ. કશી પણ જુદાઇ જાણીશ નહીં. તને દુ:ખી નિહાળી મને બહુ દુ:ખ ઉપજે છે." "તમારા કહેવાથી મારાં જમના માસી મારા પિતાને સમજાવવા આવ્યાં હતાં, પિતાએ તેમ કરવાનું પ્રથમ કબુલ કર્યું હતું અને પાછળથી તે તરફથી વિશેષ પૈસા મળવાને કારણે ફરી ગયા!! તે શિવાય ઘરમાં આજે મારો તિરસ્કાર થવામાં પણ મણા રહી નથી. શું કરૂં ? પ્રારબ્ધ !" મણિગવરી તરફથી એવો જવાબ મળ્યા પછી, જો કે મણિશંકરના ચક્ષુઓમાં પાણી ભરાઈ આવ્યાં હતાં, તથાપિ તેણે તેને ધીરજ આપવા માંડી,—"ઇશ્વર કરશે તો તારા ઉપર એવા પ્રકારનો અનર્થ ગુજરવા દઈશું નહીં. જમનામાસી મળ્યાં પછી અમે તે સંબંધનો આજે ખચિત વિચાર કરી કંઇ નિરાળો રસ્તો કહાડીશું. એમ કહી મણિશંકરે મણિગવરીના મનનું સમાધાન કરવા માંડયું,—"મણિગવરી, તું જ્યારે ન્હાની હતી, ત્યારે તારી માતુશ્રી વારંવાર જે બોલો બોલતી હતી તે બોલો, જો તારા બાપે તારી માસી સાથે કહેવરાવ્યા પ્રમાણે કબુલ કર્યું હોત તો હું પોતેજ ખરા કરી બતાવત; પરંતુ ચિન્તા નહીં, તે માટે અન્ય ઇલાજ યોજીશું." ત્યારબાદ મણિગવરીએ આશ્ચર્યથી પુછયું,—"મારી માતા શા બોલો બોલતી હતી-અને તે તમે શી રીતે ખરા કરી બતાવત?" મણિશંકરે કહેવા માંડયું,—"તું બાળક હતી ત્યારે તને લઇને તારી મા અમારે ઘેર બેસવા આવતી હતી, તે વેળાએ હું તને કેડમાં બેસાડી અહીંથી તહીં ફેરવતો હતો. કદી કદી તને ખાવાનું પણ આપતો હતો. એક દહાડો હું પાનની બીડી ખાતો હતો, તે વેળાએ તું પાસે હોવાથી મારા મ્હોંમાંથી તેં તે ખાવા માગી. મેં મારા મ્હોંમાંથી કહાડીને તને તે પાનની બીડી આપી! આ પ્રકાર નિહાળી મારી તથા તારી—બન્ને, માતુશ્રીઓ પેટપકડીને હસવા લાગી. એટલામાં મારી મોટી બ્હેન કે જે તે વેળાએ ત્યાં જોડમાંજ ઉભી હતી, તેણે મોટેથી,—"પોતાની બાઇડીને,

જુઓ કેવી રીતે મ્હોંમાંનું પાનનું બીડું આપેછે!" એમ બોલી મારી મશ્કરી કરવા માંડી. તને સાંજ મૂકી હું શરમાઈને ત્યાંથી પલાયણ કરી ગયો. તેજ વખત તારી તથા મારી માતુશ્રી વચ્ચે તને અમારે ત્યાં આપવાનો ઠરાવ થયેલો હતો. ત્યારપછી જ્યારે જ્યારે મને બોલાવતાં હતાં, ત્યારે ત્યારે તારાં માતુશ્રી "જમાઇરાજ" કહીને હાક મારતાં હતાં. મારા પિતાશ્રી પણ મારૂં સગપણ તમારે ત્યાં કરવામાં રાજી હતા. તારી માતાએ આ વાત નંદલાલ વ્યાસને કહી સંભળાવી હશે કે નહીં તે કોણ જાણે! આગળ જતાં વિવાહ થવાનો સંભવ હતો; પરંતુ એટલામાં મારૂં બાહારગામ રહેવું થયું અને દુર્દૈવે કરી, ભાગીરથી કાકી પણ મરણ પામી!" અત્રે મણિગવરીના મનમાં, મણિશંકરે જે હકીકત કહી સંભળાવી તે સાંભળવાની ઉત્કંઠા, માતુશ્રીના મરણની વાર્તા સાંભળી દુઃખ, પોતાના લગ્ન માટે પિતાએ સાધવા ધારેલી મતલબ સાંભળી કાળજી, અને પોતે જેની સાથે અત્યારે વાતચિત્ત કરે છે, તેજ ગૃહસ્થ સાથે પોતાનું લગ્ન થનાર હતું. એ સાંભળી લજ્જા, એ વિકારો એકપછી એક—એમ ઉત્તરોત્તર ઉત્પન્ન થવા લાગ્યા. છેવટે લજ્જાથી થોડો વખત થોભી સલજ્જ સ્વરે તે બોલી,–" એ વાતને તો બહુ વર્ષ થઇ ગયાં. તો આજ સુધી આપ અવિવાહિત કેમ રહ્યા ? "

મણિશંકરે ઉત્તર આપ્યો,–" આગળ જતાં મારા માત પિતાએ એક બે કન્યાઓ જોઈ હતી તે વેળાએ જેમ પૈસાની અડચણ હતી, તેમ તે કન્યાઓ પણ મને પસંદ પડે તેવી નહોતી. ત્યાર પછી મારાં માતુશ્રી ગુજરી ગયાં. તેમને ગત થયે વર્ષ થયું ન થયું, એટલામાં પિતાશ્રી પણ પરલોકવાસી થયા, આથી લગ્નનો વિચાર જેમનો તેમ રહી ગયો. આગળ જતાં મારી પૈસા સંબંધી સ્થિતિ સુધરવા લાગી અને તે વખતે મારે માટે બે ત્રણ માગણીઓ આવી હતી, પણ તે કન્યામાં કોઇ સુશિક્ષિત નહોતી, તો કોઇ કદરૂપી હતી, અને તેથી મારે તે માગણીઓનો અનાદર કરવો પડયો."

"વારૂ, ત્યારે આપને કેવી કન્યા હોય તો પસંદ પડે ?" મણિગવરીનો એ પ્રશ્ન સાંભળી જરા હસીને મણિશંકરે બોલવા માંડયું,–" મારૂં કહેવું એવું છે કે તે રૂપવાન હોવા સાથે સારા ગુણની હોવી જોઇએ, તેને સારી રીતે શુદ્ધ શિક્ષણ મળેલું હોવું જોઇએ, તેને પૂર્ણપણે લખતાં વાંચતાં આવડવું જોઇએ, અને તેનો સ્વભાવ બહુ અંશે પોતાના સ્વભાવને મળતો આવવો

જોઈએ. જો તેમ નહોય તો પુરૂષ બાપડો પોતાની આયપત પ્રમાણે સંસારમાં વરતી સુખમાં રહેવા માગે અને સ્ત્રી પ્રાપ્ત વસ્તુ વડે સંતોષ નહીં માનતાં સર્વકાળ વસ્ત્રાભૂષણથી પોતાની શરીર શોભા વધારવામાં અને ખોટો ડોળકમાક દેખાડવામાં લક્ષ આપવા લાગે! એવી રીતે સ્ત્રીપુરૂષના ભિન્ન સ્વભાવને લીધે સર્વકાળ અસંતુષ્ટપણે ગુજારવો પડે! તેમજ સ્ત્રીને લખતાં વાંચતાં જો આવડતું હોય તો આપણે ઉત્તમ ઉત્તમ વિષયોનું જ્ઞાન સંપાદન કરવામાં નિમગ્ન થઇ રહીએ અને આપણી ભાર્યા વિષયની ઉત્તમતાનું જ્ઞાન નહીં હોવાથી આપણને ન ગમે તેવી, કેવળ મૂર્ખત્વની અને બાળબુદ્ધિની બાબતોમાં કાળ કાઢવા માંડે! બન્નેની વર્ત્તણુંક એકેકથી ઉલટી થઇ પડવાથી, એવી સ્ત્રી સાથે જન્મારો કહાડવો, એ હરકોઇ વિદ્યા વ્યસની મનુષ્યને, જનાવરના સહવાસમાં જન્મારો કહાડવા જેવું થઇ પડે કે નહીં? શિવાય સ્ત્રીને લખતાં વાંચતાં આવડતું નહીં હોવાને લીધે, તેનો જ્ઞાન સંપાદન કરવાનો માર્ગ કેવળ બંધ થઈ જાય છે. વારૂ, કદાચ લગ્ન થયાં બાદ આપણે આપણી સ્ત્રીને શિખવી સુશિક્ષિત કરવા ધારીએ તો તેમ થવાનો સંભવ છતાં, તેમ થવું બહુ કઠિણ થઇ પડેછે; કારણ કે બાલ્યાવસ્થામાં તે જેના સહવાસમાં ઉછરી હોય છે, તેનાં જેવાં તેનાં આચરણો એકાએક સુધરી શકતાં નથી. બાલ્યાવસ્થામાં તેનું મન જે પ્રમાણે વળેલું હોય છે—તે વલણ એકાએક ફરી શકતું નથી. આમ હોવાથી જો પોતાને પસંદ પડે, તેવી કન્યા મળે તોજ તેની સાથે લગ્ન કરવું. નહીં તો અવિવાહિત રહેવું, એવો મેં નિશ્ચય કર્યો હતો અને તેથીજ હું હજી અવિવાહિત રહેલો છું, એમ કહીએ તો ચાલે." મણિશંકરનું બોલવું બંધ થતાંવાર મણિગવરીએ કહ્યું,– "ત્યારે શું એટલા દિવસમાં આપને પસંદ પડે–તેવાં આચરણવાળી એકાદી કન્યા નહીં મળી આવી?" મણિશંકર,– "મેં અને મારા મિત્રોએ તે વિષે બહુ શોધ કર્યો અને આપણી ટુંકી ન્યાતમાં કન્યાની અછતને લીધે એવી કન્યા મળવાની અમોએ આશા પણ તજી દીધી હતી; પરંતુ કાલથી માત્ર–" એટલું બોલતાં હસી પડયો.

જ્યારે મણિશંકરનું બોલવું ચાલી રહ્યું હતું, ત્યારે મણિગવરી તેના મુખ તરફ વારંવાર મર્યાદથી નિહાળતી હતી. તેનું સ્વરૂપ તેને અધિકાધિક સુંદર લાગવા માંડયું. તેના મનની ચિંતાનું પણ થોડું થોડું વિસ્મરણ થવા

લાગ્યું. જ્યારે મણિશંકરે, તેની માતુશ્રીનો તેને આપવાનો વિચાર કહી સંભળાવ્યો ત્યારે તેને આનંદ ઉપજ્યો. આનંદ શા માટે ઉપજ્યો ? તે, તે પોતેજ સમજી શકી નહીં ! આગળજતાં પોતાને કેવા પ્રકારની સ્ત્રી પસંદ છે, તે જ્યારે મણિશંકરે કહેવા માંડયું, ત્યારે તેવાં આચરણો પોતામાં હોવાથી પોતાની શોકજનક સ્થિતિનું તે ભાન ભૂલી ગઇ. તેને મણિશંકરનું બોલવું બહુજ રૂચવા લાગ્યું અને મણિશંકર વિષે તેનામાં આસ્થા અને મમતા ઉપજવા લાગી. જેવો તે બહારથી સુંદર છે તેવોજ અંદરથી પણ સુંદર છે–એટલે તેના શરીર પ્રમાણે તેના ગુણો પણ ઉત્તમ છે એવી તેની ખાત્રી થવાથી, તેના ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ અને પ્રેમ બેઠો. તેની મુખમુદ્રા તરફ નિહાળતાં તે બાપડીને વધારે વધારે લજ્જા ઉપજવા લાગી. તે પ્રેમભરી ત્રાંસી દૃષ્ટિએ તેના પ્રત્યે નિહાળવા લાગી અને તે થોડોક વખત ખમીને બોલી,–" બોલતાં બોલતાં વચમાંજ કેમ અટકી પડયા ? "પરંતુ કાલથી માત્ર–" એટલે શું ? " " એટલે કંઇજ નહીં ! " એમ કહીને પુનઃ મણિશંકર મૂછમાં હસ્યો. " કંઇજ નહીં કેમ ? આપના બોલવામાં છેવટ " પરંતુ કાલથી માત્ર–" એટલા શબ્દો આવ્યા હતા એથીજ હું પુછું છું, તો શુ નહીં કહેશો ?" મણિગવરીએ તે કહેવા માટે આગ્રહ કર્યો અને જાણવા માટે આતુરતા બતાવી. મણિશંકરે કહ્યું,—" વાહ, ન કહેવાને શું થયું ? અને જ્યારે તને નહીં કહું ત્યારે કહીશ પણ કોને ? મારા કહેવાનો અર્થ એટલોજ હતો કે,—" કાલથી માત્ર મને મનપસંદ એક સ્ત્રીરત્ન માલુમ પડયું છે, પરંતુ–" " પરંતુ—એટલે શું ? " મણિગવરીને જવાબ મળ્યો,– " પરંતુ એટલે એટલુંજ કે, જે સ્ત્રી સાથે પોતાનો સંબંધ થાય તો ઠીક–એવી પોતાની ઇચ્છા છે, તે સ્ત્રીની પણ જો સંબંધ કરવાની ઈચ્છા હોય, તોજ તેની સાથે લગ્ન થવાનો સંભવ ! બન્નેની પરસ્પર ઇચ્છિા હોય તોજ લગ્ન થવાથી ઉભયને આનંદ અને સુખ મળી શકે. બાકી એક પક્ષની ઇચ્છા હોય અને બીજા પક્ષની ન હોય–તો તે પ્રકાર શા અર્થનો ? મને કાલથી જે સ્ત્રીરત્ન મળ્યું છે, તેની સાથે લગ્નનો સંબંધ કરવાની મારી ઈચ્છા છે; પરંતુ તેની ઇચ્છા છે કે નહીં, તે સમજાતું નથી. જો ઇચ્છા હોય અને તે જાણવામાં આવે તો પછી લગ્નની વાત કરી શકાય!" મણિગવરીએ સલજ્જ બનીને કહ્યું,–" આપના સરખા ચતુર મનુષ્યને જે

સ્ત્રી, રૂપગુણાદિવડે પસંદ પડી તે મારા અભિપ્રાયપ્રમાણે ઉત્તમજ હોવી જોઈએ. અને એવી સ્ત્રીએ જો આપને નિહાળ્યા હોય અને જો આપનું તથા તેનું બોલવું ચાલવું થયું હોય, તો તેની સાથે સહવાસ થવા માટે આપની જેવી ઈચ્છા છે, તેના કરતાં પણ તેનામાં આપની સાથે સહવાસ થવા માટે અધિક ઇચ્છા ઉત્પન્ન થયા વિના રહે એમ મને લાગતું નથી. પણ તે કયી ભાગ્યવાન્ સ્ત્રી છે? તેનું નામ–ઠામ તો સાંભળવા દો!!" મણિશંકર આનંદથી બોલ્યો,–"મણિગવરી, હવે તો તું અંત લેવા લાગી છે. તું હવે બહુ ઊંડા મનની થવા લાગી છે. સમજતાં છતાં શામાટે જાણી જોઇને ઘેલી બને છે?" "ના બાઇ, હું કશું પણ સમજી નથી! પણ નામ કહેવામાં અડચણ શી?" મણિગવરીને મણિશંકરે ઉત્તર આપ્યો,–"તને હવે નામ કહેવુંજ જોઈએ, ત્યારે સાંભળ. જેનું દર્શન થતાં વાર નેત્રને આનંદ ઉપજે છે, જેનો શબ્દ સાંભળતાંવાર કર્ણને મીઠાશ ઉપજે છે, જેનો સ્પર્શ થતાં વાર સર્વ શરીર શિતળ અને પવિત્ર થાય છે, જેનો સહવાસ થતાં વાર ધન્યતા અને પવિત્રતા પ્રાપ્ત થાય છે, જે અંતર્બાહ્ય અતિ રમ્ય છે, અને જે દર્શનિય અને નંદલાલોદ્ભવા, મણિગવરી, એજ મને સાંપડેલા સ્ત્રીરત્નનું નામ! સાંભળ્યું?" "ઓ હો હો હો! વર્ણન કરવાની પણ કેટલી ચતુરાઇ!" મણિગવરીના બોલવા પછી મણિશંકરે હસીને કહ્યું –"વર્ણન કરવાને વર્ણનિય વસ્તુજ જોઇએ છીએ. તેમ ન હોય તો વર્ણન થઈ શકે નહીં!"

એ રીતે બન્નેજણ પરસ્પર બોલતાં તથા પ્રેમ દૃષ્ટિએ પરસ્પર નિહાળતાં બન્નેજણ પોત પોતાની વાસ્તવિક સ્થિતિ વિસરી ગયાં! પોતાનું પરસ્પર લગ્ન થવાને શી અડચણ છે, તેની પણ તેઓને શુદ્ધિ રહી નહીં. વાસ્તવિક સંબંધ જોડાયા જેવોજ બન્નેને આનંદ ઉપજ્યો. તે બન્નેજણાં એક બીજા તરફ નિહાળતાં આનંદથી કેટલોક વખત કેવળ સ્તબ્ધ થઇ રહ્યાં. એવી સ્થિતિમાં થોડો સમય ગુજર્યાબાદ આનંદનો ઉભરો ઉતરવા લાગ્યો. કેવળ સાયંકાળ થઇ ચૂકેલો જાણી મણિગવરીને ઘેર જવાનું યાદ આવ્યું. ઘેર જવાનું સ્મરણ થતાંવાર પોતાનો પિતા પેલા બુડ્ઢા ગણેશજી જોશી સાથે પરમદહાડે પરણાવી દેશે—એવો તેને વિચાર ઉપજ્યો અને ચાલતોજ તેના આનંદનો પણ અંત આવી રહ્યો! તેના ચેહેરા

ઉપર જે આનંદનાં ચિન્હો ચમકવા લાગ્યાં હતાં, તેનો લય થવાથી તેની જગોએ ચિંતા અને દુઃખનાં ચિન્હો છવાઇ રહ્યાં. એ પ્રકાર નિહાળી મણિશંકરને પણ પોતાની સ્થિતિ તથા મણિગવરી પ્રાપ્ત થવાને શી મોટી અડચણ છે તે વાર્તા લક્ષમાં આવી અને તેથી તે પણ ચિંતાગ્રસ્ત બની ગયો. એટલામાં "આપણા બન્નેની મરજી પ્રમાણે થવા માટે કંઇ ઇલાજ યોજવો જોઇએ" એવું મણિગવરી કહેછે, તેવામાં તેનાં જમનામાસી ત્યાં આવી ચડયાં. આદર સત્કારથી બેસાડયાં પછી જમનાબાઇએ મણિશંકરને કહ્યું,—"એ તલમાં હવે તેલ નથી! આ દુઃખદાયક પ્રસંગને ગમે તે પ્રકારે ટાળવો જોઇએ. પ્રસંગ ટળ્યા પછી તો "અણી ચુકયો સો વર્ષ જીવે!" એ પ્રમાણે થશે, અને આપણને મન ધાર્યું કરવાને પણ અવસર પ્રાપ્ત થશે. હાલ તુરત તો મારા મનમાં એમ આવે છે કે આવતી કાલે તમારી બેહેનને ત્યાં વરતેજ મણિગવરીને ગુપચુપ મોકલાવી દેવી. હું એને મારા ઘરમાં રાખું તો વિખવાદ વધી જાય, અને કદાચ તે મારે ત્યાંથી પરાણે લઇ જઇ મણિગવરીને પરણાવી દે." "તમારી યોજના ઘણી ઉત્તમ છે. કાલ રાત્રીએ મણિગવરી અહીંઆ આવે, એટલે તેને વિદાય કરી દઇશ." મણિશંકરે આપેલો જવાબ જમનાબાઇને તથા મણિગવરીને રૂચ્યો, અને તેઓ તે વખતે એકેકથી છુટા પડી પોતપોતાને ઘેર ગયાં, બીજે દહાડે રાત્રીએ સંકેત પ્રમાણે મણિગવરીનેલઇ જમનાબાઈ હાજર થયાં. કે તુરત મણિગવરીને ગુપ્તપણે વરતેજ મોકલાવી દેવામાં આવી. નંદલાલ વ્યાસે શેહેર આખામાં ફરી ફરીને શોધ કર્યો, પણ મણિગવરીનો પત્તો નહીં લાગવાથી આખરે થાકીને "અરેરે દિકરી હાથથી ગઇ!" એમ બોલી રડતો ઘેર જઇ બેઠો. પ્રિયવાચકવૃંદ, યાદ કરો! એ હકીકત શું તમે બીજા પ્રકરણમાં વાંચી ગયા નથી?

# પ્રકરણ પાંચમું.

## ભેદ ભરેલું માદળિયું.

"બહુ બળિ કળિ કાળે, કોપ કીધો કરાળે,
ગુણિ ગણ ગુણ ગાળે, ચાલિયું ચિત્ત ચાળે."

[પંડિત ગટુલાલજી]

કેવો વિલક્ષણ વખત! તે એક દિવસમાંજ અભયસિંહની સ્થિતિ પુષ્કળ પ્રકારે પલટાઈ ગઇ! ચંપાબાઇનાં તે કાળાં, આકર્ણ, ચકળવકળ ફરનારાં ચક્ષુઓ, તેનું તે નાસાગ્ર દૃષ્ટિ કરી ચાલવું, તેના તે કાળા રેશમ સરખા-સતેજ કેશકલાપ, તેનું તે કોકિલા સરખા કંઠથી નમ્રતા ભરેલું બોલવું,-અરે એક કે બે? એવાં અનેક વશિકરણનું તેનામાં સાહિત્ય નિહાળી અભયસિંહ મોહક-ઘેલચ્છામાં ઘેરાઈ ગયો! તેને લાગ્યું કે,-"ચંપાબાઇજ મારૂં સાચું જીવિત!" તેના અંતઃકરણમાં પૂર્વે કદી પણ એવાં પ્રેમાંકુરો ઉદ્‌ભવ્યાં નહોતાં. તેને લાગ્યું કે, "સુજાણબાની માતુશ્રી સાથે મારૂં લગ્ન થયું હતું તે કેવળ સ્વાર્થનું! કારણ કે તે પહેલા વર્ગના—મોટા રાજ્યની કુંવરી હોવાથી તેના વડે અનેક પ્રકારે લાભ થશે, એમ જાણી મેં તેની સાથે લગ્ન કર્યું હતું." "પ્રેમ" એ શબ્દજ તે રજપૂત રાજાને ચંપાબાઇને નિરખ્યા પહેલાં માહિત નહોતો! અને તેથીંજ અત્યારે ચંપાબાઈ સાથે લગ્ન કરી "પ્રેમનો પ્યાલો" પીવાને તે અત્યાતુર બની રહ્યો હતો. અભયસિંહનું મન, ચંપાબાઈમાં લાગી રહ્યા બાદ વિશ્રાંતિને સમુળગું વિસરી ગયું હતું. ચિત્ત સાશંક, વૃત્તિઓ ચંચળ, નેત્રો બુભુક્ષિત,-એવો તે મહામોહમાં પડેલો અભયસિંહ, પોતાની રાજધાની ગોપુરમાંથી હવે તો સામત ખુમાણના નવાગઢમાં વારંવાર જવા લાગ્યો.

પ્રિય વાચકવૃંદ, અહિં આતુરતાથી પૂછવા માંડશે, કે આ વાર્તામાં વળી આ નવાં નામો કયાંથી આવ્યાં? અભયસિંહ અને ચંપાબાઇ કોણ? ગોપુરને માટેતો—એ દેશીરાજ્યનો વકીલ અનંતરાય એજંટ હતો—એવો ત્રીજા

પ્રકરણમાં ઇસારો થઇ ગયેલ છે; પણ સામતખુમાણનું નવાગઢ આ વાર્ત્તા સાથે કેવી રીતે, શો સંબંધ ધરાવતું હશે? વાચકોના મનના સમાધાનને માટે આ નૂતન પ્રકરણના સંબંધમાં કેટલોએક ખુલાસો કરવોજ પડશે. કાઠિયાવાડમાં ગોપુરનું દેશીરાજ્ય બીજા વર્ગના સંસ્થાનોમાં છેલ્લું ગણાય છે અને તે કાઠીરાજ્યોની સરહદ ઉપર આવેલું છે. ત્યાં અભયસિંહ રાજા વીશ વર્ષથી રાજ્ય કરે છે. અભયસિંહ અત્યારે છેતાળિશ વર્ષની વયનો છે. તે શરીરે કદાવર અને બળવાન, દેખાવમાં વિકાળ અને બોલવા ચાલવામાં બહાદૂર છે. તેણે મૂછના બન્ને છેડાપર ગુચ્છાદાર થોભાઓ રાખેલા છે. મૂછ અને થોભાઓ સફેદ થયેલાં છતાં ઉપચાર વડે કાળાં કરેલાં દૃષ્ટિગોચર થાય છે. તેનો ચેહેરો વાળની ભરતી અને વયના વધારાથી પુષ્ટ દીસે છે, તથાપિ તેની કરડી આંખો તરફ નિહાળતાં તેના પુષ્ટપણા વિષે લાગલોજ ભ્રમ ઉપજ્યા વિના રહેતો નથી. તે શૃંગારી—રંગીલો છે. અને તેવા મોજીલા સાધારણ માણસો આધેડ છતાં તરૂણ જનની ચેષ્ટાવાળા હોય છે તો પછી આપણો અભયસિંહ તો રાજા! તેનામાં શી મણા હોય? તે ગાદી નશીન થયો ત્યારે રજપૂત રાજાઓની રીતિ મુજબ તે ત્રણ રાણીઓ પરણ્યો હતો. તેમાં એક તો પરણ્યા પછી બીજેજ વર્ષે મરણ પામી, બીજી અણમાનીતી હોવાથી તેના પિયરમાંજ રહેતી હતી, અને ત્રીજી સુજાણબાની માતા કે જે એક પેહેલા વર્ગના રાજ્યની કન્યા હોવાને લીધે અભયસિંહને તેનાથી દબાયલું રહેવું પડતું હતું, તે પણ આખરે મૃત્યુ પામી. તે ગુજરી ગઈ ત્યારે તેની કન્યા સુજાણબા પાંચ વર્ષની હતી, અને હાલ તે સત્તર વર્ષની છે.—મતલબ કે અભયસિંહ આજ બાર વર્ષથી વિધુરાવસ્થા ભોગવતો થયો છે. એકની એક કન્યા અને બાળપણમાં તેની માતા ગુજરી ગયેલી હોવાથી અભયસિંહની તેના પ્રત્યે અથાગ મમતા હતી, એમ કહેવામાં વિશેષતા નથી. બીજા વર્ગના રાજાઓને દત્તક લેવાની નામદાર બ્રિટિશ સરકારે પરવાનગી આપેલી હતી અને તેથી પોતાની બેહેનના દિકરા શિવસિંહજી—કે જેણે રાજકોટની રાજકુમાર કોલેજમાં ઉત્તમ પ્રતિનું શિક્ષણ લીધું હતું અને જે એક ત્રીજા વર્ગના રાજ્યમાં ફટાયો ગણાતો હતો, તેને પોતાની પાસે અભયસિંહે રાખી લીધો હતો. કુંવરી સુજાણબાને આગળ જતાં શિવસિંહજી જોડે પરણાવી તેને દત્તક તરીકે પોતાની ગાદી આપવાને

અભયસિંહના મનનો હેતુ હતો. સુજાણબાને યોગ્ય અને ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપવા માટે અભયસિંહ અત્યાર સુધી કાળજીથી યત્નવાન રહ્યો હતો. રાજકુમાર કોલેજ છોડયા પછી શિવસિંહજી ગોપુરમાંજ આવી રહેલો હતો અને તેને થોડી ઘણી રાજ્યની લગામ પણ સોંપવામાં આવી હતી. તેના ઉત્તમ ગુણોથી લોભાઈને સુજાણબા વારંવાર જનાનામાં બોલાવી બાપની રૂબરૂ તેની સાથે વાતચિત્ત કરતી હતી. કુમાર શિવસિંહજી પણ સુજાણબાનાં બુદ્ધિ, ચાતુર્ય, રૂપ, વિચાર અને વલણ આદિથી તેના પ્રતિ આકર્ષાયો હતો. સહવાસ અને પરિચયના વધારાના અંતમાં તેઓ વચ્ચે સાચો—અચળ પ્રેમ બંધાયો.

સામત ખુમાણ ચોથા વર્ગનો નાનકડો કાઠી સંસ્થાનિક ગણાતો હતો. તેને અને અભયસિંહને સ્નેહ હતો. ગોપુરથી સામત ખુમાણનું નવાગઢ પાંચકોશ હોવાથી વખતોવખત ત્યાં અભયસિંહનું જવું આવવું થતું હતું. સામત ખુમાણે પોતાની કન્યાને વિદ્યાભ્યાસ કરાવવાના હેતુથી થોડા દહાડા પેહેલાં "કાઠિયાવાડ ટાઇમ્સ" માં સ્ત્રીશિક્ષકમાટે નોટીસ આપેલી હતી અને તેથી–તે નોટીસ ઉપરથી ચંપાબાઇ નામની એક સ્ત્રી ત્યાં આવી રહેલી હતી. ચંપાબાઈ રૂપવાન અને હોશિયાર હોવા સાથે મળતાવડા સ્વભાવની હતી. તે શિવાય તેનામાં બીજા પણ કેટલાક સારા ગુણો હતા. સારા ગુણો છતાં એટલા નાના પગાર ઉપર તે શા માટે આવી? એ પ્રશ્ન હરકોઇના મનમાં સહજ ઉપજવા જોગ છે; પરંતુ "પ્રાપ્ત થયેલી સ્થિતિથી હું સંતોષ માનનારી છું. મારા એકલા જીવને માટે વધારે "હાય ઓય" કરવાનું પ્રયોજન શું?" એમ ચંપાબાઇ હમેશાં આસપાસનાઓને પોતાની સમાધાનવૃત્તિ સરખું જણાવતી હતી. ચંપાબાઈ હમેશાં સામત ખુમાણની કન્યાને લખતાં વાચતાં શિખવવામાં, ભરત ભરાવવામાં, "કયાનવાસ" પરનું કામ કરાવવામાં, ચિત્રો કઢાવવામાં, અને બાગ–બગીચામાં હરી ફરી–એકાંત સ્થળે હવાખાવામાં ગુંથાઈ રહેલી દૃષ્ટિગોચર થતી હતી. પ્રાપ્ત થયેલી સ્થિતિ કરતાં વિશેષ સારી સ્થિતિમાં આવવાની નિદાન તેની ઇચ્છા પણ હોવી જોઇએ, એવું કદી પણ તેના ચેહેરા ઉપરથી જણાઇ આવતું નહોતું. સામત ખુમાણની રાણી જાનબાઇ, પોતાની કુંવરી ગજરાબાની એ સ્ત્રીશિક્ષક ચંપાબાઇ ઉપર બહુ માયા રાખતી હતી. રણવાસનાં અન્ય માણસો પણ ચંપાબાઇના સારા સ્વભાવના સંબંધમાં વારંવાર

વખાણુ કરતાં હતાં. કાઠી લોકોમાં સ્ત્રીઓને રજપૂતોની પેઠે ઓજલ પડદે રાખવાનો રીવાજ હોતો નથી અને તેથી અભયસિંહને પોતાના મિત્ર સામત ખુમાણુની સાથે તેના જનાનામાં જઈ તડાકા ફડાકા લગાવવાનો પુષ્કળવાર અવસર મળતો હતો. અભયસિંહ હમણા હમણા નવાગઢ વારંવાર જવા લાગ્યો હતો, તેનું કારણુ ચંપાબાઇથીજ ઉભું થવા પામ્યું હતુ. ખચિત ચંપાબાઇની મુખમુદ્રા અતિ મોહક હતી. તેને એકવાર નિહાળ્યા પછી તેની ક્નેથી કોઇનું પણુ ખસવાનું મન ન થાય, એવી તે સુંદરતામાં ચઢિયાતી હતી. ચંપાબાઇ વિષે અભયસિંહના મનમાં અપૂર્વ ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. તેણે એક દિવસ સામત ખુમાણુને સહકુટંબ સહપરિવાર પોતાને ત્યાં–ગોપુર વિના પ્રયોજને ખાસ આમંત્રણ કરી જમવા બોલાવ્યા હતા! એકવાર ચંપાબાઇની આનંદી અને મોહક મુદ્રા પોતાના દિવાનખાનાની શોભામાં વૃદ્ધિ કરે તો ઠીક, એ હેતુથીજ તેણે જમવાનું આમંત્રણ તો નહીં કર્યું હોય? તેના મનની વાર્ત્તા કોણ જાણે; પરંતુ તેમ કરવામાં તેનો એવોજ કાંઇ ગુપ્ત હેતુ હોવો જોઇએ.

ચંપાબાઇ વિષે જેવાં પ્રેમાંકુર ઉત્પન્ન થયાં, તેવોજ "રાજ્યનો વારસ પોતાનો પુત્ર હોય તો તે વધારે ઉત્તમ," એવો વિચાર અભયસિંહના મનમાં ઉપજ્યો. અત્યાર સુધી તો શિવસિંહજીને દત્તક બનાવી ગાદી સોંપવાનો તેણે નિશ્ચય કર્યો હતો, પણુ ચંપાબાઇ વિષે પ્રેમાંકુરો ઉત્પન્ન થયાં કે તુરત તે નિશ્ચયનો નાશ થતાં વિલંબ લાગ્યો નહીં. અભયસિંહના મનમાં હવે લાગવા માંડયું કે,–"ચંપાબાઇ ગમે તેવી સુંદર સ્ત્રી છતાં સામત ખુમાણુને ત્યાં નોકર રહેલી છે. તેને સામતખુમાણુની કન્યાને ભણાવવાનો એક સરખો શ્રમ કરવો પડે છે. પરતંત્રતામાં સુખની વાર્ત્તા શી? અન્યના તાબામાં રહેવું જોઇએ, વયમાં કેવળ તરૂણુ અને સ્વરૂપમાં કેવળ અપ્સરા સરખી! તેણે આવી સ્થિતિમાં અને તે વળી એક રજવાડામાં રહેવું યોગ્ય નથી. તે વિવાહિત હોય એમ લાગતું નથી. કાંતો બાળપણુમાંથીજ તેના વાલી–રક્ષકો કોઇ નહીં રહેવાથી તે અન્યના આશ્રયમાં ઉછરી મોટી થઇ હોય, કાંતો વિદ્યાભ્યાસ કર્યા બાદ તેના માબાપ મૃત્યુ પામ્યાં હોય અને તેથી નોકરી કરી ચરિતાર્થ ચલાવવાની તેને ફરજ પડી હોય. આમ હોય તો પછી કોઇની સાથે લગ્ન કરી સંસારમાં પડવાનો તે બાપડીને શી રીતે

પ્રસંગ મળી શકે ? હવે જાતેજ લગ્ન વિષે વાત કહાડવી કિંવા સામત ખુમાણુની સ્ત્રી જાનબાઇ કને તેને તે સંબંધે કહેવરાવવું. તે જાતની ગરીબ, મારી સાથે લગ્ન કરી "પટરાણી" બનવાનું શું તેને નહીં ગમે? તે ઘણી ખુશીથી મારી માગણીનો સ્વિકાર કરશે. લગ્ન થયું એટલે પછી જોઇ લેવી તેની મઝાહ ! અત્યારે તે પોતે નોકર સરખી–પારકી તાબેદાર છે, પણ મારી સાથે લગ્ન થયા બાદ તેના મ્હોંમાંથી નિકળતો એકેક શબ્દ ઉઠાવવાને તેની તેહેનાતમાં પુષ્કળ દાસ દાસીઓ હાજર રહેશે. અત્યારે તે પોતે પારકી ઓશિયાળી–ઓશિંગણુ છે; પણુ મારી સાથે લગ્ન થયા બાદ સેંકડો માણુસો તેના ઓશિયાળા થવાને–તેની મેહેરબાની મેળવવાને અનેક યુક્તિ અને ભારે યત્ન કરવા લાગશે. અત્યારે તે પોતે સૌંદર્યની પુતળી છતાં તેનું તે સૌંદર્ય ગરીબાઇ રૂપ મૃતિકાના રાફડામાં દટાયેલા રત્ન સમાન છે, પણ મારી સાથે લગ્ન થયા બાદ તેનું તે સૌંદર્ય કુંદનમાં જડાયલા રત્ન સમાન નિઃસંશય અવર્ણનિય શોભા પામશે. અત્યારે તો માત્ર તેની દીવ્ય શરીર કાન્તિ–એજ મારા મનનું હરણુ કરેલું છે, પણ જ્યારે લગ્ન થયા બાદ ઉત્તમ અલંકારો અને કિમતી વસ્ત્રાભૂષણો તે ધારણુ કરશે, ત્યારે તે ચિત્તાકર્ષક સુંદરી મને કેવો અપૂર્વ આણંદ પમાડશે ! એ સુંદરીના લલાટમાં આટલી તાબેદારી લખવામાં વિધાતાએ ભૂલ કરેલી હોવી જોઇએ; પણુ તે તાબેદારીની અવધિ હવે પુરી થવા આવી છે !" ખચિત પ્રેમપાશથી સર્વ વિચારશક્તિ કુંઠિત થયા પછીનાજ એ વિચારો ! !

કદી કદી અભયસિંહ નવાગઢ જઇને ચંપાબાઇ સાથે અતિ પ્રેમથી વાતચિત્ત કરતો હતો, કદી કદી તેની નાનાપ્રકારે સ્તુતિ કરતો હતો, કદી કદી તેના મુખમાંથી નિકળતાં વાકયો પોતે પંડે બોલી બતાવીને હાસ્ય કરતો હતો અને કદી કદી માર્મિક વચનો કહી તેનું મન જાણુવાનો પ્રયાસ કરાવા માંડતો હતો; પરંતુ અભયસિંહનો આ યત્ન કેવા પ્રકારનોછે તે પોતાના લક્ષમાં નહીં આવવાથી ચંપાબાઇની ઇચ્છા જાણુવાની અભયસિંહની આતુરતાનો એમ એકાએક અંત આવી શકયો નહીં. અભયસિંહનો યત્ન ચંપાબાઇના લક્ષમાં આવી શકતો નહોતો, તેનું કારણુ એજ કે તેની મોહક મુદ્રાથી, તેના મધુર ભાષણુથી અને તેના આનંદી સ્વભાવથી તે સર્વકોઇને પ્રિય થઇ પડી હતી; સર્વ કોઈ તેની તારીફ કરતું હતું. સર્વ કોઈનું લક્ષ તેના પ્રત્યે લા-

ગી રહ્યું હતું. આમ હોવાથી અભયસિંહ કાંઇ નિરાળા પ્રકારનો—વિશેષ પ્રેમ બતાવેછે, એવું એકાએક તેના લક્ષમાં શી રીતે આવી શકે વારૂ? અભયસિંહ વયમાં "વન" ને પહોંચી જવા આવ્યા છે, અને વિધુરાવસ્થામાં એક આખા "તપ" ના દિવસો ગુજાર્યા છે અને તેમ છતાં રહી રહીને હવે "પાકે ઘડે કાંઠા ચઢાવવાનો યત્ન" કરવા લાગ્યા છે–એટલે આધેડ અવસ્થામાં લગ્ન કરવા તૈયાર થયા છે, એવું અન્ય લોકોના માનવામાં પણ શી રીતે આવી શકે? ચંપાબાઇ સાથે વિશેષ પ્રીતિ રાખવા માંડી અને તેની સાથે લગ્ન કરવાના હેતુથીજ અભયસિંહ અહીં—નવાગઢમાં વારંવાર આવે છે, એવું તેના મનનો હેતુ જણાયા પેહેલાં સામત ખુમાણના કે તેની સ્ત્રીના સમજવામાં પણ આવ્યું નહોતું. કેટલોક સમય ગયા બાદ સામત ખુમાણને અભયસિંહે પોતાનો હેતુ કહી સંભળાવ્યો અને તેથી સામતખુમાણે પોતાની સ્ત્રીને એ હકીકતથી વાકેફ કરી.

એક દિવસે જાનબાઇ બપોરના આનંદમાં બેઠાં હતાં, તે વેળાએ ગગુબા ભરતચિત્રમાં કેટલું શિખ્યાં, તે ચંપાબાઇ તેમને બતાવતી હતી, ત્યારે તેણે વિનોદમાં તેને કહ્યું,—"ચંપાબાઇ, હવે તો તને મોટી ભાગ્યશળી માનવી જોઇએ. તું તો હવે અમારા કરતાં પણ મોટા દરજ્જાની "રાણી" થઇશ! ઓળખાણ પિછાણ રાખશે કે નહીં બા!" ચંપાબાઇ એ સાંભળીને જાનબાઇ તરફ આશ્ચર્યથી નિહાળવા લાગી. પાસે ઉભી રહી, નિચું વળી ભરત ચિત્ર બતાવતાં તેના કાળા છુટાવાળો કે જે મ્હોંપર આવી રહ્યા હતા, તે જ્યારે તેણે બાજુપર કરી પોતાનું મુખડું જાનબાઇતરફ ફેરવ્યું, ત્યારે જાણે કૃષ્ણ વર્ણના છુટાછવાયલાં વાદળામાંથી પૂર્ણચંદ્રોદય થયો–એમ લાગ્યું! આ વેળાએ જો અભયસિંહ અહીં હોત તો એ પૂર્ણચંદ્ર નિહાળી તેના મનની કેવી સ્થિતિ થાત વારૂ? ચંપાબાઇ તુરત બાજુપર બેસી ગઇ અને ઉન સોઇમાં પરોવવા લાગી. ફરી જાનબાઇએ કહ્યું,-"કેમ કશું બોલતી નથી!" "શું બોલું? આપ મને ભાગ્યશાળી કહેવા સાથે "રાણી" થવાનું કહો છો, તે મારી કલ્પનામાં આવી શકે તેવું નહીં હોવાથી, એવી મશ્કરી મને ગમતી નથી, એમ સૂચવ્યા વિના આપના બોલવાનો જવાબ વાળવાનું મારી કને અન્ય સાધન શું હોય વારૂ?" એટલું બોલી ચંપાબાઇ પુનઃ ગગુબાનું "કયાનવાસ" ઉપરનું ભરત સુધારવા માટે ઉન સોઇમાં પરોવવા માંડી. "હું એમ કહું છું કે જો તારા તરફથી એ વાતનો સ્વિકાર કરવામાં આવે તો લાગણીજ તું

ગોપુરના રાજ્યની રાણી બની જાય તેમ છે! કેમ મરજી છે કે નહીં? અભયસિંહના નિશ્ચયનો તારી મરજી ઉપર આધાર છે.” જાનબાઈના એ શબ્દો સાંભળવામાં આવતાંવાર ચંપાબાઇના હાથમાંની સોઇ એકદમ નિચે “કયાનવાસ” ઉપર પડી ગઈ! તેની મુખ મુદ્રાપર આનંદ પ્રદર્શક શોભા છવાઈ રહી, તેના ગાલપર ગુલાબી છટા દેખાવા લાગી; પણ ક્ષણવારમાં તેની તે સ્થિતિ બદલાઇ ગઇ. પુનઃ તેની મુખમુદ્રા ફિકી પડી ગઇ, ગાલપર કરચલી વળી ગઈ અને કપાળપર પરસેવાનાં મોતિયાં આવી રહ્યાં. “બાઇ તમે શું બોલો છો? મને કશી સમજ પડતી નથી!” એ વાકય થોડીવારે નિચું નિહાળી ભોંય ખોતરતાં તે બોલી. જાનબાઈએ ચંપાબાઈ પ્રત્યે ધારી ધારીને નિહાળ્યા બાદ કહ્યું,– “અરે બાઇ, એટલો ભય પામવાનું કાંઇ કારણ નથી. તારી મરજી વિરૂદ્ધ અભયસિંહ સાથે લગ્ન કરવાનું તને કોણ કહે છે? પણ ખચિત તારા સરખું રત્ન અભયસિંહની કોટમાંજ શોભે તેમ છે! અભયસિંહનું અમારા કરતાં મોટું રાજ્ય છે, તેનો સ્વભાવ પણ બહુ ઉદાર છે. તેની સાથે લગ્ન થવાથી તારો માન મરતબો વધશે અને પુષ્કળ ગરીબગુરબાંઓનું કલ્યાણ કરવાનું સામર્થ્ય તને પ્રાપ્ત થશે; પણ એ સર્વ ક્યારે? તારી મરજીમાં આવે–તારૂં મન માને ત્યારે! હમણા હમણા અભયસિંહનું તારા પ્રત્યે ભારે લક્ષ લાગી રહ્યું છે.” “ભારે લક્ષ” એ શબ્દ કેવળ સભ્રાન્ત બનીને ચંપાબાઈએ પાછા બોલી બતાવ્યાં પછી જાનબાઇને કહ્યું,—“એવી વાત બાઇ મારી કને કૃપા કરી કહાડશો નહીં. એમાં મને કાંઇ સમજણ પડતી નથી. એ વાત ખચિત મારા ધ્યાનમાં નથી. મને તેવી કલ્પના પણ થવા પામી નથી.” “ક્યાનવાસ” બાંધેલા ચોગઠા આડે પોતાનું મ્હોં રાખી તેણે પોતાના હાથથી પોતાની આંખો ઢાંકી અને કેટલોક વખત તેવી રીતે વિચાર કરતી તે સ્તબ્ધ બેસી રહી. તેના ગળામાં એક કાળો ચોરસ ગુંથણીનો દોરો હતો અને તેમાં એક માદળિયું પરોવેલું હતું. એ માદળિયું જુના વિચારના લોકો રાખે છે તેવું–જેની અંદર દોરા ચીઠ્ઠી રાખેલી હોય છે તેવું નહીં, પણ અંગ્રેજી ફ્યાશનના “લાકિટ” સરખું ચોરસ–“જર્મનગોલ્ડ” નું જણાતું હતું. પછી તેમાં મોહનીમંત્રની પ્રતિમા હોય, રોગ પરિહારક વિજળીનું તે ચગદું હોય, કે જેમાં કોઇ (છબી) રહે

તેવું "લાકીટ" હોય. તે તો તે જાણે! ભલે ને ગમે તે હોય; પરંતુ તે વિચિત્ર આકારનું માંદળિયું પોતાની સાડીના છેડા તળે તે હમેશાં કાળજી પૂર્વક ગુપ્ત રાખતી હતી. જાણે ઊંડા વિચારમાં પડી ગઈ હોય—એવા દેખાવમાંજ તેણે "શ્યાનવાસ" બાંધેલું ચોગઠું મ્હોં આડે કરી, એક હાથથી ગળામાંના તે ભેદ ભરેલા માદળિયાને કોઇ જોઇ શકે નહીં, તેવી રીતે લઇને કિંચિત્ ગુસ્સા ભરેલી મુદ્રા કરી તેણે વચલી આંગળી અને અંગુઠા વતી તે માદળિયામાંની વસ્તુને ચોળી નાંખવા જેવું કંઇ કર્યું! પુષ્કળ વખત ગયા બાદ હળુજ તેણે પોતાની વિદ્યાર્થીણીની માતુશ્રીને કહ્યું,—"બા સાહેબ, કેટલાક માણસો જન્મથીજ દુર્ભાગ્ય હોય છે. સુખ તેઓને સ્વપ્નમાં પણ હોતું નથી. અભયસિંહજી સાથે લગ્નથી જોડાઇ ભાગ્યશાળી બનવાનું મારા નસિબમાં હોય, એમ મને લાગતું નથી." આ છેવટના શબ્દો એવા તો ચમત્કારિક રીતે તેના મ્હોંમાંથી નિકળ્યા કે તે માટે જાનબાઇને અતિ આશ્ચર્ય ઉપજ્યું, અને તે એક સરખી તેના પ્રત્યે નિહાળવા લાગી. "શું તું અભાગી? પછી થઇજ રહ્યું તો! તારા સરખી સુંદર, આનંદી, નિહાળતાંવાર જેને તેને પ્રિય થઈ પડનારી તું શું દુર્દૈવી? પછી શું! મને લાગેછે કે આ જગતમાં તારા સરખી સુંદરીને દુર્દૈવી કહેનારી તું એકલીજ હોઇશ! તારૂં નસિબ હવે ઉઘડ્યું એમ સમજ! અભયસિંહ સાથે તારા લગ્ન થયા બાદ ખચિત તારી હાલની સ્થિતિ બદલાઇ જશે અને તું અમારા કરતાં વધારે સુખ વૈભવ ભોગવતી થઇશ." આ સંભાષણ પછી એજ વિષયપર જાનબાઇનું તથા ચંપાબાઇનું ઘણીવાર બોલવું થયું; પરંતુ તે તે વખતે અભયસિંહ સાથે પોતાનું લગ્ન થવાના સંબંધમાં પોતે રાજી છે, એવું બતાવતાં છતાં પેલા ભેદ ભરેલા માદળિયા ઉપર દૃષ્ટિ કરી ચંપાબાઇ કંઈ વિલક્ષણ રીતે ભયભિત થઈ ઉંડા વિચારમાં પડેલી જણાતી હતી. ચંપાબાઇ અભયસિંહ સાથે લગ્ન કરવામાં રાજી છે, એવું વાતચિત્ત ઉપરથી સામત ખુમાણને, તેની પત્નિ જાનબાઇને તથા તેના સહવાસમાં આવેલાં અન્ય માણસોને જાણવામાં આવવાથી હવે અભયસિંહના મુખથી એ વાર્તા નિકળવાનોજ માત્ર લગ્ન થવામાંઅવકાશ રહ્યો છે, એવી સર્વેકોની ખાત્રી થઇ ચુકી. સામતખુમાણનું પણ એક વાર જાહેર રીતે એવાજ પ્રકારનું બોલવું થયું હતું કે ચંપાબાઇ સરખી ગરીબ સ્થિતિની તરૂણીએ આ

આવેલો રૂડો અવસર જતો કરવો એ મોટું મૂર્ખત્વ ગણાય.

વૈશાક માસમાં એક દિવસે સાયંકાળે પોતાના વાચનગૃહની બારીમાં સ્વસ્થ સૃષ્ટિસૌંદર્ય નિહાળતી ચંપાબાઈ બેઠી હતી. તેની વિદ્યાર્થીણી ગગુબા કંઇ કામસર તે વેળાએ તેની માતુશ્રી સાથે બીજા મેહેલમાં ગઈ હતી. તેવે સમયે અભયસિંહ ગગુબાને મળવા નિમિત્તે જ્યાં ચંપાબાઇ હતી, ત્યાં આવ્યો. ચંપાબાઇને એકલીજ જાણી લગ્ન સંબંધી વાર્ત્તા ટુંકામાં ગંભિર સ્વરથી કહી સંભાળી છેવટે તે બોલ્યો,-"જો તું મારી માગણીનો અનાદર કરશે, તો મારૂં રહેલું આયુષ્ય કદી પણ સુખમાં ગુજરી શકશે નહીં, "સુખ" એ શબ્દજ મારે માટે લય પામ્યો એમ સમજવું. તારી મરજીજ તેમ કરવાની ન હોય તો પછી મારે આ જગતમાં શું રહ્યું ? સર્વ શુન્ય! સામાની લગ્ન કરવાની ઈચ્છા છે કે નહીં તે જાણ્યા શિવાય "લગ્ન કર" એમ કહેવું એ શું તું મોટું પાપ સમજેછે?" ચંપાબાઇની દૃષ્ટિ અભયસિંહ તરફ નહોતી. બારીમાંથી દૃષ્ટિએ પડતા મેદાનમાંના બાગના સુંદર રીતે વાળેલા લીલા કયારાઓ તરફ તે નિહાળતી હોય એમ જણાયું. આ વેળાએ તેની મનોહર મુખમુદ્રા પોતાના નિહાળવામાં આવે અને પોતાને તેના મધુર અવાજથી ઘટતો ઉત્તર મળે તો ઠીક, એવું આપણા એ આધેડ સંસ્થાનિકના મનમાં હતું; પરંતુ તે બાજુપર બેઠેલી હોવાથી—તેની મુદ્રા પેલી બાજુએ હોવાથી તેવો પ્રકાર બની આવ્યો નહીં અને તેથી તે બાપડાની આતુરતાને જરા વધારે લંબાવું પડયું. જો તેનો ચેહેરો તેની દૃષ્ટિએ પડયો હોત, તો પણ તે ઉલ્લાસ વૃત્તિથી મીટ માંડીને એક વિવક્ષિત વસ્તુ તરફ નિહાળી રહી છે, એટલુંજ તેના જોવામાં આવત. "મારૂં બોલવું સાંભળવામાં આવ્યું નહીં શું?" અભયસિંહ એટલું પૂછે છે તેવામાં,—"હા, આવ્યું!" એવો ચંપાબાઈ તરફથી તેને જવાબ મળ્યો; પણ "હા, આવ્યું?" એટલું બોલવામાં અભયસિંહના બોલવાથી પોતાને ત્રાસ ઉપજ્યો છે કિંવા તેમના બોલવા પ્રત્યે પોતે દુર્લક્ષ દાખવ્યું છે–એવું તેણે મુદ્દલ જણાવા દીધું નહીં. અભયસિંહે પુછ્યું,-"તો પછી તારો તે ઉપર શો ઉત્તર છે?" અત્યાર સુધી ચંપાબાઇએ પોતાની પૂર્વની દૃષ્ટિ કાંઇ ફેરવીજ નહોતી. હવે તે એકદમ અભયસિંહ તરફ વળી બે હસ્ત જોડીને બોલી,-"મહારાજ, અનાથના

નાથ થશો! ગરીબને ઠેકાણે પાડશો! અહા, ધન્ય આપને કે મારે માટે એવો શુભ અવસર આપવા આપ તૈયાર થયાછો." આ વેળાએ તેની મુખ મુદ્રા પ્રફુલ્લિત થઇ હતી અને તે નિહાળ્યા બાદ તથા તેની નમ્રવાણી શ્રવણ કર્યાબાદ અભયસિંહના આનંદનો પાર રહ્યો નહીં. "આપની મારી ઉપર કેટલી દયા! આપનું અંતઃકરણ કેટલુ ઉદાર! મારા કરતાં રૂપથી અને ગુણથી ચઢિયાતી—એવી અનેક રાજ્ય કન્યા આપને પગે પડે તેમ છે, તો પછી મારી શી કથા? આપનો મારા ઉપર સાચો—ખરો પ્રેમ છે તેમાં *શો પણ શક નથી. હું કેવી સ્થિતિની છું તે કૃપા કરી આપજ લક્ષમાં લ્યો. બાલ્યાવસ્થાથી ગરીબી શિવાય મેં અન્ય શું નિહાળ્યું છે? મારો બાપ પૂર્વે ખાનદાન ગણાતો હતો, ઘણો હોશિયાર, ચાલ ચલગત ઘણી સારી, મોટા મનનો અને સુંદર પણ તેવોજ; પરંતુ ઘરમાં અઢાર વિશ્વનું દારિદ્રય! મારી માતુશ્રી,—નહીં જોઇએ તે સ્મરણ! બિચારી મને નિરાધાર મૂકી મરણ પામી; એ વાર્તા યાદ આવતાં વાર મારા દુઃખની સીમા રહેતી નથી. ગરીબી ગરીબી! અમારા ગરીબના નસીબમાં બીજું શું હોઈ શકે? સર્વત્ર માનહાનિ નિરાશા, નિરૂત્સાહ અને નિરાહાર! બીજું શું? આપના સરખા કે જેઓ હમેશાં આનંદે દૂધ ભાત જમે છે, તેઓના લક્ષમાં અમારી સ્થિતિ કયાંથી આવે? અરે કલ્પના સુદ્ધાં આવવી કઠીણ! મને અત્યારે કશું પુછશો નહીં—મારાથી વધારે બોલી શકાતું નથી. મારો કંઠ દબાઈ ગયો. આપની કૃપાને પાત્ર થવું એ કાંઇ ઓછા ભાગ્યની વાર્તા નથી!" આટલું બોલતાં સુધી તે તેવીજ હાથ જોડીને બેઠી હતી, તેણે તે પેહેરેલી સફેદ પાતળી સાડી ઘામથી તેના શરીર પર ચોંટી રહી હતી; તેના તે ભુજંગ સરખા કાળા કેશ તેના ગળામાં આવી રહ્યા હતા; તેના તે અશ્રુથી ભરેલાં ચક્ષુઓ તે સાયંકાળે ચળકવા લાગ્યાં હતાં અને તેણે પોતાના ગળામાંના કાળા રેશમી દોરામાં પરોવેલું માદળિયું મુઠીમાં મજબુત પકડી રાખ્યું હતું. જાણે તે ભેદ ભરેલું માદળિયું આપોઆપ ખેંચાઇને ગળામાંના દોરાથી તેને ફાંસો આપવાની વેતરણ ચલાવતું હોય અને તેથીજ તેણે મોટા કષ્ટથી તે માદળિયાને પકડી રાખ્યું હોય, એમ લાગતું હતું!! "મને હવે કશું પૂછશો નહીં. બાળપણથીજ મારો સ્વભાવ ઘણો હઠીલો છે." એટલું ચંપાબાઇ બોલે છે, ત્યાં અભયસિંહે કહ્યું,—"ચંપાબાઈ! જે કહેવું હોય તે

એકવાર ખુલ્લા દીલથી કહી દે! શું હું તને ગમતો નથી?" "શું! મને આપ ગમતા નથી? એમ ત્રિકાળે પણ બનનાર નથી!" "ત્યારે શું તારા મનમાં મારા શિવાય બીજા સાથે લગ્ન કરવાનું છે?" પોતાના બોલવા પર અભયસિંહે અધિરાઇથી વગર સમજવે કરેલો પ્રશ્ન સાંભળી ચંપાબાઇ ખડખડ હસી પડી અને પછી તે બોલી,—"આ દેશમાં તો કોઇની સાથે લગ્ન કરવાનું મારા મનમાં નથી!" એ સાંભળી અભયસિંહ આનંદિત થયો. થોડો વખત મૌન્ય ધારણ કર્યા પછી ઉભો થઈને તે બોલ્યો,—"વારૂ, ત્યારે હું કાંઇ અધિક પૂછતો નથી, પણ હવે નિશ્ચયજ છેને?" "હા નિશ્ચય, નિશ્ચય!" ચંપાબાઈએ દૃઢ બનીને ઉત્તર વાળ્યો. "ઠીક ત્યારે હું રજા લઉંછું." એટલું કહી લાગલોજ અભયિસિંહ ત્યાંથી વિદાય થયો. આ પણો એ પ્રેમપાશબદ્ધ થયેલો મૂર્ખ રાજા ત્યાંથી નિકળ્યા પછી થોડાજ વખતમાં ગોપુર જઇ પહોંચ્યો. રસ્તામાં તેનો ચેહેરો ઘડીમાં આનંદી, ઘડીમાં જરા ઉદાસ, અને ઘડીમાં કંઈ ભયયુક્ત—એમ બની જતો હતો. તેના મનમાં વિચાર તરંગો ચાલી રહેલા હોવા જોઇએ.

ચંપાબાઇ પોતાની કનેથી અભયસિંહ ગયા બાદ હળવે હળવે દાદરાની પાયરીઓ ચઢીને મેહેલના ત્રીજા માળપર પોતાના ઓરડામાં ગઈ; ત્યાં જઇ દિવો કરી પોતાના પલંગપર સ્વસ્થ બેસી તે આત્મગત બોલી,—"થયું! છૂટી હવે એ દુઃખદાયક સ્થિતિમાંથી! કષ્ટ ભોગવવામાં ક્યાં મણા રહી છે? હવે તો માત્ર શરીર ઉપર દુઃખનાં ઝાડ ઉગવાં બાકી રહ્યાં હતાં, પણ એટલામાં તો ઇશ્વરે સામું જોયું! જનાનામાં કોણ જોવા આવનાર હતું? અને તેથી પૂર્વનો પ્રકાર કાંઈ પ્રકાશમાં આવી શકશે નહીં! અરે, પણ ભોગજોગે તે આવ્યો, અને તે કહેતો હતો કે,—"મારો એક મિત્ર મુંબઇમાં કેટલાક રજવાડાની એજન્સીનું કામ કરેછે." તેમ, આ ગોપુરનો પણ તે એજન્ટ હોય, તો પછી તેની સહાયતાથી મારો શોધ શું નહીં લાગી શકે? શોધ લાગવાનો સંભવ નથી, કારણ કે મારૂં મૂળ નામ કોઈના પણ જાણવામાં નથી! પણ આને હવે ક્યાંસુધી સાચવવું?" તેણીએ તે માંદળિયું હજી સુધી જેમનું તેમ પકડી રાખ્યું હતું. હવે ગળામાંથી દોરા સહિત બહાર કહાડી તે માંદળિયું ઉઘાડી તેમાંની વસ્તુ તરફ ધારી ધારીને તે નિહાળવા લાગી! તુરત તેના હૃદયપર એકાદો જબરદસ્ત ઝટકો લાગ્યો

હોય એવો ભાસ થયો, તેનો ચેહેરો લાગલોજ ઉતરી ગયો, તેની મુખમુદ્રા પર ભય અને ચિંતા છવાઇ રહ્યાં, તેના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં અને તે સર્વાંગે ધ્રુજવા માંડી. માદળિયાનો કેવો ચમત્કાર! હા, નક્કીજ તે હોવું જોઇએ ભેદ ભરેલું માદળિયું!!

## પ્રકરણ છઠ્ઠું.

### ફરિયાદ અને ફજેતી.

"ગરજુને અક્કલ નહીં, અર્થીને નહીં દોષ;
નિર્લજ્જને લજ્જા નહીં, લોભીને સંતોષ."

[ કહાનજી. ]

પ્રિય વાચકવૃંદ, હવે આપણે ભાવનગરમાં ભગાના તળાવમાં–દેશાઇના ખાંચાનાં આવેલા એક ઘરમાં પ્રવેશ કરીએ. એ ઘર મણિગવરીની માસી જમનાબાઇનું છે, એ તો તમે જાણોજ છો. મણિગવરી જે દિવસે ગુમ થઈ, તે દિવસ પછીનો આજે ચોથો દહાડો છે. મણિગવરીના મામા જીવરામ શાસ્ત્રી અને કેશવલાલ શાસ્ત્રી પોતાની જમના બેહેન સાથે ચિંતાતુર બનીને કંઇ વાતચિત્ત કરે છે અને મણિગવરી જોડમાંજ નિચું નિહાળી અશ્રુ ગાળતી બેઠી છે. "તેમાં શું થયું? દરબારી અમલદારોને ખરેખરી હકીકત વિદિત કરી દઇશું. દિકરીને વેચવા તો એ બુઢિયો નિકળ્યોછે. આપણે તો એ કસાઇના હાથમાંથી છોડાવવાનો યત્ન કર્યો હતો, અને તેમાં કાંઈ આપણે ગુન્હેગાર ઠરી શકતા નથી." કેશવલાલ શાસ્ત્રી એટલું બોલે છે, તેવામાં જમનાબાઇએ બોલવા માંડયું,–"ભાઇ, તમે કહો છો તે ખરૂં, પણ આપણા ઉપર તે કાંઇ ફરિયાદ કરનાર નથી–એ તો મણિશંકર માસ્તર ઉપર આળ મૂકનાર છે કે—" તે મારી બાળક દિકરીને ફોસલાવી તેના શરીર ઉપરનાં દાગીના સહિત તેનું હરણ કરી ગયો છે." "એવું હડહડતું જુઠું આળ ક્યાં સુધી ટકી શકશે? અને એ દાગીના તો આપણે કરાવી આપેલ

છે!" જીવરામ શાસ્ત્રી એટલું બોલે છે, તેવામાં મણિશંકર માસ્તરે ત્યાં આવી પહોંચ્યા. તેઓની મુખમુદ્રા પણ શોકાકૂલ જણાતી હતી. "માસ્તર, તમે કોઇ પણ વાતે ગભરાશો નહીં. અમે સ્પષ્ટ કહીશું કે અમારી ભાણેજને અમારી અનુમતિથી મણિશંકર માસ્તરે પોંતાની બેહેનને ત્યાં આશ્રય આપ્યો હતો." ધીરે રહીને જમનાબાઇને મણિશંકર માસ્તરે ઉત્તર આપ્યો,—" મારે પોતાને તેમાં ગભરાવા જેવું કશું નથી. મણિગવરી યોગ્ય ઉમરની–સમજુ છે અને તેણે પોતે આશ્રય માગવાથી આપણે આશ્રય આપ્યો, તેમાં આપણે દોષિત ઠરતાં નથી." એટલી વાતચિત્ત થાય છે, તેવામાં ઘરની નિચે રસ્તામાં ધાંધલ મચી રહ્યું! એક પોલીસ હવાલદાર, એક પોલીસનો સિપાઇ, અને બીજા પોતાના બે ત્રણ સ્નેહિયોને લઈને નંદલાલ વ્યાસ ત્યાં હાજર થયો. "ઉપર મણિશંકર માસ્તર છે?" હવાલદારે ઘાંટો કહાડીને કેશવલાલ શાસ્ત્રીને પૂછ્યું. તુરત માળ ઉપરથી મણિશંકર માસ્તર, કેશવલાલ શાસ્ત્રી અને જીવરામ શાસ્ત્રી નીચે આવ્યા. હવાલદારે મણિશંકર માસ્તર તરફ વળીને કહ્યું,–" અમે તમારે ઘેર જઇ આવ્યા. નંદલાલ વ્યાસનું એવું કહેવું છે કે આજથી ચોથા દહાડા ઉપર તમે તેની દિકરીને તમારા ઘરમાં ખોટા હેતુથી છુપાવી દીધી છે. તો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના હુકમ મુજબ અમે તપાસ કરવા આવ્યા છીએ." મણિશંકરે કહ્યું,–"મણિગવરી કે જે આ નંદલાલ વ્યાસની કન્યા છે, તેને હું સારી રીતે ઓળખું છું. તેનો પિતા તેની મરજી વિરૂદ્ધ તેના એક વૃદ્ધ માણુસ સાથે પૈસા લઇ લગ્ન કરનાર હતો અને તેથી પોતાના ઉપર એવા ગુજરતા જુલમાટનો અટકાવ કરવા માટે મણિગવરીએ પોતાની માસી પંડિતા જમનાબાઈ સાથે મારી કને આવી આશ્રય માગ્યો હતો. પોતાની મરજી મુજબ યોગ્યવર સાથે લગ્ન કરવામાં બાપ તરફની મોટી અડચણ આવી પડેલી હોવાથી, કિંવા કોઈ યોગ્ય વરને વરાવવાની તેના બાપની બિલકુલ મરજી નહીં હોવાથી, આવેલું સંકટ નિવારવા માટે તેણે મારો આશ્રય માગ્યો હતો. મેં મણિગવરીને યોગ્ય ઉમરની તથા સમજુ જાણીને જમનાબાઈની અનુમતિ પ્રમાણે વરતેજ મારી બેહેનને ત્યાં મોકલાવી દીધી હતી. ગઇ કાલે અમોને માલુમ પડયું કે તેનો પિતા ફરિયાદ કરી અમોને ગેરવ્યાજબી રીતે હેરાન કરનાર છે, ત્યારે મારા એક વકીલ મિત્રની સલાહ મુજબ મણિગવરીને

વરતેજથી બોલાવી મંગાવી, આ તેની માસીના ઘરમાં રાખેલી છે. મણિગવરીને ફોસલાવીને કાંઇ તેનું હરણ કરવામાં આવ્યું નથી અને તેનું હરણ કરવામાં કોઇનો બૂરો હેતુ પણ નહોતો." થોડો વખત ગયો, એટલામાં પુષ્કળ માણસો ત્યાં એકઠાં થઇ ગયાં, પરસ્પર તરેહવાર વાતો કરવા લાગ્યાં. મણિશંકર માસ્તરનો ઉત્તર સાંભળી કેટલાકો તેની પ્રશંસા કરી નંદલાલ વ્યાસની નિંદા કરવા લાગ્યા અને કેટલાક જુના વિચારના અજ્ઞાનો "તેનો બાપ ગમે તેને પરણાવવાને મુખત્યાર છે. બીજાઓએ શામાટે વચ્ચે પડવું જોઇયે ?" આમ બોલી મણિશંકર માસ્તર તથા મણિગવરીનાં માસી મામાઓ તરફ તિરસ્કાર બતાવવા લાગ્યા. નંદલાલ વ્યાસ તો ક્રોધથી લાલચોળ બની ગયો. તેનાં ચક્ષુઓમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો. તેના શરીર પર રોમાંચ ખડાં થઈ ગયાં. તેના હાથ-પગ ક્રોધથી કંપવા લાગ્યા. તે આવેશથી એકદમ ધાંટો કહાડીને-મોટેથી બોલી ઉઠયો,—"અલ્યા મણિયા! તું આટલો મારા ઢીંચણ જેટલો, હજી ઉગીને ઉભો થયો નથી, એટલામાં ચોર વિદ્યા શિખ્યો! અરે લોકો તને, ગીરધરલાલ શાસ્ત્રીનો દિકરો, ભણેલો ગણેલો ને ડાહ્યો ડમરો કહે છે તેથી શું તું ચઢી વાગ્યો! આવું નિચ કર્મ કરતાં તને શરમ ન આવી? લોકોની કન્યાઓને ફોસલાવી-તેનું ઘરેણુંગાઠું ઉતારી લેવાનો હવે તેં ઠીક ધંધો આદર્યો છે! ઘરમાં કોઈ કહેનાર વડીલ માણુસ રહ્યું નથી અને તેથી તું છેક વંઠી ગયો છું, પણ બેટમજી, હવે તારી ખો ન ભૂલાવી દઉં તો નંદલાલ વ્યાસ શાનો? દમ ધર, તારી "ચોરી પર શિરજોરી" જોઉંછું કે કયાંસુધી ચાલે છે!" મણિશંકર માસ્તરે વિનયથી કહ્યું,-'જરા શાન્ત થાઓ. પોતાની કન્યાનું રૂડું ઈચ્છવું એ હરકોઈ માબાપનો ધર્મ છે અને એમ છતાં તમે લોભને વશ થઇ, તમારી વહાલી પુત્રીને, છેક નમેરા બનીને વેચવા નિકળ્યા—અરે, વેચવા નિકળ્યા તો ભલે; પણ પૈસા લઇ "મડદાંને મિંઢોળ બાંધવા" જેવો ઘાટ ઘડવા તૈયાર થયા! અરે, એ એક પિતા તરીકે તમારા સંબંધમાં કેટલું બૂરૂં કર્મ હતું અને તમારી પુત્રીના સંબંધમાં તમારૂં એ અધમ કર્મ કેટલું દુ:ખદાયક હતું, તેનો જરા વિચાર કરો! જો કૃપા કરી વિચાર કરશો તો મારા ઉપર, જમનાબાઇ ઉપર કે બીજાઓ ઉપર તમોને જરા પણ ખેદ કે ગુસ્સો ઉપજશે નહીં." "ચૂપ! અરે અધમ જીભ ટુંકી કર! મોટો શહાણો આવ્યો છે શિખામણ

આપવા! મારી દિકરીનું ગમે તે કરવાને હું મુખત્યારછું. છોડીની માસી કે તેના મામાઓનું કશું લાગતું વળગતું નથી. તેમનું સગપણ તો છોડીની મા ગુજરી ગઇ ત્યારથીજ ગયેલું હું સમજુંછું. અરેરે, તેઓની અને તારી બુદ્ધિ કેમ ભ્રષ્ટ થઇ! ધિક્કાર છે તમો સઘળાંઓને!" જીવરામશાસ્ત્રી તથા કેસવલાલ શાસ્ત્રી જેમ જેમ નંદલાલ વ્યાસને શાન્ત પાડવા માંડ્યા, તેમ તેમ તો તે વધારે ને વધારે બડબડવા લાગ્યો. "તમેજ કાળાં કામનાં કરનારાં છો!" એ વાક્ય સાંભળતાંવાર જીવરામ શાસ્ત્રીનો મિજાજ હાથથી ગયો! જમનાબાઇ તેને પકડીને ઉપર લઇ ગઇ. મણિશંકર માસ્તર તરફ વળી કેટલાક અભદ્ર શબ્દો કહીને નંદલાલ વ્યાસ બોલ્યા,—"થુઃ તારા મ્હોંપર! ચાલ બતાવ ક્યાં છે એ કૂળદિપક દિકરી! કસ્ય મારે સ્વાધિન! મને કહે કે એ ક્યાં છે, હું હાથ પકડી તેને લઇ જવાને મુખત્યાર છું! તે બાપડી અણુસમજુ બાળકીની બુદ્ધિ કેટલી? તે તારા ફોસલાવવાથી તથા જમનાબાઇની શિખવણીથી નહાસી આવેલી છે, તમે તેને નસાડેલી છે." જમનાબાઇએ ઉપરથી આવી—ઘરના આંગણામાં ઉભાં રહી કહેવા માંડ્યું,—"વ્યાસજી, "સાઠી ને બુદ્ધિ નાઠી!" એ કહેવતને શા માટે ખરી કરી આપો છો? તમારી કન્યાને તમારા ઘરમાંથી હું કે મણિશંકર માસ્તર ફોસલાવીને લાવ્યાં નથી. તેના અંગપર દાગીના છે, તે તો અમારા કરાવેલા છે, અને તે ઉતારી લેવાની અમારી કાંઇ ઇચ્છા ન હોતી. જુઓ હજી પણ જેમના તેમ તે તેના શરીર ઉપર છે. એ બાઇ બાપડી યોગ્ય ઉમરની હોવાથી પોતાનું હિત—અહિત સમજવા લાગી છે અને હું તેની સગી માસી—તેનું ખોટું થતું જાણી મારૂં હૃદય બળે તેમાં નવાઈ નથી. ગણેશજી જોશી સરખા વૃદ્ધને પરણાવતાં ગમે તે પ્રકારે તમે અટકો તો ઠીક—એવા હેતુથીજ અમે મણિગવરીને તેની મરજી પ્રમાણે વરતેજ મોકલાવી દીધી હતી. આમાં અમારો કોઇનો પણ દોષ નથી." "વારૂ, ત્યારે હવે તો મારી દિકરી મને સ્વાધિન કરો!" મણિશંકર માસ્તરે નંદલાલ વ્યાસને ઉત્તર આપ્યો,—"તમારી કન્યા અહીં—આ ઘરમાંજ ઉપર બેઠી છે. અહીં ઉભા રહી, જે પૂછવું હોય તે તમે બેલાશક પૂછો. જો તે તમારી સાથે આવવાને રાજી હોય તો ખુશીથી તેને તમારી સાથે લઇ જાઓ; પણ તમારી સાથે આવવાને તે નારાજ છતાં તમે બળાત્કારે તેને લઇ જવાનો યત્ન કરશો, તો હું તેમ કરવા

દઇશ નહીં !" "અરે ભામટા તું છે કોણ ? તારી કોણ દરકાર કરે છે ? અરે, હવાલદાર સાહેબ, દિકરી અને દાગીના લઇ આવેલો આ હરામખોર શું ગુન્હેગાર નથી ઠરતો ? ત્યારે શું જોઇ રહ્યા છો ? બાંધો એ ચંડાળને, અને લઇ ચાલો કોરટમાં !!" નંદલાલ વ્યાસના એવા અભદ્ર શબ્દોથી મણિશંકર માસ્તરને ગુસ્સો ઉપજવાને બદલે હાસ્ય ઉપજ્યું ! "નિરપરાધીને પકડવાનું કામ પોલીસનું નથી. આપ જીભ ઠેકાણે રાખો તો વધારે સારૂં; કારણ કે ઇશ્વરે કાંઇ અભદ્ર શબ્દો બોલવા માટે મ્હોં આપ્યું નથી!" મણિશંકર માસ્તર એટલું બોલી રહેછે, ત્યાં કેશવલાલ શાસ્ત્રીએ કહ્યું,– "વ્યાસજીએ હવે વધારે તકરાર કરવાનું પ્રયોજન નથી." પોલીસનો હવાલદાર વચ્ચે બોલી ઉઠયો,–"વ્યાસજી, તમારે હવે વધારે પડતું બોલવાનું કારણ નથી. દાગીના સહિત તમારી કન્યાનો શોધ લાગ્યો છે. વળી તે તેની માસીના ઘરમાં છે અને મણિશંકર માસ્તર,–"તે પોતે આશ્રય લેવા આવેલી હોવાથી મેં આશ્રય આપ્યો હતો" એમ કહે છે. આ ઉપરથી તેણે તમારી કન્યાને ફોસલાવી અથવા તેના દાગીના લઇ લેવાની દાનતથી નસાડી મૂકી હતી એવું સાબિત થઇ શકતું નથી. હવે જે જોવાનું રહ્યું છે તે એટલુંજ કે તેની માસીએ કિંવા મણિશંકર માસ્તર વગેરેએ તેને પ્રતિબંધમાં પરાણે રાખેલી છે કે તે પોતાની ખુશીથીજ આવી રહેલી છે ? માટે તમે તેને તે બાબત બોલાવી પૂછો; એટલે જે ખરૂં હશે તે જણાઇ આવશે." નંદલાલ વ્યાસે મણિગવરીને બૂમ મારી. મણિગવરી માળ પરની બારીમાં આવી ઉભી રહી. નંદલાલ વ્યાસે કહ્યું,–"બેટા મણી, તને આ મણિશંકરે મીઠું મીઠું બોલી ફોસલાવી, તેથી તું તેના કહેવા પ્રમાણે ઘરમાંથી ગઇ હોઇશ; પણ હશે. થયું તે થયું ! તારી બાળબુદ્ધિ છે અને તેથી તારાથી થયેલી ભૂલ માટે હું તને માફ કરૂંછું. મારા મનમાં તે માટે વધારે ઓછું આણતો નથી. હાલ હું તને જ્યાં આપવી ધારૂંછું તે તને પસંદ નહીં હોય તો તને કોઇ બીજે સારે ઠેકાણે આપીશ, માટે હવે ચાલ આપણે ઘેર. બેટા તું સમજુ છો. તારે આમ આડાઈ કરવી જોઇતી નથી." મણિગવરી બોલી,–"પિતાજી, તમે મને સારૂં સ્થળ જોઇને આપશો કે નહીં, તે બાબતની ખાત્રી તો મને ક્યારનીએ થઇ ચૂકી છે ! તમે કહોછો તેમ મને માસ્તરે ફોસલાવી નથી. મને તેમણે કે મારી માસીએ ઘરમાંથી નહાસી આવવા માટે

કાંઈ કહ્યું નહોતું. હું જાતેજ, મારી માસી કને તથા તેમની કને ગઈ હતી. મેં જાતેજ તેમનો આશ્રય માગવાથી તેમણે આશ્રય આપેલો હતો. હું હવે સારી રીતે મારૂં હિત—અહિત સમજતી થઇછું, અને તેથી મને ગમે ત્યાં આપી દુ:ખ દરિયામાં હડસેલી નાંખવાની તમારી ધારણાને હું તાબે થઇ શકતી નથી. હવે તો મારી ઇચ્છા પ્રમાણે—પરમેશ્વર મને બુદ્ધિ આપશે–તે પ્રમાણે, મારા સમજુ મામાઓ તથા મારાં માયાળુ માસીના અનુમોદન મુજબ વરવાનો નિશ્ચય હું કરી ચૂકી છું. હું હવે જીવતાં સુધી તમારે ઘેર આવવા ખુશી નથી. તમારાં ઘરનાં સુખથી હું છેક ધરાઇ રહી છું! મારી પાસે જે ઘરેણુંગાંઠું છે તે કાંઇ તમારૂં કરાવેલું નથી—તે તો મારી માસીએ કરાવી આપેલ છે. આમ હોવાથી તમારો તે ઉપર કશો પણ હક નથી. બાકીની રેશમી બે સાડીઓ છે તે તો મને કન્યાશાળામાંથી ઇનામ તરીકે મળેલી છે અને તેમ હોવાથી તેના ઉપર મારીજ સત્તા છે." મણિગવરીનું બોલવું બંધ થતાંવાર,—" હવે તમારી ફરીયાદપર ધ્યાન આપવા જેવું રહ્યું નથી. " એટલું બોલી પોલીસ લોકોએ રસ્તો લીધો. મણિગવરીનું ભાષણ સાંભળી નંદલાલ વ્યાસને બહુજ ગુસ્સો ઉપજ્યો. તેને માઠું લાગવામાં પણ મણા રહી નહીં. " દિકરી હાથથી ગઇ, અને તેને પરણાવવાના સંબંધમાં ગણેશજી જોશી કનેથી લીધેલા રૂપિયા પણ હવે પાછા આપવા પડશે. એવો વિચાર ઉપજતાંવાર તેના ગુડા ગુળી ગયા. તેનાં સર્વાંગે એક સરખો ધામ છૂટયો. કમર ઉપર હાથ મૂકીને ચાલતો અને રસ્તામાં વિસામો ખાતો તે ત્યાંથી પુષ્કળવારે ઘેર જઇ પહોંચ્યો. ઘરમાં તેને વધાવી લેવાને તેમનાં તરણુ–લાડકવાયાં પત્નિશ્રી તૈયારજ હતાં! " શું તમારૂં કશું ચાલ્યુંજ નહીં! પોતાની દિકરીને પણ તમે ઘેર લાવી શકયા નહીં! ત્યારે તમે શી ધાડ મારી? રડયા પોલીસનાં માણસો પણ ફરી ગયાં? તમે ખચિત આટલાં બધાં વર્ષ પાણીમાં બોળ્યાં! પોતાનામાં પાણી હોય તો પોતાની દિકરીને બીજાઓની મગદૂર છે કે તે રોકી શકે?" સ્ત્રીના એવા શબ્દો " બળતામાં ઘી હોમવા જોગ " નંદલાલ વ્યાસને લાગવાથી પછી તો તેણે પોતાનો સઘળો ગુસ્સો તેના ઉપર ઉતાર્યો. તેણે તે અણસમજુ સ્ત્રીની પૂજા કરવામાં કશી મણા રાખી નહી! સ્ત્રીને પુષ્કળ માર માર્યા પછી તેણીના રૂદનમાં પૂરતી પૂરવા માટે પોતે પણ ધડુસ ધડુસ છાતી કૂટી મોટેથી રડવા

માંડયું ! આડોસી પાડોસીઓએ ત્યાં એકઠાં મળીને તેઓ-બંનેનાં મનનું સમાધાન કર્યું.

શામજી શુકલ-કે જેણે નંદલાલ વ્યાસને રૂપિયા અપાવી ગણેશજી જોશી સાથે મણિગવરીનું ચોકઠું બેસાડી દીધું હતું-તે, તેજ દહાડે સાંજના નંદલાલ વ્યાસની કને આવ્યો. તેણે નંદલાલ વ્યાસને દિલાસો આપતાં કહ્યું—"તમે તમારી કન્યા માટે કશી પણ કાળજી કરશો નહીં. ગણેશજી જોશીને મેં આજની સઘળી હકીકત નિવેદન કરેલી છે, અને બીજા વર્ગના મેજીસ્ટ્રેટ સાથે તેમને લેવડ દેવડનો સંબંધ હોવાથી તેઓ ભલામણ કરશે, એટલે તમારી કન્યા તુરત તમને સોંપાવવામાં આવશે. કન્યા પાછી મળે, તેજ દહાડે તાબડતોબ ચાર ફેરા ફેરવી આપીશું." "મારે તો કાંઈ હવે ફ-રિયાદ કરવી નથી. પોલીસે શી દાદ સાંભળી ? તેવુંજ મેજીસ્ટ્રેટ અજવાળ-શે!" "ત્યારે એમ કહોને કે ફરિયાદ કરવાની તમારી મરજીજ નથી ! કહો ને કે મણિશંકર માસ્તરને કન્યા આપવાને અંદરખાનેથી તમેજ રાજી છો? જો એમ ન હોય તો તમે આવી રીતે બેસી રહો ખરા ? પરંતુ વ્યાસજી, જોશીજીના લીધેલા રૂપિયા પાછા આપવાની કંઇ ત્રેવડ કરી છે કે તે પણ ઓહયાં કરી જવાની ધાનત છે ! !" રૂપિયાની વાતનું સ્મરણ થતાં વાર નંદલાલ વ્યાસના હૃદયપર મોટો ધ્રાસકો પડયો. "ગણેશજી જોશીની મરજી વિરૂદ્ધ વર્તવાને હું રાજી નથી. મારી મણીને હું તેમની સાથે પરણાવવાને પ્રતિજ્ઞાપૂર્વક તૈયાર છું; પણ વચ્ચમાં આવો બનાવ બન્યો ત્યાં ઈલાજ શો?" "સરસ ઇલાજ એ છે કે ગણેશજી જોશીના કહેવા પ્રમાણે તમે બીજા વ-ર્ગના મેજીસ્ટ્રેટની કોરટમાં તમારા સાળાઓ, જમનાબાઇ અને મણિશંકર માસ્તર ઉપર ફરિયાદ કરો." શામજી શુકલના કહેવા પ્રમાણે-ગમે તેમ ક-રતાં લીધેલા પૈસા ગણેશજી જોશીને પાછા આપવા ન પડે તો ઠીક—એવી ઈચ્છાથી નંદલાલ વ્યાસે ફરિયાદ કરવાનું કબુલ કર્યું, અને બીજે દહાડે પ્રભુલાલ વકીલને વકીલ કરી એવી મતલબની અરજી દાખલ કરી કે,-"મ-ણિશંકર માસ્તરે તથા મારા સાળા જીવરામ, કેશવલાલ અને મારી સાળી જમનાબાઇએ મારી કન્યાને ઘરેણાંગાંઠાં સહિત ફોસલાવી મારા ઘરમાંથી બૂરા ઈરાદાથી નસાડી પોતાના કબજામાં રાખીછે. માટે તેના સંબંધમાં યોગ્ય તપાસ કરી ગુન્હેગારોને કાયદા પ્રમાણે સજા થવી જોઇએ. વળી મારી

કન્યા કેવળ અજ્ઞાન-બાળક છે, માટે તેને મારા તાબામાં સોંપાવવી જોઇએ." એ ઉપરથી સામાપક્ષના લોકો ઉપર સમન્સ નિકળ્યા. માજીસ્ટ્રેટ જુના વિચારનો, દુરાગ્રહી બ્રાહ્મણ, અને તેમાં વળી ગણેશજી જોશીનો સ્નેહી છે, એવું સમજવામાં આવવાથી મણિશંકર માસ્તર વગેરે મોટી ફિકરમાં પડયાં. પોતાના મિત્ર વકીલ બેહેચરલાલ કરશનજીને મણિશંકરે વકીલાતનામું સોંપ્યું અને તેણે સરન્યાયાધિશને મુકરદમો ફેરવી (ત્રાન્સફર કરી) બીજા મેજીસ્ટ્રેટના રૂબરૂ ચલાવવા માટે મજબુત કારણો બતાવી અરજ કરી. સરન્યાયાધિશે એ અરજ ધ્યાનમાં લઇ આસિ. સરન્યાયાધિશ રા. સા. હરિલાલ દામોદરદાસની કોર્ટમાં એ મુકરદમો મોકલાવ્યો. રા. સા હરિલાલ નિષ્પક્ષપાતી અને ન્યાયિક હોવાથી તેમની કને મુકરદમો ગયેલો જાણી નંદલાલ વ્યાસને, ગણેશજી જોશીને તથા શામજી શુકલ આદિ તેના પક્ષનાં માણુસોને માઠું લાગ્યું. આમ છતાં આ મુકરદમામાં કદાચ મણિશંકર માસ્તર આદિ બિન ગુન્હેગાર ઠરી છૂટી જશે, તોપણ મણિગવરી નંદલાલ વ્યાસને સોંપવામાં આવશે, એવી સર્વેકોને આશા હતી. નિમેલી મુદતે ફરિયાદી તથા પક્ષકારો કોર્ટમાં હાજર થયા. શરૂઆતમાં વાદીના વકીલે પોતાના અસીલ તરફથી લંબાણુ ભાષણ કરી મુકરદમાની હકીકત આસિ૦ સરન્યાયાધિશ સાહેબને સમજાવી; પછી નંદલાલ વ્યાસની જુબાની લેવામાં આવી. તેણે અરજીમાં લખાવેલી હકીકત ઉપરાંત જણાવ્યું કે,-"મારી કન્યાને ફોસલાવી પોતાની બેહેનને ત્યાં વરતેજ મણિશંકર માસ્તરે મોકલાવી દીધેલ છે, એવું વરતેજ જઇ આવેલા શુકલ શામજીએ મને જણાવ્યું, કે તુરત મેં મારા સાળાને ઘેર જઇ, હું જાણુતો નહોતો કે તેઓ આ કામમાં સામેલ હશે તેથી મણિશંકર માસ્તર ઉપર ફરિયાદ કરવાનો મારો ઈરાદો જણાવ્યો. તેઓ તે કાર્યમાં સામેલ હોવાથી મણિશંકર માસ્તર સાથે સંકેત કરી મણિગવરીને વરતેજથી બોલાવી મંગાવી-તેની માસીએ પોતાના ઘરમાં રાખી. મેં પોલીસને આ હકીકત જણાવી. પોલીસો મારી સાથે આવ્યા, પણ મારી અજ્ઞાન બાળકીને તેઓએ મારે સ્વાધિન કરી નહીં." ન્યાયાધિશ સાહેબે ત્યાર બાદ મણિગવરીની જુબાની લીધી. મણિગવરીએ પોલીસના હવાલદાર સમિપ જે હકીકત કહી હતી, તેજ પુનઃ અત્રે કહી સંભળાવી. મણિશંકર માસ્તરે પણ પોલીસો રૂબરૂ જે કહ્યું હતું તેજ પોતાની જુબાનીમાં લખાવ્યું. જમનાબાઇએ, "સ-

લાહ લેવા માટે મણિગવરી આવેલી હોવાથી તેને તે સુજતું કરી લેવાનું મેં કહ્યું હતું," એમ જણાવ્યું. જીવરામ અને કેશવલાલ શાસ્ત્રીએ તો પોતાને ત્યાં વરતેજથી મણિગવરીના આવ્યા પછીની હકીકત નિવેદન કરી અને તે પેહેલાંની હકીકત માટે કાન ઉપર હાથ મૂકયા ! ન્યાયાધિશ સાહેબે સઘળા તહોમતદારોને છોડી મૂકયાં અને વિશેષમાં મણિશંકર માસ્તરે તથા પંડિતા જમનાબાઇએ મણિગવરીને સહાયતા આપ્યા માટે તેમની પ્રશંસા કરી. શિવાય જજ્જમેંટમાં જણાવ્યું કે,–"મણિગવરી ઉપવર થયેલી છે, સુશિક્ષિત અને સજ્ઞાન છે, અને તેથી તેની મરજીમાં આવે ત્યાં રહેવાની તેને પરવાનગી આપવામાં આવેછે." આવા પ્રકારનો હુકમ સાંભળતાં વાર નંદલાલ વ્યાસ મૂર્છિત થઈ પડવાની તૈયારીમાં હતો, તેવામાં તેને શામજી શુકલે પકડી રાખી, ગાડીમાં બેસાડી ઘેર પહોંચતો કર્યો. ગણેશજી જોશીએ હવે મણિગવરી મળવાની આશા મૂકી; પણ આવા પ્રકારના આવેલા છેવટથી પોતાની આબરૂ ગયેલી માનીને હજી થાય તેટલા ઇલાજો નંદલાલ વ્યાસદ્વારા યોજવા માટે તે બહુ આતુર બનેલો જણાવા લાગ્યો. મણિગવરી, તેની માસી જમનાબાઇ, તેના મામા જીવરામ તથા કેશવલાલ અને મણિશંકર માસ્તર વગેરે આનંદી બનીને ઘેર આવ્યાં.

નંદલાલ વ્યાસ ઘેર આવીને અણુહદ શોક કરવા લાગ્યો. તે બોલ્યો,– "અરેરે, દિકરી હાથથી ગઇ ! દિકરી તો ગઇ, પણ તે સાથે લીધેલા રૂપિયા હવે ગણેશજી જોશીને પાછા આપવા પડશે. પાછા આપવા માટે "ગાંઠનું ગોપીચંદન" હવે ઘસવું પડશે ! કારણ કે ગણેશજી જોશી કનેથી લીધેલા રૂપિયા પૈકી મોટી રકમ ખરચીને હું પોતે પરણ્યો છું અને બાકી રહેલી રકમ તો બાઇડીનાં સાંકળા કરાવામાં ખરચાઈ ગઇ છે. અરેરે, હવે મારે શું કરવું અને કયાં જવું ? અરેરે દિકરી તો ગઇ પણ ભુંડી મને નિર્ધન બનાવતી ગઈ ! ! બેટા, તને આવી બુદ્ધિ કોણે સૂઝાડી ? તને ફોસલાવનારાંઓનું ખેદાનમેદાન થાજયો ! અરે, એ કાળાં કામના કરનારાઓને કોઢ નિકળજયો !" કેટલાક દહાડા તો નંદલાલ વ્યાસ ગણેશજી જોશીના રૂપિયા પાછા આપવાના ભયથી ઘરની બહાર નિકળ્યો નહીં. શામજી શુકલ કયારેક કયારેક નંદલાલ વ્યાસની પાસે બેસવા આવતો હતો, પણ નંદલાલ વ્યાસે ગણેશજી જોશીના રૂપિયા પાછા આપવાની વાત કદીજ કહાડી નહીં ! નં-

દલાલ વ્યાસને મણિગવરીના વિવાહ વખતે ગણેશજી જોશી તરફથી સાતસો રૂપિયા મળ્યા હતા અને પરણુતી વખતે પાંચસો રૂપિયા આપવાનો ઠરાવ થયેલો છે, એવું નંદલાલ વ્યાસના સમજવામાં હતું; પરંતુ શામજી શુકલ ચોવટમાં પડેલો હોવાથી તેણે બારસો રૂપિયા રોકડા અને પરણુતી વખત પાંચસો મળી સત્તરસોનો ઠરાવ કરી, નંદલાલ વ્યાસને વિવાહ વેળાએ બારસોને બદલે સાતસો આપી, પાંચસો રૂપિયા પોતે અધરથી ખાઈ ગયો હતો. હવે ગણેશજી જોશીએ શામજી શુકલને નંદલાલ વ્યાસ કનેથી રૂપિયા માગી લાવવાનું ફરમાવ્યું. શામજી શુકલની, પોતે ખાધેલા રૂપિયા પાછા આપવાની દાનત નહોતી અને તેથી "નંદલાલ વ્યાસ બાપડો નિરાશ થઈ ગયેલ છે. વળી કોર્ટમાં મણિશંકર માસ્તર વગેરેની ઉપર ફરિયાદ કરતાં તેને મોટો ખર્ચ થઇ ગયેલ છે. માટે તે કહે છે કે જો પાંચસો રૂપિયાની છૂટ મૂકવામાં આવે તો બાકીના સાતસો રૂપિયા આપવા હું તૈયાર છું." એવો જવાબ આપીને ગણેશજી જોશીને કેટલાક દહાડા તેણે ઉડાવ્યા કર્યા. ગણેશજી જોશીને એકવાર તેણે એમ પણ કહી સંભળાવ્યું કે,—"જ્યારે મણિશંકર માસ્તર બારસો રૂપિયા આપવા તૈયાર થઇ ગયો હતો, ત્યારે તમોએ બે હજાર રૂપિયા આપવાનું કબુલ કર્યું હતું, અને તેથી તેના ઉપર અત્યારે રેહેમદીલી રાખી મૂળ રકમમાંથી છૂટ મૂકવી ઘટે છે." ગણેશજી જોશીએ તેના બોલવા ઉપર કશું લક્ષ આપ્યું નહીં. શામજી શુકલ ખળ અને ધુર્ત્ત હતો. તેણે નંદલાલ વ્યાસને ગળે પડવાનો મનસુબો કર્યો. "આપણે પાંચસો રૂપિયા ખાધા છે, તે વાત નંદલાલ વ્યાસના કે ગણેશજી જોશીના જાણુવામાં નથી અને તેથી ગણેશજી જોશીના પક્ષમાં પેસીને નંદલાલ વ્યાસનું બૂરૂં બોલી પોતાનું કામ કહાડી લીધા વિના હવે છૂટકો થનાર નથી." એમ સમજી તેણે ગણેશજી જોશી કને જઇને કહ્યું,—"આજે તો મેં નંદલાલ વ્યાસ પાસે ઘણી સખ્ત ઉઘરાણી કરી. અગાઉ હું તેને ગરીબ જાણી આપની કને તેની વકીલાત કરતો હતો. પરંતુ આજે તો તે કેવળ મારે ગળે પડયો! મેહેરબાન, હવે તેના ઉપર લાગલીજ ફરિયાદ કરો; કારણ કે તેની દાનત બગડી હોય એમ માલુમ પડે છે. તેણે મને સ્પષ્ટ કહ્યું કે,—"હું કાંઈ ગણેશજી જોશીથી એમ ડરનાર નથી, તેણે બેલાશક થાય તે કરી લેવું!" હું ગુસ્સામાં ને ગુ-

રસ્તામાં તેની કનેથી ચાલી નિકળવા લાગ્યો, અને જ્યારે ચાલતાં ચાલતાં મેં તેને ધમકી આપી, ત્યારે તેણે પોતાને મળેલી બારસોની રકમમાંથી પાંચસો રૂપિયા ખાઇ જવાનું મારા ઉપર આળ મૂક્યું ! આથી મને બહુજ માઠું લાગ્યું. આપનો તો મને મોટો આશ્રય છે અને એવી નિમકહરામી કરી હું કદી પણ બેસવાની ડાળ તોડું તેવો નીચ નથી. આમ છતાં કદાચ દુર્દૈવે કરીને બએ ત્રણ ત્રણ પેઢીથી આપના ઘર સાથે અમારે ચાલ્યો આવતો સ્નેહ અને નાતો, નંદલાલ વ્યાસના ભરમાવ્યાથી કદાચ તૂટી જાય તો પછી મારે શું કરવું ? ખચિત એવા ભયને લીધે પ્રથમથીજ આપને વિનતિ કરવા આવ્યોછું કે આપનો સ્નેહ તૂટવા કરતાં જેટલા રૂપિયા માટે આપને સંશય ઉપજે તેટલા રૂપિયા હું જાતે વેચાઇને પણ આપને ભરી દેવા તૈયાર છું. પછી એ રૂપિયા ભરી દેવા માટે મારે જીવતાં સુધી કોઇની ગુલામગીરી કરવી પડશે તો પણ ચિંતા નહીં; પરંતુ આપનો સ્નેહ તોડવાને હું કોઈ પણ પ્રકારે રાજી નથી." "અરે શામજી, તું ઘેલો થયો છે કે શું? નંદલાલ વ્યાસ જેવા સેંકડો જણા તારે માટે મને ખોટું સમજાવવા આવે, તોપણ મારા મનમાં તારે માટે હલકો વિચાર કદી પણ ઉપજનાર નથી. તું કેવળ નિર્ભય રહે. હું આજને આજ નોટીસ લખાવી, રજીષ્ટર કરાવીને નંદલાલ વ્યાસ ઉપર મોકલાવું છું અને તેમ કરતાં પણ જો તે રૂપિયા નહીં આપે તો પછી કોર્ટમાં ફરિયાદ કરીને પણ વસુલ કરી લઇશું." ગણેશજી જોશીના આવા પ્રકારના બોલવાથી, પોતાનો હેતુ પાર પડેલો જાણી શામજી શુકલને અત્યાનંદ ઉપજ્યો. તેજ દિવસે ગણેશજી જોશીએ નંદલાલ વ્યાસ ઉપર રજીષ્ટર કરીને એવી મતલબની નોટીસ મોકલી કે,—"વ્યાસ નંદલાલ પુરૂષોત્તમદાસ રહેવાસી ભાવનગરમાં દેવજી ભગતની ધર્મશાળાનાને, હું નીચે સહી કરનાર જોશી ગણેશજી વિઠ્ઠલજી રહેવાશી શહેર મજકુરમાં—વડવાનો, આ નોટીસથી ખબર આપુંછું કે, તમે તમારી કન્યા મણિગવરીનો મારી સાથે વિવાહ કર્યો, અને તેના બદલામાં અમોએ શામજી શુકલ મારફત તમોને રૂ. ૧૨૦૦) અંકે બારસો રૂપિયા રોકડા આપેલા હતા. શિવાય પરણતી વેળાએ પાંચસો રૂપિયા આપવાનો આપણા વચ્ચે કરાર થયેલો હતો. આમ છતાં તમે તમારી કન્યા લગ્ન લેવાયાં છતાં અને લગ્ન મૂહુર્ત્ત વીતી ગયા છતાં અમારી સાથે પ-

રણાવી નહીં અને હવે પછી પરણાવવાની તમારી ઇચ્છા હોય એમ લાગતું નથી, આથી તમોને જણાવવાનું કે અમારી કનેથી લીધેલા બારસો રૂપિયા આ નોટીસ પહોંચ્યા પછી ત્રણ દિવસની અંદર અમારી વતી શામજી શુકલને આપી દેવા. જો નહીં આપો તો સેંકડે સવાછ ટકા પ્રમાણે વ્યાજ ગણીને મુદ્દલ રકમ સાથે દરબારી અદાલતમાં ફરિયાદ કરીશું. આ નોટીસનું તથા હવે પછી ફરીયાદ કરવી પડશે તો તેનું ખર્ચ તમારે શીર સમજવું. તા. ૧૩ મી માહે મે સને ૧૮૮૫." નોટીસ મળતાંવાર નંદલાલ વ્યાસ ગભરાઈ ગયો. તે લાગલોજ ગણેશજી જોશીને ઘેર ગયો. "મને તો ફક્ત સાતસો રૂપિયા મળ્યા છે, મને શામજી શુકલે બારસો રૂપિયા આપ્યા નથી." એમ કહીને તેણે ગણેશજી જોશીને વિનવવા માંડયો. પોતાને સાતસોજ રૂપિયા મળેલા છે, તે બાબતની ખાત્રી કરવા માટે તે ગીતાજીનું પવિત્ર પુસ્તક ઉપાડવા તથા શિવની પીંડી ઉપર હાથ મૂકવા તૈયાર થઇ ગયો; પરંતુ તેનું કશું પણ બોલવું નહીં સાંભળતાં ગણેશજી જોશીએ તેને પોતાને ઘેરથી હાંકી કહાડયો. ત્યાર બાદ નંદલાલ વ્યાસ શામજી શુકલને ત્યાં આવ્યો. "ભાઇ, જો તેં રૂપિયા ખાધા હોય તો કહી દે! તેં મને સાતસો રૂપિયા અપાવેલા છતાં મને કેમ બારસો માટે ગળે પડવામાં આવે છે?" એમ નંદલાલ વ્યાસ જણાવવા જાય છે, તેવોજ તેને "જુઠું બોલતાં શરમ નથી આવતી? બારસો રૂપિયા શું તને નથી આપવામાં આવ્યા? ડાહ્યો થઇને મુંગો મુંગો રૂપિયા આપી દે! એમ ખોટું બોલ્યે તારૂં કશું વળનાર નથી, સીધી રીતે નહીં આપે તો ઇનસાફની અદાલતે ઘસડીને પણ રૂપિયા વસુલ કરી લેવાશે!" એવો જવાબ મળ્યો. નંદલાલ વ્યાસ,—"ઓ નરાધમ! તેં મારૂં નખોદ વાળ્યું! અરે ચંડાળ, તેં મારો વિશ્વાસઘાત કર્યો! તારૂં સર્વપ્રકારે સત્યાનાશ—અરે તારો કૂલક્ષય થાજ્યો! ખાત્રી થઇ છે કે તુંજ સાતસો ઉપરના પાંચસો રૂપિયા ખાઇ ગયો છે! ગરીબની આંતરડી કકળાવવામાં તારૂં કદી પણ રૂડું થનાર નથી, એ ખાત્રીથી સમજ!"શામજી શુકલે તો મુંગા મુંગા ઉઠીને નંદલાલ વ્યાસને ચૌદમું રત્ન આપવા માંડયું! આસપાસ પુષ્કળ માણસો વિટળાઇ વળ્યાં અને તેઓએ વચમાં પડી બન્નેને છુટા પાડ્યા. બારસો રૂપિયા પોતાને માથે પડેલા જાણી નંદલાલ વ્યાસના શોક—સંતાપનો પાર રહ્યો નહીં. તેને મુઝારાનો ભયંકર રોગ

લાગુ પડયો. ચિંતાથી તેનું શરીર સૂકાવા લાગ્યું. તેને જીર્ણજ્વર આવવા માંડયો. આમ છતાં ગણેશજી જોશીનો અવેજ પાછો વાળવાની વાર્તા તેના હૃદયમાં ઉતરી નહીં. તેને આશા ઉપજી કે ફરિયાદ થયા બાદ કોર્ટમાં "શામજી શુકલ પાંચશો રૂપિયા ખાઇ ગયો છે!" એમ જણાવીશું, એટલે આપણે સાતસોજ આપવા પડશે. વાસ્તવિક નિહાળતાં તેની તે આશા વ્યર્થ હતી. નોટીસમાં લખેલી મુદત પૂરી થયા પછી ગણેશજી જોશીએ દિવાની કોર્ટમાં નંદલાલ વ્યાસ ઉપર ફરિયાદ કરી. રીવાજ પ્રમાણે પ્રથમ પ્રતિવાદી તથા સાક્ષીઓ ઉપર સમન્સો મોકલાવવામાં આવ્યા અને નિમેલી મુદતે દિવાની ન્યાયાધિશ હજુર મુકરદમો રજુ થયો. નંદલાલ વ્યાસે સઘળી ખરી હકીકત નિવેદન કરી; પરંતુ શામજી શુક્લ પાંચસો રૂપિયા ખાઇ ગયો છે, એવો પુરાવો તેના તરફથી રજુ થઇ શકયો નહીં. ગણેશજી જોશી તરફથી તેના દાવાના સંબંધમાં પૂરતો પુરાવો પડયો, અને તેથી નંદલાલ વ્યાસ ઉપર દિવાની કોરટે મુદ્દલ રૂપિયા, વ્યાજ, કોર્ટફી, ભથ્થુ, તથા વકીલ ફી—વગેરે મળીને કુલ રૂ. ૧૪૦૯–૧૨–૩ અંકે ચૌદસો નવ રૂપિયા બાર આના ત્રણ પાઇનું હુકમનામું કરી આપ્યું. હુકમનામું સાંભળતાંવાર નંદલાલ વ્યાસને સખ્ત તાવ આવ્યો. કોર્ટમાંથી તેના એક સ્નેહીએ તેને ઘેર પહોંચાડયો. તે દિવસથી તે બહુજ આજારી થઈ પડયો. અહીં ગણેશજી જોશીએ દરખાસ્ત દઇ હુકમનામું બજાવ્યું અને બેલીફ તથા સિપાઇને જપ્તી કરવા આવેલા જાણી નંદલાલની તરૂણ ભાર્યાએ થોડી રોકડ તથા થોડા ઘણા દાગીના આપીને નિકાલ કર્યો. સ્ત્રીએ અવેજ આપ્યાની વાત જણાવવામાં આવતાંવાર નંદલાલ વ્યાસને સનેપાત થઈ આવ્યો! "રળી રળીને લોહીને માંસ એકત્ર કર્યું અને મેળવેલું લુટાઇ ગયું! અરેરે દિકરી, તેં મને આ દુનિયાનો ત્યાગ કરાવ્યો! ચંડાળ શામજી શુકલ તારૂં સત્યાનાશ જજ્યો! હાયહાય, બારસો રૂપિયા! મારા બાપ બારસો રૂપિયા! અધધધ, બારસો રૂપિયા!! વગર લેવેદેવે બારસો રૂપિયા!!" એમ મતિવિભ્રમ બનીને બડબડવા લાગ્યો.

પ્રિય વાચકવૃંદ, કન્યાવિક્રય કરનાર નિર્દય બાપની આ સ્થિતિ નિહાળી? મણિશંકર માસ્તર કેવળ પરગજુપણે બારસો રૂપિયા આપવાને અગાઉ તૈયાર થઇ ગયો હતો, પણ બેહજાર રૂપિયાની લાલચે તેની માગણી-

નો લોભી નંદલાલ વ્યાસે અનાદર કર્યો હતો! પરંતુ લોભનો થોભ નહીં રહેવાથી "લોભે લક્ષણ જાય" અને "લોભ પાપનું મૂળ" એ કહેવતની અહીંયાં પ્રતિતિ મળી! મણિગવરીની મરજી મુજબ તેને મણિશંકર માસ્તર વેરે વરાવી હોત તો આવી અધમ અવસ્થા થાત નહીં, એવો વિચાર શું અત્યારે નંદલાલ વ્યાસને નહીં ઉપજતો હોય? કોણ જાણે!!

# પ્રકરણ સાતમું.

## શંકા અને પુત્રપ્રેમ.

"ધૂર્ત્ત ધરી ધતિંગને, આપે ચોગણી થાપ;
શંકા શોધે સત્યને, કદી ન છૂપે પાપ."

[ કસુમગર ]

"દિકરા ક્યાં છે? દિકરા દેવને પણ દુર્લભ છે!"

[ એક ચાલતી કેહેવત. ]

ત્રીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મોહનલાલ, પેથાપુરમાં પોતાની વડી સાસુ ગંગાડોસીને ત્યાં પોતાના મિત્ર અનંતરાય સહિત આવી રહ્યાને આજે ત્રણ દિવસ થયેલા હતા. તેટલી મુદતમાં તેણે એક કડીઆ કંત્રાકટરને બોલાવી, પોતાની ધર્મપત્નિને જ્યાં દહન કરવામાં આવેલી હતી, ત્યાં–સ્મશાનમાં એક છાપરાવાળી બેઠક બનાવવાનો ઉચ્ચક રકમે કંત્રાકટ આપ્યો, તથા એ બેઠકની વચમાં ગોઠવવા માટે પોતાની ધર્મપત્નિના સ્મરણાર્થે પ્રેમચિન્હ તરીકે લેખ કોતરાવી એક આરસપહાણ પણ તૈયાર કરાવ્યો. હવે માત્ર પોતાના બાળક પુત્રની વ્યવસ્થા કરવાનું કામ બાકી રહેલું ઉકેલી લેવાના હેતુથી તેના સંબંધમાં ગંગાડોસી સાથે વાતચિત્ત કરવાને મોહનલાલ આતુર બની રહ્યો હતો. મોહનલાલ તથા અનંતરાયનું આગમન થયા પછી ગંગાડોસી ઘરમાં ઘણોજ થોડો વખત રહેતી હતી. અનંતરાયે શંકા ઉપજવાથી એ ત્રણ દહાડામાં એકાદ બે વાર "તમે કેમ

ઘરમાં ઘણો વખત રહેતાં નથી ? તમારા જમાઇ પાસે બેસીને વાતચિત્ત કરવી જોઇએ. તમે વૃદ્ધ, ડાહ્યાં અને અનુભવી છો તેથી તમારે તેને દિલાસો આપવો જોઈએ." એમ કહી સંભળાવ્યું પણ હતું, તથાપિ "શું કરૂં એમને (મોહનલાલને) જોઈને મને સઘળું દુઃખ સાંભરી આવે છે, મારૂં મન કહ્યામાં રહેતું નથી અને મારાથી રડી જવાય છે. આમ હોવાથી આ ગભરૂ બાળક પણ રડે છે, માટે બાળક ખુશીમાં રહે તથા બીજાં પડોશનાં બાળકો જોડે તેને રમતો નિહાળી પોતાનું દુઃખ વિસારે પડે તો ઠીક; એ હેતુથીજ હું તેને લઇ પડોશીઓને ઘેર જઈ બેસું છું." એવો ગંગાડોસી તરફથી પ્રત્યુત્તર મળ્યા બાદ વિશેષ કહેવા જોગ રહ્યું શું ? ગંગાડોસી વયમાં કેવળ વૃદ્ધ હતી, પણ ચાંચલ્યવૃત્તિનું તેજ તેની ઉંડી ઉતરી ગયેલી આંખોમાંથી કાંઈ અત્યાર સુધી કમી થવા પામ્યું નહોતું. "તે ચંચળ સ્વભાવની હોવી જોઇએ." એવું અનુમાન કરવાને તેનો ચેહેરોજ હરકોઈને સાધનભૂત થઈ પડે તેવો હતો. તેનો પોષાક મેલો–પણ તે વૃદ્ધ માનવીને છાજતો ગણાય તેવો નહોતો. આજે ગંગાડોસી બપોરના જમી પરવાર્યા પછી મોહનલાલના પુત્રને લઇ બહાર જવા નિકળી કે તુરત,–"આજે બહાર જવું માંડીવાળો; કારણ કે અમારે કાલે અહીંથી ચાલવાનો વિચાર છે અને તેથી આ બાળકની યોગ્ય વ્યવસ્થા કરવાના સંબંધમાં તમારી સાથે વાતચિત્ત કરવાની જરૂર છે." એમ અનંતરાયે કહ્યું, એટલે તે જોડમાં સાદડી ઉપર બેઠી. પુત્રના શરીરપર ફાટેલી ટોપી અને મેલું કેડીયું નિહાળી મોહનલાલનું હૃદય ભરાઇ આવ્યું. અનંતરાયને વારંવાર પોતાના ભણી સાશંક દૃષ્ટિએ નિહાળતો જાણી ગંગાડોસીની મુખમુદ્રા ઉપર એકદમ ભય, આશ્ચર્ય અને ખેદ એ મનોવિકારના સ્વચ્છ પ્રતિબિંબ દેખાવાં માંડયાં ! "તમે જે દિવસે સાયંકાળ પછી અહીં આવ્યા તે દહાડે મેં પ્રથમ તમને, બિલકુલ ઓળખ્યા નહીં. તમારી એટલી બધી હજામત વધેલી તથા મૂછો પણ અગાઉનાં કરતાં મોટી થયેલી હોવાથી હું તત્કાળ તમને ઓળખી શકી નહીં !" ગંગાડોસીએ અનંતરાય તરફ નહીં નિહાળતાં પોતાના જમાઇ તરફ મ્હોં ફેરવીને વાત કરવા માંડી. "અરે પ્રભુ ! તમે વડીલ થઇને આ પ્રમાણેજ અમારી કાળજી રાખશો ? ચીનથી આવ્યે મને અદ્યાપિ એક અઠવાડિયું થયું નથી, ત્યાં આ દુષ્ટ વાર્તા મારા સાંભળવામાં આવી,

અને એવા દુર્ઘટ પ્રસંગે અરેરે તમોને મારી મૂછોની ચોકસી કરવાનું સૂઝે છે ? ત્રણ વર્ષમાં તમે મારી ઓળખાણ પણ વિસરી ગયાં ! તમે પ્રત્યક્ષ તેનાં મોટીમા કે નહીં ! અને એમ છતાં મને ભૂલી જાઓ છો તો મારૂં દુર્દૈવ બીજું શું !!" મોહનલાલે નિશ્વાસ નાંખીને ઉત્તર આપ્યો. ગંગાડોસીએ આંખમાં આંસુ લાવીને બોલવા માંડયું,—"હા, ભાઇ ! હા, ભાઇ ! તારો સઘળો સંસાર ડૂબી ગયો ! આ જગતમાંથી તું ઠામુકો ઉઠી ગયો ! સ્ત્રી વિયોગ કરતાં આ જગતમાં તરૂણ પુરૂષને બીજું અધિક દુઃખ કયું છે ? ઈશ્વરજ કોપ્યો, ત્યાં આપણ માનવીઓનો ઇલાજ શો ? ભાઈ, તારા ઉપર દુઃખનો ડુંગર તૂટી પડયો ! અરે મિલાપ થવો સરજેલ નહીં, બાકી જો તું એક અઠવાડિયા પેહેલાં આવ્યો હોત તો મિલાપ થાત અને તે બાપડી તારી સાથે ચાર શબ્દો બોલવા પામત ! પોતાના બાળકના સંબંધમાં પણ તે તારી કને છેવટના ચાર શબ્દો બોલી શકત !!" પોતાની વડી સાસુના દુઃખોદ્ગારો સાંભળી શોકાકૂલ બનીને, ચક્ષુથી ઉષ્ણ આંસુડાં નિંગાળતો ત્વેષથી મોહનલાલ બોલ્યો,—"જો હું એક અઠવાડિયાં પેહેલાં આવ્યો હોત તો તેને મરવાજ દેત નહીં ! ખચિત, જો તેમ થયું હોત તો હું તેને મરવાજ દેત નહીં ! મારા જીવને જોખમે પણ હું તેને મરવાજ દેત નહીં !! અરે ઈશ્વર ! આ અમંગળ દિવસો તેં મારે વાસ્તે શા સારૂ નિર્માણ કર્યા !! તે "કુમુદ બાંધવ" આગબોટ, હું જ્યારે તેમાં બેઠો, ત્યારેજ સમુદ્રમાં એકાદા ખડક સાથે અથડાઇને કેમ તૂટી ફૂટીને બૂડી ન ગઇ ? આગબોટ બૂડવાથી હું એકાદા જલચરના મૂખમાં કેમ સપડાયો નહીં ? જો સપડાયેલ હોત તો તે બાપડાને બે દિવસનું ભક્ષ્ય મળત અને આ પાતકી દેહનો સત્વર અંત આવત ! હવે મારે જીવીને પણ શું કરવાનું રહ્યું છે !!"

નૈરાસ્યવૃત્તિથી એવા અનેક શોકોદ્ગાર કહાડી, કેવળ મ્લાન બનીને મોહનલાલ તે ઘરમાંજ અહીંથી તહીં ઉભો થઈને ફરવા લાગ્યો. અનંતરાય સુબોધક શબ્દો કહી તેના મનનું સમાધાન કરવા માંડયો, ગંગાડોસી તો ખોળામાં બાળકને લઈ હીબકાં ભરતી અને આંખો ચોળતી જ્યાંની ત્યાં બેસીજ રહી. કેવળ ચિંતાકૂલ બનીને પુનઃ નિચે બેઠા પછી તથા સ્તબ્ધાવસ્થામાં પુષ્કળ વખત ગુજરી ગયા પછી મોહનલાલે સ્વાંતર્ગત કહ્યું,—"ખચિત આ ડોસીએ બરોબર દવા કરાવી નહીં હોય. વખતસર યોગ્ય ઔ-

ષધ આપવામાં કશી કાળજી રાખી નહીં હોય, પૂરતા પૈસા વિના તેનાથી તેમ કરવું શી રીતે બની શકે ? તે બાપડીને વખતસર યોગ્ય ઔષધ મળી શક્યું નહીં હોય !" એટલામાં ગંગાડોસીના ખોળામાં બેઠેલો બાળક, "માજી, મને ભૂખ લાગી છે. કેટલો વખત અહીંયાં બેસી રહેશો ?" એટલું પોતાની બોબડી ભાષામાં બોલી લાગલોજ બેઠો થયો અને પોતાના કેડીઆના ખીસામાંથી એક પૈસો કહાડીને,—"જો જમવાનું તૈયાર ન હોય, તો આ પૈસાનું કંઈ ખાવાનું લઇ આપો. ચાલોને જલદી. મને બહુ ભૂખ લાગી છે." એમ કહ્યું. પુત્રરત્નની કાલી બોબડી—મધુર વાણી સાંભળી પુત્રપ્રેમથી મોહનલાલનું હૃદય ગદ્‌ગદિત થઇ રહ્યું. પુત્ર તરફ દયાર્દ્ર અંતઃકરણથી તથા અમિદૃષ્ટિથી તે એક સરખો નિહાળી રહ્યો. તેણે ગંગાડોસી નજીક જઇ, છાતી સરસો ચાંપી, ચુંબન લઇ કહ્યું,—"બેટા, આવ, મારી પાસે આવ ! દોહોડ મહિના થયાં "તને ક્યારે નિહાળીશ" એમ હું બહુ આતુર બની રહ્યો હતો ! પ્રભુ તને માત્ર હવે સુખી આરોગ્ય રાખો. હવે મને બીજી આશા શી છે ? તુંજ માત્ર મને સુક્ષ્મ આશાતંતુ સરીખો છે." બાળકે તેની કનેથી જતા રહેવાનો પ્રયત્ન કરી કહ્યું—"તમે શું કરવા મને તેડો છો ? હું તમને ઓળખતો નથી. મને મારાં માજી કને જવા ઘો." ગંગાડોસીએ લાગલોજ તેને પોતાની કને લઇ તેના મ્હોં પર હાથ ફેરવી,—"બાળકજ કે નહીં ! તે શું સમજી શકે ? કેવળ અજ્ઞાન ! અને તેમાં વળી તમે તેને પારણામાં સૂતો મૂકીને ચાલી ગયેલા ! તે શાની ઓળખાણ રાખે ?" એમ કહ્યું કે તુરત મોહનલાલનું હૃદય પુનઃ ભરાઈ આવ્યું. થોડો વખત ગયા પછી મોહનલાલને પોતાની સ્ત્રીના સંબંધમાં કંઇ પૂછવા જતો જાણીને વચ્ચેજ ગંગાડોસીએ કહેવા માંડયું,—"તમે એકાએક નહાસી ગયાની વાત જાણવામાં આવતાં વાર તે બાપડીને બહુ દુઃખ ઉપજ્યું. તે દિનપ્રતિદિન સુકાતી ચાલી. પાસે હતું નહોતું તે સઘળું પૂરું થયું અને પછી તો તે મારી સાથે રહેવા લાગી. હું વૃદ્ધ અને તે જો કાંઇ ઉદ્યોગ કરે તો નિર્વાહ ચાલે—તેવો વખત આવ્યો. આખરે ખુદ અમદાવાદમાં તેણે ખાનગી કન્યાશાળા કહાડી. એ વડે ઠીકાઠીક ગુજરાન ચાલવા માંડયું; પરંતુ "થવાકાળ" ત્યાં ઇલાજ શો ? દિનપ્રતિદિન તેની કાયા વધારે ને વધારે લથડતી ચાલી. તેને ક્ષયનો ઉપદ્રવ થઇ આવ્યો

છે, એમ વૈદોએ જણાવવાથી અમોને બહુજ ભય ઉપજ્યો. પુષ્કળ ઉપાય કર્યા, પરંતુ વ્યર્થ ! કશી ટાંકી લાગી નહીં. તૂટી તેને બૂટી શી ! રાત્ર દિવસ તમારૂજ સ્મરણ અને દેહ–અવસાન ગયા પછી તો ન બોલવું કે ન ચાલવું ! બાપડા બાળકને પણ તે છેક વિસરી ગઇ ! એવી રીતે તેની પ્રકૃતિ બહુજ બગડેલી જાણી પાણી બદલ અને હવા ફેર કરવા સારૂ હું અહિં લઇ આવી, પણ શાનો હવાનો ગુણ અને શાનો પાણી ફેર ! અહીં આવ્યા પછી પંદરમે દહાડે તો બાપડીએ રસ્તો લીધો! જેવી ઇશ્વ-રેચ્છા ! !" ગંગાડોસીનું બોલવું પૂરૂં થયા પછી મોહનલાલ "શિવ શિવ ! નસિબ મારૂં ! થવાનું હોય તે મિથ્યા થતું નથી !" એટલું બોલેછે, તેવામાં અનંતરાયે સાશંકબનીને પ્રશ્ન કર્યો,—"અમે ન્યુસ્પેપરમાં તો એવું વાંચ્યું હતું કે,—"ઇન્ફ્લુએનજા સરખા એકાદા અજાણ્યા રોગથી મરણ પામી છે," તો તે શું ખોટું ?" ગંગાડોસીએ જવાબ આપવામાં ગળચવાં ગળવાં માડયાં ! પુનઃ તેના ચેહેરા ઉપર ભય, આશ્ચર્ય, અને ખેદ—એ મનોવિકાર-નાં પ્રતિબિંબો દૃષ્ટિગોચર થયાં અને અનંતરાયે તેજ પ્રશ્ન ફરી કરવાથી ગંગાડોસીએ "કોણ જાણે કોઇએ એવું કાંઇ છાપ્યું હશે, પણ અમદાવાદમાં મથુરાંદાસ વૈદે તો ક્ષય રોગ થયો છે એમ કહ્યું હતું." એવો જવાબ વાળ્યો. મોહનલાલે પોતાનાં વડી સાસુ તરફ વળીને કહ્યું,—"કીકો તમારી સાથે બહુજ હળી ગયેલો હોવાથી તેને કેટલોક વખત અહીંજ તમારી પાસે રાખવાનો મારો વિચાર છે." અનંતરાય બોલ્યો,—"એમ શા માટે કરવું જોઇએ? કીકાને તમારી સાથે લઇ ચાલો એટલે સર્વ ઠીક થશે." "કીકાને મારી સાથે નહીં રાખવાનું કારણ એટલુંજ કે અહીંથી હું મુંબઇ જવાનો છું અને મુંબઇથી પાછો ચિન જવાનો વિચાર રાખું છું. હવે મને આ દેશમાં સ્વસ્થતા અને શાન્તતા ઉપજનાર નથી. ચિનમાં પુષ્કળ મારા ઓળખીતા પાળખીતા છે, અને વળી ત્યાં વ્યાપારમાં લક્ષ લાગી જવાથી સહજ વખત ગુજરશે તથા દુઃખ વિસારે પડશે. અહીં રહેવાથી ગુજરેલો પ્રકાર નિત્ય દૃષ્ટિ સમિપ ઉભો રહેવાનો અને બહુજ માઠું લાગવાનું ! આ કીકાને નિહાળી રોજ રોજ મારા દુઃખમાં ભરતી આવવાની અને તેથી થોડાં વર્ષ દેશાવરમાં કહાડવાથી દુઃખ વિસારે પડવા ઉપરાંત, પાછો આવીશ, ત્યાં કીકો પણ મ્હોટો થઇ જશે !" મોહનલાલનો એવો વિચાર સાંભળી ગંગાડોસીનો ચહેરો ફિ-

ચિત પ્રફુલ્લિત થયેલો દૃષ્ટિએ પડતાંવાર અનંતરાય શંકાથી તેના પ્રત્યે નિ-હાળવા લાગ્યો. પોતાની એ પ્રસન્નતા પોતાના જમાઈના જાણવામાં ન આવે એટલા માટે તેણે માથાપરના ઓઢણાને આઘું ઓઢી, તે બોલી.— "મોહનલાલ, તમારૂં કહેવું કેવળ ખરૂં છે. હવાફેર, નિરાળા તરેહની વ્યવ-સાઇ અને,—અને—"એટલામાં અંનતરાય વકીલે સાશંક દૃષ્ટિએ પુનઃ તેના તરફ નિહાળ્યું અને તેથી ગંગાડોસીથી વધારે બોલી શકાયું નહીં. "ડોસીમા, તમારા મનમાં, 'મોહનલાલ અહીંથી જેમ તેમ કરી દીસતો રહે તો ઠીક' એવુંજ છે કે નહીં!" અનંતરાયનું એ વાક્ય સાંભળતાંવાર જીભની બોબડી વળી ગયેલી છતાં ગંગાડોસીએ પરાણે ઉત્તર આપ્યો,—"એવું મારા મનમાં બિલકુલ નથી. મેં તો તેમના હિતને ખાતર તેમના વિચાર તરફ પસંદગી બતાવી. મને તો લાગે છે કે મોહનલાલે અહીં–આ દેશમાંજ રહેવું વધારે સારૂં છે. કીકાને પોતાની પાસે રાખી તેને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવવો, ઊમરે પહોંચે એટલે તેનું લગ્ન કરવું, તેને સંસારમાં સુખથી કાળ નિર્ગમન કરતો નિહાળી પોતાની આંખો ઠારવી, અને કહો જોઈએ મો-હનલાલને હવે એ શીવાય બીજી શી વ્યવસ્થા કરવાની રહીછે? પરમેશ્વરે જે કાંઈ આપેલું છે તેનો સુખ સમાધાનીથી ઉપભોગ લઇને સ્વસ્થ બેસવું, તેમાંજ તેને વધારે સૌખ્ય છે." અનંતરાય વકીલને બોલતો અટકાવી મો-હનલાલ અતિ આગ્રહથી કહેવા લાગ્યો,–"પ્રિયમિત્ર, અહીં રહેવાનું મને હવે તું કહીશજ નહીં. મારાથી હવે આ દેશમાં ઘડી પણ રહી શકાશે નહીં! હું હવે જલદી છૂટું તો ઠીક, એમ મને થઇ રહ્યું છે. આવતી કાલે પ્રભા-તમાં ઉઠી અમદાવાદથી મુંબઇ જઈ મારી પુંજીની હું લાગલીજ વ્યવસ્થા કરવા માગુંછું. ખચિત મિત્ર, આગબોટમાં બેઠા પછીજ મને જરા આરામ ઉપજે તેમ છે."

એવી રીતે વાતચિત્ત કરતાં કરતાં ચાર સાડાચાર વાગવાનો વખત થઇ ગયો. "હવે રાંધવાની તૈયારી કરવી જોઇએ" એટલું બોલી ગંગાડોસી કીકાને લઈને ઘરની બહાર જવા નિકળી, મોહનલાલ શૌચ જવા માટે લોટો હાથમાં લઈ ગામના પાદર તરફ ચાલી નિકળ્યો, અને અનંતરાય વકીલ તો ઘરમાંજ જ્યાંનો ત્યાં વિચાર કરતો બેઠો,–"આ ડોસીના ઢંગ કાંઈ ઠીક લાગતા નથી." એ વાકય ચાલી રહેલા વિચારને અંતે અનંતરાયથી

બોલી જવાયું. એટલામાં એક કાઠિયાવાડી પુરૂષે ત્યાં આવી, "ગંગાબાઇ છે ?" એમ પ્રશ્ન કર્યો. "બહાર ગયાં છે, શું કામ છે?" એટલુ કહી અનંતરાય તેના સામુ નિહાળે છે ત્યાં તે નવિન પુરૂષે કહ્યું–"આ એક સંપેતરૂં હું લાવ્યો છું. મારે ઇલોલ જવું છે અને ઈલોલના ગાડાં ચાલતાં થયેલાં હોવાથી ગંગાડોસીને મળવા માટે મારાથી ખોટી થવાય તેમ નથી. માટે આ પાકીટ તથા કાગળ તેને આપજ્યો. પાકીટમાં બાળકનાં કપડાં છે અને એક તસબિર છે એમ કહેજ્યો." તે કાઠિયાવાડી પુરૂષ લાગલોજ ચાલતો થયો. "કયે ગામથી સંપેતરૂં લાવ્યો છે ? કાગળ અને કપડાનું પાકીટ મોકલનાર કોણ ?" વગેરે પૂછવાની જરૂરિયાત તે નવિન પુરૂષ ગયા પછી જણાયાથી અનંતરાય વકીલને એવી થયેલી ભૂલ માટે બહુ માઠું લાગ્યું. "કીકાને કપડાં કોણે મોકલાવ્યાં હશે ? ધારો કે ડોસીના કે કીકાના કોઈ સગાવહાલાએ તે મોકલ્યાં હોય, પણ તેમાં તસબિર શી ?" એવો પ્રશ્ન ઉપજતાં વાર અનંતરાયના હૃદયમાં "ડોસીના ઢંગ ઠીક જણાતા નથી." એવા ઘડિ પેહેલાં ઉપજેલા વિચારને ફરીથી જગ્યા મળી. "કાગળ ફોડું કે નહીં ? ડોસી આવી જશે તો !" "ફોડને જીવ ! જે હશે તે જણાઈ તો આવશે !" પોતાની મેળેજ પોતાના મનનું સમાધાન કરીને અનંતરાયે કાગળ ફોડીને વાંચ્યો. "તિર્થરૂપ માતુશ્રી ગંગાબાઈ, હું ખુશીમાં છું. કશી ચિંતા કરશો નહીં. તમારી કનેની ખરચી હું ધારૂં છું કે ખૂટી ગઇ હશે, હું થોડા દિવસમાં મોકલી આપીશ. ગભરાશો નહીં. કીકાનું સારી રીતે રક્ષણ કરજ્યો. કપડાં તથા નવી બનાવેલી તસબિર ભાયાખવાસ સાથે મોકલાવેલ છે, તે સંભાળી લેજ્યો. પેથાપુરમાંજ રહેવું એ મને ઠીક લાગે છે. વળતો કાગળ લખજ્યો." કેવો આ કાગળ ! લખનારનું નામ કે જે ગામથી લખાયો–તે ગામનું નામજ ન મળે ! "ટપાલમાં કાગળ આવ્યો હોય તો જે ગામથી રવાના થયો હોય તે ગામની તે ઉપર છાપપણ હોય, પરંતુ આતો સર્વપ્રકારે ઘોટાળો !" અનંતરાય વકીલને તરેહવાર વિચારો ઉપજવા લાગ્યા. "ડોસીને ખરચી મોકલવાની કાળજી દર્શાવવા સાથે બાળકની સંભાળ રાખવાની ભલામણ મોહનલાલની ભાર્યા શિવાય બીજું કોણ કરે? શું તે જીવતી હશે ? અને જો જીવતી હોય તો "મરણ પામ્યાની બૂમ" ઉરાડવામાં તેનો શો હેતુ હશે ? અરે, મને આ કેવા વિ-

ચિત્ર વિચારો અત્યારે ઉપજવા લાગ્યા છે? જીવતી હોવાની મિથ્યા કલ્પના કરવામાં હું ભુલ કરૂં છું; કારણ કે આ ગામનાં લોકોએજ "તેની તે જુવાન દિકરી થોડા દહાડાપર ગુજરી ગઈ!" એમ ગંગાબાઇના સંબંધમાં કહ્યું હતું, તો પછી એથી વધારે ખાત્રી શી જોઇએ?" અનંતરાયનું ચિત્ત ભ્રાન્તિમાં પડી ગયું. કપડાનું પાકીટ ઉઘાડી જોવાની ઇચ્છા ઉત્પન્ન થવાથી તે ઉઘાડી નિહાળે છે તો બે ફુટ લંબાઈની અને દોઢ ફુટ પહોળાઇની આરસામાં મઢાવેલી રંગિત તસબિર તેની દૃષ્ટિએ પડી. તે બહાર કહાડી ધારીધારીને નિહાળતાં તથા ભીંતપર ટાંગેલા મોહનલાલની સ્ત્રીના ફોટોગ્રાફ સાથે મેળવતાં "ચેહેરો તો કેટલેક અંશે મળે છે; પણ કોઇ ગર્ભશ્રીમાનની સ્ત્રીની પેઠે કિંવા કોઇ રાજાની રાણીની પેઠે અમૂલ્ય અલંકારો અને સુંદર વસ્ત્રાભુષણો ધારણ કરેલાં હોવાથી, કેમ કહેવાય કે આ તસબિર મોહનલાલની સ્ત્રીનીજ છે?" અનંતરાયનું મન શંકાની ઉત્પત્તિ કરવામાં તથા તે શંકાના નિવારણની ભાંજગડ કરવામાં લાગી રહ્યું. "ચેહેરા તો બહુ જનના મળતા આવે છે અને તેથી ખોટી કલ્પના કરવામાં સાર નથી." એટલું બોલી પાકીટમાં તે તસબિર અનંતરાય પાછી મૂકે છે, તેવામાંજ ગંગાડોસીએ કીકા સહિત ઘરમાં પ્રવેશ કર્યો. "આ તમારૂં કોઈ સંપેતરૂં આપી ગયેલ છે; તેમાં કીકાનાં કપડાં, તથા એક તસબિર છે, તે શિવાય તે માણસે કાગળ પણઆપ્યો છે. તમે તે કાગળ અમારીજ કને વંચાવશો -એમ ધારીને મેં તે ફોડીને વાંચ્યો છે. કાગળ કોણ લખનાર, તથા કયા ગામથી તે કાગળ લખાયો-તે તેમાં નામઠામ નહીં હોવાથી જણાતું નથી. તમને એ વાંચી સંભળાવું?" અનંતરાય એટલું કહેછે ત્યાંતો ગંગાડોસીને ઘામ વળ્યા જેવું જણાયું! "કાગળ વાંચવાની જરૂર નથી. કયાંથી સંપેતરૂં આવ્યું, તે હું જાણી ચૂકી છું. તમારે મારા આવ્યા પેહેલાં કાગળ ફોડીને વાંચવો જોઈતો નહોતો. તમે વિદ્વાન અને સમજુ માણસો આવો અવિવેક કરો તે ઠીક નહીં." ગંગાડોસીએ મ્હોં બગાડી એટલું બોલી પાકીટ તથા કાગળ લઈ આંગણામાંથી ઘરની અંદર જવા માંડયું. અનંતરાયે લાગલુંજ કહ્યું,-"પણ મને પ્રથમ કહો કે સંપેતરૂં કયાંથી આવ્યું?" "બાઇ, અમારી સુંદરી (મોહનલાલની સ્ત્રી) ની એક બેહેનપણીની રાજકોટમાં બસો રૂપિયાના પગારથી બાઇડીઓની નિશાળ (બારટન ફીમેલટ્રેનિંગ કો-

લેજ) ઉપર નિમણુંક થઈ છે, તે બાઈ પ્રથમ અમદાવાદની નિશાળમાં હતી, ત્યારે અમારી સુંદરી ઉપર બહુજ માયા રાખતી હતી. અમારા જમાઇ અમદાવાદથી ચીન તરફ ગયા પછી તેનાજ આશરાથી સુંદરીએ ખાનગી કન્યાશાળા કહાડી હતી અને તેનાજ આશરાથી ગુજરાન ચાલતું હતું એમ કહીએ તો ચાલે. તેની બદલી રાજકોટ થઇ અને જ્યારે તે ત્યાં જવાને નિકળી, ત્યારે સુંદરીએ પોતાના મંદવાડને લીધે પોતાના બાળકની તથા મારી સંભાળ રાખવાને તેને વિનતિ કરી હતી. તેથી તે માયાળુ અંગ્રેજ બાઇ અમારી સંભાળ રાખે છે. તેણે બાળકનાં કપડાં મોકલાવેલાંછે, અને તસબિર પણ તેણેજ મોકલાવેલી છે.” ગંગાડોસીએ એટલું બોલીને ફરી ઘરમાં જવા માડયું. અનંતરાયે તેને થોભવાનું કહી ફરી પૂછ્યુ,–“તે અંગ્રેજ બાનુંની તસબિર નથી અને કાગળની મતલબ જાંણ્યા વિના એમ તમે ગભરાઇને શા માટે ગમે તેવો જવાબ અડાવી ઘોછો?” “હું કાંઈ જુઠો જવાબ આપતી નથી અને એમ છતાં લ્યો આ કાગળ વાંચો !” ગંગાડોસીએ જરા ચિડાઇને એટલું કહ્યું કે તુરત અનંતરાયે કાગળ વાંચી સંભળાવ્યો. “અહો ! આમાં તમને કેમ સમજ પડતી નથી? અમદાવાદમાં સુંદરીનો મંદવાડ વધી પડવાથી અમે કાગળ લખો તેની કને મદદ માગી હતી, તેથી તેણે પચાસ રૂપિયા મોકલાવી આપ્યા હતા. પેથાપુરમાં આવી રહ્યાના ખબર પણ અમે તેને આપ્યા હતા; કારણ કે અમને તેનોજ આશરો રહ્યા હતો. અમને કાંઇ માલુમ નહોતું કે અમારા જમાઇ આટલા વખતમાં આવી પહોંચશે ! (તસબિર જોઇને) આ તસબિરને માટે તો એમ છે કે એ બાઇનો ધણી ચિત્ર કામમાં ઘણો કુશળ છે અને તેથી અમદાવાદમાંથીજ સુંદરીનો ફોટોગ્રાફ લઈ, તે ઉપરથી મોટી છબી ચિત્રીને મોકલવાનું એ અંગ્રેજબાઇએ કહ્યું હતું, અને તેથી તે તૈયાર થવાને લીધે તેણે હાલ મોકલાવેલ હશે.” ગંગાડોસી એટલું બોલીને “હવે કંઇ કહેવું છે કે જાઉં?” એમ અનંતરાયને કહ્યું. “અરે પણ ડોસીમા, એ છબી તો જુઓ, પુષ્કળ ઘરેણુંગાઠું પેહેરાવેલું છે.” “તેમાં તમને કેમ આશ્ચર્ય ઉપજે છે?” ગંગાડોસી વચમાં બોલી ઉઠી,—“ ચિતારો તો જોઇએ તેમ ચિતરી છબીને સુંદર બનાવી મૂકે ! ” અનંતરાયે કહ્યું,—“ પણ ગુજરી ગયાના ખબર તેને મળ્યા હોય તો તેવા શોકના સમયમાં તેને તસબિર અને કીકાના કપડાં મોકલવાનું સૂજે

નહીં અને ગુજરી ગયાના સમાચાર ન મળ્યા હોય તો તે સુંદર બાઇનાજ નામનો કાગળ લખે, કાંઇ તમારા નામનો લખે નહીં!" "બાઈ, તમે ખાલી માથાફોડ કરાવો છો! સુંદરીનો મંદવાડ બહુ વધી પડયો છે માટે આશ્રય આપો, એમ લખવાથી તેણે પ્રથમ મદદ મોકલાવી હતી; પછી અમે પેથાપુર જઇ રહ્યાના ખબર લખ્યા હતા, અને તે ગુજરી ગયાના સમાચાર અમે કાંઇ લખ્યા નથી. ગુજરી ગયાના સમાચાર નહીં મળવાથી તેણે કપડાં તથા તસબિર મોકલાવેલ હશે. અમે લખ્યું હતું કે સુંદરીનો મંદવાડ એટલો બધો વધી ગયો છે કે તેને શુદ્ધિ પણ રહી નથી—તેથી તે બાઇએ મારા નામનો કાગળ લખ્યો હશે તેમાં થયું શું ?" "થવાનું શું હતું, પણ કાગળ કાચા ગુજરાતી અક્ષરથી લખાયલો અને વળી સહી વિનાનો છે તેથી આટલુ પૂછવું પડે છે." "કદાચ કોઈ નિશાળમાં ભણુતી એકાદી બાઇડી આગળ કાગળ લખાવી આપ્યો હશે. આ કાગળમાં ખવાસ ભાયાનું નામ લખ્યું છે તે મૂળ અહીં પેથાપુરનો રહેવાસી છે અને તે રાજકોટ દરબારમાં નોકર હોવાથી તેને કંઇ કારણસર અહીં આવતો જાણી તેની જોડે સંપેતરૂં તથા કાગળ મોકલાવ્યો હશે." "ડોસીમાં, જાઓ. હવે ઘરમાં સુખેથી કામે વળગો. મારે તમોને હવે કંઇજ પૂછવું નથી. તમે એકાદા હોશિયાર પુરૂષને પણ બોલવામાં હરાવો તેવાં છો, તો તમારી ગુજરી ગયેલી દિકરી પણ હોશિયાર હોવીજ જોઇએ! કમનસિબ બિચારા મોહનલાલના કે તે ગુજરી ગઇ!!" એ રીતે ગંગાડોસી તથા અનંતરાય વચ્ચે વાતચિત્ત થયાબાદ ગંગાડોસી ઘરમાં ગઇ અને અનંતરાય. "ડોસીનાં ઢંગ બરોબર જણાતા નથી અને આ સંપેતરાએ તો મને મોટો સંશય ઉપજાવ્યો! કદાચ મોહનલાલની સ્ત્રી જીવતી હોય તો તે શું બનવાજોગ નથી? ના, ના; એમ બનેજ કેમ? આખું ગામ કહેછે કે તે અહીં પેથાપુરમાંજ થોડા દહાડા પર ગુજરી ગઇછે! ગમે તેમ હોય, પણ આ એક ભેદભરેલો પ્રકારછે અને ઉપજેલી શંકાના નિવારણ માટે ઘટતો શોધ કરીશું, તો સત્ય હશે, તે જણાયા વિના રહેશે નહીં." એવો વિચાર કરતો બેઠો છે, તેવામાં ત્યાં શૌચ જઇ આવીને મોહનલાલ આવ્યો. મોહનલાલે આવતાંવાર પોતાના મિત્રને કહ્યું,—"અનંતરાય, હૂં તમને મારી પુંજીના ટ્રસ્ટી ઠરાવવા માગું છું. તમે કીકાની બરોબર સંભાળ રાખજ્યો, અને દર મહિને ગંગાડોસીને પંદર રૂપિયા કીકાના ભરણપોષણના ગણીને

મોકલતા રહેજ્યો. મારો તો ચીન જઇ રહેવાનો દૃઢ નિશ્ચય કરી ચૂક્યો છે." "ચીન જઇ રહેવું છે, એ તો જાણે ઠીક છે; પણ ઘેલો બનીને આ ડોસીને હાલ તુરત કશું આપતો નહીં; કારણ કે મને આ ડોસીના ઢંગ બરોબર લાગતા નથી." એટલું કહીને અનંતરાયે આવેલા સંપેતરાની સર્વ હકીકત પોતાના મિત્રને કહી સંભળાવી, તથાપિ તે વિષે અનંતરાયની પેઠે મોહનલાલને કશી શંકા ઉપજવા પામી નહીં. અનંતરાયે પણ "કદાચ એ વાતથી મોહનલાલના મન ઉપર વધારે માઠી અસર થશે અને કેવળ શંકાને આધારે "તારો સ્ત્રી જીવતી હોવી જોઇએ" એવી આશા આપવી એ પણ યોગ્ય નથી." એમ લાગવાથી તે વાર્તાને વધારે છેડી નહીં. થોડીવાર ગઈ નહીં એટલામાં "મુંબઇવાળા અનંતરાય વકીલ અહીંયા ઉતર્યા છે કે?" એવો પ્રશ્ન કરીને "હા" એવો જવાબ મળતાંવાર પોસ્ટના સિપાઇએ એક પત્ર અનંતરાયના હાથમાં આપ્યો. "આપે આપના અહીં આવવાના ખબર માસ્તર સાહેબને નહીં આપવાથી મારે બહુ રખડવું પડયું અને તેથી આપને કાગળ ઘણોજ મોડો મળ્યો છે માટે માફ કરશો." એટલું બોલી સલામ કરી પોસ્ટનો સિપાઈ ચાલતો થયો. અનંતરાય પડબિડિયું ફાડીને પત્ર વાંચી રહ્યો કે તુરત "ક્યાંનો પત્ર છે?" એમ મોહનલાલે પ્રશ્ન કર્યો. "કાઠિયાવાડમાં આવેલા ગોપુરના રાજ્યનો હું એજન્ટ છું તે તમે જાણોછો. ત્યાંથી આ પત્ર આવ્યો છે." "ગોપુર" નું નામ સાંભળતાં વાર ઘરના અંદરના ભાગમાંથી બ્હાર આવીને ભયભિતપણે "શું છે ગોપુરનું ?" એમ ગંગાડોસીએ પૂછ્યું. અનંતરાયે સાશંક દૃષ્ટિએ તેના તરફ નિહાળીને ઉત્તર આપ્યો,—"ગોપુરથી મારા ઉપર પત્ર આવ્યો છે." "ગોપુર સાથે તમારે શો સંબંધ છે? ત્યાં તમારૂં કોઈ સગું વહાલું રહેછે?" ડોસીને અનંતરાયે ઉત્તર આપ્યો,—"ત્યાંના રાજાનો હું એજન્ટ છું." એ સાંભળીને ગંગાડોસીની મુદ્રા કેવળ મ્લાન બની ગઈ અને તેના પ્રત્યે નિહાળી અનંતરાય વધારે શકમાં પડયો. થોડીવારે "પ્યારા મિત્ર, તમે ચીનમાં જવાનો વિચાર માંડી વાળો; કારણ કે ગોપુરના મહારાજાએ તેના દત્તક કુમાર શ્રી શિવસિંહજીને ભરતખંડની મુસાફરીએ મોકલવાનો ઠરાવ કરેલો હોવાથી આજથી ચોથે દહાડે તેઓ મુંબઇ આવી પહોંચશે અને તેમની સાથે જવા માટે મને ફરમાશ થયેલી હોવાથી તમને પણ સાથે લઈ જવાની હું ગોઠવણ કરીશ.

પ્રવાસમાં નિરનિરાળા શહેરો, સ્થળો, નિરનિરાળાં માણસો અને ભિન્નભિન્ન પ્રકારો નિહાળવામાં આવવાથી તમારૂં દુ:ખ વિસારે પડશે. દુ:ખ વિસારે પાડવા માટેજ ચીન જવાનો તમારો વિચાર હોય તો મારી સાથે આવવામાં પણ તેજ હેતુ પાર પડતો હોવાથી મને લાગે છે કે તમે મારી માગણીનો અનાદર કરશો નહીં." એમ અંનતરાયે મોહનલાલને કહ્યું. આથી ગંગાડોસીના પેટમાં મોટી ફાળ પડી હોય એમ જણાયું. તે લાગલીજ બોલી ઉઠી,—"અરે તેમને ઉલમાંથી ચૂલમાં નાંખવા જેવું શા માટે કરો છો? રાજા લોકો સાથે જવામાં તેમને કશું સુખ પડનાર નથી. ચીનજ જવું વધારે ઠીક છે." અનંતરાયને ગંગાડોસી તરફ વળી એકવાર વધારે શંકાની દૃષ્ટિયે નિહાળવાની ફરજ પડી. કેટલીકવારે ગંગાડોસી રસોડામાં ગઈ અને અનંતરાયે મોહનલાલને "ભાઈ, ખચિત આ ડોસી મને મહા ધૂર્ત્ત લાગે છે; તારી સ્ત્રીના સંબંધમાં હરકોઇ વાત નિકળે છે, ત્યારે તેની મુદ્રાપર ભય, ચિંતા, ખેદ અને આશ્ચર્ય આદિ મનોવિકારનાં ચિન્હો છવાઇ રહે છે; તને ચીન ગયેલો જોવાને તે બહુજ રાજી હોય તેમ જણાય છે; આજનું સંપેતરૂં વળી મને વિચિત્ર વિચારો ઉપજાવે છે અને આ શિવસિંહજીનો પત્ર તો તું વાંચ! અરે તેમાં "કોઇ એક સ્ત્રીશિક્ષક સાથે રાજા પરણ્યો છે" ઇત્યાદિ લખે છે; "ગોપુર" ના નામથી તે બુઢ્ઢી ચોંકે છે અને તેથી મને ઉપજેલી શંકાએ, સત્ય શું છે, તે શોધવા માટે જેમ અતિ આતુર બનાવી મૂકયો છે, તેમ તને ચીન જતો અટકાવવાને એ શંકાજ મને ઘણોજ ઉસ્કેરી મૂકે છે!" એટલું કહી ચીન જવાનો વિચાર માંડી વાળી પોતાની સાથે પ્રવાસમાં આવવા માટે તેણે આગ્રહ કર્યો. મોહનલાલે જવાબ વાળ્યો—"ચીનમાં અધિક શું છે? જ્યાં ત્યાંથી દુ:ખને વિસારે પાડવાનું છે. તમારી એમ મરજી છે તો તમારી સાથે આવવાને મને અડચણ નથી."

રાત્રીએ જમી પરવાર્યા પછી મોહનલાલે ગંગાડોસીને કીકાના રક્ષણ માટે ભલામણ કરવા માંડી. "તમે પ્રત્યક્ષ કીકાનાં મોટીમા છો અને તેથી "કીકાની સંભાળ રાખજ્યો" એમ કહેવા સરખું નથી. તથાપિ માયા કેવળ ઘેલી છે! મારાથી કહ્યા વિના રહી શકાતું નથી માટે કહું છું. કીકાના ભરણપોષણ નિમિત્તે અનંતરાય દર મહિને પંદર રૂપિયા તમારા તરફ મોકલાવશે. કીકાનું બરોબર સંરક્ષણ કરજ્યો." એટલું બોલી પુત્રનું

ચુંબન લેતાંવાર મોહનલાલથી રડી જવાયું ! અનંતરાયે તેમે દિલાસો આપ્યો. મોડી રાતના નિદ્રાવશ થવા માટે મોહનલાલ તથા અનંતરાય બિછાનાપર આળોટાયા; પરંતુ તે બન્નેને નિદ્રા આવી નહીં. મોહનલાલ આંખો મીંચે કે તુરત તેની પ્રિયા ચક્ષુ સમિપ મૂર્તિમંત ઉભી રહે ! આ પડખેથી પેલે પડખે અને પેલે પડખેથી આ પડખે ફરી ફરીને થાક્યાં છતાં નિદ્રા આવીજ નહીં. કેટલીક વાર તો દુઃખના નિશ્વાસો નાંખતો મોહનલાલ જેમનો તેમ પથારીપર પડી રહ્યો. વચ્ચમાં વચ્ચમાં પોતાના મિત્રને હાક મારી "કેટલા વાગ્યા ?" એમ તે પૂછતો હતો. અનંતરાયને પણ "ડોસીના ઢંગ બરોબર જણાતા નથી. તે બહુજ ધૂર્ત્ત છે. ખચિત મોહનલાલની ભાર્યાના સંબંધમાં કંઈ ઉંડો ભેદ છે અને શું તે જીવતી હોવાનો સંભવ નથી ? ઉપજેલી શંકા આખરે સત્ય શોધી આપ્યા વિના રહેશે નહીં, માટે ખચિત તેવા સંબંધમાં ઘટતો શોધ કરવો ઘટે છે." એવા વિચારો ઉપજવા આડે ઉંઘ આવવા પામી નહીં. એમ કરતાં પ્રભાત થયું. ગંગાડોસીની રજા લઇને ભાડાથી કરી રાખેલા ઉંટ રજુ થતાં વાર બંને મિત્રો અમદાવાદ આવવા નિકળ્યા. ત્રણ વાગતે અમદાવાદમાં દાખલ થયા બાદ એક સ્નેહીને ત્યાં ઉતારો કરી સાંજના ત્યાં જમીને સ્ટેશનપર જઇ તેઓ મુંબઇની મેલટ્રેનમાં બેઠા. "આજથી આઠ દિવસ પેહેલાં હું આ બોટમાં હતો, મુંબઈ બંદર જરાતરા દેખાવા લાગ્યું હતું, અહા, ત્યારે મારા મનનો કેટલો ઉલ્હાસ ! પ્રિય ભાર્યાને મળવાની કેટલી દૃઢ ઉત્કંઠા ! તેને તથા પુત્રરત્નને નિહાળવાની કેટલી બધી આતુરતા ! પુત્રને કેડપર તેડી, આનંદથી હૃદયને ઉછાળતી તે મારી કને આવશે—એવા વિચારો મને કેટલીવાર ઉપજ્યા હતા ! પણ દૈવગતિ વિચિત્ર ! અત્યારે તે પ્રિયાને જ્યાં અગ્નિસંસ્કાર કરેલો, તે સ્થળ નિરખી મારે પાછા ફરવું પડે છે ! તે પુત્રને જેમનો તેમ ઓશિયાળો મૂકી અત્યારે મારે ચાલી નિકળવું પડે છે !" પ્રિય ભાર્યા સંબંધી તથા પ્રિય પુત્ર સંબંધી એવી રીતે ઉપરા ઉપર દુઃખોદ્ગાર કહાડી મોહનલાલ ઉષ્ણ અશ્રુબિંદુઓ નિંગાળે છે, તેનો મિત્ર અનંતરાય તેને સુબોધક શબ્દો કહી સંભળાવી તેના મનનું સમાધાન કરે છે, અને આગગાડી જડપથી પોતાનો રસ્તો કાપવા માંડી છે. બીજે દહાડે મુંબઈ પહોંચી ગયા. ચોથે દહાડે ગોપુરથી શિવસિંહજી રસાલા સહિત મુંબઈ આવી પ-

હોંચ્યા. શિવસિંહજીએ ગોપુરાધિશ મહારાજા અભયસિંહની નવી રાણીના સંબંધમાં સવિસ્તર હકીકત કહેવા માંડી અને અનંતરાય વકીલની શંકાને વધારે પુષ્ટી મળી.

# પ્રકરણ આઠમું.

## અનિષ્ટ જ્ઞાતિબંધન અને લગ્ન.

"કરિ નાખ્યાં અર્ભક ઓળઘોળ કે, ગાળ ચખાડિયોરે લોલ;
નિત ધીંગાણાના ધમરોળ કે, રોળ વિતાડિયોરે લોલ.
નિત નિત નાત તણી તકરાર કે, પાર ન આવતોરે લોલ;
પક્ષાપક્ષી હારોહાર કે, ખાર ઘણો થતોરે લોલ."

પ્રીતિની રીતિ ન્યારી ગણો રે, કવિ કોવિદ કળે નહીં નીમજો;
તેમાં કામ ન બીજા કોઇનુંરે, એની મેળે થાય અસીમજો.
બંધાશે ન પરાણે પ્રીતડી રે, તેમજ તોડી તુટે નૈજજો;
એમાં વ્યર્થ પરીક્ષા અન્યની રે, હોય થવાની તે તો થૈજજો."

(વલ્લભદાસ.)

"શ્રી જશેશ્વર મહાદેવના મકાનમાં એક મહત્વના કાર્યનો વિચાર કરવા જ્ઞાતિ એકઠી મળનાર છે, માટે સાંજના ચાર વાગતે ત્યાં હાજર થવું." એમ શામજી શુકલ શ્રીગોડ બ્રાહ્મણ જ્ઞાતિમાં ઘેર ઘેર ફરીને કહી આવ્યો. ત્રણ વાગતેથી ભૂદેવો શ્રી જશેશ્વર મહાદેવ તરફ જવા લાગ્યા. ચાર સાડા ચાર વાગતે ત્યાં પુષ્કળ સ્વજ્ઞાતિલાઓ એકઠા થઇ ગયા. શામજી શુકલ મળેલી જ્ઞાતિમાં અહીંથી તહીં ફરવા લાગ્યો. ગણેશજી જોશી જ્ઞાતિના આગેવાનોના કાનમાં કંઇ ગુપચૂપ વાત કરવા લાગ્યો, અને નંદલાલ વ્યાસ જાણે ઊંડા વિચારમાં ઉતરી ગયો હોય તેમ નિચું નિહાળી ભોંય ખોતરવા

લાગ્યો, એટલામાં મણિશંકર માસ્તરે, જીવરામ તથા કેશવલાલ શાસ્ત્રી સહિત ત્યાં પ્રવેશ કર્યો. જ્ઞાતિના આગેવાનો પૈકી મુખ્ય ગણાતા પુરૂષોત્તમ પંડયાએ જ્ઞાતિ મેળવવાના કારણમાં જણાવ્યુ કે,—"નંદલાલ વ્યાસની કન્યાનો કરેલો વિવાહ ફોક થયો તથા લેવાયલું લગ્ન પાછું વળ્યું, તેથી જ્ઞાતિની મહત્ત્વા ઘટેલી અમે સમજીએ છીએ." બીજા આગેવાને કહ્યું,—"વિવાહ ફોક થવાનું તથા લગ્ન પાછું વાળવાનું કારણ મણિશંકર માસ્તર તથા જીવરામ શાસ્ત્રી વગેરેએ આપેલું છે, તેથી તેઓ જ્ઞાતિના ગુન્હેગાર થયેલા છે." ત્રીજો આગેવાન બોલ્યો,—"નંદલાલ વ્યાસની કન્યાનો ગણેશજી જોશી સાથે જ્ઞાતિના સમક્ષ વિવાહ થયેલો છે, માટે તે ત્રિકાળે પણ કોઇથી ફેરવી શકાય તેમ નથી. દરબારી કોરટે ભલે ગમે તેમ ઠરાવ્યું; પણ પર જ્ઞાતિના અમલદારોને આપણી જ્ઞાતિના રીવાજની માહિતી નહીં હોવાથી તેના પાંગળા ન્યાયને આપણી જ્ઞાતિ માન આપી શકતી નથી." ચોથે કહ્યું,—"મણીશંકર માસ્તર વગેરેને તે કન્યા નંદલાલ વ્યાસના કબજામાં સોંપવાની જ્ઞાતિએ ફરજ પાડવી ઘટે છે." પાંચમો બોલ્યો,—"કબજામાં આવ્યા પછી તે કન્યાને ગણેશજી જોશી સાથેજ વરાવવી ઘટે છે." "ગણેશજી જોશી સાથે વરાવવાની પછી વાત કરો; પ્રથમ મારા પર ફરિયાદ કરી તરકટથી વધારે લીધેલા પાંચસો રૂપિયા જ્ઞાતિયે મને અપાવવા જોઇએ!" "હડહડતું જુઠું બોલતાં શું તને શરમ આવતી નથી?" શામજી શુકલે નંદલાલ વ્યાસને જવાબ આપ્યો. એક તરૂણજન બોલી ઉઠયો,—મણિશંકર માસ્તરની તથા કન્યાના મામાઓની બિલકુલ કસુર નથી. તેમણે તો એક નિર્દોષ કન્યાનો આખો જન્મારો એળે જતો અટકાવ્યો છે અને તેથી જ્ઞાતિએ તેઓને ધન્યવાદ આપવો ઘટે છે. શિવાય કન્યાવિક્રયનું માહા પાતકી કાર્ય કરી, જાણી જોઇને પોતાની દિકરીને દુઃખ દરિયામાં હડસેલી નાંખનાર, નંદલાલ વ્યાસ તથા પોતે વૃદ્ધ છતાં તરુણ કન્યાને પરણી તે બાપડીનો ભવ બગાડવા તત્પર થનાર ગણેશજી જોશી, એ બન્નેએ જ્ઞાતિની શોભા મહત્તા ઘટાડી છે, વાસ્તવિક રીતે તેઓ બન્ને જ્ઞાતિના ગુન્હેગાર છે, તેઓના મૂર્ખત્વને લીધે પક્ષકારોને દરબારી કોરટે ચઢવું પડયું છે, અને તેથી તેમને નસિયત આપવા ઉપરાંત હવેથી કોઇ પોતાની કન્યાઓને વેચી મૂડદાને મીંઢોળ બાંધે નહીં, તેવો પાકો બંદોબસ્ત કરવો ઘટે છે." "તમારા બાપદાદા પણ પૈસા

આપીને પરણ્યા હતા અને કન્યાના પૈસા લેવા, એ રીવાજ તો આપણી જ્ઞાતિમાં પૂર્વેથીજ ચાલતો આવે છે. વૃદ્ધ હોય કે બાળક હોય, પણ પૈસો હોય તે પરણે! જ્ઞાતિ કાંઇ એ રીવાજની આડે આવી શકનાર નથી." વિઠલજી ત્રવાડીને તે તરફ તાપિશંકર તરફથી જવાબ મળ્યો,—"સમય અને સ્થિતિ વિચારી જ્ઞાતિએ ચાલતા રીવાજમાં સુધારણા કરવી જોઇએ. શાસ્ત્રમાં પણ કન્યાવિક્રયની મના કરેલી છે. મહર્ષિઓએ પણ એ કાર્યને અધમ મનાવેલું છે અને આપણુ શ્રેષ્ટ મનાતા બ્રાહ્મણોમાં દુષ્ટ રીવાજ ચાલુ રહે એ બહુ શોચનીય વાર્તા ગણાય." "ધનવાન હોય તેજ કન્યાના પૈસા આપી શકે છે અને ધનવાનને ઘેર કન્યા આપવાથી પેહેરવે, ઓઢવે તથા ખાવે પીવે તે સુખી થાય છે. બાકી નિર્ધનને ઘેર હાંલ્લાં કુસ્તી કરી રહ્યાં હોય, ત્યાં કન્યા આપીને ભૂખની બારશમાં વધારો કરવામાં સાર શો?" વિઠલજી ત્રવાડીને બોલતો અટકાવી પુરૂષોતમ પંડ્યા બોલી ઉઠ્યા,—"એ જુવાનીઆ અંગ્રેજી ભણુતર ભણીને સુધારાવાળા બની ગયા છે. તેમનું બોલવું સાંભળતાં આપણો કાંઈ આરો આવનાર નથી!" ગોપાળજી જાનીએ તપખીરનો ચપટો સુંઘતાં જણાવ્યું,—"નંદલાલ વ્યાસે પોતાની કન્યાનો કબજો મેળવવા માટે પ્રથમ જ્ઞાતિને વિનતિ કરવી હતી, પણ તેમ નહીં કરતાં તે કોરટે ચઢયો તેથી તે, તથા ગણેશજી જોશીએ જ્ઞાતિની આજ્ઞા લીધા વિના ફરિયાદ કરી નંદલાલ વ્યાસ કનેથી આપેલા પૈસા પાછા મેળવ્યા માટે તે પણ જ્ઞાતિના ગુન્હેગાર છે. એ ગુન્હા માટે તે બન્નેનો જ્ઞાતિએ પાંચ પાંચ રૂપિયા દંડ કરવો; શિવાય મણિશંકર માસ્તર તથા કન્યાના મામાઓનો ગુન્હો તેમના કરતાં મોટો હોવાથી તેઓ જો કન્યાને હજી પણ સોંપી દે તથા થયેલી ભૂલ માટે પસ્તાવો કરે, તો જ્ઞાતિએ દંડમાં તેમની કનેથી માત્ર એક ટંકનું ભોજનજ લઈ તકરારનો નિવેડો લાવવો. જો તેઓ કન્યા સોંપવાને રાજી ન હોય, તો તેમને જ્ઞાતિબહાર મૂકી દેવા." ગણેશજી જોશીને આ ઠરાવ બહુ રૂચ્યો! તેને લાગ્યું કે,—જ્ઞાતિના ભયથી પક્ષકારો કન્યા પાછી સોંપી દેશે અને જ્ઞાતિ તે કન્યાને મારી સાથે પરણાવવાની નંદલાલ વ્યાસને ફરજ પાડયા વિના રહેશે નહીં. માટે સમજી લઇશું કે ભલે લગ્નમાં પાંચ રૂપિયા વધારે ખર્ચ થયો હતો." પણ પાંચ રૂપિયાના દંડની વાત સાંભળતાંવાર નંદલાલ વ્યાસ બહુજ તપી ગયો. તે બોલ્યો,—

"દિકરી હાથથી ગઇ, આબરૂના કાંકરા થયા, સંતાપથી મરવા પડયો, પૈસામાં પૂળો મૂકાયો અને તેમ છતાં મારો પાંચ રૂપિયા દંડ? જ્ઞાતિમાં કયાં દૈવત છે? જો દૈવત હોય તો અપાવો જોઉં મારી દિકરી! દિકરી મળશે તો ગયેલો પૈસો તો આવી મળશે, તેનો કાંઇ સંતાપ રહેશે નહીં!!" ગોપાળજી જાનીઆપણી જ્ઞાતિમાં વૃદ્ધ, અનુભવી અને સંભાવિત ગૃહસ્થછે. જ્ઞાતિની તકરારોનો નિવેડો લાવવાના સેંકડો કામો તેમની કને આવી ગયેલાં છે અને તેથી તેઓએ ફરમાવેલું છે તે આપણી જ્ઞાતિ માન્ય રાખે છે." એટલું કહીને પુરૂષોત્તમ પંડયાએ મણિશંકર માસ્તર તથા જીવરામ અને કેશવલાલ શાસ્ત્રી તરફ વળીને કહ્યું,—"કેમ કન્યા સોંપવાને કબુલ થાઓ છો કે જ્ઞાતિ બહાર થવાને રાજી છો?" તરૂણ તાપીશંકર તપીને બોલ્યો,—"વૃદ્ધ જનોને તરૂણ કન્યા આપવાનો તથા કન્યા વિક્રયનો મહા પાતકી અને ઘાતકી રીવાજ બંધ કરવાની વાત તો એક બાજુએજ રહી, પરંતુ "જ્ઞાતિને કેમ પૂછયું નહીં? નહીં પૂછયું માટે દંડ!" "કન્યાનો વિવાહ જ્ઞાતિ સમક્ષ થયો છે, માટે ત્રિકાળે પણ તે ફોક થઇ શકનાર નથી!" આવી રીતે જ્ઞાતિએ શું દુરાગ્રહ ધરીને સત્તાનો અવળો ઉપયોગ કરવો જોઇએ? ભિખારીની નિચ દિશાએ પહોંચેલા અભણ મૂર્ખ બ્રાહ્મણોથી સારા પરિણામની શી આશા રાખવી?" "ચૂપ રહે, હજી ઉગીને ઉભો થયો નથી ત્યાં બડબડવા શિખ્યો! લવરી બંધ કર! અભણ અને મૂર્ખ કહેવા માટે તને કોણે મોટેરો થાપ્યો!" એટલું બોલીને એક બુઢિયો તાપિશંકરને મારવા દોડયો. તેને બીજાઓએ પકડી રાખ્યો. મળેલી જ્ઞાતિમાં એક સરખો કળાહોળ મચી રહયો. કેશવલાલ શાસ્ત્રીએ કહ્યું,—"કન્યા યોગ્ય ઉમરની થયેલી હોવથી તે સારી રીતે પોતાનું હિત અહિત સમજી શકે છે, માટે તેની ઇચ્છાની આડે અમારાથી આવી શકાય તેમ નથી." "ત્યારે તે પરજ્ઞાતિવાળાને પરણવા તૈયાર થશે, તો તમે તેના મામા, તેને તેમ કરતી શું નહીં અટકાવો?" પ્રાગજી પાઠકને જવાબ મળ્યો,—"મણિશંકર માસ્તર કયાં પરજ્ઞાતિના છે?" "પરજ્ઞાતિના નથી. પણ તેમણે જ્ઞાતિ સમક્ષ થયેલો વિવાહ પોતાના સ્વાર્થને ખાતર કન્યાને ભોળવી ફોક કરાવ્યો છે. જ્ઞાતિની આણ લોપવાનો ગુન્હો કાંઇ જેવો તેવો ન ગણાય!" "જો એમ છે તો મેલો જ્ઞાતિ બહાર!" "જ્ઞાતિ બહાર મૂકવાને કોણ શક્તિવાન

છે!" "પોતાની કન્યાને ગમે તેને આપવા બાપ મુખત્યાર છે." "પણ કન્યા યોગ્ય ઉમરની થયા પછી કાયદા પ્રમાણે બાપનું કશું પણ ચાલી શકે નહીં. કોરટે પણ મણિગવરીના સંબંધમાં એમજ ઠરાવેલું છે." "સરકારી નિશાળનાં ભણતરથીજ સત્યાનાશ વળી ગયું!" "નંદલાલ વ્યાસને હું પ્રથમથીજ કહેતો હતો કે અલ્યા કન્યા મોટી કરવામાં સાર નથી! પણ મારૂં કહ્યું માન્યું નહીં તેથી ખાસડાં ખાવાનો વખત આવ્યો!" જ્ઞાતિમાં પ્રત્યેક જણાઓ મરજીમાં આવે તેમ ઉપરાઉપર બોલવા માંડ્યા. કોળી નાળી કે ઘાંચીગોલાની લડાઇની પેઠે અભદ્ર શબ્દો ઉચ્ચારવામાં પણ ભૂદેવોએ મણા રાખી નહીં. આખરે ગણેશજી જોશીનો અને નંદલાલ વ્યાસનો પાંચ પાંચ રૂપિયા દંડ કરી તથા મણિશંકર માસ્તરને, તથા જીવરામ અને કેશવલાલ શાસ્ત્રીને જ્ઞાતિ બહાર મૂકી જ્ઞાતિ વિખરાઇ ગઇ!!

પ્રિય વાચકવૃંદ, અનિષ્ટ જ્ઞાતિબંધનને નિહાળ્યું? દુરાગ્રહી જ્ઞાતિલાઓનું એટલું મૂર્ખત્વ! બુદ્ધિનો કેવો દુરૂપયોગ! અધમ અવસ્થા આવે તેમાં નવાઈ શી? મણિશંકર માસ્તર તથા જીવરામ શાસ્ત્રી અને કેશવલાલ શાસ્ત્રી સુશિક્ષિત હતા, તેઓએ નિર્દોષ મણિગવરીના કલ્યાણને માટે જ્ઞાતિબહાર રહેવું પસંદ કર્યું. જ્ઞાતિબહાર થવા વિષે તેઓને બિલકુલ દુઃખ ઉપજ્યું નહીં. માત્ર અનિષ્ટ જ્ઞાતિબંધનથી જ્ઞાતિની અને દેશની કેટલી બધી ખરાબી થતી ચાલી છે, તે વિષે તેઓને બહુજ ખેદ ઉપજ્યો. અવિદ્યાનાંજ એ પરીણામો છે, એમ સમજી તેઓએ પોતાના મનનું સમાધાન કરી લીધું. જ્ઞાતિમાંના ઘણા સુશિક્ષિત તરૂણ જનોએ મણિશંકર માસ્તર વગેરેનો પક્ષ સ્વિકારી તેમની સાથે સર્વ પ્રકારનો વ્યવહાર ચલાવવા માંડ્યો. આ વાતની જાણ પડવાથી તેઓને પણ જ્ઞાતિબહાર મૂકવાની જ્ઞાતિએ હિલચાલ કરી અને તેમ કરતાં જ્ઞાતિમાં બે તડ પડી ગયાં. ગેરવ્યાજબી રીતે જ્ઞાતિબહાર મૂકવાના સંબંધમાં કેટલાકોએ જ્ઞાતિના કેટલાક દુરાગ્રહી આગેવાનો ઉપર "ડિફેમેશન"ની ફરિયાદી માંડી અને તેમાં તેઓ દંડાયાથી જ્ઞાતિલાઓ નરમ બની ગયા; આથી મણિશંકર માસ્તર વગેરેને "જ્ઞાતિબહાર રહ્યા" જેવું કશુંજ રહ્યું નહીં! એવી રીતે ટંટા તકરારનો પાર આવતાં ચાર પાંચ મહિના ગુજરી ગયા, મણિશંકર માસ્તર પંડિતા જમનાબાઈને ઘેર જઇ નિત્ય મણિગવરીને મળી અત્યાનંદ પામતો હતો. મણિગ-

વળી પણ મણિશંકર માસ્તરને નિહાળી પોતાનાં આતુર નેત્રને તૃપ્ત કરતી હતી. તેઓ બન્ને પરસ્પર મનથી તો ક્યારનાંએ વરી ચુક્યાં હતાં; પરંતુ લોકાચાર પ્રમાણે શાસ્ત્રોક્ત લગ્નવિધિએ વરવાનું કાર્ય ઉકેલી લેવાનું માત્ર બાકી રહ્યું હતું. "આ કાર્તિક માસ ચાલે છે અને માગશર શુદીમાં જરૂર લગ્ન થશે. કંઇ હવે વધારે દહાડા રહ્યા નથી" એમ બોલી તેઓ પોતાનાં આતુર હૃદયનું સમાધાન કરી લેતાં હતાં. બન્ને હજી અવિવાહિત છતાં તેઓના વચ્ચેનો પ્રેમ કંઇ અલૌકિકજ થઇ પડયો. માગશર શુદી ૯નું લગ્ન ઠર્યું. મણિગવરીના મામાઓએ લગ્ન સમારંભ માટે યોગ્ય તૈયારી કરવા માંડી. મણિગવરીની બેહેનપણી મોતીગવરી નાનાપ્રકારે હાસ્ય વિનોદ કરી મણિગવરીના આનંદોદધીમાં ભરતી લાવવા લાગી. સરખી વયની સાહેલિયો મણિગવરીને વિંટળાઇ વળી, કોઇ તેનાં રૂપ ગુણની અને કોઇ તેના પતિના રૂપ ગુણની પ્રસંશા કરવા માંડી. કોઇ પતિને રીઝવવાના ચાતુર્યની વાર્ત્તા છેડવા લાગી, તો કોઇ "હવે મણિગવરી પતિ સમાગમમાં રહીને આપણને સમુળગી વિસરી જશે!" એમ બોલી મણિગવરીની મશ્કરી કરવા લાગી. લગ્ન દિવસ આડે હવે માત્ર એકજ રાત્રિ રહી. મણિગવરીએ પતિ સુખની અને મણિશંકર માસ્તરે પત્નિ સુખની કલ્પના કરવામાં એ રાત્રિ ગુજારી હશે! પ્રભાતમાં મંગળવાદ્યો વાગવા માંડ્યાં. તે દહાડે વધુ વરના—બન્ને પક્ષમાં આનંદ પ્રવર્ત્તાઇ રહ્યો. તે દહાડે આપ્તાદિક—સહોદર મંડળને વધુવરને ઘેર મિષ્ટ ભોજન જમાડવામાં આવ્યું. બપોરના ત્રણ વાગતા પછી વરરાજા પંડિતો જમનાબાઇને ત્યાં પરણવા આવ્યા. રીવાજ મુજબ ફાલતુ વિધિ થઇ રહ્યા બાદ લગ્ન વિધિની શરૂઆત થઇ. આ વેળાએ લગ્ન સમારંભમાં પુષ્કળ સ્ત્રી પુરૂષો એકત્ર મળ્યાં હતાં. શાસ્ત્રોકત રીતિએ આનંદથી વરી રહ્યા બાદ મણિશંકર માસ્તરના પરમપ્રિય મિત્ર—સુપ્રસિદ્ધ વકીલ બેહેચરલાલ કરશનજીએ "અનિષ્ટ જ્ઞાતિ બંધનથી થતી હાનિ" વિષયપર લગ્ન સમારંભમાં એક અસરકારક વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાનનો ભાવાર્થ એ હતો કે,—"આજ કાલ પુષ્કળ હિંદુ જ્ઞાતિમાં કન્યાવિક્રય, વરવિક્રય, અને બાળલગ્ન આદિ બૂરા દુઃખદાયક રીવાજોએ ઊંડા મૂળિયાં રોપ્યાંછે. પૈસાને માટે ગમે તેવા વૃદ્ધ, રોગી કે મુર્ખ પતિને પોતાની પુત્રી પરણાવી પુષ્કળ પાપી માબાપો તેના સંસારસુખનું નિકંદન કહાડી નાંખેછે.

જ્ઞાતિ એ દુષ્ટ રીવાજોને રૂઢ સમજી તે નાબુદ કરવાનો યત્ન કરતી નથી, પણ ઉલટી તે નાબુદ કરવાનો યત્ન કરનાર ઉપર ગુસ્સે થાય છે! લગ્નનું કામ બહુ જોખમ ભરેલું છે. જોખમ ભરેલું એટલાજ માટે છે કે ભવનું સારૂં કરવું—તે લગ્ન છે. "લગ્ન એકજવાર થવું જોઇએ અને તે અખંડિત રહેવું જોઈએ." એ ધર્મશાસ્ત્રની પવિત્ર આજ્ઞા છે; પરંતુ જાણી જોઇને આપણા લોકો પોતાનાં પુત્ર પુત્રીને પરણાવવામાં લાકડેમાંકડું વળગાડી દઈ તેઓના હિતને હણે છે. વૃદ્ધને કન્યા પરણાવી તે બાપડીને "ચોરીમાંથીજ રંડાપો" આપવો, એ બહુ નિંદ્ય-નઠોર કર્મ છે અને તેમ છતાં હિંદુ જ્ઞાતિ તેવાં પાપી જનોને એ રીવાજને જ્ઞાતિબંધન સમજી ઉત્તેજન આપે, એ કેવી શોકજનક વાર્ત્તા ગણાય! બાળલગ્નથી બાળકો કુમળી વયમાં નિસ્તેજ ને નિર્બળ બની જાયછે. બાળલગ્નથી બાળકો જેમ બ્રહ્મચર્યના લાભોથી કમનસીબ રહેછે, તેમ જ્ઞાનપ્રાપ્તિના સંબંધમાં પણ દુર્ભાગી બને છે. બાલ્યાવસ્થામાં પરણેલાં બાળકો અલ્પાયુ નિવડે છે અને તેથી પુત્ર પુત્રીને કુમાર વયમાં પરણાવવાનો લ્હાવો લઇ, પાછળથી પુત્રીના સૌભાગ્યને નષ્ટ થયેલું નિહાળી શોક ચિંતામાં બળી મરવું, કિંવા દુર્દૈવે કરી પુત્રના મૃત્યુનો દુઃખદાયક યોગ બની આવ્યો તો તરૂણ વિધવાવહુની કાળજીમાં સળગી મરવું —એ મૂર્ખત્વ નહીં તો બીજું શું ગણાય? જાણી જોઇને પોતાના પગપર કુહાડો મારવા જેવોજ એ પ્રકાર કે બીજું કંઇ? કન્યાવિક્રય કરી મેળવેલું ધન કયાં સુધી પહોંચવાનું હતું? તુચ્છ ધનની તૃષ્ણાએ વહાલી દિકરીના ભવને બાળી મૂકવો એ કેવું નિર્દય કૃત્ય! આજ કાલ હિંદુઓનો ઘરસંસાર નિહાળીએ તો કજોડાંનાં કષ્ટથી કંટાળીને કઇક સ્ત્રીઓ છતે ધણીએ નહાસી ગયેલી તથા કઇક પુરૂષો પોતાની સ્ત્રીને દુઃખે પરસ્ત્રીગમનાદિમાં પડેલા જોવામાં આવે છે. બાળલગ્ન, વરવિક્રય અને કન્યાવિક્રયના રીવાજોથી વહુ દિકરીને વૈધવ્ય પ્રાપ્ત થવામાં આજ કાંઇ " હાહાકાર " કે " અરેરાટ " સરખું રહ્યું નથી અને તેથી દેશ બાંધવોની નીતિને કેટલી હાનિ પહોંચીછે, તે જણાવતાં અતિ શોક અને ખેદ ઉપજ્યા વિના રહેતો નથી. " જ્ઞાતિ એ ગંગાનો પ્રવાહ છે " એ કહેવતમાં હવે કશો અર્થ રહ્યો નથી; કારણ આજકાલ ઘણી ખરી હિંદુ જ્ઞાતિ અનિષ્ટ જ્ઞાતિબંધન અને અનિષ્ટ રૂઢીબંધનને અંગે "વિષ પ્રવાહ" સરખી બની રહેલી છે, એટલે જ્ઞાતિબંધન અને રૂઢીબંધન

અત્યારે જ્ઞાતિલાઓને પ્રત્યક્ષ વિષ કરતાં પણ વધારે હાનિ કરી રહ્યાં છે. વખત પ્રમાણે વર્તન હોતું નથી, પણ સારાં માઠાં વર્તન પ્રમાણે સારો માઠો વખત આવે છે, આમ હોવાથી "કળિયુગ આવ્યો છે, શું કરીએ!" એમ કહેવા કરતાં રૂડું આચરણ આદરવું તેમાંજ વધારે સુખ છે. યોગ્ય ઉમરે પહોંચેલાં, સુશિક્ષિત, મળતા સ્વભાવના–એવાં જોડાંઓ જોડવામાં આવે તો તે સંસારમાં અપૂર્વ સુખ મેળવી શકે. નિર્દોષ મણિગવરીને તેની જ્ઞાતિના એક વૃદ્ધને વરાવતો નંદલાલ વ્યાસને અટકાવવાનો પ્રસંગ તેમનાં સમજુ માસી તથા મામાઓને મળ્યો તેથી હરકોઇ આનંદ પામ્યા વિના રેહેશે નહીં. ભાઇ મણિશંકર તથા બેહેન મણિગવરીનું યોગ્ય જોડું બંધાયું છે અને તેથી તેઓ અપૂર્વ સાંસારિક સુખ ભોગવશે, તેમાં વિશેષતા નથી." ત્યાર બાદ રા. રા. ત્રિભુવનદાસ ભુલાભાઇ વગેરે સાક્ષરોના પ્રસ્તુત સમયને અનુસરતાં ભાષણો થયાં પછી પાન, સોપારી, ગુલાબ, અત્તર લઇ લગ્ન સમારંભ વિસર્જન કરવામાં આવ્યો.

બીજે દિવસે કન્યાને વળાવતી વખતે પોતાની ભાણેજ મણિગવરીને પ્રેમથી ભેટી જમનાબાઈએ ઉપદેશ આપ્યો કે–"બેહેન તું સદગુણ સંપન્ન અને સુશિક્ષિત છો, તેથી તને બોધ આપવા જેવું કશું નથી, તથાપિ આ પ્રસંગે થોડું એક કહી સંભળાવવું યોગ્ય ધારૂં છું, તો તું તે પ્રત્યે જરૂર લક્ષ આપીશ, તેમાં શક નથી. અત્યાર સુધી તું અવિવાહિત હતી, માતા ગુજરી ગયાં છતાં અમારા સહવાસમાં ઉછરી તેં સારૂં શિક્ષણ લીધેલું છે અને તેથી અમોને આનંદ ઉપજે, અમારા કૂળને શોભા મળે અને તને પોતાને સુખમળે, તેવું વર્ત્તન તારે હવેથી ચલાવવું જોઇએ. તેં આજથી સંસારમાં નવિન પ્રવેશ કરેલો છે. સ્ત્રી પુરૂષનો સંબંધ એટલાજ માટે જોડવામાં આવે છે કે સંસારમાંનાં કાર્યો એકલા પુરૂષથી થઇ શકતાં નથી; તે કરવાને પુરૂષને સ્ત્રીના સહચર્યની જરૂર છે. પુરૂષે જ્ઞાન સંપાદન કરી પોતાના કુટુંબના પોષણ માટે ધનપ્રાપ્તિ કરવી અને સ્ત્રીએ જ્ઞાન સંપાદન કરી યોગ્ય રીતે ગૃહકારોબાર ચલાવવો. એટલે પેદાસ પ્રમાણે કરકસરથી ઘરનો ખર્ચ નિભાવવો, સંતત્તિ થયા પછી તેનું યથેચ્છ લાલનપાલન કરવું, પતિનાં સુખ દુઃખમાં ભાગીદાર બનવું, હાસ્ય વિનોદ કરી આનંદે પતિના થાક પરિશ્રમને વિસારે પાડવો, ઘરનાં વડીલ માણસોની સેવા કરવી–ઇત્યા

દિ. સંસાર રથ સુયંત્રિક ચલાવવાનું મુખ્ય તત્વ એજકે સ્ત્રીએ પતિની એક-નિષ્ઠાથી, અનન્ય ભાવે સેવા કરવી. દુર્દૈવે કરીને તું સાસુ સસરાનું સુખ પ-રહરી ચૂકી છો, તો પણ ઘરનાં અન્ય માણસો-નણંદ વગેરેની પ્રીતિ સં-પાદન કરવી એ તારૂં કર્તવ્ય છે. પતિ એજ સ્ત્રીનું દૈવત—એમ શાસ્ત્રમાં કહેલું છે. નાના પ્રકારના વ્રત, ઉપવાસ, જાગરણ આદિથી મુક્તિ મળવાની આ-શા રાખવી એ કેવળ વ્યર્થ છે. જેની સાથે મરણ પર્યંત સંબંધ જોડાય-લો છે, તેનાજ સમાગમમાં, આનંદથી, સમાધાનથી, પ્રેમથી વરતી તેને જે મદદ જોઇએ તે આપવા તત્પર થઇ રહેવાથી આ લોકમાં તો કલ્યાણ થશેજ, પણ પરલોકમાં પણ સદ્‌ગતિ મળે છે એ ખાત્રીથી સમજવું. પો-તાની ગૃહ સ્થિતિ પ્રમાણે રહેવું. અન્ય શ્રીમાન લોકોનો ડોળડમાક દેખીને તેવા વૈભવની કદી પણ ઇચ્છા કરવી નહીં, પ્રાપ્ત થયેલી સ્થિતિમાંજ સુખ સમજી મનનું સમાધાન કરી લેવું જોઇએ. આવક કરતાં વધારે ખ-ર્ચ કરવાની ટેવથી કરજમાં ડૂબી જવું પડે છે અને એટલાજ માટે કરજથી દુઃખ ભોગવવાનો માઠો વખત લાવવા કરતાં પ્રથમથીજ યોગ્ય વ્યવસ્થાથી અને ઘટતી કરકસરથી વર્તવું એ વધારે સારૂં છે. ઘરમાં ચાકર નોકર હોય, તો પણ જે કાર્ય જાતે કરવાથી નુકશાન ન હોય, અને જેથી ચાકર નો-કર સંતુષ્ટ રહે, તે કાર્ય જાતે કરી લેવું. પતિ પત્નિનો બહુ નિકટ સંબંધ છતાં, વડીલ માણસો ઘરમાં હોય તો, તે વેળાએ તેમના દેખતાં બહુ મ-ર્યાદા તથા ઘણીજ સભ્યતાથી વર્તવું જોઈએ. અનાથ આશ્રિતો પ્રત્યે દયા રાખવી. અપંગ, લુલાં, પાંગળા, દુઃખી અને દરદીને યથાશક્તિ દાન આ-પવા તત્પર રહેવું. વેદમાં તથા અન્ય સત્ય ધર્મશાસ્ત્રમાં, નાનાપ્રકારના વ્રતો કે જે હાલ આપણા લોકોની સ્ત્રીઓ કરે છે તે માટેની બિલકુલ આજ્ઞા નથી; એ તો સ્વાર્થપરાયણ લોકોએ ધતિંગ ઉઠાવેલું છે, માટે તેવું કશું પણ નહીં કરતાં સદાચારથી વરતી સ્વામિની સેવા કરવામાંજ સર્વ વ્રતોનું પુણ્ય છે, એમ સમજવું. સંસારમાંનાં કાર્યો જેમ સ્ત્રી પુરૂષોમાં વહેંચાયલાં હોય છે, તેમ જ્ઞાન કાંઈ પરમેશ્વરે એકલા પુરૂષો માટેજ નિ-ર્માણ કર્યું નથી. જ્ઞાન મેળવવાનો સ્ત્રીને પુરૂષના જેટલોજ હક છે. જ્ઞાન કરતાં બીજી કોઇ પણ વસ્તુ શ્રેષ્ટ નથી, જ્ઞાન શક્તિ જેટલી વધારવા મા-ગીએ તેટલી વધી શકે છે. ઘરનું કામકાજ તો બીજાઓની પાસે કરાવવા

જોગ હોય છે; પરંતુ બીજાએ મેળવેલું જ્ઞાન પોતાને ઉપયોગી થઇ પડતું નથી. તે તો જાતેજ મેળવવા પ્રયાસ કરવો જોઇએ. સંસારમાંનાં કામો સારી રીતે પાર પાડવા માટે પરમેશ્વરે "જ્ઞાન પ્રાપ્તિ"નું મનુષ્યને ઉત્તમ સાધન આપેલું છે. મનુષ્યમાં અને પશુ પક્ષીમાં એટલોજ ભેદ છે કે મનુષ્યને બુદ્ધિ હોવાથી તે વડે તે જ્ઞાનપ્રાપ્તિ કરી શકે છે. પશુ આદિ પ્રાણીને તેવા પ્રકારની અનુકૂળતા (બુદ્ધિ) હોતી નથી. સંસારમાં નાનાપ્રકારનાં દુ:ખો અને નાનાપ્રકારની અડચણો વેઠવી પડે છે પણ તે સર્વનું પર્યવસાન એકલા જ્ઞાનથી થઇ શકે છે. આમ હોવાથી તેં જે જ્ઞાન સંપાદન કરેલું છે તેમાં તારે તારા પોતાના સુખને માટે દિન પ્રતિદિન વૃદ્ધિ કરવી જોઇએ. સંસાર બહુ કાળજીથી અને દક્ષતાથી ચલાવવો જોઇએ. શિયળ એ સ્ત્રીને સાચો શૃંગાર છે. સૌભાગ્ય એ સ્ત્રીનું સુખદાયક જીવિત છે. માટે તે બંનેનું પ્રાણ કરતાં પણ અધિક રીતે સંરક્ષણ કરવું."

લગ્ન થયા બાદ મણિગવરી અને મણિશંકર સંસાર સુખમાં નિમગ્ન થઈ રહ્યાં. પેહેલા દિવસની આખી રાત્ર આનંદની વાતચિત્ત કરવામાં તે દંપતિને ગુજારવી પડી! બંને સુશિક્ષિત, ચતુર, રસિક, તરૂણ અને પરસ્પરની પસંદગીથી બંનેનું લગ્ન થયેલું હોવાથી સંસારમાં કામક્રોધાદિ મનોવિકાર વડે ઉત્પન્ન થનારાં દુ:ખો તેમના સ્વપ્નમાં પણ આવવા પામ્યાં નહીં. તે બંને એક બીજા પ્રત્યે સકામ રહેતાં હતાં, તેઓ બંનેમાં એક બીજાં પ્રત્યે અતિશય પ્રીતિ ઉત્પન્ન થઇ હતી, તેઓ બંનેમાં એક બીજાના સહવાસની ઇચ્છા જાગૃત રહેલી જોવામાં આવતી હતી; તેઓ બંને પ્રેમાનંદમાં દિનપરદિન ગુજારવા લાગ્યાં. તેઓની સુખમયી સ્થિતિનું વર્ણન કરવાને પુરતા શબ્દો મળી શકતા નથી, બાકી તેઓનો કલહ તે સાક્ષાત પ્રેમકલહજ; તેઓની આડાઈ તે માત્ર પરસ્પર થતા વિનોદના સંભાષણમાં આવતી વક્રતાજ; તેઓનો મતભેદ તે પરસ્પરની અપૂર્વ પ્રીતિને અંગે પરસ્પરના સુખને માટે "આ કામમાં બહુ શ્રમ પડે છે માટે તે તમારે કરવું નહીં" એમ બોલવું તેજ; સારાંશ કે બન્ને પ્રીતિથી, આનંદથી અને ઐક્યથી કાળ ક્રમણ કરવા લાગ્યાં. તેઓમાં દિન પ્રતિદિન પ્રીતિની વૃદ્ધિ થતી ચાલી. "સંસારમાંજ સ્વર્ગીય સુખ છે." એમ કહેવામાં આવે છે તેનો તેઓ અનુભવ મેળવવા લાગ્યાં. આવાં સદ્ગુણી, યોગ્ય વયનાં, સરખા વિચારનાં, પતિપત્નિનાં સુખ અને પ્રેમાનંદનો આબેહુબ

ચિતાર આપવાનો વ્યર્થ શ્રમ કરવા કરતાં, તેની કલ્પના કરવાની વાચકવૃંદનેજ અરજ કરવી એ વધારે યોગ્ય લાગે છે. આ પ્રેમાનંદનો જેઓને પ્રત્યક્ષ અનુભવ હશે, તેઓ તો તુરત તેની યોગ્યતા સમજી ગયા વિના રહેશે નહીં.

મણિગવરી આવ્યા પછી મણિશંકર માસ્તરના ઘરને અપૂર્વ શોભા મળી. ટાપટીપથી તે ઘરને મણિગવરીએ શૃંગારી નાંખ્યું. ઘરના ચોગાનમાંની નાનકડી વાટિકાને સુધારી વધારે સુશોભિત બનાવવામાં મણા રાખી નહીં. નમ્રતા, સાદાઈ, મિતભાષણ, સદાચરણ, આનંદવૃત્તિ, ઇત્યાદિ ગુણો જેનામાં છે, તેવી ગૃહિણીનું ગૃહ–આનદભુવન બની રહે તેમાં નવાઇ શી ? મણિશંકર માસ્તર ભાર્યાની ખરી યોગ્યતા જાણતો હતો. તે સમજતો હતો કે ભાર્યા પુરૂષનું અર્ધાંગ છે. ભાર્યા ઉત્તમ મિત્ર સમાન છે અને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનું મૂળ પણ ભાર્યાજ છે. મણિશંકર માસ્તર જાણતો હતો કે ઘરમાં પતિનેજ દૈવત સમજનારી–એવી પતિવ્રતા સ્ત્રી ન હોય તો પુષ્કળ ગૃહસંપત્તિ લતાં પણ ગૃહ શોભતું નથી. મણિશંકર માનતો હતો કે સ્ત્રીના આશ્રયથીજ મનાદિ વડે ઈંદ્રિય સંબંધી કામ ક્રોધાદિ રીપુઓને સહજ જીતી સુખી થવાય છે. મણિશંકર માસ્તર સમજતો હતો કે ગૃહસ્થાશ્રમ સંબંધી સર્વ કામમાં સ્ત્રી સહાધિકારિણી હોવાથી પુરૂષ અન્ય વ્યવહારમાં નિશ્ચિંતપણે સંચાર કરી શકેછે. મણિશંકર માસ્તરને માલુમ હતું કે પુરૂષની મોટાઈનો ધર્મપત્નિના સહવાસ ઉપરજ આધાર રહેલો છે. પ્રિય પત્નિની સહાયતા અને સલાહ વિના પુરૂષના સર્વ વ્યાપાર વ્યર્થ છે. આમ હોવાથી પોતાની ધર્મપત્નિ મણિગવરીનો યોગ્ય રીતિએ પ્રેમથી સત્કાર કરે તેમાં વિશેષતા શી? તેઓ પરસ્પર અપૂર્વ સુખ સંપાદન કરે તેમાં આશ્ચર્ય શું ? મણિગવરીના આચાર વિચારનાં પણ શાં વખાણ કરવાં? મણિગવરી માનતી હતી કે સાધન શિવાય પ્રાપ્ત થઈ શકવો અશકય એવો ધર્મ, અપરિમિત ક્રીડાસુખ, અને જીંદગી સુધીની ઉપજિવિકા જેટલું ધન, પુજ્ય પતિ વડેજ પ્રાપ્ત થઈ શકે છે. મણિગવરી સારી રીતે સમજતી હતી કે પ્રિય પતિપર ભક્તિ રાખે તેજ ખરી સાધ્વી. મણિગવરી જાણતી હતી કે સદ્દગુણ ગમે તેવા સ્થળને શોભા આપે છે અને તેમાં વળી સહનશીલતા, સૌજન્ય, સુશીલતા, મર્યાદા, પાતિવ્રત્ય, એ ગુણો સ્ત્રીને અતિ ઉપયોગી—

ભુષણરૂપ છે. મણિગવરીએ કારણ પરત્વે કદાચ પતિ ગુસ્સે થાય, તો પણ તેની સામું નહીં બોલવા માટે દૃઢ પ્રતિજ્ઞા લીધેલી હતી અને જ્યારે એમ હતું, ત્યારે તે અલૌકિક પતિપ્રેમ પ્રાપ્ત કરી શકે તેમાં અચરતી શી? પતિના અધિકારમાં આવ્યા પછી તે દક્ષતાથી સંસાર ચલાવવા લાગી, ભક્તિભાવથી પતિની સુશ્રુષા કરવા માંડી, પતિ પ્રત્યે પ્રત્યેક વર્ત્તન પ્રેમથી ચલાવવા લાગી અને અનન્યભાવે પતિના ધર્માદિ કૃત્યમાં સહાયભૂત થવા માંડી. "તે દીર્ઘાયુ બનીને અખંડ સૌભાગ્યવતિ રહો અને અપૂર્વ સુખવૈભવ ભોગવો," એવી આપણી ઇચ્છા અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

લગ્ન પછી મહિનો ગુજર્યા બાદ એક દહાડો પોતાના સ્વામિને મણિગવરીએ કહ્યું,–"સ્વામિનાથ, આજ પંદર દહાડા થયાં આપ જ્યારે જ્યારે બહાર જાઓ છો, ત્યારે ત્યારે આપણા ઘરની સામે કોઇ બે પુરૂષો ફર્યા કરે છે. હું કંઇ કામસર બહાર જાઉંછું તો તેઓ પણ ગમે ત્યાંથી આવીને મારી પાછળ ફર્યા કરેછે. એ રખાઓ કોણ હશે? તેમ કરવાનો તેમનો શો હેતુ હશે!" "પોતે શુદ્ધ–પવિત્ર હોઈએ તો લોકો જખ મારેછે! પ્રિયે, એવા તો આલીમુઆલી (!) કંઇક રઝળતા હશે–તેઓના પ્રત્યે લક્ષ આપવાનું પ્રયોજન નથી!!" પોતાના પ્રિયપતિ તરફથી એવો જબાબ મળતાં વાર તે સતિ સાધ્વી અન્ય વાતચિત્ત કરવામાં લાગી રહી.

# પ્રકરણ નવમું.

## સ્ત્રીની સ્વામિપર સત્તા.

ચપળ સુંદર તરૂણીપર, વૃદ્ધ મોહ્યા વરરાજ;
સત્તા ચલાવી સ્વામિપર, સર્વ કરાવે કાજ.

(ભોગીલાલ.)

"શિવસિંહજીએ ગોપુરાધિશ મહારાજા અભયસિંહની નવી રાણીના સંબંધમાં સવિસ્તર હકીકત કહેવા માંડી અને અનંતરાય વકીલની શંકાને વધારે પુષ્ટી મળી." એમ સાતમા પ્રકરણના અંતમાં કહેવામાં આવેલું હોવાથી શિવસિંહજીએ કહેલી હકીકત જાણવાને પ્રિય વાચકવૃંદ ઉત્સુક બની રહેલું હોવું જોઇએ. શિવસિંહજીએ કહ્યું,—"હાલનો મામલો વિલક્ષણ પ્રકારનો થઈ પડયો છે. મામા સાહેબ વૃદ્ધાવસ્થામાં એક તરૂણ અને સુંદર રાણી પરણ્યા છે તે તમે જાણો છો. તેનું નામ ચંપાબાઇ. તમે જાણીને આશ્ચર્ય પામશો કે તે કાંઈ કોઇ રાજપુત્રી નથી, પણ કોઇ ગરીબી સ્થિતિની, રખડતી, સ્ત્રીશિક્ષકનો ધંધો કરનારી, હલકી–બ્રાહ્મણ જાતની છે! નવાગઢના સંસ્થાનિક સામત ખુમાણની કન્યાને ભણાવવા તેને સ્ત્રીશિક્ષક તરીકે રાખેલી હતી. સામત ખુમાણની સાથે સ્નેહ હોવાથી મામા સાહેબનું નવાગઢ વારંવાર જવું થતું હતું અને સહવાસના અંગે તેઓ મોહપાશમાં પડી ગયા." રાજાને ગમી તે રાણી, ભલે છાણા વીંણતી આણી." એ કહેવત સરખો યોગ બન્યો. ચંપાબાઇ સાથે લગ્ન કર્યું અને એ લગ્નેજ મારા તથા સુજાણબા ઉપરના તેમના પ્રેમનો લય કર્યો! મને મુસાફરીએ મોકલવાની યોજના પણ નવાં મામીશ્રીના સુશિક્ષિત મગજમાંથી નિકળેલા તરંગને આધારે મામા સાહેબે કરેલી હશે, એમ હું માનું છું. જો કે પ્રવાસથી કશો ગેરલાભ નથી, તથાપિ "પ્રવાસથી લાભ છે." એમ શુદ્ધબુદ્ધિથી માનીને મને ફરમાન કરવામાં આવેલું હોત તો મને માઠું લાગવાનું પ્રયોજન નહોતું, પણ નવાં મામીશ્રી અમારા લાભ માટે કેવી કાળજી

રાખનારાં છે, તે અમે સારી રીતે સમજીએ છીએ. જેમ તેમ કરી સુજાણબાથી મને છૂટો પાડવો એજ મતલબ! મારા ઉપરથી મામા સાહેબનું હેત કમી થયું તે માટે મને વધારે માઠું લાગતું નથી, પણ સુજાણબા તો તેની પોતાનીજ પુત્રી કે નહીં? પૂર્વે તેને તેઓ પ્રાણ કરતાં વધારે વહાલી ગણતા હતા, પૂર્વે તેના અર્ધ વચનમાં તેની ઈચ્છા પાર પાડવામાં આવતી હતી, પૂર્વે તેના હાથથી અંજાણતા થઇ જતી ભૂલોને "ડહાપણ" તરીકે ગણવામાં આવતી હતી. પૂર્વે તેની પુષ્પની પેઠે સંભાળ લેવામાં આવતી હતી, પૂર્વે સુજાણબા કરે કે કહે તે "પ્રમાણ" મનાતું હતું; પરંતુ તેનાં તરૂણ સાવકી માતા પધાર્યાં કે તુરત તે સર્વ વાતો સ્વપ્ન સરખી થઇ પડી! કેવો ચમત્કાર! પૂર્વે કશો પણ સંબંધ નહીં, નાત નહીં, સગપણ નહીં, તેવી એકાદી પરાઈ સ્ત્રી માત્ર પોતાના નસિબના જોર ઉપર, અરે, ખરૂં કહીએ તો નસિબના જોર ઉપર નહીં, પણ મોહક સૌંદર્યના જોર ઉપર મામા સાહેબનાં તન, મન, અને ધનની, હા, રીદ્ધિ સીદ્ધિ અને સ્મૃદ્ધિની ધણિયાણી બની ગઇ, અને પેટની પુત્રી કે જે પૂર્વે પોતાને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હતી, તેજ અત્યારે મામાસાહેબને પરાઈ–અપ્રિય, અળખામણી થઇ પડી! માયાનો ઓઘ એકદમ ઉલટાઇ પડે છે, એ કાંઈ ખોટું નથી. નવિન સ્ત્રીના મોહપાશમાં પડ્યાં છતાં સંતત્તિપરનું વહાલ જેમનું તેમ–કાયમ રહેલું હોય એવા પિતાઓ વિરલાજ! અત્યારે પોતે "રાજાની કુંવરી" છતાં સાધારણ મનુષ્યની પુત્રી જેટલું સુખ પણ, હું નથી ધારતો કે સુજાણબા ભોગવતી હોય. ભાવતું ભોજન જમવામાં .પરવાનગી જોઇએ, કામકાજને અંગે કરેલી આજ્ઞાનો અમલ કરાવવા માટે ચાકર નોકરને પરવાનગી મેળવી આપવી જોઇએ, અને નવિન માતુશ્રીની મરજી સંપાદાન કર્યા વિના સ્વતંત્રપણે કશું પણ, બોલાય, ચલાય કે કોઇને કાંઇ કહી શકાય નહીં. કહેવાનો તાત્પર્ય એટલોજ કે નવાં રાણીશ્રીએ મામા સાહેબ ઉપર પોતાની પૂર્ણ સત્તા ટુંક સમયમાં બેસાડી દીધી છે અને એ સત્તાને લીધે અમારે બહુ બહુ ખમવું પડયું છે અને હજી પણ કોણ જાણે કેટલુંએ ખમવું પડશે!"

શિવસિંહજી આગળ બોલવા જતો હતો, તેટલામાં અનંતયાયે આતુરતાથી પૂછ્યું,–"સ્ત્રીશિક્ષકનો ધંધો કરનારી" અને "બ્રાહ્મણ જાતની" એમ આપે કહ્યું; પણ તે કયાંની રહેવાસી છે? તેના પિયરમાં કોઇ છે કે નહીં? તે

વિધવા હતી કે કુંવારી? વગેરે હકીકત આપ જાણતા હો તો જણાવો; કારણ કે મને અમુક એક સ્ત્રીને માટે શંકા લેવા જોગ કેટલાંક કારણો મળેલાં છે." " તે કયાંની રહેવાસી છે, તે જણાયું નથી, પણ "માબાપ ગુજરી ગયેલાં હોવાથી હું નાનપણથી દુ:ખી અને રખડતી છું. એક અંગ્રેજ બાઇની મેહેરબાની અને દયાથી મેં વિદ્યાભ્યાસ કરેલો છે અને રાજકોટમાં મેં ઘણો વખત કહાડેલો છે. "કાઠિયાવાડ ટાઇમ્સ" માં સામત ખુમાણે આપેલી નોટીસ ઉપરથી હું નવાગઢ આવી રહી હતી." એમ તેનું વખતોવખત બોલવું થાય છે." શિવસિંહજીનો એવો જવાબ સાંભળી અનંતરાય વકીલ વિચારમાં પડયો. " રાજકોટથી અંગ્રેજબાઇ અમોને મદદ મોકલાવે છે." એવી મતલબનું મોહનલાલની વડી સાસુએ કહેલું હતું, શિવાય "એક અગ્રેજ બાઇની મેહેરબાની અને દયાથી વિદ્યાભ્યાસ કરેલો છે અને રાજકોટમાં મેં ઘણો વખત કહાડેલો છે." એમ નવાં રાણીએ જણાવ્યાનું શિવસિંહજી કહે છે, વળી "ગોપુર"નું નામ લેતાંવાર તે દહાડે મોહનલાલની વડી સાસુ–ગંગાડોસીએ ચોંકીને "ગોપુરનું શું છે? ગોપુર સાથે તમારે શો સંબંધ છે? ત્યાં તમારૂં કોઇ સગું વહાલું રહે છે?" એમ કહ્યું હતું, માટે મને લાગે છે કે આમાં કંઇ "દાળમાં કાળુ" હોવું જોઇએ. આમાં કંઇ છુપો ભેદ હોવો જોઇએ. વધારે તપાસ થયે ભોપાળું બહાર આવ્યા વિના રહેશે નહીં." એવો મનમાં વિચાર કર્યા પછી તે વેળાએ એ સંબંધી વિશેષ વાત અનંતરાયે કહાડી નહીં; પરંતુ જેટલી વાત થઇ તેટલી વાતથી અનંતરાયની શંકાને વધારે પુષ્ટી મળી. વાતચિત્ત થતી વેળાએ મોહનલાલ ત્યાં હાજર નહોતો, અને બહારથી આવ્યા પછી પણ એને તે હકીક્ત વિદિત કરવી અનંતરાયને વ્યાજબી લાગી નહીં.

અનંતરાય વકીલ ગોપુરના રાજ્યનો એજન્ટ હોવાથી તથા કુમાર શ્રી શિવસિંહજી સાથે ઘાડો સ્નેહ હોવાથી મુસાફરીમાં તેને સાથે લઇ જવાનું ઠરેલું હતું. શિવાય પોતાના મિત્ર મોહનલાલની હકીકત ટુંકામાં કુમાર શ્રી શિવસિંહજીને જણાવી તથા તેનું ઓળખાણ કરાવી તેને સાથે લેવાની અનંતરાયે અરજ કરી અને તેનો પણ સ્વિકાર કરવામાં આવ્યો. મુંબઇના સુપ્રસિદ્ધ સ્થળો શિંવસિંહજીને બતાવવામાં આવ્યાં અને ત્યાર બાદ ઠરાવ પ્રમાણે તેઓ સઘળા પ્રવાસે નિકળી પડયા. પુના, મદ્રાસ, રામેશ્વર, ના-

ગપુર, કલકત્તા, અલ્હાબાદ, પ્રયાગ, લખનૌ, હરદ્વાર, બદ્રીનાથ, લાહોર, કાશ્મિર, અજમેર વગેરે નિરનિરાળાં સ્થળો નિહાળતાં પ્રવાસીઓ આનંદ મેળવવા લાગ્યા. મોહનલાલનો શોકપણ વખતપરત્વે કમી થયા જેવું તથા તેના મનને વધારે વધારે આરામ ઉપજવા જેવું જણાયું. પ્રવાસમાં એક દિવસે અનંતરાયે મોહનલાલને સહજ કહ્યું,—"આ પ્રવાસથી તમોને ઠીક હિમત આવેલી જણાય છે અને તમોને એ શોકજનક વાર્તાનું વિસ્મરણ થતું જતું હોવાથી તમારી પ્રકૃત્તિમાં પણ સુધારણા થયેલી જણાય છે." મોહનલાલે "ખડખડ" હસીને જવાબ વાળ્યો,–" મિત્ર અફગાનિસ્તાનની લડાઇનો પ્રસંગ તમોને યાદ હશે. એ લડાઇમાં આપણા દેશમાંથી ગયેલા લડવૈયાઓ પૈકી કેટલાકોને ગોળીઓ લાગેલી હતી. તેમાંના કેટલાકના શરીરમાંથી ગોળીઓ નિકળી અને કેટલાકોને જેમની તેમ શરીરમાં રહેલી છતાં જખમ રૂઝાઇ ગયો; એવા—જેમના શરીરમાં ગોળીઓ રહી ગયેલી છે, તેવા જનો દેખાય છે તો શરીરે સાજાતાજા; પણ વરસાદ પડયો, થંડો પવન ફુંકાયો, કિંવા ટહાડ પડી કે જોઇ લેવી તેમની સ્થિતિ! તે વેળાએ જાણે હમણાજ ગોળી લાગેલી છે, એવી તે બાપડાઓને વેદના સહન કરવી પડે છે. તેવાજ પ્રકારની મારી સ્થિતિ થઇ પડી છે. હું મરીશ ત્યાં સુધી મારી વેદનાનો અંત આવનાર નથી. મારૂં દુઃખ મારી જીંદગીનું સોબતી બની રહેલું છે." પ્રવાસ પૂરો કરી લાંબી મુદતે સર્વ મંડળ પોતપોતાના નિવાસ સ્થળમાં જઇ રહ્યું. શિવસિંહજી રસાલા સહિત ગોપુર જઇ પહોંચ્યો અને મોહનલાલ તથા અનંતરાય મુંબઇમાં આવી રહ્યા. વચમાં વચમાં મોહનલાલ પોતાના પુત્રની ખબરઅંતર લેવા માટે પેથાપુર જઈ આવતો હતો. ત્યાં જતી વેળાએ મુંબઇથી બાળકને રમવાનાં નાનાપ્રકારનાં રમકડાંઓ અને ખાવાનું પોતાની સાથે લઇ જતો હતો અને તે બાળકને આપીને પોતાની સાથે હેળવવાની ખટપટ કરતો હતો; પરંતુ એવી રીતે એકાદ બે દિવસમાં બાળક શું હળી જાય કે? મોહનલાલનો પુત્ર મોહનલાલનાં વડી સાસુને છોડીને મોહનલાલ કને જ્યારે ખુશીથી ન આવે, ત્યારે "દીકાને આ ડોસીની બહુ માયા લાગી છે. જો તેને મારી સાથે લઈ જઇશ તો, તે રડી રડીને કરમાઇ જશે. કદાચ ધારો કે એમ છતાં પણ તેને મારી સાથે હું લઇ જવા માગું, તો તેને ઉછેરતા આપણને ક્યાં

આવડવાનું હતું? જો તેને અહીંજ રાખવા માગું, તો તેને મારી માયા ક્યારે લાગવાની હતી? શિવાય અહીં રાખવાથી આ ડોસીના અતિ લાડથી ક- દાચ બાળક બગડી જવાનો પણ સંભવ છે. ત્યારે હવે કરવું કેમ? કરવાનું શું હતું? ભલે બીજા છ મહિના અહીંયાંજ રહ્યો. જરા મોટો થશે એ- ટલે લઇ જઇશું." એવો વિચાર કરી તે પોતાના મનનું સમાધાન કરી લેતો અને પાછો મુંબઇ આવી રહેતો હતો.

એવી રીતે હતભાગી મોહનલાલની વિધુરાવસ્થાનું પ્રથમ વર્ષ પૂર્ણ થવા આવ્યું. દિવસ પર દિવસ ખતમ થવા લાગ્યા. ગત્ત વર્ષ પ્રમાણેજ આજ અનંતરાય વકીલના બંગલામાં મોહનલાલ કાળ નિર્ગમન કરે છે. ગત્ત વર્ષમાં આજ વેળાએ જગતમાંની પ્રત્યેક વસ્તુ–પછી તે સારી હોય કે માઠી–પણ તે પોતાને દુઃખ દેવા માટેજ નિર્માણ થયેલી છે, એમ આપણા મોહનલાલને લાગતું હતું. સંકટમાં એક વર્ષ તો જેમ તેમ કરીને કહાડયું. બરોબર એક વર્ષ પૂરૂં થયું. વર્ષ શ્રાદ્ધ થયું. તેણે પોતાના ધર્મ પ્રમાણે સર્વ વિધિ કર્યો. પોતાની પ્રિય પત્નિના સ્મરણાર્થે એક સંવત્સર પ્રેમપૂર્વક તેણે જે નિયમો પાળ્યા હતા તેની આજ પૂર્ણાહુતિ થઇ. "થયું, વર્ષ પુરૂં થયું હં? દિવસને જતાં વાર શી?" એમ બોલતો સાયંકાળને સમયે મોહનલાલ માળપરની બારીમાં બેઠેલો છે, તેવામાં અનંતરાયે બ- હારથી આવીને જણાવ્યું,—"મિત્ર કુમાર શ્રી શિવસિંહજીનો આ પત્ર આ- વ્યો છે. (પત્ર ઉખેળી વાંચતાં) તેમાં લખે છે કે,–"મને બિલકુલ ચેન પડતું નથી, માટે તમે તમારા મિત્ર મોહનલાલને લઇને અત્રે થોડા દિવસ આવી જાઓ તો વધારે સારૂં. તમારા આવવાથી આનંદ થશે. મામા સાહેબની પરવાનગી માગવાથી તમોને બોલાવવાની તેમણે હા પાડેલી છે. વિશેષમાં તેમણે જણાવ્યું છે કે "પૂર્વે અનંતરાય વકીલ જ્યારે જ્યારે આવતા હતા, ત્યારે ત્યારે તેમને દરબારગઢમાં ઉતારો આપવામાં આવતો હતો, અને જમવા ખાવાનું પણ આપણી સાથેજ રાખવામાં આવતું હતું; પણ તે વેળાએ હાલની પેઠે જનાનું નહોતું. હાલ એવી વ્યવસ્થા બની શકે તેમ નથી, માટે તેમને મુસા- ફરી બંગલામાં ઉતારો આપવો." મુસાફરી બંગલામાં ઉતારો આપવાનું કહે છે તે ઠીક છે, પણ તમોને જણાવવાને અડચણ નથી કે નવાં મામી સાહેબને જનાનાની રીત બિલકુલ પસંદ નથી. તેઓ તો મામા સાહેબની

સાથે ખુલ્લી ગાડીમાં બહુ વાર બેસે છે અને મામા સાહેબના દોસ્તોની મુલાકાતો પણ મામા સાહેબની સમક્ષ લે છે, આમ છતાં "હાલ એવી વ્યવસ્થા બની શકે તેમ નથી" એમ જણાવેલું છે તો તે દરબારગઢમાં જગ્યાની સંકડાશને લીધેજ, એમ જાણવું; કારણ કે નવાં મામી સાહેબની દાસીઓ પણ દરબારગઢમાંજ રહે છે અને તે શિવાય તેમણે પોતે પણ પુષ્કળ જગ્યા વપરાશમાં લીધેલી છે. પ્રવાસ પુરો થતી વેળાએ તમે જે તપાસ કરવા કહેલું હતું, તે તપાસને અંગેજ તમને અત્રે બોલાવવાનું મને યોગ્ય ભાસ્યું છે; માટે જરૂર આ પત્ર વાંચી અત્રે આવવા નિકળશો અને નિકળતાં પેહેલાં પત્ર લખશો." અનંતરાયે પૂરેપૂરો પત્ર વાંચ્યો અને મોહનલાલે પ્રશ્ન કર્યો,—"શાનો તપાસ કરવાનું કહ્યું હતું?" "ત્યાં ગયા પછી તમારા જાણવામાં આવશે." અનંતરાય તરફથી એવો જવાબ મળવાથી મોહનલાલે વિશેષ પૂછગાછ કરી નહીં. ગમે તેમ હોય, પણ મોહનલાલની વૃત્તિ કેવળ સૌમ્ય બની રહી હતી. તે પોતાનો મિત્ર કહે તે પ્રમાણે કેવળ ન્હાનાં બાળકની પેઠે વર્તતો હતો. તે પોતાના મિત્રના કહેવા પ્રમાણે કરવાને કબુલ થઈ જતો હતો. તે પોતાનો મિત્ર કહે ત્યાં જવાને સજ થઈ જતો હતો. પોતે પોતાની મેળે મરજી મુજબ મનોવૃત્તિનો વ્યાપાર કરવાને તત્પર થતો નહોતો. આ વેળાએ શિવસિંહજીના પત્ર ઉપરથી ગોપુર જવાનું અનંતરાયે કહ્યું કે મોહનલાલ તેની સાથે ત્યાં જવાને તૈયાર થઈ ગયો. મુંબઈથી વઢવાણકાંપ અને વઢવાણકાંપથી ધોળાજંકશન થઈ બીજે દહાડે નવાગઢને સ્ટેશને બરાબર દસ વાગતે બન્ને મિત્રો પહોંચી ગયા; ત્યાં શિવસિંહજીએ ગોપુરથી મોકલાવેલી ગાડી તૈયાર હોવાથી તેમાં બેસી તેઓએ ગોપુર તરફનો રસ્તો લીધો. બપોરના એક વાગતે ગોપુર જઇ મુસાફરી બંગલામાં તેઓએ ઉતારો લીધો. ઉતારો કર્યાને અર્ધોએક કલાક થયો નહીં, એટલામાં શિવસિંહજીએ આવી તેઓની મુલાકાત લીધી. આડી અવળી વાતચિત્ત થઇ રહ્યા બાદ થોડી વારે "કંઇ ખાનગી કહેવું છે." એમ બોલી બંગલામાંના બીજા એક જુદાયદા ઓરડામાં અનંતરાય શિવસિંહજીને લઈ ગયો. ત્યાં અનંતરાયે કહ્યું,—"આપે પત્રમાં લખ્યું હતું કે, "તમે જે તપાસ કરવા કહેલું હતું તે તપાસને અંગેજ તમને અત્રે બોલાવવાનું મને યોગ્ય ભાસ્યું છે." તો મહેરબાની કરીને કહો કે આપે શો તપાસ કર્યો? અને આપને

શું જણાયું ? શિવસિંહજીએ જવાબ આપ્યો,—"અમારાં મામી સાહેબ વિષે તમે મને જે કાંઇ કહ્યું હતું તે ઉપરથી તેની વર્તણુંક બારીકીથી તપાસવા માટે મેં સુજાણબાને ચેતવણી આપેલી હતી. એ ઉપરથી એટલું જણાયું છે કે મામી સાહેબ પોતાની કનેના લાકીટ (માદળિયું) ને જીવની પેઠે જાળવે છે. એક વાર તેઓ સ્નાન કરવા બેઠાં હતાં અને તે વેળાએ ત્યાં જઈ ચઢી સુજાણબાએ તે લાકીટ હાથમાં લઈ સહજ જોવા માંડયું. એટલામાં તો સ્નાન કરતાં કરતાં ઉઠીને ક્રોધાયમાન થઇ તે તેમણે જડપથી છીનવી લીધું. બીજું એ જણાયું છે કે રાધા નામની ખવાસણને તેણે રાજકોટથી બોલાવી પોતાની દાસી તરીકે રાખેલી છતાં તે તેની સાથે સહિયર તરીકે વર્ત્તે છે; એટલુંજ નહીં, પણ પોતે રાણી છતાં તે ત્રણ દમડીની દાસીથી ઉલટી હરેક પ્રકારે દબાયલી રહી તેની મરજી સંપાદન કરવાનો યત્ન કરે છે. રાધાના ધણીને પણ પોતાના પદરનો (ખાનગી) પગાર આપે છે અને વખતોવખત કાંઈ ખાનગી કામમાંજ તેને રોકે છે. મામી સાહેબના ઉપર આવતા કાગળો પૈકી ઘણા કાગળો પેથાપુરના હોય એમ લાગે છે; કારણ કે તે પ્રત્યેકના ઉપર પેથાપુરની "પોસ્ટલ છાપ" મારેલી હોય છે. એકાદ બેવાર તો રાધાના ધણીને પેથાપુર પણ મામી સાહેબે મોકલાવેલ હતો. આ સર્વ હકીકત મને સુજાણબાએ કહેલી છે અને તેથી હું પણ તમારી પેઠે શંકામાં પડી ગયેલો છું, તથાપિ તેની મા હયાત છે કે નહીં, અને તે કયાંની રહેવાસી છે, તે કશું અદ્યાપિ પર્યંત જણાયું નથી."

"રાધા ખવાસણના ધણીનું નામ શું ?" અનંતરાયે ઉતાવળે પૂછ્યું. "ભાયો ખવાસ." એવો શિવસિંહજી તરફથી ઉત્તર મળતાં વાર "જરૂર મારી કલ્પના ખરી પડશે. તમારાં મામીસાહેબનું ભોપાળું હવે ખુલ્લું થવા બેઠું છે એ આપે ખાત્રીથી સમજવું. મારી ખાત્રી થઇ ચૂકેલી છે કે તે મોહનલાલની સ્ત્રીજ છે; પરંતુ વિશેષ તપાસ કરવાની તથા વિશેષ પુરાવો મેળવવાની જરૂર છે. મેં આ વાર્તા હજી મોહનલાલને જણાવી નથી. અરેરે, મોહનલાલની તેની ભાર્યાપર કેવી અપૂર્વ પ્રીતિ છે! બિચારો વિયોગજન્ય દુઃખથી કેવળ મરવા પડયો છે, પણ રાંડે સત્યાનાશ વાળ્યું! એક પક્ષની પ્રીતિનું પરિણામ એવુંજ આવે !" એટલું કહી અનંતરાય વધારે તપાસ કરવાની ઉત્સૂકતાને અંગે ચિંતાતુર સરખો અને શંકાને વિશેષ પુષ્ટી

મળવાથી કંઇ ઉલ્લાસવૃત્તિનો જણાવા લાગ્યો. તેણે પ્રવાસ પૂરો થયા બાદ એકેકથી છૂટા પડતી વખતે મોહનલાલની સ્ત્રીની સવિસ્તર હકીકત શિવસિંહજીને કહી સંભળાવી હતી અને અત્યારે, "અગાઉ જ્યારે મોહનલાલના વડાં સાસુને ઘેર હું બેઠો હતો, ત્યારે ભાયોખવાસ તસબિર તથા બાળકને પહેરવાનાં કપડાં આપી ગયો હતો." એમ જણાવ્યું. શિવસિંહજીએ કહ્યું,–"મને પણ લાગે છે કે મામી સાહેબ પૂર્વાવસ્થામાં મોહનલાલનાંજ પત્નિશ્રી હશે! કારણ કે તમોને અત્રે બોલાવવાની મામા સાહેબ પાસે પરવાનગી માગી ત્યારે મામી સાહેબ પણ ત્યાંજ હાજર હતાં. મેં કહ્યું કે, "અનંતરાય પોતાના એક મોહનલાલ વ્યાસ નામના મિત્રને સાથે લઇને ઘણું કરી અત્રે આવશે," ત્યારે "મોહનલાલ વ્યાસ!" એ શબ્દ કંઈ ચમત્કારિક રીતે બોલીને "એ વળી કોણ છે?" એમ મામી સાહેબે પૂછ્યું. "હશે કોઇ અનંતરાયનો મિત્ર." એવો જવાબ મામા સાહેબ તરફથી મળતાં તેઓ ચૂપ તો થઇ રહ્યાં, પણ તે વેળાએ તેમની મુદ્રાપર ભય, ખેદ અને આશ્ચર્ય આદિ મનોવિકારનાં ચિન્હો સ્પષ્ટપણે જણાઈ આવવાથી મને બહુ કૌતક ઉપજ્યું! હું તેમના પ્રત્યે એક સરખો નહાળી રહ્યો અને દસેક મિનિટ થઇ નહીં, એટલામાં "પેહેલાં અનંતરાયને દરબારગઢમાં ઉતારો આપવામાં આવતો હતો અને–" એટલું અધુરૂં બોલતાં મામા સાહેબને અટકાવી તેઓ ભવાં ચઢાવીને વચ્ચે બોલી ઉઠયાં,–"પરાયા માણુસને દરબારગઢમાં ઉતારો આપવો–એ ઢોંગ વળી શા?" આથી મામા સાહેબે મુસાફરી બંગલામાં ઉતારો આપવાનું કહેલું હતું. આ સર્વ બાબતો ઉપરથી મને પણ મામી સાહેબ વિષે બહુ શક ઉપજવા લાગ્યા અને તેટલાં માટેજ તમોને અત્રે બોલાવવામાં આવેલા છે. થોડા દહાડા સ્થિર ચિત્તે અહીં રહો, એટલે સત્ય હશે તે પ્રકાશમાં આવ્યા વિના રહેશે નહીં." "હજી પણ આપણુને પૂરતો પુરાવો મળેલો નથી અને તેટલા માટે કૃપા કરીને આ વાત બિલકુલ બહાર પાડશો નહીં. હાલ તુરત સર્વ તપાસ ગુપ્તપણેજ કરવાનો છે." "મારામાં ભૂલ આવશે નહીં." અનંતરાયને એવો જવાબ મળ્યા પછી તેઓ બન્ને પાછા મોહનલાલ જ્યાં બેઠો હતો ત્યાં આવ્યા. થોડી વારે એક માણસે આવીને શિવસિંહજીને કહ્યું,–"નવાગઢ જમવા જવાનો વખત થયેલો હોવાથી નામદાર મહારાજા આપને બોલાવે છે." શિવસિંહજીએ પો-

તના સ્નેહીની રજા લીધી અને "નવાગઢથી વળતી વખતે રાત્રીના અમે આજ રસ્તે નિકળીશું." એટલું કહી ગાડીમાં બેસી લાગલોજ રસ્તો પકડયો.

અનંતરાય તથા મોહનલાલ જમી પરવાર્યા પછી રાત્રીએ મુસાફરી બંગલાની પરશાળમાં અહીંથી તહીં ફરવા લાગ્યા. હવા ઘણી સરસ આ-વતી હતી. આઠ વાગી ગયા. નવનો અમલ થવા આવ્યો. ગામમાંની ગડ બડનો પણ નાશ થવા લાગ્યો હતો. વચ્ચમાં વચ્ચમાં કુતરાઓનું ભસવું સાં-ભળવામાં આવતું હતું. ચંદ્ર પૂર્ણપણે પ્રકાશી નિકળ્યો હતો. પરશાળમાં આવી રહ્યાને વધારે વખત થયો નહીં, એટલામાં એ મુસાફરી બંગલાની સામેના રસ્તાપર એક ચાર ઘોડાની ગાડી એકદમ ઉભી રહી. પાછળ ઉ-ભા રહેલા અનુચરો ઘોડાનો નિકળી ગયેલો પટો પાછો નાખવા માટે એ-કદમ આગળ આવ્યા. ગાડી ઉભી રહેતાં વાર "શું થયું, કોની ગાડી, શા માટે ઉભી રહી? નવાગઢથી તેઓ કદાચ આવ્યા હશે. જોઉં તો ખરો!" એટલું બોલતાં અનંતરાય દોડીને ગાડી કને જઇ પહોંચ્યો. મોહનલાલ તો જેમનો તેમ બંગલાની પરશાળમાંજ ઉભો થઇ રહ્યો. ગાડીમાં ઘોડા તરફ મ્હોં કરીને મહારાજા તથા તેમના નવિન રાણી સાથે બેઠાં હતાં અને સામી બાજુએ કુમારશ્રી શિવસિંહજી તથા સુજાણબા સાથે બેઠાં હતાં. રાણી શ્રીનું સૌંદર્ય નિહાળી અનંતરાય કેવળ છક્ક થઇ ગયો! "એ તો ઘોડાનો પટો નિકળી પડવાથી ગાડીને ઉભી રાખવી પડી હતી." એટલુ શિવસિંહ-જીએ અનંતરાયને જણાવ્યા પછી,–"તમે આવી પહોંચ્યા? એકલાજ છો?" એમ મહારાજા અભસિંહજીએ પૂછ્યું. "એકલો નથી આવ્યો; મારી સાથે "મોહનલાલ વ્યાસ" નામનો મારો એક સ્નેહી છે." અનંતરાયે જવાબ વાળ્યો. સુજાણબાએ શિવસિંહજી તરફ વળીને,–"આપે અગાઉ મને જેમના વિષે કહી સંભળાવ્યું હતું અને જેઓ પ્રથમ પોતાની સ્ત્રી તથા બાળકને મૂકીને ચીન ગ-યેલા હતા તથા ચીનથી પૈસો કમાઇ દેશમાં આવ્યાબાદ પોતાની સ્ત્રી ગુજરી ગયાના સમાચાર મળવાથી જેમનાપર બહુ માઠી અસર થઇ હતી, તેજ મોહનલાલ વ્યાસ?" એમ કહ્યું, કે તુરત,–"એવ પરાયા માણસની બારીક ચોકસી કરવામાં નાહક વખત ગાળવો એ ઠીક નથી, સુજાણબાની રીત મને બિલકુલ પસંદ આવતી નથી." એટલું રાણીશ્રી ચંપાબાઇથી બોલ્યા વિના રહી શકાયું નહીં. શિવસિંહજીએ અનંતરાયનો હાથ દાબી તેમની

શંકાને પુષ્ટી મળ્યાનું સૂચન કર્યું, અને "મોહનલાલ વ્યાસ ક્યાં છે?" એમ મોટેથી પૂછ્યું કે તુરત,—"આ ચોકસીનો કાંઇ પાર આવનાર નથી!" એમ બોલી રાણી ચંપાબાઇએ પોતાને કંટાળો ઉપજેલો દર્શાવ્યો. વૃદ્ધ મહારાજા અભયસિંહજી ઉપર રાણી ચંપાબાઇની પૂર્ણ સત્તા બેઠેલી હતી, ચંપાબાઇની હઠપુરી પાડવાને અભયસિંહથી જરા પણ વિલંબ લગાડી શકાતો નહોતો. "મોહનલાલ વ્યાસ ક્યાં છે?" એમ શિવસિંહજીએ પૂછ્યું કે તુરત અભયસિંહ તરફ એ તરૂણ રાણીશ્રીએ એવી તો વિલક્ષણ મુદ્રા કરીને ચક્ષુઓ ફેરવ્યાં, કે એક વિપળ પણ ત્યાં ખોટી રહેવું, એ અભયસિંહને પોતાની પત્નિનું દિલ દુભાવવા જોગ પ્રકાર થઇ પડયો. "અનંતરાય વકીલનું પણ અત્યારે કશું કામ નથી અને મોહનલાલ વ્યાસ સરખા પરાયા માણસની વાતચિત્ત કરવામાં સાર નથી." એવું મુદ્રા તથા નેત્રથી રાણીશ્રીએ સૂચવ્યા પછી મણા શી? રાણીશ્રીની મરજી વિરૂદ્ધ વર્ત્તવું એ કેટલું ધૈર્ય! કેટલું પાપ! કેટલો પ્રભુના ઘરનો અપરાધ! અને તે અભયસિંહની મગદૂર છે કે તેનાથી થઇ શકે? રાણી ચંપાબાઇએ તેના ઉપર પોતાની અલૌકિક સત્તા બેસાડેલી હતી અને તેથી,—"ઠીક છે. સવારે જરૂર મળજ્યો. અત્યારે તો અમે સઘળાં કંટાળેલાં છીએ." એટલું બોલીને ભાર્યાનિરત અભયસિંહે ગાડી ચલાવવાની આજ્ઞા કરી કે તુરત ઝડપથી માર્ગ કાપવામાં આવ્યો. અનંતરાયે મુસાફરી બંગલામાં આવી પોતાના મિત્ર મોહનલાલને કહ્યું,—"ખરૂં કહું છું કે આટલી સુંદર સ્ત્રી મેં કદીજ નિહાળી નહોતી. સાક્ષાત્ રતિજ—પ્રત્યક્ષ અપસરાજ તે! તેના વિષે મારૂં મન કલુષિત નહીં થવું જોઇએ એ ખરૂં છે; તથાપિ પરમ દિવસે એક વાર્ત્તા વાંચતાં તેમાં જેવી, કામદેવના સપાટામાં સપડાયલા એક પાત્રની સ્થિતિ જાણી ગમ્મત ઉપજી હતી, તેના જેવીજ મારી અત્યારની હાલત થઇ પડેલી હોય એમ મને લાગે છે!" મોહનલાલે કશો જવાબ આપ્યો નહીં. મ્હોંમાંની ચીરૂટ ફેંકી દઇ તેણે માત્ર મોટો નિશ્વાસ નાંખ્યો. પૂર્વ સ્થિતિનું તે બાપડાને સ્મરણ થઇ આવ્યું! અમદાવાદમાં પરણ્યા પછીના દિવસોના આનંદમાં ગુજારેલા પ્રસંગો, પોતાની મનોહર પત્નિનું અપ્રતિમ સૌંદર્ય, તેની સાથે પ્રીતિનું થતું સંભાષણ, તેનો તે હઠીલો પણ જલદીથી ઠેકાણે આવનારો સ્વભાવ, તેનું તે સાડીનો છેડો આડે રાખી ખોળામાં સુવાડી પ્રિય પુત્રને સ્તનપાન કરાવવું, તેની તે ભૂજંગ સરખી કાળી વાંકી

ચુકી કેશલટાઓ, તેનું તે હાસ્યમુખ, તેનું તે વિનોદથી બોલવું, તેનું તે પોતાપ્રત્યે નેત્રથી ત્રાંસી નજરે નિહાળવું, તેની તે મૃત્યુની ન્યુસ્પેપરમાં વાંચેલી ભયંકર વાર્તા, તેના સ્મરણાર્થે પેથાપુરના સ્મશાનમાં બધાવેલી બેઠક, એ સર્વ બાબતો આ વેળાએ તેના હૃદયમાં રમી રહી અને તે બનેલા સર્વ બનાવો તેનાં ચક્ષુ સમિપ આવીને એકદમ મૂર્ત્તિમંત ઉભા રહ્યા!

હવે આપણે રાણીશ્રી ચંપાબાઈ તરફ વળીએ. દરબારગઢમાં પહોંચ્યા પછી,–"હું તો આજ થાકીને લોથ થઇ ગઇછું. જઇને બિછાનાપર પડવા દ્યો એકવાર!" એટલું બોલીને રાણી ચંપાબાઇ લાગલાંજ પોતાના વસ્ત્ર પરિધાનગૃહમાં પધાર્યાં. તેની પ્રિય દાસી રાધા પણ તેની પાછળ પાછળ ગઇ. આ દાસી સાથે રાણી ચમત્કારિક રીતે વર્ત્તતી હતી. ઘડિમાં ખુલ્લા મનથી કેવળ સગી બેહેન પ્રમાણે વર્ત્તતી હતી, ઘડિમાં સહિયરની પેઠે પોતાની ગુપ્ત વાતો તેને કહી સંભળાવી અંતરનો આફરો ઉતારતી હતી, ઘડિમાં ગુલામડીની પેઠે તેને ધમકાવતી હતી અને ઘડિમાં પોતાની વહાલી પુત્રીની માફક તેને લાડ લડાવતી હતી. ઘડીમાં ગાળો અને ઘડિમાં બક્ષિસ! પ્રસંગાનુસાર કેવી રીતે વર્ત્તવું એ રાણી ચંપાબાઇ પૂર્ણપણે સમજતી હતી. રાધા પણ ચાલાક અને હોશિયાર હતી. બાઇ સાહેબ ઉપર તેની ભક્તિ અને પ્રીતિ બહુ જણાતી હતી, પણ તે કૃત્રિમ કે ખરી, તે તો પ્રભુ જાણે! આજ ચંપાબાઈની તબિયત ઠેકાણાપર નહોતી, પણ રાધાને પોતે આનંદમાં છે એવું બતાવવાનો યત્ન કરવામાં તેનો શો હેતુ હશે, તે અજ્ઞાન રાધા શી રીતે શમજી શકે? પ્રથમ તેણે નવાગઢમાં થયેલા ભોજન સમારંભની હકીકત રાધાને કહી સંભળાવી. પછી ટેબલ ઉપર પડેલા આરસા નજીક ઉભીને પોતાના અલંકારો ઉતારતાં ઉતારતાં તે હસીને બોલી,—"રાધા, આજ કેવળ થાકી ગઇ. એકવાર બિછાનાપર પડયા પછી આરામ ઉપજશે, એમ લાગે છે." "બાઇ સાહેબ, આજ તમે કંટાળી ગયેલાં સરખાં લાગો છો. આવતાં જતાં દસ કોશનો પંથ થયો છે અને તેટલો વખત ગાડીમાં એક સરખું બેસી રહેવું થવાથી શરીર અકડાઈ જાય તેમાં નવાઇ નથી." એટલું કહી રાધાએ બાઇ સાહેબે ઉતરેલા અલંકારો ઠેકાણે મૂકવા માંડયા. "આ અંબોડો એકદમ છોડીને ફરીથી બાંધ. તેં તેને એવો તો આમળીને જોરથી બાંધ્યો હતો કે મારૂં તો માથું દુ:ખવા આવ્યું!

આવી રીતે શું ઉંઘ આવવાની હતી કે?" ચંપાબાઇનો અંબોડો રાધાએ ઢીલો કર્યો. ચંપાબાઇએ રાધાને હસીને કહ્યું,–"રાધા, તું અને હું કેવળ સરખાં લાગીએ છીએ. સઘળાંઓ પણ આપણા બન્નેને સરખાંજ કહે છે ખરૂં?" રાધાએ જવાબ આપ્યો,–"બાઇ સાહેબ, ગરીબની શા માટે મસ્કરી કરો છો? હું અને આપ સરખા શાનાં? કયાં ઈંદ્રનો ઐરાવત અને કયાં કુંભારનું ખોલકું!" "તેમ નથી. તું કેવળ મારા સરખીજ છો. તારૂં નાક અને તારી આંખો મારી પેઠે સુંદર છે. તારા શરીરનો બાંધો પણ સુશોભિત છે. તું મારા કરતાં રંગે જરા કાળી છો, એટલોજ ફેર; કાળા રંગનાં માણસો પણ રૂપાળાં અને મનોહર હોય છે, તું પણ તેવીજ કાળા રંગની છતાં સુશોભિત લાગે છે, મારા વાળ વધારે કાળા અને લાંબા છે, તારા વાળ થોડા ટુંકા છે, એટલોજ ફેર; મારા ભ્રમરો કમાનદાર છે, તારા ભ્રમરો સીધા છે, એટલોજ ફરક; તને પેહેરવાને જો ઉમદાં આભુષણો મળતાં હોય; તો તું પણ મારા સરખીજ સુશોભિત લાગે, તેમાં કશોપણ શક નથી." રાણી ચંપાબાઇ એટલુંજ બોલીને,–"ચલ બાઈ, હવે સુવા દે નિરાંતે!" એમ કહી શયનગૃહમાં પધાર્યાં. રાધા પણ તેની પાછળ પાછળ ગઈ. પલંગપર ગજ જેટલી ઊંચાઇની ગાદી ઉપર રાણી પોતાનો કોમળ દેહ નાંખી પડખાભર સુતી. તે મખમલની ગાદી તથા મશરૂના ગાલમશુરિયાં કરતાં પણ બાઇ સાહેબ વધારે મૃદુ!! પલંગપર પડયાં પડયાં તે બોલી,–"રાધા, મારૂં એક કામ કરીશ?" રાધાએ "હા, બાઇ સાહેબ, ઘણી ખુશીથી કરીશ." એવો જવાબ આપ્યો કે તુરત શયનગૃહનાં સઘળાં દ્વારો બંધ કરી પોતાની પાસે આવવા રાણી ચંપાબાઇએ આજ્ઞા કરી. તે મુજબ વ્યવસ્થા કર્યા પછી રાણીએ મમતાથી પોતાની દાસી પ્રત્યે કહેવા માંડયું,—"વારૂ, ત્યારે આવતી કાલે મળસકામાં તારા ધણીને રાજકોટ મોકલવાનો છે; ત્યાં જઈ શું કામ કરવાનું છે તે હું કહું છું, પણ બીજા કોઇને તેની ખબર પડવી નહીં જોઈએ. આ બાબત બહુ છૂપી રાખવાની છે. એક કાનેથી બીજે કાને જવી નહીં જોઇએ. તું તથા તારો ધણી વિશ્વાસુ છો તેથી કહું છું. એટલું કામ તારા ધણીની મારફતે ફતેહ કરાવી આપ, એટલે જગજીત્યા સરખું થશે. કામ ફતેહ થયા પછી તને મોટું ઈનામ આપીશ અને હં! પેલા તારા–રડયા લડબારથીને મળવા પણ

તને જવા દઇશ! થયું કે નહીં? રાજી કે નહીં?" "હું તો આપની કૃપા વડે સદા રાજીજ છું, પણ કામ તો બતાવો?" રાધાએ એટલું કહ્યા પછી રાણી ચંપાબાઇએ હળુજ રાધાના કાનમાં કંઇ કહ્યું. " અરે એમાં શું ? એ તો મારો ધણી સપાટાબંધ કરી આવશે. એવો રાધાએ જવાબ આપ્યો. " રાધા, આ તરફનો મચ્છરદાનીનો છેડો છત્રીપર નાંખ, અને હવે ખુશીથી તારે ઘેર જા; પણ તે વિસરીશ નહીં હો! કોઇના પગલાંનો અવાજ સંભળાય છે, મહારાજા પધારે છે. જા હવે જા. " રાધા ત્યાંથી ચાલતી થઈ અને મહારાજા અભયસિંહે પ્રવેશ કર્યો.

બીજે દહાડે સવારના આઠ વાગતે રાણી ચંપાબાઇ મુખમાર્જન કરીને બેઠાં છે, અને મહારાજા અભયસિંહને કુમાર શિવસિંહજી એક ન્યુસપેપર વાંચી સંભળાવેછે, તેવામાં એક નોકરે આવીને,—"બા સાહેબનો આ તાર આવેલો છે," એમ કહી તે રજુ કર્યો. " શું તાર!" ચંપાબાઇ ભય અને આશ્ચર્યયુકત મુદ્રાથી એટલું બોલીને પોતાના પતિ તરફ ટગરટગર નિહાળવા લાગી. પાકીટ ઉપર "દરબારશ્રી સામત ખુમાણની કન્યાનાં શિક્ષક બાઈ ચંપાબાઇ," એમ લખેલું હોવાથી તે તાર નવાગઢ થઇને અત્રે આવેલો છે, એમ જણાતું હતું. " પાકીટ ફોડો જોઉ તેમાં અંગ્રેજી લખેલું હશે. શિવસિંહજી વાંચો જોઉ." માહારાજાની આજ્ઞા પ્રમાણે શિવસિંહજીએ તે વાંચીને,–"રાજકોટ બારટન ફિમેલ ટ્રેનિંગ કોલેજની લેડી પ્રીન્સિપાલે આ તાર કરેલો છે, તેમાં તે લખેછે કે,–"હું બહુ આજારી થઇ પડી છું. માટે ગમે તેમ કરીને એકવાર મળવા આવી જાઓ. " એટલું કહ્યું, કે રાણી ચંપાબાઇ બોલી ઉઠયાં—"અરેરે! મારા ઉપર તેમનો ઘણો સ્નેહ છે. મારે તેમને મળવા જવુંજ જોઇએ. આપ મારી સાથે પધારશો ?" મહારાજા અભયસિંહના ઉપર રાણી સાહેબની સત્તા કાંઇ જેવી તેવી બેઠી નહોતી. તેણે,–"હા, આવીશ." એમ કહ્યું કે તુરત રાજકોટ જવાની તૈયારી થવા લાગી. સ્નાન આદિ કરી જમી પરવાર્યાં, ત્યાં સાડાદસ થવા આવ્યા અને બરાબર સવાબારે નવાગઢસ્ટેશન ઉપર પહોંચવું જોઇએ. ફરમાન મુજબ ચાર ઘોડાની ગાડી આવીને ઉભી રહી, રાણી સાહેબ ઉતાવળે ઉતાવળે પોતાના મેહેલનો બંદોબસ્ત કરવા લાગ્યાં, અને ધાંધલમાં ને ધાંધલમાંજ સર્વ બંદોબસ્ત કરી પરવારી "ચાલો ત્યારે." એટલું બોલી પોતાના સ્વામિ સાથે ગાડીમાં બિરાજ્યાં. " બહુ થોડો

વખત રહ્યો છે. ઘોડાને પૂરપાટ દોડાવી મૂક !" એવી મહારાજા તરફથી આજ્ઞા થયાને પૂરી પાંચ મિનિટ થવા પામી નહીં, એટલામાં તો ગાડી અદૃશ્ય !

# પ્રકરણ દસમું.

## ક્રીડાસુખ અને વિયોગદુઃખ.

વિશાળ નેણ દ્રગને સુખદેણ એવી, કંદર્પ પૂર્ણ અતિસુંદર દેહ તેવી;
સેવી વસંત વખતે નહિ નાર જેણે, ખોયો વૃથા જનમ જગતવિષેજ તેણે.

( પ્રેમજી )

" જુદાં રે'તાં જીવન જીવડો, આપ વિના ગભરાય;
વૈભવ લાગે વીખ સરિખા, દોહલા દિન ન જાય. "

( કહાનજી )

પ્રિય વાચકવૃંદ, સૌભાગ્યવતિ મણિગવરીનું તથા તેના અલૌકિક સુખનું એકવાર સારી રીતે અવલોકન કરો; કારણ કે તેવો પ્રસંગ ફરી ફરીને મળશે નહીં ! પરણ્યાને આજે પાંચ માસ ગુજરી ગયા છે. કુમારિકા મટીને, વિવાહિતા અને વિવાહિતા થવા સાથે મણિગવરી "સૌભાગ્ય સુંદરી" બની રહી છે. યૌવનકલી પ્રફુલ્લિત થયેલી હોવાથી રતિરસ ચૂસવા તેમાં અલિ (ભ્રમર રૂપ સ્વામિ) નિમગ્ન થઈ રહ્યા છે. વસંતઋતુના રમણિય દિવસો અને તેમાં વળી નવવિવાહિત દંપતિ ! શી મણા રહે ? મણિશંકર માસ્તરના નાનકડા બગિચામાંનાં અનેક પ્રકારનાં વૃક્ષો સુગંધથી બ્હેકી અને પુષ્પભારથી નમી રહ્યાં છે. પુષ્પિત બનીને આસવયુક્ત થયેલાં આમ્રવૃક્ષોપર બેસી આમ્રમંજરી ખાઇ મસ્ત બનેલા કોકિલોનું પંચમસ્વરપરનું મધુર ગાયન ઠેઠ "મોતીબાગ"થી મણિશંકર માસ્તરના બગીચા સુધી સંભળાઇ રહ્યું છે. "ગગાતળાવ" માંનાં અનેક જાતનાં સૂર્યકમળો દિવસે અને ચંદ્રકમળો રાત્રિએ વિકસિત બની આમોદયુક્ત થતાંજ, ભ્રમરોનું ટોળું

મદોન્મત્ત બની, તેને ચોફેર વિંટળાઇ વળી ઘેરો ઘાલી રહ્યું છે, અને ત્યાં હંસપક્ષિઓ અનેક પ્રકારે વિહાર કરી રહ્યા છે—એ પ્રકાર એકાદ બેવાર એ નવવિવાહિત દંપત્તિના નિહાળવામાં પણ આવ્યો છો તેજ સમયમાં તલમ વસ્ત્રો પરિધાન કરવાની તથા પુષ્પનાં અલંકારો ધારણ કરવાની મણિગવરીને ઇચ્છા થઇ આવી, એ વસંતઋતુનો પ્રભાવ નહીં તો બીજું શું ગણાય? પગના પંજાપર મેંદીનો કે એવોજ બીજો રંગ તથા ઉરોજજ-દૃયપર ચંદનાદિ થરો અને સુગંધી લેપ લગાવી આજે નમતા પ્રહરમાં મણિગવરી સ્વામિની માર્ગપ્રતિક્ષા કરતી બગીચાના બારણામાં આવી ઉભી રહેલી છે. કેવી તેની દીવ્ય શરીર કાન્તિ! કેવું તેનું મનોરમ્ય સ્વરૂપ! ચંદ્રબિંબ સમાન કોમળ અને ગુલાબના રંગ પ્રમાણે લાલ—એવા તેના ગાલ ઉપરની, તથા નાકમાં અને કાનમાં પેહેરેલા અલંકારોમાંની ચુની—મણિની અવર્ણનિય કાન્તિ તો નિહાળો,—કેવી તે ચમકી રહી છે! તેના હાથની હથેલીઓ અને પગનાં તળિયાં અલૌકિક રતાશ ધારણ કરી પ્રત્યક્ષ લાલ રંગનાં કમળની અપૂર્વ શોભામાં પણ ઘટાડો કરી રહ્યાં છે. કમલપત્રની આકૃતિ પ્રમાણે અને ખંજન પક્ષીની કાન્તિ પ્રમાણે કર્ણ પર્યંત વિસ્તાર પામેલાં છે એવાં તેનાં પાણીદાર નેત્રો, ચાલવામાંજ કલહંસને ગમનગતિ શિખવનારી; બોલવામાંજ કોકિલને ગાયન શિખવનારી; કેસરીસિંહ સરખી પાતળી કમર, વિશેષ પસરેલી તથા ઉપસેલી છાતી, અને બોલતાં બોલતાં વારંવાર હલાવવામાં આવતું મસ્તક,—એ ત્રણ પ્રકારને એકંદર રીત્યે નિહાળતાં જાણે મદોન્મત્ત મયુરજ કળા પુરીને નૃત્ય કરી રહ્યો છે—એવી ભાસનારી; સુવર્ણ કે ચંપા પ્રમાણે બહુધા જેના શરીરનો ગૌરવર્ણ અને જેનું સર્વંજ સુંદર હોઇને જે તારૂણ્યથી કેવળ નત બની ગયેલી છે—તેવી; ગાલ ઉપર આમ્રમ્હોરના દાણા સરખા ફૂટી નિકળેલા ખિલ દ્વારાજ જાણે કામ દેવનો પ્રવેશ થશે કે શું, એમ જેની મનોહર મુદ્રાજ સૂચવી રહી છે—તેવી; અત્યારે સાક્ષાત રતિ રૂપ રંભા સરખીજ મણિગવરી શું નથી જણાતી? અને જણાય છે તો મણિશંકર માસ્તરને તે અનેક જન્મના પુણ્ય સંચયથીજ પ્રાપ્ત થઇ શકી છે, એમ વાચકવૃંદ પૈકી કેટલાકો માને તો તેમાં ખોટું પણ શું છે?

નિશાળમાંથી મણિશંકર માસ્તર પાંચ સાડા પાંચ વાગતે ઘેર આવતો અને

ઘેર આવતાં વાર મણિગવરીના લાવણ્યામૃતનું પ્રાશન કરવા કે સૌંદર્યરસના ઘુંટડા લેવા મંડી જતો હતો ! મણિગવરી સ્વામિનાથને આવતાં વાર પુષ્પનો ગુંથી રાખેલો હાર પ્રેમ-હર્ષથી પેહેરાવતી હતી. ત્યારબાદ પોતાના સુંદર બગિચામાં બેસી પરસ્પર નાનાપ્રકારનો વિનોદ કરી બન્ને કેટલોક વખત સુખાનંદમાં ગુજારતાં હતાં. રાત્રીએ ભોજન કર્યાબાદ સાથે બેસીને કેટલોક વખત તેઓ વાંચવા લખવામાં ગાળતાં હતાં. શયન કરવાનો વખત થતાં વાર મણિગવરી કઢેલું દૂધ પ્રાણનાથને પીવા આપતી અને પ્રીતિ તથા શ્રદ્ધા પૂર્વક સ્વામિની ભક્તિ કરવામાં તલ્લિન બની રહેતી હતી. સુખની પરિસીમાજ કે નહીં ? મણિગવરી સુખદ્ સ્થિત્યન્તર પામી અને મણિશંકર માસ્તરના સંબંધમાં પણ તેમજ બન્યું. વિષયસુખનો કંઇ વિલક્ષણુજ પ્રકાર હોય છે અને તે અનુભવીઓથી કાંઈ અંજાણ્યું નથી. મણિગવરીને પરણતાં પેહેલાં મણિશંકર માસ્તર સાથે તેના બાગમાં થયેલા મિલાપ પછી મણિશંકર માસ્તર વિષેની વાતો સાંભળવાનું બહુજ મન થતું હતું, ત્યાર પછી મણિશંકર માસ્તર સાથે જાતે વાતચિત્ત કરવાની ઇચ્છા થતી હતી, અને પોતાના લગ્નના સંબંધમાં આવેલું વિઘ્ન દૂર થતાંવાર મણિશંકર માસ્તરને એકાંતમાં મળવા તે બહુ ઉત્કંઠિત બની રહેતી હતી. એકાદ બેવાર એવી રીતે મળવું થયા પછી તેને સ્પર્શ સુખની આકાંક્ષા ઉપજી હતી અને પરણ્યા પછી સ્પર્શ સુખ પ્રાપ્ત કર્યા કેડે વિષયરસનો સંપૂર્ણ સ્વાદ લીધા બાદ તથા મનમાનતો ભોગ વિલાસ ભોગવ્યાબાદ એવોજએક સરખોઅચળ પ્રેમ રહેવા માટે મણિગવરી પ્રભુ પ્રાર્થના કરતીહતી. મણિશંકર માસ્તરની સ્થિતિ પણ તેવાજ પ્રકારની થઈ રહી હતી. મણિશંકર માસ્તર નોકરી ઉપર જતો ત્યારે મણિગવરીને ઘરમાં એકલું ગમતું નહોતું. સુબોધક પુસ્તક વાંચવામાં તથા સ્વામિનાથ ઘેર આવ્યા પછી તેમને કેવા પ્રકારે આનંદ ઉપજાવવો તે વિષેની કલ્પના કરવામાં તે તેટલો વખત પૂરો કરતી હતી. "આજે પ્રાણનાથ આવશે કે તુરત હું જાણી જોઇને બોલીશ નહીં; આમ થવાથી તેઓ મને મમતાથી બોલાવવા માંડશે અને જ્યારે હું જાણીશ કે તેઓ હવે મારા રૂસણાથી બહુ કાયર થઈ ગયા છે, ત્યારે ખડખડ હસીને એકદમ દૃઢાલિંગન આપીશ!" "આજે પ્રાણનાથ બરોબર જમ્યા નથી, માટે ઘેર આવશે કે તુરત કરી રાખેલું પકવાન તેમને ખાવા આપીશ; નહીં ખાય, તો હું મારે હાથે તેમને પ-

રાણે ખવરાવીશ!" "આજે જમી પરવરીને ગયેલા છે માટે રાત્રીએ બહારથી મોડા આવશે, પણ તેઓ આવશે કે તુરત હું દીવો વધેરી એક ખુણામાં છૂપાઇ રહીશ અને કદાચ પગમાંના નેપૂરના અવાજને લીધે મને તેઓ શોધી કહાડશે તો પછી જોઈ લેવી ગમત!" એવી અનેક પ્રકારની કલ્પના કરી તે પ્રમાણે ક્રીડા કરી અપૂર્વ સુખ મણિગવરી મેળવતી હતી. મણિશંકર માસ્તર શૃંગારશાસ્ત્રમાં નિપૂણ હતો અને તેથી વિનોદની વાતો કરવામાં અને નાનાપ્રકારે આનંદ ક્રીડા કરવામાં તે કાંઈ મણિગવરી કરતાં ઓછો ઉતરે તેમ નહોતુ. એવી રીતે તે પુરૂષપત્નિ અનુપમ સંસારસુખ ભોગવવાં લાગ્યાં. મણિગવરી તથા મણિશંકર માસ્તર લગ્ન સમયના વિઘ્નને કેવળ વિસરી ગયાં. માણુસ માત્રને દુઃખને વખતે પૂર્વનું સુખ યાદ આવે છે, પણ સુખને સમયે તેઓને પૂર્વનું દુઃખ યાદ આવતું નથી, એ એક ચમત્કાર નહીં તો બીજું શું ગણાય?

દિવસપર દિવસો ગુજરી ગયા અને વર્ષાઋતુનો પ્રારંભ થયો, તે સમયે એક રવિવારના રોજ બપોરના મણિશંકર માસ્તર ઘરની પરશાળમાં બેઠો બેઠો મહાકવિ કાળીદાસનું "ઋતુવર્ણન" વાંચતો હતો. ઘરની અંદરનું કામકાજ પરવારી રહીને,–"શું વાંચો છો પ્રાણનાથ?" એમ પૂછી મણિગવરી જોડમાં આવીને બેઠી. "ઋતુવર્ણન" વાંચુ છું." એવો સ્વામિ તરફથી જવાબ મળતાં વાર "અત્યારેજ એકદમ એ પુસ્તક કાંઇ પુરૂં વંચાઈ શકાશે નહીં, અને આ વર્ષાઋતુનો સમય છે, માટે કૃપા કરીને તેમાંથી એકલું વર્ષાઋતુનુંજ વર્ણન આપ મોટેથી વાંચી સંભળાવો તો ઠીક." એટલી મણિગવરીએ પોતાના પ્રાણનાથને નમ્રતાથી વિનતિ કરી. "આ "ઋતુવર્ણન" સંસ્કૃતમાં છે, અને તે મોટેથી વાંચવાથી પણ તું સમજી શકશે નહીં. પરંતુ તેમાંથી વર્ષાઋતુનું વર્ણન હું કાલેજ વાંચી ગયેલો છું અને તેનો ભાવાર્થ મને યાદ હોવાથી ટુંકામાં તે તને કહી સંભળાવું છું; સાંભળ." એમ કહીને મણિશંકર માસ્તરે બોલવા માંડયું,—"જે કાળમાં આકાશ કાળાં વાદળાંઓથી આચ્છાદિત બની જાય છે; સમરભૂમિપરના વીર પુરૂષોના હાથમાંની સમશેરની પેઠે આકાશમાં વિધુલ્લતા ચમકવા લાગે છે; ઈશાન દિશા તરફનો પવન જોસભેર ફુંકાવા માંડે છે; પર્જન્યવૃષ્ટિ થવાથી પૃથ્વીમાંનો ઉદ્દામ ગંધ પ્રસરી રહે છે, સરોવરો અને નદીઓ

પાણીથી રેલછેલ બની જાયછે; ડુંગર અને અરણ્ય લીલા ઘાસથી આચ્છાદિત થઇ રહેછે; નાનાપ્રકારનાં વૃક્ષો તાજાં થઇ પૂર્ણપણે ફાલી રહે છે; મેઘરાજાનો ગંભિર ધ્વનિ સાંભળી, તે વખતને ગર્ભ ધારણ કરવાનો સમય સમજી મયુરીઓ અને બગલીઓ પોતાને આલિંગન આપશે, એમ પૂર્વાનુક્રમપરથી જાણી મોર અને બગલાઓ ખાલી ડોળ ઘાલીને આકાશમાં ઉડે છે અને આખરે પોતાની પત્નિનું મન મનાવવા પ્રવૃત્ત થાય છે; પ્રવાસે ગયેલા પતિનો ઘેર આવવાનો સમય થયેલો સમજી તેમની તરૂણ સ્ત્રીઓ પોતપોતાનું ઘરબાર સ્વચ્છ કરી તથા ટાપટીપવાળું બનાવી પતિ પધારવાની ઉત્કંઠા પૂર્વક રાહ જુએ છે; વિહાર કરવાને યોગ્ય—એવા સુંદર ઉપવનમાં જ્યાં ત્યાં કાદવ કચરો થઇ રહેવાથી ત્યાં જવાનો મનુષ્યોને કંટાળો ઉપજે છે; જમીન ઉપર ચારે તરફ ઈંદ્રગોપકિટકો પસરેલાં દૃષ્ટિએ પડે છે, આકાશ મેઘાચ્છાદિત થઈ રહેવાથી મનુષ્ય માત્રને કઠારો થાય છે અને તેથી પાતળું વસ્ત્ર પરિધાન કરવામાં સ્ત્રીઓનું મન ગુંથાઈ રહે છે; સ્ત્રી સ્વામિ સાથે કાંઇ સંસાર સંબંધી વાતચિત્ત કરતી હોય છે, તેવામાં મેઘના ગડગડાટ સાથે વિજળીનો કડકડાટ (કડાકો ધડાકો) થવાથી "મને તો બહુ બીક લાગે છે!" એમ કહી સ્વામિને વળગી પડે છે; એવા અનેક ગુણોથી સ્ત્રીઓનું મન પુરૂષાસક્ત કરનારી, વૃક્ષલતાની કેવળ પ્રાણ સરખી, સકળ પ્રાણીઓના જીવન જેવી અને સર્વ ઋતુઓની સર્વગુણસંપન્નતા વડે કેવળ સાર્વભૌમજ બની ગયેલા એવી આ વર્ષાઋતુ છે!" "પ્રાણનાથ, આપની વર્ણન કરવાની ખુબી નિરાળીજ છે!" મણિશંકર માસ્તરે વર્ષાઋતુનું વર્ણન પૂરૂં કર્યાં પછી મણિગવરી એટલું બોલીને વિશેષ કંઇ કહેવા જતી હતી, તેવામાં પોસ્ટના સિપાઇએ આવીને એક કાગળ મણિશંકર માસ્તરના હાથમાં આપ્યો. પડબિડિયું ફોડીને તેમાંનો પત્ર વાંચતાં વાર મણિશંકર માસ્તરની ચિત્તવૃત્તિ ફરી ગઈ! તેના હૃદયમાં મોટો ધાસ્કો પડયો હોય, એવો ભાસ થયો, તેની મુદ્રાપરના આનંદનો ક્ષણમાં નાશ થઇ ગયો, આવેલો પત્ર ઉપરાઉપર મનમાં ને મનમાં બે ત્રણ વાર વાંચ્યો અને પુનઃ પુનઃ ઉંડા વિચારમાં પડી ગયો. જાણે મોટી મુંઝવણમાં આવી પડયો હોય, જાણે દુઃખદ પ્રસંગ ગુજરવાની ચિન્તામાં ઉતરી પડયો હોય, એવો તે ચિન્તાતુર—મ્લાનવદનનો થઈ રહ્યો! "પ્રાણનાથ, એ પત્ર કયાંથી આવ્યોછે?

દુઃખ ઉપજવા જોગ એમાં શું લખેલું છે? જ્યારે આપ મને સુખદુઃખની ભાગીદાર ગણો છો, ત્યારે આ હકીકત પણ આપે મને તુરત કહેવીજ જોઇએ!" મણિગવરીએ આતુરતાથી એટલું કહી સંભળાવ્યું કે તુરત મણિશંકર માસ્તરે આવેલો કાગળ પોતાની ધર્મપત્નિના હાથમાં આપ્યો. મણિગવરીએ તે વાંચવા માંડયો. "તમારી બદલી સોરઠ પ્રાંતના મેંદરડા ગામની તાલુકા સ્કૂલમાં હેડમાસ્તરની જગોએ પાંચ રૂપિયા પ્રમોશન આપીને કરવામાં આવે છે. માટે કશો પણ સબબ નહીં બતાવતાં હુકમ દેખત તમારા પેહેલા આસિસ્ટંટને ચાર્જ સોંપી તે તરફ રવાના થવું. આ હુકમ જો અમાન્ય કરશો તો તમોને નોકરી ઉપરથી એકદમ દૂર કરવામાં આવશે." પત્ર વાંચીને,–"પ્રાણનાથ, આપના ઉપરી અધિકારીએ આમ એકદમ આપની ઈચ્છા વિરૂદ્ધ શા માટે કર્યું હશે?" એમ મણિગવરીએ પૂછ્યું. મણિશંકર માસ્તરે નિશ્વાસ નાખીને પોતાની પત્નિને કહ્યું.–"પરીક્ષાનું પરિણામ સરસ આવ્યા છતાં આ વેળાએ પરીક્ષા વખતે વિના પ્રયોજને મને ઉપરી અધિકારીએ ધમકાવ્યો હતો અને તે ઉપરથી હું અનુમાન કરૂંછું કે મારા વિષે કોઇ દુસ્મને તેમને કાંઇ ખોટે ખોટું ભંભેર્યું હશે. ઉપરી અધિકારી લક્ષણના પૂરા (!) છે અને આ વેળાએ એવાજ એક ગૃહસ્થને ત્યાં ઉતરેલા હોવાથી અત્રે ઉદ્દમાત આદરવામાં તેમણે મણા રાખી નહોતી. ગમે તેમ થયું હોય, પણ આવતી કાલે ચાર્જ સોંપીને મારે જવુંજ પડશે." "ભર ચોમાસાના દિવસો છે, માટે હુકમ ફેરવવાની ખટખટ કરી હોય તો તે શું ન થઇ શકે?" મણિશંકર માસ્તરે પોતાની પતિપ્રેમી સ્ત્રીને જવાબ આપ્યો,—"પ્રિયે, હુકમ ઉપરથીજ સ્પષ્ટ જણાય છે કે તેમની સામે થવામાં સાર નથી. જાણી જોઇનેજ બદલી કરેલી હોય, તો પછી પુષ્કળ મજબુત કારણો બતાવતાં શાની દાદ મળે? મને અહીંથી મેંદરડે જવા વિષે બિલકુલ માઠું લાગતું નથી; પરંતુ ચોમાસામાં ત્યાં જવાનો માર્ગ ઘણો વિકટ થઇ પડે છે. રસ્તો ગીરમાંથી પસાર કરવો પડેછે, વચ્ચે પુષ્કળ નદી નાળાં ઉતરવાં પડેછે. ગાડી કે ઘોડાનું વાહન આ દિવસોમાં મળી શકતું નથી. ત્યાંની હવા પણ બહુજ ખરાબ છે. આવી અનેક અડચણોને લીધે તને મારી સાથે શી રીતે લઈ જવાય? એજ મને મોટો વિચાર થઇ પડયોછે, અને મારા શોકનું મહાન્ કારણ પણ એજ છે!" મણિગવરીએ કહ્યું,–"તેમાં કાળજી કરવાનું કારણ

નથી. ત્યાં જવામાં ગમે તેટલી અડચણ અને ગમે તેવાં સંકટો સોસવાં પડશે, તો પણ આપનું જે થશે તે મારૂં થશે. જ્યાં આપનો જીવ ત્યાં મારો જીવ. આપને જે સંકટ તેજ મારે પણ સંકટ. હું આપના સુખ દુઃખની ભાગીદાર છું, માટે મને સાથે લઇ જવા વિષે આપે ફિકર કરવી જોઈતી નથી, અને નકી સમજવું કે હું આપના વિના અહીં એકલી ઘડી પણ રહી શકનાર નથી.” “મારી લાડકી, એવી હઠ લઇ બેસવાનો શું આ વખત છે ? તને અહીં મૂકી જવામાં મને સુખ થતું હશે? આપણા બન્નેની વચ્ચમાં એક વસ્ત્રનો છેડો કે પુષ્પની માળા આવેલાં હોય છે, તો તે સહન થઇ શકતાં નથી, તો એટલે દૂર જવું શી રીતે સહન થઇ શકે? પણ કરવું શું? તને આવા ભર ચોમાસામાં ત્યાં લઇ જવાય તેવું નથી. માત્ર બે અઢી મહિના પછી ચોમાસું પૂરૂં થતાં વાર હું જાતે આવીને ત્યાં તને લઇ જઇશ; તેટલો વખત તારે અત્રે એકલા ગુજારવોજ પડશે.” મણિશંકરે મણિગવરીના મનનું સમાધાન કરવા માંડયું. મણિગવરી બોલી,–“પ્રાણનાથ, એ સઘળું ખરૂં; પણ માત્ર એક દિવસ આપ દૃષ્ટિયે પડતા નથી તો મારો જીવ વ્યાકૂળ બની જાયછે અને કોઈ પણ વાતે ચેન પડતું નથી, તો પછી થનાર વિયોગના બે અઢી મહિના હું શી રીતે ગુજારી શકું, તેનો આપજ વિચાર કરો.” “મારી પણ તારા જેવીજ સ્થિતિ છે. હું પણ તને એક દિવસ નિહાળતો નથી તો કશું ચેન પડતું નથી, અને જ્યારે એમ છે, ત્યારે હું પણ તારા વિના બે અઢી મહીના શી રીતે કહાડી શકીશ ? એક બીજાએ વિયોગના દિવસો ગુજારવા એ ખચિત મહા દુઃખદાયક પ્રકાર છે, પણ જ્યાં ઈલાજ નથી, ત્યાં કરવું શું ? મન વાળી, ધીરજ ધરી, ગમે તેમ કરીને તેટલો વખત ગાળ્યા વિના છૂટકો થાય તેમ નથી.” મણિશંકરને મણિગવરીએ આગ્રહ પૂર્વક કહ્યું,—“નહીં નાથ! વિયોગના દિવસો મારાથી સહન થઇ શકશે નહીં. ગમે તેમ કરીને આપે મને સાથેજ લઇ જવી જોઈશે.” “વ્હાલી, તેમ કરવામાં સુખ નથી. હું જ્યારે પાષાણ હૃદયનો બનીને તેટલો વખત વિરહદુઃખ સોસવાને તૈયાર થયો છું, ત્યારે તારે પણ મારા વિચારને અનુમોદન આપવું ઘટે છે. તને સાથે લેવાની ઘટતી અનુકુળતા હોત, તો હું તેમ કર્યા વિના કદી પણ રહેત નહીં.” મણિશંકર માસ્તરે ગંભિરપણે પ્રેમથી એટલું કહ્યું કે તુરત તેની ભાર્યા બોલી ઉઠી,—“આપ કહો છો

તે ખોટું નથી પણ શું કરૂં? જીવ કહ્યું કરતો નથી. શું કરવું, તે સુજતું નથી. "ગળે ગાંઠ અને મ્હોંડે ડુચો" એવી મારી હાલત થઇ પડી છે. સાથે આ વવાનું કહું છું તો તેમ કરવાની સગવડ નથી, અને ઘેર રહેવાનું આપ કહો છોતો આપ વિના એક ઘડી પણ મને એક વર્ષ સમાન થઇ પડે તેમ છે. આપના વિના અન્ન પાણી મને ગળે ઉતરનાર નથી. શિવાય આપની સાથે આપની સેવા કરનારૂં કોઇ નહીં હોવાથી આપને બહુ હેરાનગતિ વેઠવી પડશે અને મારા શિવાય આપને ઘડી પણ ચેન પડશે નહીં; અહીંયાંજ એકાદીવાર નિશાળમાંથી આપનું ઘેર આવવું થતું હતું, ત્યારે હું ઘરમાં ન હોઊં તો, આપ ઘેલા સરખા બની જતા હતા, તો પછી એ અઢી મહિના સુધી હું જ્યારે આપની દૃષ્ટિએ પડીશ નહીં ત્યારે આપની શી દશા થશે વારૂ? ખચિત મને આપની બહુ ચિંતા થાય છે અને તેથીજ હું આપની સાથે આવવા માગું છું." "પ્રિયે, જે બાબતનો કશો ઈલાજ નથી, તે બાબત વિષે શોક કરવામાં સાર શો? હું તને શું સુખ સમજીને તજી જાઉં છું? બન્ને પક્ષે વિયોગદુ:ખ સરખુંજ છે." એવી રીતે મણિશંકર માસ્તરે પોતાની પત્નિશ્રીને કહ્યા બાદ તેઓ બન્ને જમવા માટે રસોડામાં ગયાં. જમી પરવારી મણિશંકર માસ્તર સાથે લઇ જવા જોગ સામાન બાંધવા માંડે છે, તેવામાં તેના મિત્ર વકીલ બેહેચરલાલ કરશનજી ત્યાં હાજર થયા. મણિશંકરે પોતાના ઉપરી અધિકારીનો આવેલો હુકમ વકીલ બેહેચરલાલને બતાવ્યો. તે વાંચીને તેણે કહ્યું,–" તમોને પાંચ રૂપિયા પ્રમોસન મળેલું છે, તો તે પ્રમોશન લઇ ત્યાં જવા તમે ખુશી છો કે નહીં?" મણિશંકરે જવાબ આપ્યો,–" પ્રમોશન કોણને જોઇતું હતું? મને ગમે તેમ કરીને ભાવનગરમાંથી કહાડવા માટેજ એ પ્રમોશન આપવામાં આવેલું છે. તકરાર કરવાનું કારણ રહે નહીં એટલા માટે પ્રમોશન આપેલું છે!" "આ વેળાએ તમારા ઉપરી અધિકારીએ તમારા વિષે વરીષ્ટ અધિકારી ઉપર માઠો રીપોર્ટ કરેલો છતાં પ્રમોશન મળ્યું, એ જાણી મને આશ્ચર્ય ઉપજે છે!" મણિશંકરે પોતાના વકીલ મિત્રને કહ્યું,—"વાસ્તવિક રીતે જોતાં એ કાંઈ પ્રમોશન મળેલું ન કહેવાય. મારી મેંદરડે બદલી કરેલી છે, મેંદરડા ગીરમાં આવેલું છે, ત્યાંનાં હવાપાણી ખરાબ છે અને તેથી ટુંકા પગાર ઉપર ત્યાં જવાને કોઇ પણ મેહેતાજી રાજી થતો

નથી; આમ હોવાથી તે જગ્યાજ મોટા પગારની રાખેલી છે. અત્યાર સુધીમાં તે જગ્યા ઉપર જેઓની નિમણુંક કરવામાં આવેલી હતી, તે પૈકી કેટલાકો-એ રાજીનામાં આપી નોકરી છોડી દીધેલી છે; પરંતુ હાલ તુરત મારાથી એમ થઈ શકે તેમ નથી અને તેથી ત્યાં ગયાવિના છૂટકો થાય તેમ નથી. મને તેણે પ્રમોશન આપ્યું નથી; પણ કોઇ દુસ્મને મારા વિષે ખોટું ભરાવી દીધેલું હોવાથી તેણે મને શિક્ષા કરેલી છે. હવે સમજ્યા કેનહીં?" વકીલ મિત્રે પૂછ્યું,—"ત્યારે શું તમે ત્યાં નક્કી જવાનાજ?" "ન જાઉં તો કરૂં શું? જ્યારે નોકરી કરવી છે, ત્યારે જવુંજ જોઇએ." મણિશંકર માસ્તરે જવાબ વાળ્યો. વકીલ મિત્રે કહ્યું,-"પણ તમે તમારા ઉપરી અ-ધિકારીને લખો કે ચોમાસાના દહાડા હોવાથી હાલ ત્યાં મારાથી જઈ શકાય તેમ નથી, અને જવાથી મને મોટું નુકશાન થવાનો સંભવ છે. મેંદરડે જવાનો માર્ગ ચોમાસામાં બહુજ વિકટ હોય છે, ત્યાંનાં હવા પાણી સારાં નથી, તો ભલે પ્રમોશન નહીં આપતાં મને અહીંની જગ્યાપર કાયમ રાખવા મેહેરબાની કરવી." "તેમ લખવાથી કશો પણ લાભ થઇ શકે તેમ નથી; કારણ કે મને લાગે છે કે જાણી જોઈને મને હેરાન કરવા માટેજ મારી બદલી કરવામાં આવેલી છે, અને તેથી મારી અરજ ઉપર તે હવે બિલકુલ લક્ષ આપે તેમ નથી. કદાચ તેના વિરૂદ્ધ તકરાર કરી વરીષ્ટ અધિકારીને લખું તો તેથી તે વધારે ગુસ્સે થાય અને નોકરીને ધોક્કો પહોંચાડે. વળી સરકારનો એક એવો તો ચમત્કારિક રીવાજ છે કે જે ઉપરી અમલદારના મતની વિરૂદ્ધ અરજી કરવાની હોય તેજ અમલદારની મારફતે તે મોકલવી જોઇએ; આમ હોવાથી પોતાની મારફતે પોતાના મત વિરૂદ્ધની આવેલી અરજીઓ પોતેજ રોકી શકે છે અને કેટલીકવાર અરજદારોને દાદ મળવી તો એક બાજુએ રહી, પણ તે બાપડાઓ ઉપર ઉલટો ગેરઇનસાફ ગુજર-વામાં મણા રહેતી નથી. આમ હોવાથી એવી ભાંજગડમાં પડવા કરતાં થ-યેલી નિમણુંકનો હાલ તુરત સ્વિકાર કરવો, એજ માર્ગ મારા સંબંધમાં મને ઠીક લાગે છે." પોતાના મિત્રને મણિશંકર એટલું કહે છે, તેવામાં તે મિત્રે કહ્યું,-"પણ અહીંથી ક્યારે નિકળવાનો વિચાર રાખો છો? મણિગવ-રીને સાથે લઇ જશો કે નહીં?" મણિશંકરે જવાબ આપ્યો,-"આવતી કાલે દસ વાગતે આસિસ્ટંટ માસ્તરને ચાર્જ આપી સાંજના ચાર વાગતાની

રેલ્વ ગાડીમાં રવાના થવાનો વિચાર રાખું છું. તેજ દહાડે રાતના ધોળે રહી, બીજે દહાડે જેતપુર જઇ પોહોંચીશ, અને ત્યાંથી પગ રસ્તે મેંદરડા તરફ રવાના થઇશ. મારી સ્ત્રીને હાલ તુરત સાથે લઇ જવાય તેવું નથી; કારણ કે ચોમાસાના દિવસો, રસ્તો ખરાબ, અને જેતપુર પછી બહુજ વિકટ માર્ગ હોવાથી તથા વાહન આદિની અડચણ પડતી હોવાથી ચોમાસું ગુજરી ગયા બાદ તેને ત્યાં લઈ જવાનો વિચાર રાખ્યો છે. અહીં તમે તેની દેખરેખ રાખનારા મારા પરમપ્રિય મિત્ર છો, તેથી મને કોઇ પણ વાતની ચિંતા નથી. હું હમણાંજ તમારી પાસે આવનાર હતો, એટલામાં તમેજ અહિં આવવાની તસ્દી લીધી, એ ઠીક થયું. અમારી સ[illegible] સ્થિતિ તમારા જાણવામાં છે. અમારા દુસ્મનો કોણ છે, પરણતી વખત અમારે કેવાં કેવાં પ્રકારનાં સંકટો સોસવાં પડ્યાં છે, એ કાંઇ તમારાથી અજાણ્યું નથી; વળી તમે તેને ધર્મની બેહેન તરીકે માનેલી છે અને તેથી તેની સંભાળ લેવા વિષે તમોને ભલામણ કરવી પડે તેમ નથી. તમારી સાથે અમારે કોઇ પણ પ્રકારની જૂદાઇ નથી." વકીલ મિત્રે કહ્યું,—"તમે કોઇ પણ વાતની ચિંતા કરશો નહીં. મણિગવરીનો કોઈનાથી વાંકો વાળ થઈ શકનાર નથી. હું તેનું સગી બેહેન કરતાં વધારે સારી રીતે સંરક્ષણ કરીશ. તમે ચોમાસું ઉતર્યા પછી મણિગવરીને ત્યાં લઇ જવાનું કહો છો; પણ તેમ નહીં કરતાં ગમે તેમ કરીને છ મહિનાની રજા મેળવી અત્રે આવજ્યો. તેટલા વખતમાં વકીલાતનો અભ્યાસ કરો તો ઠીક એવી મારી ઇચ્છા છે; કારણ કે અત્રે દેશી રાજ્યમાંની પરીક્ષા બહુ સખ્ત હોતી નથી અને વળી તમે બુદ્ધિમાન છો, તેથી એ અભ્યાસ તમે સેહેલાઇથી કરી શકશો. એકવાર પાસ થયા, એટલે તમારે નોકરીની દરકાર રાખવાનું પ્રયોજન રહેશે નહીં." મણિશંકરને પોતાના વકીલ મિત્રનો અભિપ્રાય પસંદ પડયો. તેણે કહ્યું,—"આપનો વિચાર ઉત્કૃષ્ટ છે. ત્યાં ગયા પછી રજા મેળવવાની ખટપટ કરીશ. કદાચ પગાર કપાતે રજા મળશે તોપણ હરકત નથી, અને રજા મળ્યા પછી વકીલાતનો નિશ્ચય પૂર્વક અભ્યાસ કરીશ; પરંતુ તેટલાએ મહિનાની મુદત સુધી આપે મારા ઘરની સંભાળ રાખવી પડશે અને વખતોવખત પત્ર લખી કુશળવર્તમાન જણાવવાની તસ્દી લેવી પડશે." "તમે કશી કાળજી કરશો નહીં. જોઇએતો મણિગવરી તેટલો સમય મારે ઘેર રહે તેમાં મને કાંઇ અડચણ નથી. હું તમોને પ્રત્યેક ચોથે દહાડે પત્ર

લખતો રહીશ; પણ તમે મણિગવરીને કેટલા દિવસે પત્ર લખવાનું કહ્યુંછે. દિવસમાં એક કે બે?" વકીલ મિત્રે હસ્તે વદને છેવટનું વાક્ય પૂરૂં કર્યું કે તુરત મણિશંકરે કહ્યું,–"દિવસમાં ચાર! શામાટે ખાલી મશ્કરી કરતા હશો! હું સવારે આપને મળીશજ. આપને ઘેર રહેવા કરતાં અહીં રહેશે તોપણ અડચણ નથી; કારણ કે ઘરમાં હમણાં મારાં વૃદ્ધ કાકીને રાખેલાં છે. બરોબર સંભાળ રાખતાં રહેજ્યો એટલીજ ભલામણ."

વકીલ મિત્ર થોડીવારે પોતાને ઘેર ગયો. મણિગવરી પોતાના સ્વામિનાથની પાસે આવી. મણિશંકરે તુરત તેને પોતાની પલાંઠી ઉપર બેસાડી ચુંબન લીધું. પાનનું બીડું ખાતાં ખાતાં તેઓ બન્ને પરસ્પર પ્રેમદ્રષ્ટિથી નિહાળી–પ્રેમાશ્રુ નિંગાળવા લાગ્યાં. મણિગવરીને તેના સ્વામિએ છાતી સરસી ચાંપી અશ્રુથી ભીંજાયલાં તેનાં ચક્ષુઓ સાફ કર્યાં. થોડીવારે મણિગવરી બોલી,—"આપ મને તજીને આવતી કાલે જશોજ; પણ મને કહો, આપ વિના મને પલાંઠીપર કોણ બેસાડશે! મુખમાંનું પાનનું બીડું મને કહો કોણ આપશે? આપ વિના મારી કને મીઠી મીઠી વાતો કરી મને કોણ આનંદ ઊપજાવશે? હું હવે કોની આગળ લાડ કરીશ? પ્રાણનાથ, મને કહો કે આવતી કાલે આપના ગયા પછી મને અહીં શી રીતે ગમશે? આવો દુઃખપ્રદ વિયોગ થવા કરતાં જીવ જતો હોય તો પણ વધારે સારૂં!" મણિશંકર માસ્તરે પોતાની પ્રિયાના મનનું અનેક પ્રકારે સમાધાન કરવા માંડયું,–"મારી લાડકી, આમ બોલવું ઉચિત નથી; મને પણ તારા થનાર વિયોગથી બહુ વેદના થાયછે. ખચિત તારા સરખીજ મારી હાલત થઇ પડી છે. મને પણ એમ થાય છે કે હું તને તજીને જાઉં છું; પણ પલાંઠી પર બેસીને મ્હોંની અર્ધી બીડી માટે મારી સાથે હવે કોણ લડશે? ખાલી રીસાઇ બેઠેલી હોવાથી,–"હવે બહુ થયું, રૂસણું પૂરૂં કર, ઓહોહો કેટલો પણ ગુસ્સો!" એમ કહેવાને હવે મને કયારે વખત મળશે? શાળામાંથી છૂટયા પછી ઉતારે (ઘેર) જતાંવાર પ્રીતિ યુક્ત મધુર સંભાષણ કરી ત્યાં મને કોણ આનંદ ઉપજાવશે? ભાવતું ભોજન તૈયાર કરી પ્રેમથી હવે મને કોણ પરાણે ગ્રાસ (કોળિયા) ભરાવશે? એવા પુષ્કળ વિચારો મારા મનમાં આવવાથી મને પણ અતિશય દુઃખ ઉપજે છે, પરંતુ કરવું શું? આવેલો પ્રસંગ ભોગવી લેવો જોઈએ. એટલા બે અઢી મહીના ગમે તેમ કરીને ગુજારી લેવા

જોઇએ !" એવા પ્રકારે વાતચિત્ત થયા બાદ તે બન્ને પ્રેમાલિંગન આપી નિદ્રાવશ થઇ ગયાં.

બીજે દહાડે પ્રભાતમાં ઉઠી, મુખમાર્જન તથા સ્નાનાદિ નિત્યકર્મ થઈ રહ્યાબાદ મણિગવરી ભાતું વગેરે બનાવવામાં તથા રસોઈ કરવામાં લાગી રહી. મણિશંકર માસ્તર દસ વાગ્યા પછી શાળામાં જઇ પોતાનો ચાર્જ આસિ૦ માસ્તરને સોંપી આવ્યો. ઘેર આવી સાથે લઇ જવાનો સામાન વગેરે બરોબર રીતે સંભાળી એક બાજુપર મૂકયો અને ત્યારબાદ સાથે બેસીને મણિગવરીએ તથા મણિશંકર માસ્તરે ભોજન કર્યું. જમી પરવાર્યા પછી મણિગવરીએ પોતાના પ્રાણનાથને પાનનું બીડું આપ્યું અને પછી તેને ભેટી પડીને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેનાં ચક્ષુમાંથી ઉષ્ણ આંસુડાં ટપોટપ ટપકવાં લાગ્યાં. મણિશંકર માસ્તર પણ ગળગળો થઇ ગયો. આવી સ્થિતિમાં કેટલીકવાર બન્નેથી કશું પણ બોલી શકાયું નહીં. ત્યારબાદ પોતાના મિત્રો મળવા આવેલા હોવાથી તેમના સમાગમમાં મણિશંકરે કેટલોક કાળ ગુજાર્યો વખતને જતાં વાર લાગી નહીં. ત્રણ સવાત્રણ થવા આવ્યા. ભાડાનું સીગરામ બારણા આગળ આવી ઉભું રહ્યું. મણિશંકર માસ્તરે પોતાની પત્નિ કને જઇને કહ્યું,—"પ્રાણપ્રિયે, હવે જવાનો વખત થયો. તને કાંઇ કહેવું પડે તેમ નથી. તું સર્વ વાતે સુજ્ઞ છો. યોગ્ય રીતિયે વર્તવા વિષે તારામાં ભૂલ આવે તેમ નથી. જરૂરને પ્રસંગે મારા મિત્ર વકીલ બેહેચરલાલની સલાહ લેજ્યે. બહાર જવા આવવાનું ઘણું થોડું રાખવું. દુષ્ટોથી ડરતાં રહી તેના લાંજામાં આવવું નહીં. એક દિવસને આંતરે પત્ર લખતી રહેજ્યે. વ્હાલી, હું જાઉં છું હો!" એટલું બોલીને પ્રિય પત્નિને છાતી સરસી ચાંપીને મણિશંકરે તેનું મુખચુંબન લીધું. મણિગવરી પણ પ્રાણનાથને ચુંબન કરવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ હીબકાં આવવાથી તેના ઓષ્ટો ધ્રુજતા હોવાથી તે ચુંબન લઇ શકી નહીં. ત્યારબાદ મણિશંકર માસ્તર ઘરના ચોગાનમાં આવ્યો. સામાન વગેરે ગાડીમાં નાંખવામાં આવ્યો. પોતે ત્યાં હાજર થયેલા પોતાના મિત્ર બેહેચરલાલ વકીલ વગેરેને ઘરની ભલામણ કરીને ગાડીમાં બેઠો. તેના મિત્રો કેટલેક દૂર સુધી વળાવવા ગયા. મણિગવરી ઘરના આંગણા આગળ આવીને સ્વામિનાથ દૃષ્ટિએ પડતાં સુધી ત્યાંજ ઉભી રહી; પછીથી ઘરમાં આવી; ઘરમાં આવતાં

વાર તેની છાતી ભરાઇ આવી. તેને છોટીફાટ રડવું આવ્યું. કાકીજીએ ચાર સુબોધક શબ્દો કહી તેના મનનું સમાધાન કર્યું.

દિવસપર દિવસો ગુજરવા લાગ્યા. વિયોગજન્ય દુ:ખથી મણિગવરી દિનપ્રતિદિન સુકાવા લાગી. નાનાપ્રકારનાં અલંકારો અને સુંદર વસ્ત્રાભૂષણો તેને સ્વામિની ગેરહાજરીમાં અળખામણાં થઇ પડ્યાં. ભોજન જમવા પરની તેની રૂચિનો સમૂળગો નાશ થયો. સ્ત્રી મંડળમાં બેસવા બોલવા ઉપર પણ તેને અભાવ ઉપજ્યો. વહાલાના વિયોગથી તે કેવળ કૃષ બની ગઈ. કપાળપટમાં ધર્મબિંદુ કરવા શિવાય તેણે અન્ય અલંકાર પહેરવા તજી દીધા હતા, તો પણ તેની શરીરકાન્તિતો જોનારને અલૌકિકજ લાગતી હતી. ઘણા દિવસો ગુજરી ગયા છતાં પ્રાણનાથનો એક પણ પત્ર આવ્યો નહીં અને તેથી મણિગવરીની ચિન્તાનો પાર રહ્યો નહીં. શ્રાવણ મહિનામાં તેની જમના માસી અગિયારશને દહાડે મણિગવરીને સાથે લઇ દર્શન કરવા ગઇ અને ત્યાંથી જમનામાસી બારોબાર પોતાને ઘેર ગયાથી મણિગવરી પોતાના ઘરતરફ એકલી આવવા લાગી. આ વેળાએ કોઇ બે પુરૂષો તેની પાછળ પડ્યા. મણિગવરીએ ઉતાવળે ચાલવા માંડયું. સાયંકાળ થવા આવ્યો હતો. બન્ને પુરૂષો છત્રીના કુવા નજીક મણિગવરીની સાથે થઇ ગયા. એકે કહ્યું,–" પતિને પરદેશ વેઠવો પડયો અને હજી આડાઇમાં કોણ જાણે કેટલુંએ કષ્ટ સહન કરવું પડશે." બીજો બોલ્યો,–"આ સુંદર રત્ન તો મારીજ કોટમાં શોભે તેવું છે; પણ વિધાતાએ ભૂલ કરી ત્યાં ઇલાજ શો ?" પેલા તેના સાથીને કહ્યું,–"જો સમજે તો અનેક ઈલાજો છે. તમે લક્ષાધિપતિ છો, ધારો તે કરવાને સમર્થ છો અને જો તમારે વશ થાય, તો તે અપૂર્વ સુખ મેળવી શકે તેમ છે!" એ સાંભળીને મણિગવરીના શરીરપર ક્રોધથી રોમાંચ ખડાં થયાં. તે મૂઠીઓ વાળીને દોડવા લાગી અને એટલામાં સામેથી એક સંભાવિત ગૃહસ્થોનું ટોળું આવવાથી તે બન્ને પુરૂષો પણ લજ્જાના માર્યા પાછા વળી નિકળ્યા. "મેં મારા સ્વામિનાથને અગાઉ કહ્યું હતું કે રખ્યા બે જણાઓ મારી પાછળ ફર્યા કરે છે, એજ બન્ને આજે પણ મારી પાછળ પડ્યા હતા, તેમ કરવાનો તેમનો શો હેતુ હશે ! તેમાંના એકે " પતિને પરદેશ વેઠવો પડયો " એમ કહી સંભળાવ્યું, તો શું મારા પ્રાણનાથની બદલી તેમનાજ બૂરા યત્નથી થઇ હશે ! મારા

શિયળને અરે હાય ! મારા સૌભાગ્યને ધોક્કો પહોંચાડવાની તો એ દુષ્ટોની ધારણા નહીં હોય !! પ્રભુ મારૂં અને મારા પ્રાણનાથનું રક્ષણ કરો !" એવા ઉપજેલા વિચારો પૂરા થતાં વાર મણિગવરીએ પોતાના ઘરમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ અગિયારમું.

### વહેમમાં વધારો.

"ભૂલાય સઘળું ભાન, ચિંતા થાય ચિત્તે ચૂકમાં,
આશા ન પૂરી થાય, જીવન જા. તૂટી ટુંકમાં;"
[ કેશવલાલ. ]

" ઠીક છે. સવારે જરૂર મળજો. " એવું મહારાજા અભયસિંહે અનંતરાયને કહેલું હતું, તે આપણા જાણવામાં છે. અનંતરાય અને મોહનલાલ તે મુજબ મહારાજાને મળવા જવાની તૈયારી કરવા લાગ્યા, પણ તેટલામાં તો " ભાર્યા સહિત મહારાજા રાજકોટ પધાર્યા " ના તેઓને સમાચાર મળ્યા ! કુમાર શ્રી શિવસિંહજીના સહવાસથી અનંતરાયને બહુ આનંદ ઊપજ્યો; પણ મોહનલાલનું ચિત્ત વ્યાકૂલતાને વેગળી કરી શક્યું નહીં. મુસાફરી બંગાલામાંજ દિવસમાંનો ઘણો વખત તે ત્રણે મિત્રો સાથે ગુજારતા હતા. વખતને જતાં વાર શી? મહારાજાને રાજકોટ પધાર્યે પાંચ દહાડા થયા. આજે સાયંકાળે પોતાના મિત્ર અનંતરાય વકીલને મોહનલાલે કહી સંભળાવ્યું કે,–" કવિજનની પેઠે કાલ્પનિક સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું મારા મનમાં પૂર્વે કદી પણ આવ્યું નથી; પરંતુ હમણા હમણા–મારી ભાર્યા મરણ પામ્યા પછી એવા વિચારો પણ મારા મનમાં આવવા લાગ્યા છે, અત્યારે તો મને લાગે છે કે, એકાદા ડુંગરની ટોચ ઉપર હું જઇ ઉભો છું. તળેટીમાં સમુદ્ર પાણીની છોળો મારી રહ્યા છે. સમુદ્રમાં ભરતી આવવા લાગી છે અને પાણીના લોઢ બહુજ ઉછળીને હું જ્યાં ઉભો છું, ત્યાં જોરથી અફળાવા લાગ્યા છે. ડુંગરની ટોચ પાણીના જોરથી ઘસી પડવા લાગીછે અને તેથી હું પણ પળવિપળમાં પડી ખચિત ડૂબી મરીશ!" અનંતરાયે કેટલોક વ-

ખત મૌન્ય ધારણ કરી, ચકિત મુદ્રાથી પોતાના મિત્ર સામું નિહાળ્યા કર્યું અને આખરે,–" રાજેશ્રી, આજે કાંઇ નવા જુની થયેલી જણાય છે ! આજ બોલવામાં બંધ રહેતો નથી. ખરેખર મિત્ર, તારા સરખા શોકાકૂલ મનુષ્યને એકજ સ્થળમાં વધારે વખત રહેવું ફાવે નહીં. આપણા પ્રિયકેન્ડી રોડ ઉપરના મકાનમાં રહેવાથી તને આરામ ઉપજે છે અને મુંબઇમાં નૌકા વિહાર પણ થતો રહેતો હોવાથી તારા મનનું સમાધાન થાય છે. આમ હોવાથી અહીંથી જેમ બને તેમ જલદીથી મુંબઇ જવાના નિશ્ચયપર હવે આવવું ઘટે છે." એટલું કહી રહ્યા બાદ શિવસિંહજીએ ત્યાં પ્રવેશ કર્યો. " અમે આવતી કાલે મુંબઈ તરફ જઇએ તો કેમ ?" અનંતરાયે શિવસિંહજીને એટલું પૂછ્યું કે તુરત,—" એટલામાંજ તમોને કંટાળો ઉપજ્યો ? મેં તમોને માત્ર આવીને જતા રહેવા માટે અત્રે બોલાવ્યા નહોતા. તમોને અહીં બોલાવવાનો જે હેતુ છે તે તમે ( અનંતરાય ) જાણો છો અને તેમ છતાં એ હેતુના સંબંધમાં ઉપજેલી આતુરતાનો અંત લાવ્યા શિવાય જતાં રહેવું તમોને ઠીક લાગતું હોય તો ભલે તેમ કરો; જેવી તમારી મરજી !" શિવસિંહજીએ પોતાને તેઓના જવાથી માઠું લાગતું હોય એવી વાણીમાં ઉત્તર આપ્યો. " અમારૂં અત્રે આવવું થયું અને રાણી શ્રી ચંપાબાઈનું પોતાના ભરથાર સહિત રાજકોટ જવું થયું. સંજોગ પણ દૈવો બન્યો !" અનંતરાય એટલું બોલીને વિચારમાં પડી ગયા જેવો જણાયો.–" રાજકોટથી મારાં મામી શ્રી ( રાણી ચંપાબાઇ ) નો સજાણબા ઉપર આજેજ પત્ર આવેલો છે. તેમાં લખે છે કે,– ( ખીસામાંથી પત્ર કહાડી વાંચી સંભળાવે છે ) " કુમાર શ્રી શિવસિંહજીના મિત્ર- કે જેઓ આપણા સંસ્થાનના મુંબઇ ખાતેના એજન્ટ છે અને જેઓ પોતાના એક મિત્ર સાથે મુસાફરી બંગલામાં ઉતરેલા છે, તેઓ હજી કેટલા દિવસ રહેવાના છે, તે શિવસિંહજીને પૂછીને તાકીદથી લખી મોકલવું. ભૂલવું નહીં. " ( પત્ર વાંચી રહ્યા પછી ) " કેટલા દિવસ રહેવાના છે ?" એ જાણવાની રાજકોટમાંજ તેમને શી જરૂર પડી ? " શિવસિંહજીનું બોલવું પૂરૂં થયા પછી અનંતરાયે સાશંક બનીને કહ્યું,–" તેમની જરૂરિયાતને હું જાણી ગયો ! મેં આપને કહ્યું હતું, તેવોજ આ પ્રકારછે અને આપે અમોને અત્રે જે કારણસર બોલાવ્યા છે, તેજ કારણ અહીંયા રહેવાને મને પોતાને લલચાવે

છે. જોઉં એ કાગળ!” શિવસિંહજીએ કાગળ અનંતરાયના હાથમાં આપ્યો. કાગળ ઉખેળતાંવાર “અહાહા! કેવા સુંદર અક્ષરો! આવા સુંદર અક્ષરો મારા જોવામાં કદી પણ આવ્યા નથી. કાગળ પણ કેવો સુંદર છે! આ ઉત્તમ અક્ષરોને આવોજ ઉત્તમ કાગળ જોઇએ. કેવા ખુબીદાર અક્ષરો–અક્ષરો જોઇનેજ ભૂખ તરસ વિસરી જવાય તેવું છે! આ અક્ષરો ઉપરથીજ તે પોતે કેટલી સુંદર અને સુઘડ છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. કેટલો નાજુક હાથ હોવો જોઇએ આવા સરસ અક્ષરો લખવાને! અરે મોહનલાલ, લે આ જોતો ખરો! તું તો ભાઇ કેવળ અરસિક જણાય છે!!” એમ અનંતરાય મોટેથી બોલી ઉઠયો. શુન્ય હૃદયના મોહનલાલ ઉપર તેના બોલવાની કશી જાણવા જોગ અસર થઈ નહીં. તેણે એ સુંદર અક્ષરનો કાગળ હાથમાં લેવાની કે તેના વિષે વિશેષ હકીકત જાણવાની ઇચ્છા બતાવી નહીં. કુમાર શ્રી શિવસિંહજીએ તે પત્ર લઇને પાછો પોતાના ખિસ્સામાં મૂકયો. “મામા સાહેબ અને મામી સાહેબની ગેરહાજરીમાં રાજમેહેલ બતાવવાનું ઠીક પડશે. વળી મેં મોહનલાલના સંબંધમાં કેટલીક વાતચિત્ત કરેલી અને આપણા હેતુથી તે વાકેફગાર બનેલી, તેથી મોહનલાલને નિહાળવાની સુજાણબાની પણ ઇચ્છા છે, માટે આજે લગભગ સાડા આઠ નવ વાગતે તમો બન્ને દરબારગઢમાં જરૂર આવજયો. જનાનાની રીત અમારા રણવાસમાં રહેવા પામી નથી તે તો તમે જાણોજ છો!” “નવાં રાણીશ્રી સુઘડ હોવાથી તેમના રંગ મેહેલમાં અવર્ણનિય શોભા થઈ રહી હશે! અમે જરૂર આવીશું. ગાડી મોકલાવજયો.” અનંતરાય તરફથી પ્રત્યુત્તર મળ્યા પછી થોડી વારે શિવસિંહજી ત્યાંથી ચાલી નિકળ્યા. “અમારૂં આવવું થયું અને તેમનું રાજકોટ પધારવું થયું! વળી અમે અહીં કેટલા દિવસ રહેવાના છીએ, તે કાગળ લખીને રાજકોટથી પૂછાવ્યું! આમ કરવામાં નક્કી કંઈ ઉંડો ભેદ હોવો જોઇએ. મને પડેલા વેહેમમાં આથી વધારો થયેલો છે અને હવે મોહનલાલની સ્ત્રી “મરણજ પામી છે.” એમ કહેવા તરફ મને જેટલો તિરસ્કાર ઉપજે છે, તે કરતાં તે અદ્યાપિ “જીવતીજ છે.” એમ કહેવા ઉપર મને વધારે આસ્થા ઉપજે છે.” એવા વિચારો અનંતરાય વકીલના મનમાં ઘોળાવા લાગ્યા. જમી ખાઇને પરવાર્યા પછી ગાડી આવી કે તુરત બન્ને મિત્રો દરબારગઢ તરફ ચાલી નિકળ્યા.

શુક્લપક્ષ હોવાથી ચોતરફ અજવાળું પ્રસરી રહ્યું હતું,તથાપિ વચ્ચમાં વચ્ચમાં વાદળાં આડો ચંદ્ર આવી જવાથી અંધારૂં પણ થઈ રહેતું હતું. દેડકાંઓ "ડરાંઉ, ડરાંઉ" કરી રહ્યાં હતાં. પવન બિલકુલ નહોતો. વૃક્ષોનાં પાંદડાંઓ પણ હાલવાં પામતાં નહોતાં. આકાશમાં નાના મોટા તારાઓ ચમકી રહ્યા હતા. પૂર્વ દિશા તરફ આકાશમાં સપ્તવર્ણાલંકૃત ઇંદ્ર ધનુષ્ય જણાતું હતું. આકાશ કેટલાક ભાગમાં રતાશ પડતા શ્યામ વર્ણના વાદળાંઓથી આચ્છાદિત બની રહ્યું હતું. દૂરના પદાર્થો નજીક જણાતા હતા. વનૌષધીનો પરિમલ વિશેષે કરીને રસ્તા નજીક આવેલી વાટિકાઓ વડે પસરી રહ્યો હતો. ગોવાળિયાઓની વાંસળીઓના મધુર અવાજો સંભળાઇ રહ્યા હતા. સહજ બફારો પણ થતો હતો. આ સર્વ ચિન્હો ઉપરથી વરસાદ આવશે એવું અનુમાન થઇ શકતું હતું. ચાલતી ગાડીએ આકાશ તરફ નિહાળીને અનંતરાયે કહ્યું,–"મોહનલાલ, આજ વરસાદ આવે એવું જણાયછે." "તેના દિવસો છે. આવે તેમાં, નવાઇશી?" મોહનલાલ ઉત્તર આપે છે, તેવામાં દરબારગઢ આવી પહોંચ્યો. દરવાજા નજીક બન્ને મિત્રોએ ગાડીમાંથી ઉતરી અંદર પ્રવેશ કર્યો. "અહીં પણ આ વેળાએ સઘળું શાંત જ છે. મને તો જ્યાં ત્યાં સર્વ શુન્યજ ભાસે છે. અહોરાત્ર મારા કાનમાં સ્મશાનના ભણકારા વાગે છે!" થોડું આગળ ચાલીને મોહનલાલ એટલું કહે છે, તેવામાં કુમારશ્રી શિવસિંહજી દરબારગઢ અંદરની બીજી ચોકી ઉપર રાહ જોતા જણાયા. બીજી અને ત્રીજી ચોકી વચ્ચે એક વિસ્તીર્ણ, અતિ રમણિય બાગ હતો. બાગમાં સ્થળે સ્થળે ખોડેલા સ્તંભ પરનાં ફાનસોમાં દીવાઓ પ્રગટેલા હતા. બાગમાંની બેઠકપર સુજાણબા પોતાની દાસી સાથે બેઠી હતી. કુમાર શિવસિંહજી પોતાના બન્ને પરોણાઓને તે તરફ લઈ ચાલ્યા. ત્યાં જઈ સુજાણબાની ઓળખાણ કરાવી,–"મારા મિત્રોને આપણા દરબારગઢમાંનાં જોવા લાયક સ્થળો બતાવવાનાં છે." એટલું શિવસિંહજીએ કહ્યું કે તુરત,–"આ પાતાળકુવો પણ પ્રખ્યાત છે. પ્રથમ એના વિષે એમને વાકેફ કરી પછીથી આપણે આગળ ચાલીએ." એટલું બોલી કુંવરી સુજાણબા પોતાની દાસી સાથે આગળ ચાલી અને તેની લગોલગ—કુમાર શિવસિંહજી, અનંતરાય અને મોહનલાલ ચાલ્યા. તેઓ સઘળાં પાતાળકુવા નજીક ગયાં. જેમ એકાદાં જુના પુરાતન ઘર વિષે કે પુરાતન વાવ કુવા વિષે લોકો નાનાપ્રકારનાં ગપ્પાંઓ

મારે છે–એટલે કોઇ ત્યાં પિશાચ હોવાનું કહે છે, કોઈ ત્યાં અમુક માનવી તેમાં પડીને ભૂત થયેલું જણાવે છે, કોઈ ત્યાં નિત્ય રાત્રીએ ખવિશ દે-ખાવ દેછે અને જો પ્રત્યેક અમાવાસ્યાએ અડદના બાકળા મેલી આવવામાં આવે તો તે કોઇને ઉપદ્રવ કરતો નથી એમ કહે છે; તેજ મુજબ સુજાણુબાએ પણ તે પાતાળકુવા વિષે પરંપરાથી ચાલતી આવેલી દંત-કથા તે વેળાએ કહી સંભળાવી! પાતાળકુવો નિહાળ્યા બાદ ત્રીજી ચોકી પસાર કરી. જોવા લાયક સ્થળો નિહાળતાં સઘળાંઓ રાજ્યમેહેલ નજીક જઇ પહોંચ્યાં. સામેના ચોકમાં ઉભેલી એક નવિન તરૂણ સ્ત્રી, મોહનલાલ તથા અનંતરાયની દૃષ્ટિએ પડી. તેનાં નખરાં નિહાળી, તે કોણ છે, એ જાણવાની ઉત્સૂકતાથી એ બન્ને જણાઓ તેન તરફ નિહાળવા લાગ્યા. પ્રિયવાચકવૃંદ એ સ્ત્રીથી કંઈ અજ્ઞાન નથી. તેઓતો સારી રીતે જાણે છે, કે એ સ્ત્રી બીજી કોઇજ નહીં, પણ રાણી ચંપાબાઇની નખરેબાજ લાડકી પ્રિયદાસી રાધાજ છે. રાધા સઘળાંઓને આવતાં નિહાળી ચોકમાંથી પરશા-ળમાં જઇ મેહેલના દાદરાપર ચઢવા લાગી. સુજાણુબાએ હાક મારીને ક-હ્યું,–"અમે અહીં કુમારશ્રીના મિત્રોને વચનગૃહ, દિવાનખાતું, ક્રીડાભૂવન, વાયુમંદિર, બતાવીને આવીએ છીએ, તેટલા સમયમાં તું જઇને બામાસા-હેબના રંગમેહેલનું બારણું ઉઘાડી રાખ્ય. તેઓને એ રંગમેહેલ બતાવવાનો છે. અંદરનો સર્વ સામાન વ્યવસ્થિત છે કે નહીં?" "અંદરની વ્યવસ્થા તો બરોબર છે પણ બામાસાહેબ રંગમેહેલની કુંચીઓ સાથે લઇ ગયાંછે." રાધા તરફથી એવો ઉત્તર મળતાં વાર સુજાણુબા બોલી,–"સ્વભાવ પણ કેવો વિચિત્ર! કુંચીઓ શા માટે સાથે લઇ જવી જોઈએ? તેનો રંગમે-હેલ શું કોઇ ખાઇ જવાનું હતું? તેમાંની વસ્તુઓ શું કોઇ ચોરી જવાનું હતું? સ્વભાવજ ચમત્કારિક! એકવાર મનમાં આવ્યું તે આવ્યું. સર્વેને ઔષધ હોય છે પણ સ્વભાવને માત્ર નહીં! આ સ્વભાવને કહેવું પણ શું? બાપુને કેમ ગમે છે તે કોણ જાણે!! હવે કરવું શું? તેના રંગમેહેલમાં અને તેના વસ્ત્રપરિધાનગૃહમાં ઘણીજ સુંદર, નિહાળવાલાયક, ખુબીદાર તસબિરો છે. ત્યાંજ તેની પોતાની તસબિર પુષ્કળ પૈસા ખરચી એક કુશળ ચિતારા કને ચિત્રાવેલી છે. ઘણીજ ઉત્તમ–આબેહુબ ચિતરેલી છે. બાપુએ તે તસબિર ચિતરવા માટે ચિતારાને પાંચ હજાર રૂપિયા આપેલા છે. તેની બીજી એક નકલ હતી, પણ તે

કેટલાક દિવસ થયા જણુતી નથી. કોણ જાણે પછી તેણે તે પોતાની કોઇ બેહેનપણીને પણ આપી દીધી હોય !!" એ સાંભળીને અનંતરાય વકીલને ગંગાડોસીને ત્યાં નિહાળેલી તસબિરનું સ્મરણ થયું. તે આતુરતાથી બોલી ઉઠયો,–"એવી સુંદર તસબિર ગમે તેમ કરીને નિહાળવીજ જોઇએ ! " શિવસિંહજીએ કહ્યું,–"તેના રંગ મેહેલમાં જવાનો બીજો રસ્તો નથી શું ? "બીજો રસ્તો !" સુજાણબા આશ્ચર્યચકિત બની રહી. "તમારા બાળપણના પેલા ક્રીડાભૂવનમાંથી એક દાદર તેના રંગ મેહેલમાં ગયેલો છે, તે મારા જાણુવામાં છે. શું તમોને તે નથી યાદ આવતો ?" "હા, ત્યાંથી જઇ શકાશે." સુજાણબા તરફથી શિવસિંહજીને એવો ઉત્તર મળ્યાબાદ બાકીના સર્વ ભાગો નિહાળ્યા પછી સુજાણબાના બાળપણના ક્રીડાભૂવન તરફ સઘળાંઓ ચાલી નિકળ્યાં. આજ્ઞા થતાંવાર દાસીએ મીણબતી સળગાવી લીધી ગુપ્ત રસ્તો સઘળાંઓએ કાપવા માંડયો. ત્યાંની રોકાયલી હવા, ખરાબ વાસ, અને ભેજવાળી જગ્યાથી અનંતરાયે કહ્યું,—"ભૂત-પિશાચને રહેવાની આ જગ્યા ! ભૂત–પિશાચ તે શાનું, પણ આવી જગ્યા નિહાળતાં મનમાં જે કાઇ આવે, તેનેજ આપણા લોકો ભૂત—પિશાચ ઠેકી બેસાડે છે એટલુંજ !" "અંદર આવતાં હું તો અકળાઇ જાઉંછું. તમેજ જાઓ. હુંતો નહીં આવું, હું બહાર ઉભી રહું છું." એટલું કહીને સુજાણબા બાહાર આવી. "શું ત્યારે અત્યારે તેમને રંગ મેહેલ નહીં દેખાડો તો નહીં ચાલે !" એમ બોલી છણકો કરીને રાણી ચંપાબાઇની લાડકી દાસી રાધા પણ બહાર આવીને સુજાણબા કને ઉભી રહી. માત્ર સુજાણબાની દાસી, શિવસિંહજી, અનંતરાય અને મોહનલાલ—એટલાજ જણાં આગળ ચાલ્યાં. દાદર ચઢતાં ચઢતાં શિવસિંહજીએ કહ્યું,—"ભાઈઓ, સંભાળીને પગથિયાં ચઢજયો. નાના બાળકની પેઠે આગળ જતાં ઘુંટણિયાંભર થવું પડશે. દાદરો પૂરો થ.ય કે તુરત સંભાળીને બારણામાં પ્રવેશ કરજયો. બારણું આવ્યા પછી બીજાં ચૂનાથી ચણેલાં ચાર પગથિયાં ચઢવાં પડશે. એ પગથિયાં બહુ ઊંચાં છે, જો એકાદું પગથિયું વિસરશો તો હાડકાં રંગાયા વિના રહેશે નહીં ! માટે સંભાળીને કામ લેજયો, સુંદર તસબિર નિહાળવી કાંઇ સહેલી નથી, સમજયા ?!" સઘળાંઓ છેવટ પર્યંત ચઢી ગયાં. શિવસિંહજીએ દાદર પરના બારણાને જોરથી હડસેલ્યું કે તુરત તેઉઘડતાંવાર સ્વચ્છ હવા આવવા લાગી. વસ્ત્રપરિધા-

નગૃહમાં સર્વકોએ પ્રવેશ કર્યો. મીંણબતીના અજવાળાથી ત્યાં અવ્યવસ્થિત પડેલાં કપડાંઓ દૃષ્ટિએ પાડ્યાં. કપડાંનું કબાટ પણ ઉઘાડુંજ ! કોચ ઉપર પડેલી જરીની કિંમતી સાડી પણ ચોળાયલીજ ! કેશસુધારક સામાનની પેટી ટેબલ ઉપર ઉઘાડીજ ! અત્તરની ઉઘાડી પેટીમાંની શીશીઓનાં કહાડેલાં બૂચ પણ જેમનાં તેમજ ! ચિનાઇ પુષ્પવેણી જ્યાંની ત્યાં ગાદી ઉપરજ ! રાજકોટ જતાં પેહેરેલી સાડી કહાડી, બીજી પેહેરેલી હોવાથી તે કહાડેલી સાડીની પાટલી પણ જેમની તેમજ ! એક કમખો, જાણે તે પસંદ નહીં પડવાથી ફેંકી દીધેલો ખુણાપરની ઈજીચેર ઉપરજ ! જવાની ધાંધલમાં ઉતાવળે દાગીના પેહેરેલા તેથી ચદનની પેટી પણ ઉઘાડીજ. તેમાંની ચાંદીની ડાબલીઓ પણ અવ્યવસ્થિતજ ! એવી રીતે ત્યાં રાણી શ્રી ચંપાબાઇના સામાન જ્યાં ત્યાં ગમેતેમ પડેલો દૃષ્ટિગોચર થતો હતો. ટેબલ ઉપર એક મોટો આરસો હતો તેમાં મોહનલાલને પ્રતિબિમ્બ નિહાળતાં બહુ ગમત ઉપજી. વસ્ત્રપરિધાનગૃહમાંથી તેઓ રાણી ચંપાબાઇના રંગ મેહેલમાં દાખલ થયા. તે સ્થળે જ્યાં ત્યાં અનેક તસબિરો—કેટલીક પુના ચિત્રશાળાની, કેટલીક તંજાવરના ચિતારાઓએ અને કેટલીક જેપુરના ચિતારાઓએ ચિતરેલી, કેટલીક સુપ્રસિદ્ધ સ્થળોની, કેટલીક સુપ્રસિદ્ધ પુરૂષોની, કેટલીક મોટા મોટા સરકારી અધિકારી વગેરે સાહેબ લોકોની, કેટલીક રાજા રાણાની, કેટલીક "ફ્રેન્ચ પિકચર્સ" નામની કામોદ્દીપક અને કેટલીક કોકશાસ્ત્રમાંના ચોરાશી પ્રયોગમાં-ની-તેમાં પ્રવિણતા ઉત્પન્ન કરનારી, એવી નાનાપ્રકારની તસબિરો લટકી રહી હતી ! તેમાંજ એક સુવર્ણના ચોગઠામાં જડેલી સુંદર–અતિ મોહક તસબિર હતી. એ તસબિર એક તરૂણ સ્ત્રીની હતી અને તે હાસ્ય વદન કરી જમણા હાથની ટચલી આંગળી હડપચીપર ટેકાવીને ઉભેલી છે અને તેની મુખમુદ્રા ઉપરનો આનંદ અને તેનો વિલાસી સ્વભાવ એ તસબિર ઉપરથીજ સ્પષ્ટ જણાઈ આવે, તેવા પ્રકારે તે ચિતરવામાં આવેલી છે. મોહનલાલ અને અનંતરાય ભીંત ઉપરના વેલબુટ્ટાઓ નિહાળતા નિહાળતા એ તસબિર નજીક આવી પહોંચ્યા. શિવસિંહજીએ દાસીના હાથમાંથી મીણબતી પોતાના હાથમાં લઇને—"હવે બરોબર નિહાળો આ તસબિર!" એટલું કહ્યું. મોહનલાલ તો ત્યાં પડેલી એક આરામ ખુરસી પર બેઠો. અનંતરાયે તસબિર નિહાળતાં વાર શિવસિંહજીને કાન-

માં,–" હવે ખાત્રી થઇ. આવીજ તસબિર પેથાપુરમાં ભાયો ખવાસ આપી ગયો હતો, અને સુજનબા કહે છે તેમ આ તસબિરની તે બીજી નકલ હશે. ખચિત મને જે વેહેમ પડયો છે, તે મને ખરો લાગે છે અને એ વેહેમમાં જેમ જેમ વધારો થતો જાયછે તેમ તેમ એ વેહેમ વધારે દૃઢ થઇ મોહનલાલની સ્ત્રી " મરણ પામી નથી" એ અનુમાનને ખરૂં પડવા માટે યત્ન કરવાને મને બહુ ઉશ્કેરે છે." એટલું કહીને તે તસબિર ધારી ધારીને નિહાળી, તે ઉપર તેણે વિશેષ બોલવા માંડયું,–" ધન્ય છે! કેવું સુંદર રૂપ! અંબોડો કેવો સરસ રીતે બાંધેલો છે અને એ અંબોડા ઉપર પુષ્પની વેણી કેવી અપૂર્વ શોભા આપી રહેલી છે! બાળમાં પણ કેટલું બધું મૃદુપણું બતાવવામાં આવેલું છે! શિરીષકુસુમની કોમળતા પણ એની આગળ શી વિસાદમાં! લીલી સાડી પેહેરેલી છે. સાડી પેહેરવાની ચતુરાઇ પણ કેવી સરસરીતે બતાવવામાં આવેલી છે! નયનપરનાં ભ્રમરો ઉપર ચઢાવી કેવી ગાલમાંજ હસતી જણાય છે! ડાબા હસ્તમાં તે પુસ્તક પણ કેવી મોજથી પકડી રાખ્યું છે! નાક પણ કેવું સરળ! તેમાં નથ પેહેરેલી નથી, તેથી તે બહુ શોભે છે. ચપટા–એબિયલ નાકનેજ ઢાંકવા માટે નથની જરૂર છે! અહાહા! ચંપાબાઇ તે ચંપાબાઈજતો!! ઘણીજ ઉત્કૃષ્ટ તસબિર! તસબિર જેટલી ઉત્તમ છે, જેવું રૂપ સુંદર છે, તેવાંજ આચરણો સુંદર હોયતો પછી શી મણા રહે? અરે, મારા ધારવા પ્રમાણે હોય તો માત્ર એટલીજ—અધધધ મહાન ખામી રહેલી છે!" (મનમાં) "મોહનલાલનું ચિત્ત સ્થિર હોય અને આ તસબિર ઉપરથી તેને પોતાની ભાર્યાની ઓળખાણ પડે તો ઠીક; પણ તસબિરને બરોબર રીતે નિહાળવાનું મોહનલાલને કહેતાં પહેલાં મને એવો વિચાર ઉપજે છે કે આ સુંદરીએ વૃદ્ધ સાથે શા માટે લગ્ન કર્યું? તેનો તેમ કરવાનો હું ધારૂં છું તેજ હેતુ હશે કે બીજો કાંઇ? દારિદ્રયથી તેણે એમ કર્યું હોય પણ તે ખરી પ્રીતિનું લક્ષણ નથી. જો તે હું ધારૂં છું તેજ સ્ત્રી હોય—મારા પ્રિય મિત્રની જો તે ભાર્યાજ હોય, તો તેની મારા મિત્રપર બિલકુલ પ્રીતિ હતી નહીં, અને તેમ છતાં એકપક્ષની પ્રીતિએ નાહક મારા મિત્રને પીડાવું પડે છે એમ કહેવું જોઇએ; પણ મંગાડોસીની દિકરી મરણ પામી છે, એમ પેથાપુરના લોકો કહે છે, તો તેમની તે નજરે જોયેલી વાત શી રીતે ખોટી પડી શકશે? ધારો કે ખોટી પડે તો

એ ડોસીએ અને આ ધૂર્ત્ત સ્ત્રીએ જગતની આંખમાં શી રીતે ધૂળ નાંખી હશે ? શો પ્રપંચ લડાવ્યો હશે ? પ્રભૂ જાણે ! ! આમાં હજી મને કશી ગમ પડતી નથી !" એવા ઉપજેલા વિચારમાં ક્ષણિક ચૌન્ય ધારણ કરીને પુનઃ મોટેથી,–" મોહનલાલ, ઉભા થઇને આ તસબિર બરોબર નિહાળો. આટલી સુંદર સ્ત્રી મારા જોવામાં કદી પણ આવેલી નથી !" એમ અનંતરાયે કહ્યું. આરામખુરશી ઉપરથી ઉઠી તસબિર નિહાળતાં,–" તમે જેનું વર્ણન કરો છો તે આજ તસબિર ! જીવતીજ સ્ત્રી છે. માત્ર બોલતી નથી એટલુંજ ! હસતે મુખડે નિહાળતી ઉભી છે. આ તસબિર કહાડનારને ચિતારો નહીં, પણ વિશ્વકર્માજ કહેવો જોઇએ. ચક્ષુઓ કેવાં પાણીદાર, ચમકી રહ્યાં છે ! હોઠ કેવા સહજ ઉઘાડા, એવો તો ભાસ કરે છે કે જાણે તે હમણાંજ કંઈ બોલશે ! !" એટલું બોલી મોહનલાલ પાછો આરામ ખુરશીપર જઇ બેઠો. "તસબિર નિહાળવાથી મોહનલાલના મનપર થવી જોઇતી કંઇજ અસર થઇ નહી ! પોતાનીજ સ્ત્રી હોય તો તેને ઓળખવાને વિલંબ શો ? પણ આ ગડબડ ગોટાની કશી ગમ પડતી નથી. તે બાપડાનું ચિત્તજ ક્યાં સ્થિર છે ! મહારાણી બની જવાથી તેની સ્થિતિ ફરી ગઇ છે અને ઓળખાણ નહીં પડવાનું કારણ સ્થિત્યંતર હશે !" એવો વિચાર ઉપજવાથી અનંતરાય તે વેળાએ વિશેષ બોલ્યો નહીં. ત્યારબાદ શિવસિંહજી અને અનંતરાય બાજુપરનો અન્ય સામાન નિહાળવામાં રોકાયા. થોડી વારે મોહનલાલ આરામ ખુરસીપરથી ઉઠીને પેલી તસબિર સામેની ખુરસીપર જઇ બેઠો. ત્યાં બેઠાને પાંચ મિનિટ થઇ નહીં, તેટલામાં તેનું ચિત્ત તસબિર તરફ ચોંટી ગયું ! કેવું આશ્ચર્ય ! જાણે દૃષ્ટિ સમિપ અગ્નિ સળગી ઉઠી છે અને તેના તાપથી તે દાઝવા લાગ્યો છે, એવો પ્રકાર ત્યાં બની રહ્યો ! તેનું શરીર આખું પરસેવાથી રેબઝેબ બની ગયું–તેના શરીરમાંથી પરસેવાની ધારાઓ ચાલી નીકળી. જાણે તે તસબિરમાંથી જ્વાળા ઉત્પન્ન થઇ તેના પગના તળિયામાંથી પ્રવેશ કરી તેના મસ્તકે જઇ પોહોંચી છે, એવી કલ્પના કરવા જોગ મજબુત કારણ તેના તે વખતના દેખાવેજ આપી દીધું ! તે ગભરાઇને ઉપરા ઉપર મોટા મોટા નિશ્વાસો નાંખવાં લાગ્યો. તેનું મસ્તક બહુજ તપી ગયું. તેનો ચેહેરો લાલચોળ બની ગયો. તે ભ્રમિષ્ટ સરખો ચકળવકળ નિહાળતો જ્યાંનો ત્યાં સ્તબ્ધ થઇ રહ્યો. " કેમ શું થયું ? આમ

કેમ બેસી રહ્યા ?" શિવસિંહજીએ એટલું પૂછ્યું ત્યારે,–" કંઇ નહીં!" એકદમ સાવધ બનીને મોહનલાલે એટલો જવાબ આપ્યો. "કેમ એકદમ અવાજ આટલો ખોખરો બની ગયો! પ્રકૃત્તિ બગડી કે શું ?" અનંતરાયે સાશંક મુદ્રાથી એટલું કહી તેનું શરીર તપાસ્યું અને ત્યાર પછી તેઓ સઘળાં જે રસ્તેથી આવ્યાં હતાં તે રસ્તેથી પાછા નીચે આવ્યાં. ત્યાં સુજાણબા રાણીશ્રી ચંપાબાઇની લાડકી દાસી સાથે બેઠી હતી. ત્યાં થોડોક વખત રોકાઇ પરસ્પર વાતચિત્ત કર્યા બાદ અનંતરાયે શિવસિંહજીની રજા માગી. "ગાડી દરવાજા પર તૈયાર છે." એવું અનુચરથી માલુમ પડતાંવાર બીજે દહાડે મળવાનું કહી અનંતરાય અને મોહનલાલ ત્યાંથી ચાલી નિકળ્યા. દરબારગઢની પેહેલી ચોકી નજીક તેઓ જઈ પહોંચે છે, તેવામાં સામેથી બે ઘોડાની ગાડી દોડતી આવીને ત્યાં ઉભી રહી. "કોણ એ માળી છે?" એમ અંદર બેઠેલી સ્ત્રીએ બહાર ડોકિયું કરીને પૂછ્યું, કે તુરત,—"ના, એતો હું–અનંતરાય વકીલ અને મારો મિત્ર મોહનલાલ વ્યાસ છીએ." એમ અનંતરાયે જણાવ્યું. "હજી તમે અહિયાંજ છો ? શિવસિંહજીને મળવા ગયા હશો ?" એટલું બોલી એક વૃદ્ધ પુરૂષ ગાડીમાંથી નિચે ઉતર્યો. મોહનલાલ અને અનંતરાય ત્યાંથી પોતાને માટે ઉભી રહેલી બીજી ગાડીમાં બેસી મુસાફરી બંગલા તરફ રવાના થયા, અને તે આવેલી બે ઘોડાની ગાડીમાંથી ઉતરેલાં રાણી ચંપાબાઈ તથા મહારાજા અભયસિંહ રાજ્યમેહેલ તરફ ચાલી નિકળ્યાં. ત્યાં પહોંચતાં આકાશ તરફ નિહાળી અભયસિંહે પોતાની સ્ત્રીને,—" નહીં, આજ કાંઇ વરસાદ આવે એમ લાગતું નથી. આવતી કાલે આવે તો કોણ જાણે !" એટલું કહી મેહેલમાં પ્રવેશ કર્યો.

" આજ કાંઇ વરસાદ આવે એમ લાગતું નથી. આવતી કાલે આવે તો કોણ જાણે !" એવું મહારાજા અભયસિંહે કરેલું અનુમાન ખોટું પડ્યું. હજી અનંતરાય અને મોહનલાલ મુસાફરી બંગલામાં જઈ પહોંચ્યા નહીં, તેટલામાં તો ચારે દીશા કાળી ભોર સરખી બની રહી મેઘરાજા હડુડાટ કરી ગાજવા લાગ્યો. વિજળી ચોમેર ચમકવા લાગી. તેનો કડકડકડ અવાજ ભયંકર રીતે થવા માંડ્યો અને મુસળધારે વરસાદ વરસવા લાગ્યો. સર્વ સ્થળે પાણીપાણીજ થઇ રહ્યું. મુસાફરી બંગલામાં જઈ પહોંચ્યા બાદ બારણામાં ઉભા રહી મોહનલાલને વિજળી અને મેઘગર્જના

શ્રવણ કરનો અને નિહાળનો જાણી અનંતરાયે પુછ્યું,-"મિત્ર તમોને વિજળીના ભય ઉપજે છે ?" "ના" એટલોજ તેણે જવાબ આપ્યો. "અરે આ તું શું કહે છે ? ભલભલા માણુસો વિજળીના કડકડાટથી ભય પામે છે, અને એવો દેખાવ નિહાળી મનને ઉદ્વિગ્નતા ઉપજવી સ્વાભાવિક છે. ખરૂં કહું છું કે મને તો અત્યારે ભય ઉપજ્યો છે." અનંતરાયને મોહનલાલ તરફથી જવાબ મળ્યો,-"મને તો કશો પણ ભય ઉપજતો નથી." અનંતરાયે કહ્યું,-"ના શું કહે છે ? જો, તારી આખો ગભરાયલા સરખી બની રહી છે. તારૂં મ્હોં ઉતરી ગયેલું જણાય છે. તારા પગ ધ્રુજવા લાગ્યા છે અને તેમ છતાં "મને તો કશો પણ ભય ઉપજતો નથી" એમ ખોટું શા માટે કહે છે ?" "હું ખાત્રીથી કહું છું કે મને કશો ભય ઉપજતો નથી." મોહનલાલે જવાબ આપ્યો. "હવે ભય ઉપજ્યો છે એમ કહેવામાં કાંઇ મહત્તા ઘટી જતી નથી. જુઠું શા માટે બોલવું જોઇએ ?" અનંતરાયના એવા પુનઃ પુનઃ બોલવાથી મોહનલાલને ગુસ્સો ઉપજ્યો. તેણે જરા તપીને કહ્યું,-" પુનઃ જો ગભરાયો છું, એમ કહીશ તો પછી મારા જેવો કોઇ ભુંડો નથી !" એટલું કહી બંગલામાંથી એકદમ બહાર જવા માંડયું. અનંતરાયનું કહ્યું નહી માનતાં તે બંગલાના ચોગાનમાં જઈ ઉભો. થોડીવાર વરસાદથી ભીંજાઇને પાછો બંગલામાં આવ્યો અને પોતાની સૂવાની કોટડીમાં જવા લાગ્યો. "સૂઇ જવાનો વિચાર હશે ?" "હા." "પણ કોટડીમાં દીવો નથી." " મારે દીવાની જરૂર નથી." "અરે પણ એમ શા માટે કરે છે ? વરસાદમાં પલળવા માટે અત્યારે ચોગાનમાં જવાની જરૂર શી હતી ? કપડા પલળી ગયાં છે અને એમને એમ સૂઇરહેવાથી શરદી થશે." "મને તારે હવે કશું પણ કહેવું નહીં. મને બહુ ત્રાસ ઉપજ્યો છે. મારો જીવ અત્યારે ઠેકાણે નથી." બન્ને મિત્રોમાં એવી રીતે પરસ્પર બોલવું થયા બાદ મોહનલાલ પોતાને ઠેકાણે જઇને સૂઇ રહ્યો. અનંતરાય પણ પોતાના બિછાનાપર પડયો અને "ભય ઉપજવાનું કહેવાથી તેને ગુસ્સો ઉપજ્યો હશે" એમ બોલી, "આજ ટહાડ પણ વિશેષ છે" એમ કહી, રજાઇ ઓઢી નિદ્રાદેવીની આરાધના કરવા લાગ્યો. રાત્રી શી રીતે ગુજરી ગઇ તે તેઓને માલુમ પડયું નહીં. સવારમાં ઉઠીને નિહાળે છે તો જ્યાં ત્યાં શાન્તતા પ્રસરી રહી હતી. મેઘરાજાનો હડુડાટ કેવળ બંધ થઈ ગયો હતો. આકાશ કેવળ

સ્વચ્છ બની ગયું હતું, અને સૂર્યનાં સોનેરી કિરણો જ્યાં ત્યાં ચળકી રહ્યાં હતાં. પ્રાતર્વિધિ કરી પરવારીને બન્ને મિત્રોએ ગરમાગરમ ચહા પીધો. મોહનલાલે કહ્યું,—"મિત્ર મને ક્ષમા કર. કાલ રાત્રીએ મારૂં માથું ફરી ગયું હતું. અચિત મને રાત્રીએ વિજળીનો બહુ ભય ઉપજ્યો હતો, મને લાગતું કે મુસાફરી બંગલા ઉપરતો વિજળી નહીં આવી પડે ! બાળપણથીજ મારો બહુ બ્હિકણ સ્વભાવ છે." "એમાં ક્ષમા કરવા જેવું શું છે ? જો તેં ભય ઉપજવાનો ઇનકાર કર્યો ન હોત, તો મારે તને પજવવાનું કંઇ કારણ નહોતું !" એટલું અનંતરાયે કહ્યાબાદ બન્ને જણાઓ નિરનિરાળા પડીને પુસ્તક અને વર્તમાનપત્ર આદિ વાંચવામાં ગુંથાઇ ગયા.

ગઇ કાલના વરસાદથી મુસાફરી બંગલાના પરોણાઓની થયેલી સ્થિતિ તો આપણે જાણી લીધી, પણ દરબારગઢમાં શું બન્યું, તે હવે તપાસવું જોઇએ. શયનગૃહમાં રાણી ચંપાબાઇનો પલંગ બારીની જોડમાંજ હતો. આથી વિજળીનો ચળકાટ સ્પષ્ટપણે ત્યાંથી દૃષ્ટિગોચર થતો હતો. ભય ઉપજવાથી રાણી ચંપાબાઇએ તે પલંગને ત્યાંથી ખસેડાવી એક ખુણામાં મૂકાવ્યો. પલંગપર ટુંટિયા વાળીને રાણી શ્રી સૂઈ રહ્યાં. મેઘરાજાનો હડુડાટ અને વિજળીનો કડકડાટ થાય કે તુરત—"મને તો બહુ ભય ઉપજે છે." એમ કહીને પોતાના સ્વામિને તરૂણ રાણી વળગી પડતી હતી. આપણા શૂરવીર અભયસિંહ મહારાજાને એવી ક્ષુલ્લક વાતમાં કદીપણ ભય ઉપજે તેમ નહોતું, તથાપિ પોતાની લાડકી સ્ત્રીને ગભરાયલી નિહાળી તેને પણ જરા ભય ઉપજ્યો. રાણી ચંપાબાઇને નિદ્રા આવી નહીં. જરા આંખ લાગી નલાગી, એટલામાં તો તે ઝબકીને જાગી જતી અને,—"હજી વરસાદ આવેજ છે?" એમ પોતાના સ્વામિને પૂછતી હતી, તો પછી અભયસિંહને ઉંઘ આવવાની વાર્તાજ શી કરવી ? છેવટે જ્યારે મળસકામાં વિજળીનો કડકડાટ અને મેઘરાજાનો ગડગડાટ બંધ થયો ત્યારે તે નિદ્રાવશ થઇ શકી.

રાત્રીએ એટલી બધી ગભરાઈ જવાથી તેણીને બરોબર નિદ્રા આવી નહોતી, તોપણ નિત્યના વખતે ઉઠી મુખમાર્જન કરી તે બાગમાં હવા ખાવા ગઈ. નાનાપ્રકારના છોડ તથા દર્ભ આદિ પાણીથી ભરાયલાં હોવાથી તેમાં ચાલવાને લીધે તેણે પેહેરેલું શુભ્ર વસ્ત્ર ભીંજાઇ ગયું. આ વેળાએ તે આનંદમાં હોય એમ જણાતી હતી. મધુર અવાજથી કંઇ ગાતી ચાલી

તે અહીંથી તહીં ફરતી હતી. અડધાએક કલાક પછી પોતાના સ્વામિનાથ ચહા માટે રાહ જોતા હશે. એમ જાણી તે ત્યાંથી પાછી દિવાનખાનામાં આવી; દીવાનખાનામાં અભયસિંહ પોતાના ઇષ્ટદેવની પ્રાર્થના કરતાજ બેઠેલા હતા! અભયસિંહ જે કોચ ઉપર બેઠા હતા તેજ કોચ ઉપર ઉતાવળે જઇને પોતે બેઠી અને ઉતાવળે ચાલી આવવાથી ચાલી રહેલા શ્વાસોચ્છવાસ વચ્ચે તે બોલી,–"જૂઓ, આ પુષ્પ કેવાં સુંદર છે!" અભયસિંહે પ્રેમથી હસીને કહ્યું,–" અહો, જો આ તારી સાડી કેવળ ભીંજાઇ ગઇ છે. જલદી તે બદલી નાંખ. શ્વાસ પણ કેટલો બધો ચઢયો છે! એટલે બધે દૂર કયાં ગઈ હતી? શરદી થશે સમજી! સાડી જલદીથી બદલી નાંખ. (તેના બન્ને ગાલપર હાથ લગાડીને) કેવી ગુલાબની કળી ખિલી રહેલી છે! (તેના હાથમાંનાં પુષ્પોને આંગળી અડાડી) કેવળ આની પેઠેજ!! પણ એ અત્યારેજ! રાત્રીએ કેવો ઘાટ બન્યો હતો! યાદ છે કે! ભયથી આ વદન કેવળ કરમાઈ ગયું હતું! વરસાદ અને વિજળીથી આટલું બધું ડરી જવું? વાહરે મારી બ્હિકણ બિલાડી!!" "રાત્રીની વાત કહાડશો નહીં!" એટલું કહીને રાણી ચંપાબાઈ મહારાજા અભયસિંહની પલાંઠીપર બેઠી, અને બોલી,–" મને તો એવો બહુ ભય ઉપજે છે; વધારે તો શું, પણ બિલાડી, કુતરાં વગેરેથી પણ હું ડરી મરૂં છું; પરંતુ (બન્ને હાથથી પોતાના સ્વામિને દૃઢાલિંગન આપીને) એટલી માત્ર અહીં તરફની ભીતિ કદીજ ઉપજતી નથી!" અભયસિંહે આ વેળાએ શું કરવું જોઇએ વારૂ? બીજું શું! તે જરા હસ્યો અને તેણે પોતાની પ્રિયભાર્યાને ચુંબન લીધું; એમજ કરવું આ વેળાએ યોગ્ય હતું. ચુંબન લેતાં એ વૃદ્ધ રજપુત રાજવંશીની ભવ્ય સફેદ દહાડી તે સુંદરીના સુંદર વક્ષસ્થળપર પડેલી નિહાળવાને વાચકવૃંદ પૈકી એકાદો ત્યાં હાજર હોત તો તેને કેવી ગમત પડત!! ચહા પીધા પછી મહારાજા અભયસિંહ ગાડી જોડાવી ફરવા પધાર્યા.

રાણીશ્રી ચંપાબાઈ પછી પોતાના વસ્ત્રપરિધાન ગૃહમાં પધાર્યાં; ત્યાં "પરસિયન કારપેટ" અવ્યવસ્થિત પડેલી નિહાળી તેને બહુજ આશ્ચર્ય ઉપજ્યું. તે મનમાંજ બોલી,–" તાળું વાસી કુંચી મારી સાથે લઈ ગઇ હતી અને તેમ છતાં અહીં કોણ આવ્યું, આવી રીતે કરી નાંખવા!" તેણે રાધાને બૂમ મારી અને આવી રીતે થવાનું કારણ પૂછ્યું. રાધાએ તે બંને ગૃહસ્થોને

શિવસિંહજીએ ગુપ્ત રસ્તેથી સર્વ બતાવ્યાની અને તે વેળાએ સુજાણબા હાજર હોવાની સવિસ્તર હકીકત નિવેદન કરી. ચંપાબાઇએ સુજાણબાને બોલાવીને હસતાં હસતાં પણ જરા ગુસ્સા ભરેલી મુદ્રાથી, જરા ડમાકમાંજ ધમકાવવા સરખું કરીને કહ્યું,—" પરાયા પુરૂષોને મારી ગેરહાજરીમાં ગુપ્ત રસ્તે લાવીને મારો રંગમેહેલ શા માટે બતાવ્યો ! જો તું " બતાવ્યો નથી." એમ કહીશ તો, આ જો, આ રૂમાલ ઉપર કોણનું નામ છે ! " મો૦ નં૦ વ્યાસ " છે ખરૂં ! આનો અર્થ શો ! મોહનલાલ નંદલાલ વ્યાસજ કે બીજો કંઇ ! મને એવો પ્રકાર બિલકુલ ગમતો નથી. મારા નિવાસમાં મારી પરવાનગી વિના કોઇને પણ હવે પછી લાવીશ નહીં. મને જો પેહેલેથીજ એ ગુપ્ત રસ્તો માલુમ હોત તો,—" તે એટલું અધુરૂં બોલીને અટકી પડી. સુજાણબાએ કશો જવાબ આપ્યો નહીં. તે દાદરો ઉતરતાં ઉતરતાં છેવટે એટલુંજ બોલી,—" કુમાર શિવસિંહજી શું પરાયા કહેવાય ! તેમની સાથે અનંતરાય વકીલ અને મોહનલાલ વ્યાસ આવ્યા તેમાં હું શું કરૂં? " પોતાના ખિસામાંથી હાથ રૂમાલ ત્યાં કયારે પડી ગયો .તેનું મોહનલાલને મુદ્દલ સ્મરણજ રહ્યું નહીં; પણ એ રૂમાલે કેટલો બધો ચમત્કાર કરી નાંખ્યો ! ! રૂમાલ નજરે પડયા પછી રાણી ચંપાબાઇને મુદ્દલ ચેન પડયું નહીં. તે પોતાની પ્રિય દાસી રાધાનેલઇને અહીંથી તહીં ફરવા લાગી. ઘડિ ઘડિમાં તેનું વર્ત્તન ફરવા લાગ્યું. ઘડિમાં આ ટેબલ અહીં મૂક, અને આ કબાટ તહીં મૂક, એમ તે પોતાની દાસીને વ્યગ્ર ચિત્તે આજ્ઞા કરવા લાગી. ઘડિમાં તે અમુક જગ્યાએથી ઉઠી અમુક વસ્તુઓની ઉથલપાથલ કરવા લાગી. જમી પરવાર્યાં પછી ઉપર આવીને કેટલોક વખત તે "પ્યાનો" વગાડવા બેઠી. વળી તે વગાડતાં વગાડતાં વચ્ચમાંજ ઉઠી. "હવે તો કંટાળો ઉપજ્યો " એમ કહી "કેનવાસ" ભરવાનું તેણે હાથમાં લીધું. થોડીવારે તે પણ અધુરૂં પડતું મૂકી,—"નથી ભરવું; હવે આવતી કાલે વાત." એમ બોલી એકાએક ઉઠીને કબાટમાંનું એક પુસ્તક લઇ વાંચવા મંડી. વધારે વખત ગયો નહીં, એટલામાં તે વાંચવું પણ જેમનું તેમ મૂકીને દાગીનાની પેટી ઉઘાડીને તે નિહાળવા લાગી. થોડીવાર પછી તે પેટી પાછી બંધ કરી પુનઃ રાધા સાથે ગપ્પાં મારવા લાગી. એવી રીતે રૂમાલ નજરે પડયા પછી તેની કેવળ વિલક્ષણ સ્થિતિ થઇ પડી. આજે તેના ચિત્તની અસ્થિરતાએ તો હદ વાળી દીધી. આજના જેવી તેની વૈરૂપ્યવૃત્તિ

પૂર્વે કદીજ આપણા નિહાળવામાં આવી નહોતી. આમ થવાનું શું કારણ હશે ! પોણા હાથના સફેદ રૂમાલમાં એવો ચમત્કાર કરી નાખવાનું સામર્થ્ય શી રીતે આવ્યું હશે ? રાણી ચંપાબાઇજ જાણે ! !

મુસાફરી બંગલામાં અનંતરાય વકીલ બપોરનો નિદ્રાવશ થઇ ગયો. મોહનલાલ તો બંગલાની પરશાળમાં અહીંથી તહીં ફરતો હતો. તેનું ચિત્ત ઠેકાણાપર નહોતું. તે ઘડિમાં બંગલામાંના દિવાનખાનામાં બેસતો, ઘડિમાં ઉભો થતો, ઘડિમાં ઉંડા વિચારમાં પડતો, ઘડિમાં કોઇ પુસ્તક વાંચવા લેતો અને ઘડિમાં મ્હોડું વિચિત્ર કરી નાંખી હાથના વિલક્ષણ ચાળા કરતો હતો. આ વેળાએ તેના મનમાં કાંઈ નિરાળાજ વિચારો આવવા લાગ્યા હતા. થોડીવારમાં તેણે પોતાનો પોષાક પેહેરી લીધો અને તે અનંતરાય સુતેલો હતો ત્યાં જઈ, તેને જાગૃત કર્યા વિનાજ તે ત્યાંથી પાછો આવીને બંગલાના ચોગાનમાં આવ્યો. ઘડિઆળમાં બે ટકોરા થયેલા બરોબર રીતે તેના સાંભળવામાં આવ્યા, અને તેણે લાગલોજ ત્યાંથી રસ્તો માપ્યો ! મુસાફરી બંગલાની પૂર્વ બાજુએ નદીને કિનારે કિનારે ચાલીને તે લગભગ અર્ધો માઇલ જઈ પહોંચ્યો. ત્યાં આવેલો લાકડાનો પૂલ ઓળંગી તેણે દરબારગઢ તરફ જવાનો રસ્તો પકડયો. બપોર નમવાનો એ વખત હતો, જ્યાં ત્યાં શાન્તતા થઈ રહી હતી. પક્ષીઓ "કિલબિલ કિલબિલ" બોલતાં નહોતાં. ખેતરના રખવાળોને પક્ષીઓ ઉરાડવા માટે બૂમરાણ કરી મૂકવાની તસ્દી લેવી પડતી નહોતી. માત્ર વૃક્ષપર બેઠેલાં પક્ષીઓ પાંખો ફડફડાવતાં દૃષ્ટિયે પડતાં હતાં. દરબારગઢની પેહેલી ચોકી પરના પેહેરેગીરો પણ ઝોકાં ખાતા હતા. મહારાજા અભયસિંહ જરા ડાબે પડખે પડી ઉઠયા કે તુરત કાંઈ કારણસર રાત્રીએ મોડા આવવાનું કહી બહાર પધાર્યા. કુમાર શિવસિંહજી પણ આ વેળાએ પોતાના મિત્રોને મળવા માટે દરબારગઢમાંથી મુસાફરી બંગલા તરફ ગયેલા જણાતા હતા. કુંવરી સુજાણબા દરબારગઢમાંના રમણિય બાગનું સૌંદર્ય નિહાળતી અહીંથી તહીં ફરતી હતી. બીજી ચોકીપરના ચોકીદારો પૈકી એક અફીણનો કસુંબો ગાળતો હતો અને બીજો હુકાની ચલમ ભરતો હતો. આ વેળાએ મોહનલાલ દરબારગઢમાં જઈ ચઢયો કે તુરત ઘડિયાળમાં ચાર ટકોરા થયા. ઘડિયાળ ખોટું હોય કે પછી આપણો રાજેમી મોહનલાલ આડે રસ્તે રખડતો આવવાથી તેટલો વખત પણ ગુજરી ગયો હોય. દરબારગઢમાં

દાખલ થઇને ઠેઠ ચોથી ચોકીપર " મહારાજા છે કે અંદર ? " એમ મોહનલાલે પૂછ્યું. "હજુર સાહેબ બહાર પધાર્યા છે, અને બામાસાહેબ બાગમાંના ચંપાવૃક્ષના જુથમાં ઉભેલાં જણાય છે." ચોકીદાર તરફથી એવો જવાબ મળતાં "તો મળવું કે નહીં !" એવું મોહનલાલ મનમાંજ બડબડયો, અને આવ્યો હતો તે રસ્તે પાછો નહીં વળતાં પેલા પાતાળકુવા પરની બેઠક ઉપર જઇ બેઠો. મોહનલાલે ચોકીપર મહારાજાના ખબર પૂછ્યા, તે સુજાણબા એક બાજુપર ઉભેલાં હોવાથી તેમના જાણવામાં આવ્યું. તેમણે રાણી ચંપાબાઈ કને જઇને કહ્યું,–"મોહનલાલ વ્યાસ એકલાજ આવીને હમણાં બાપુની ખબર પૂછતા હતા." (મનમાં) "લાવને અડાવી દઉં કે તે તમારા ખબર પણ પૂછતા હતા ! જોઇએ તેના મનપર કેવી અસર થાય છે !" (મોટેથી) "તેમને જવાબ મળ્યો કે તેઓ બહાર પધાર્યા છે, ત્યારે " રાણીસાહેબને મળવાની જરૂરછે. " એમ તેમનું બોલવું થયું હતું. " એ સાંભળીને ચંપાબાઈ સાશંક મુદ્રાથી બોલી ઉઠી,—" મોહનલાલ વ્યાસને હું ઓળખતી નથી અને મને મોહનલાલ વ્યાસ ઓળખતો નથી ! એવા પરાયા માણસને મારા ખબર પૂછવાનું પ્રયોજન શું ? તું શા માટે જુઠું બોલે છે ? મને પણ બનાવતાં શીખી છું ! ?" રાણી ચંપાબાઇ ત્યાંથી તાબડતોબ પોતાના રંગમેહેલમાં ગયાં. રાધાને પોતાની પાસે બોલાવીને "આ હાથ રૂમાલ (મોહનલાલનો) સંભાળીને મૂક. " એમ આજ્ઞા કરી. થોડીવારે "બેહેન રાધા, આટલો વખત તું કયાં હતી બાપુ ! તારો ભાવો આટલામાંજ છે કે ?" "મારી એક બેહેનપણી આજારી હોવાથી તેને હું જોવા ગઇ હતી. હા, તેઓ અહીં આટલામાંજ છે. શું કંઈ કામ છે ?" રાણી ચંપાબાઇને રાધાએ રૂમાલ ઠેકાણે મૂકતાં મૂકતાં ઉત્તર આપ્યો. "તું બહુજ ચતુર–અતિ હોશિયાર છે. પરમેશ્વરે મને જ્યાં સુધી સુખના દિવસો આપ્યા છે, ત્યાં સુધી તારે કોઇ પણ વાતની ફિકર રાખવા જેવું નથી. મારી પાસે આવ, હું તને એક ખાનગી વાત કહું !" રાધાએ પાસે આવી કાન ધર્યા પછી રાણી ચંપાબાઇએ કંઈ ગુપચૂપ–હળવેજ કહીને રાધાનો હાથ પકડી, તેને રંગમેહેલની બારીમાં લાવીને,–" જો એને દેખ્યો ! હજી ત્યાં તે બેઠેલોજ જણાય છે ! જા, ત્યાં જઇને તે વધારે વખત રોકાય તેવું કરજ્ય ! હું ત્યાં આવી પહોંચું છું, પણ ત્યાં જતાં જતાં

બાયાને, શું કરવું, તે આગળથી બરોબર સમજાવી દેજ્યે ! " એટલું બોલી આંગળીની ઇસારતથી એક પુરૂષને બતાવ્યો. " કામ ફતેહ થયાં પછી તારો બેડો પાર ! તું તોળાય તેટલું સોનું આપવાને પણ હું પછાત પડીશ નહીં. " રાણીશ્રીના એવાં વચનો શ્રવણ કરતાંવાર આવેશમાંજ રાધા મેહેલની નિચે ઉતરી.

---

# પ્રકરણ બારમું.

## " એમ કેમ ? "

" મનમાં કંઇ ને કંઇ કહે, કરે કુટિલ કંઈ કામ; "
[ રણછોડભાઈ ]
" કુટિલ પાપથી નવ ડરે, બાળ કુટિલનું નામ ! "
[ ગવરીબાઇ ]

---

કાકીજી, એમને અત્રેથી પધારયે લગભગ એક મહિનો થવા આવ્યો. તેટલા સમયમાં માત્ર સાં પહોંચ્યાનો એકજ પત્ર ! મને બહુ ચિંતા થાય છે. મહેરબાની કરીને બેહેચરલાલભાઈને ત્યાં પત્ર આવ્યો હોય તો ખબર કહાડશો !" મણિગવરીએ એટલું કહ્યું કે તુરત તેનાં વૃદ્ધ કાકીજી વકીલ બેહેચરલાલના ઘર તરફ ચાલી નિકળ્યાં અને ટપાલના કાગળો વહેંચાવાનો વખત થયેલો હોવાથી મણિગવરી પરશાળમાં ઉભી રહી ટપાલના સિપાઇની રાહ જોવા લાગી. થોડીવારે સિપાઇને રસ્તામાં જતો જાણી "અમારો કાગળ છે ?" એમ ઘાંટો તાણીને પૂછતાંજ "ના" એવો ઉત્તર મળતાં સાધવી મણિગવરી બહુજ શોકાતુર બની રહી. કાકીજીએ પણ વકીલને ત્યાંથી પાછાં આવીને નિરાશામાં વૃદ્ધિ થવા જોગ સમાચાર આપ્યા. આ વેળાએ મણિગવરીની મુંઝવણનો પાર રહ્યો નહીં. કાકીજીના આગ્રહથી બપોરના જમવા બેઠી, પણ બરોબર ભોજન ભાવ્યું નહીં. જમી પરવારતાં તથા ઘરનું કામકાજ પૂરૂં થતાં સુધીનો વખત હૃદયના દુઃખને દબાવી પસાર થઈ ગયો; પણ ત્યાર પછીના વખતે વિતાડવામાં મણા રાખી નહીં.

નવરાશ મળતાં વાર તેને તરેહવાર તરંગો ઉપજવા લાગ્યા. તેનું ચિત્ત આકુલવ્યાકુલ બની ગયું. હૃદયમાં કારી જખમ કરી રહેલા દુઃખના ઉભરાએ બહાર પડવા માટે તે બાપડીને બહુજ મુંઝવવા માંડી. તેનાં ચક્ષુઓ આ- રકત બની ગયાં. તેને પ્રથમ બગાસાંઓ આવવા લાગ્યાં અને થોડીજ વારમાં એ બગાસાં નિશ્વાસના રૂપમાં બહાર પડવા માંડ્યાં. મણિગવરીનું વદન શોકથી કેવળ મ્લાન બની ગયું. જોત જોતામાં તેનાં આરકત નેત્રોમાંથી ઉષ્ણ આંસુડાંઓ ટપકવાં લાગ્યાં અને તે ડિબકાં ભરી રડવા લાગી. આવો પ્રકાર નિહાળી તેનાં વૃદ્ધ કાકીજીએ તેને છાની રાખવા માટે સુબોધક સંભા- ષણ કરી તેના મનનું સમાધાન કરવા માંડયું. બપોરના ત્રણ વાગવાનો વખત થયો હતો. વિયોગજન્ય દુઃખનાં ચિન્હો સમાવી મણિગવરી એક બિછાનાપર આડે પડખે પડેલી હતી. તેનાં વૃદ્ધ કાકીજી ઘરનું ફાલતું કામકાજ કરવામાં રોકાયલાં હતાં. તેવામાં "મણિશંકર માસ્તરનું આજ ઘર ?" એમ પૂછતાં એક પ્રવાસી—સરખી ડોસીએ ઘરના આંગણામાં પ્રવેશ કર્યો. મણિગવરીએ ઉઠીને,–"હા, પધારો ડોસીમા." એટલું કહી સામા જઇને તે ડોસીને ઘરમાં લઈ જઈ વિનયથી પાથરેલી શેતરંજીપર બેસાડી. જળ આદિથી આદરાતિથ્ય કરી રહ્યા બાદ,–"ડોસીમા તમે કયાંથી પધાર્યાં?" એમ મણિગવરીએ પૂછયું; પરંતુ મણિગવરીને એ પ્રશ્નનો મળેલો ઉત્તર જાણતાં પહેલાં પ્રિય વાચકવૃંદને એ ડોસીની થોડી ઘણી ઓળખાણ ક- રાવવી અયોગ્ય ગણાશે નહીં !

કેશવપન અને વૈધવ્યને અનુસરતા પોષાક ઉપરથી તે ડોસી વિધવા હોય, એમ જણાય છે, તેણે કાળું વસ્ત્ર પહેરેલું છે. કપાળમાં ગોપીચંદનનું ટીલું કરેલું જણાય છે. તેના હાથમાં સુખડના મણકાનો બેરખો ( નાની- મોટા પારાની માળા ) લટકી રહેલો છે. તે શરીરે પુષ્ટ અને ચક્ષુએ ચપળ છે. તેની ઉમર પચાસ વર્ષની અંદર હશે, એમ તેના દેખાવપરથી અનુમાન કરી શકાય છે. મણિગવરીના પ્રશ્નનો ઉત્તર આપતાં ડોસી બોલી,– "મારી આખર અવસ્થા હોવાથી તથા મારાં અંતરનાં સર્વ માનવીઓ મરી પરવારેલાં હોવાથી હું આજ કેટલાંક વર્ષ થયાં યાત્રાળુ બની રહેલી છું. દેશમાંનાં નિરનિરાળાં સ્થળોએ ફરી દેવદર્શન કરી ઇશ્વરભક્તિમાં કાળ ગુજારૂંછું. ફરતાં ફરતાં હું જુનાગઢ શ્રી ગીરનારજીની યાત્રા માટે ગઇ હતી, ત્યાંથી મેંદરડામાં ભવાનીમાનું પુરાણું સ્થાન હોવાથી ત્યાં જઇ મેં સાતેક

દહાડા મુકામ કર્યો હતો. મેંદરડામાં મણિશંકર માસ્તર મારા ઉતારાની જોડ· માંજ રહેતા હોવાથી તેઓએ એક દહાડો મારી હકીકત પૂછી અને તે ઉપરથી પરસ્પર ઓળખાણ થઇ. હું જ્યારે મેંદરડેથી ચાલી નિકળી ત્યારે,– "હું ત્યાંથી જેતપુરને રસ્તે થઇ ભાવનગર જવાની છું," એવું જાણી મણિશંકર માસ્તરે મને કહ્યું કે,–"તમે ભાવનગર જાઓ તો મારે ઘેરજ ઉતરજ્યો અને મારા કુશળ વર્તમાન કહેજ્યો." આ ઉપરથી આજે અહીં–આવી છું. હું સ્ટેશન પરની ધર્મશાળામાં ઉતરનાર હતી; પરંતુ એટલામાં મણિશંકર માસ્તરે કરેલી ભલામણ યાદ આવવાથી તમારૂં ઘર પૂછતી અહીં આવી." (મણિગવરીને) "બેટા, તુંજ મણિશંકર માસ્તરની સ્ત્રી?" ડોસી એટલું બોલીને બંધ રહી અને મણિગવરીએ ડોકું નમાવી, "હા" એવો જવાબ આપ્યો. "અરે બાઇ, તું તો યોગ્ય ઉમરની, સારા બાંધાની અને રૂપવાન બાઇડી છો! ત્યાં તો મને લાગ્યું હતું કે તું કેવળ નાની બાળકી હોઇશ અને ત્યારે એમ કેમ?" ડોસીએ અચરતી સાથ બોલવું પુરૂં કર્યું કે તુરત,—"માજી, "એમ કેમ?" એટલે શું! હું "નાની બાળકી હોઇશ" એમ તમાને શા ઉપરથી લાગ્યું હતું?" એટલું કહી જવાબ જાણવાને મણિગ· વરી આતુર બની રહી. ડોસી બોલી,—"એમ કેમ?" એ માત્ર અમસ્થુ· જ! દીકરી, હમણા એવી વાત કહાડની બાજુપર મૂક! આજ આખો દ- હાડો રેલવેમાં બેઠેલી હોવાથી હું પાણી સરખું પામી નથી. બાળકૃષ્ણ- ની સેવા પણ થઈ શકી નથી. પ્રથમ મને નહાવા માટે થોડું ગરમ પાણી કરી આપ." ત્યાર બાદ મણિગવરીએ પાણી ગરમ કરી આપ્યું. ડોસીએ સ્નાન કરીને પોતાના ગાંસડામાંથી સેવાની પોટકી કહાડી બાળકૃષ્ણની સેવા–ધૂપ, ગંધ, દીપાદિથી કરી અને ધ્યાન લગાડી આડંબરથી આંખો મીચી પુષ્કળ માળાઓ ફેરવીને જપ કર્યો. એમ કરતાં દોહોડેક કલાક ગુ- જરી ગયો. પોતાનું રાંધેલું ડોસીને ખપે તેમ છે, એવું જાણવામાં આવતાં વાર મણિગવરીએ ઝડપથી રસોઈ કરીને ડોસીને સારી રીતે જમાડી. રાત્રીએ, ઘરનું કામકાજ પરવાર્યાં પછી મણિગવરીએ ડોસીને બિછાનું પાથરી આપ્યું, અને તે પર ડોસીમાં આળોટાયાં, એટલે "માજી, તેઓ કુશળ છેને!" એમ પૂછતી મણિગવરી તેની જોડમાં જઇ બેઠી. "તેઓ કુશળ છે પણ–" "કેમ અધુરૂં બોલી અટકી ગયાં? તમે બપોરના "એમ કેમ?" એમ

અચરતીથી બોલ્યાં હતાં, તો હવે ખુલાસો કરો કે "એમ કેમ?" એટલે શું" અને હું "નાની બાળકી હોઇશ" એમ તમોને પ્રથમ શા ઉપરથી લાગ્યું હતું?" ડોસીના અધુરા વાકયથી મણિગવરીની આતુરતા વધી પડી. "કુશળતાવિષે જાણવું હોય તો મણિશંકર માસ્તર સારા–કુશળ છે. તે વિષે કાળજી કરવા સરખું કશુંજ નથી! તેમને ત્યાં કોઇ પણ વાતની અડચણ રહેવા પામી નથી! તું નાની બાળકી હોઈશ, એવું અનુમાન કરવાને મને જે કારણ મળેલું છે તે વિષે મારાથી વધારે પડતું કહી શકાય તેમ નથી. તેના સંબંધમાં માત્ર એટલુંજ હું કહેવા માગું છું કે ત્યાં મણિશંકર માસ્તરની જે વર્તણુક મારા જોવામાં આવી, તે વર્તણુક ઉપરથીજ હું અનુમાન કરી શકી કે તેમની સ્ત્રી કાંતો કેવળ બાળક અને કાંતો કદરૂપી કે ઘેલી સરખી હશે! પરંતુ અહીં આવીને નિહાળું છું તો તું ઇંદ્રની અપસરા સરખી, ગોરી, સુંદર, વયમાં આવેલી બાઈડી છે અને જયારે એમ છે ત્યારે "એમ કેમ!" એ પ્રશ્ન સ્વાભાવિકપણેજ મારા મનમાં ઉપજ્યો!! આ ઉપરથી તું માઠું લગાડીશ નહીં. મારો સ્વભાવ ભોળો હોવાથી કેટલીકવાર નહીં કહેવા જોગ વાતો પણ મારાથી કહી જવાય છે." એટલું બોલીને ડોસી મણિગવરી તરફ ટગર ટગર નિહાળવા લાગી. મણિગવરીએ કહ્યું–"તે વિષે મને કંઇજ માઠું લાગતું નથી અને માઠું લગાડવું પણ યોગ્ય નથી; પરંતુ તમારૂં બોલવું શંકા ઉત્પન્ન કરે તેવું છે, અને તેથીજ વારંવાર તમને તે સંબંધમાં પૂછવાનું મન થાય છે." "પૂછવાનું મન થાય એવોજ એ પ્રકાર ગણાય. એકાદા માણસનું મન, તેને કોઈ પણ પ્રકારે ન શોભે, તેવે સ્થળે લુબ્ધ થયેલું નિહાળવામાં આવે, તો તે જાતનું સ્થળ તેને કદીજ મળેલું નહીં હોય, અને મળેલું હશે તો તેથી તે સંતોષ પામ્યો નહીં હોય, એવું અનુમાન થવું શું સ્વાભાવિક નથી?" ડોસીએ ભાર મૂકીને એટલું કહ્યા બાદ મણિગવરી બોલી,— "માજી, તમારા બોલવાનો અર્થ થોડો ઘણો મારા લક્ષમાં આવી ચૂકયો છે; પરંતુ જે હોય, તે સ્પષ્ટ રીતે શા માટે કહી સંભળાવતાં નથી? જો ખુલી રીતે કહી સંભળાવો તો તેના ખોટાપણા વિષે કિંવા તેના સારા માઠાપણા વિષે વિચાર કરી શકાય. બાકી આવી રીતે મર્મમાં બોલવાથી માત્ર જીવને ઉદ્‌વેગ ઉપજે છે!" ડોસીએ કહ્યું,–"ખરી વાત ખુલી રીતે

કહેવામાં મને કશી અડચણ નથી; પણ એ વાત સાંભળીને તને બહુજ દુઃખ ઉપજશે, એમ ધારી તે કહેવાને મારૂં મન કહ્યું કરતું નથી. આમ છતાં જ્યારે તું આગ્રહ કરે છે ત્યારે નિરૂપાયે મારે કહેવુંજ પડશે !"
"જે હોય તે એકદમ કહી નાખો. સંશય પડવા જોગ તમારૂં બોલવું મને બિલકુલ રૂચતું નથી." મણિગવરીએ એટલું કહ્યું કે તુરત,–"ત્યારે સાંભળ!" એટલું કહીને ડોસીએ પોતાનું બોલવું આગળ ચલાવ્યું,–"મેં આગળ કહેલું છે તેમ મેંદરડામાં મેં જે જગોએ ઉતારો કરેલો હતો, તે જગોની જોડમાંજ મણિશંકર માસ્તર રહે છે. ત્યાં જઇ રહ્યાને મને બે ત્રણ દહાડા થયા એટલે તેમની અને મારી ઓળખાણ થઇ. હું ત્યાં જેટલા દહાડા રહી તેટલા દહાડામાં તેમની વર્તણુંક જોઈને મને બહુ ખોટું લાગ્યું હતું અને અત્યારે તને પ્રત્યક્ષ નિહાળીને તો વળી મને અણુહદ દુઃખ ઉપજે છે. હવે ખુલ્લું કહુંછું કે તારો પતિ ત્યાંની એક તરૂણ સ્રીના છંદમાં પડેલો છે. તે તરૂણ સ્રી બીજી કોઇજ નહીં, પણ મણિ-શંકર, જે માસ્તરની જગોપર ગયા તેજ માસ્તરની સ્રી છે. તારા પતિનું ત્યાં પહોંચવું થતાં વાર તેને ચાર્જ સોંપી તે પોતાની જે ગામ બદલી થઇ હતી, તે ગામ ચાલી ગયો. ચોમાસાના દિવસો હોવાથી તે પોતાની સ્રીને ત્યાંજ મૂકતો ગયો. તેનું ઘર પણ તારા પતિના ઘરની નજીકજ છે. તારો પતિ વિશેષે કરીને રાત્ર દિવસ તે સ્રી કનેજ પડયો પાથર્યો રહે છે. કોઈ કોઈ દિવસે શાળામાં પણ જતો નથી. તે સ્રી રૂપવાન હોતતો નિરાળી વાત હતી. પણ તે તો રંગે કાળી–કેવળ કદરૂપી છે તારી દાસી થવાને પણ તે યોગ્ય નથી. આમ છતાં તારો સૂર્ય સરખો સ્વામિ તેના છંદમાં ઘેલા સર-ખો બની ગયેલો હોવાથી મને બહુ ખેદ અને આશ્ચર્ય ઉપજ્યું. મને તે વેળાએ પ્રથમ એવો વિચાર ઉપજ્યો કે–કદાચ અત્યાર સુધી તેનું લગ્ન થયું નહીં હોય; અને તારૂણ્યના પ્રભાવે મન કબજામાં રહી નહીં શકવાથી તે એ સ્રીના ફંદમાં પડી ગયો હશે; પરંતુ 'લગ્ન થયેલું છે' એવું જાણવામાં આવ્યા પછી મને લાગ્યું કે, નક્કી તેની સ્રી કાં તો ન્હાની બા-ળકી અને કાંતો કદરૂપી કે ગાંડી—ચિતભ્રમ સરખી હોવી જોઇએ. હું અહીં આવી અને તુંજ મણિશંકર માસ્તરની સ્રી, એવું મારા સમજવામાં જ્યાં સુધી આવ્યું નહીં, ત્યાં સુધી એમજ મને લાગતું હતું; પરંતુ તને નિહાળ્યા

બાદ તારા પતિની એવા પ્રકારની વર્તણુંકથી મને મોટો અચંબો ઉપજ્યો અને બહુ દુઃખ ઉપજ્યું. તારા જેવું-"રૂપ રૂપની મણી" સરખું સ્રીરત્ન પ્રાપ્ત થયા છતાં એવી કદરૂપી સ્રી તરફ તારા પતિનું ચિત્ત લાગ્યું, તેથીજ "એમ કેમ?" એ શબ્દો મારાથી બોલી જવાયા હતા.

ડોસીનું બોલવું સાંભળી મણિગવરીના મનની સ્થિતિ કેવળ ચમત્કારિક બની રહી પ્રેમબંધન ઢીલું થયું કે શું? એવા સંશયથી તે બ્હાવરી બની ગઇ. પણ તે સુશિક્ષિત પવિત્ર મણિગવરીએ પોતાની મેળેજ પોતાના મનનું સમાધાન કરી લેવા માંડયું. પતિની પોતાપરની અતુલ પ્રીતિ, નાથના મનની નિર્મળતા, સ્વામિની નીતિપરની શ્રદ્ધા, પોતાની સાથનું પતિનું શુદ્ધ વર્તન, સ્વામિના સુખદાયક સહવાસનો જાતિ અનુભવ, એ સર્વ પ્રકારોનું સ્મરણ થતાંવાર મણિગવરીને,-"એવું વર્તન મારા સ્વામિ કદી પણ ચલાવે નહીં. કેવળ જુઠી વાત છે!" એમ લાગ્યું, અને તુરતજ તેનું મન પૂર્વવત્ નિર્મળ બની રહ્યું. તે બોલી,—"માજી તમે કહો છો તે વાત સ્વપ્નમાં પણ મને સાચી લાગે તેમ નથી. મારા પતિના વિષે મારી ખાત્રી છે કે તેઓ પોતાને કલંક લાગે તેવું વર્તન પ્રાણાંત પર્યંત ચલાવે તેમ નથી." ડોસીએ કહ્યું,-"પણ બાઇ, હું જે વાત કહું છું તે સાંભળેલી નથી-પ્રત્યક્ષ નજરે નિહાળેલી છે અને તેથી તેની સત્યતા વિષે કશો પણ શક રહે તેમ નથી." "તમે પ્રત્યક્ષ નિહાળેલી વાત કહો છો, તો મારો કશો ઈલાજ નથી; પરંતુ ઈશ્વરે અમારૂં ઐક્ય કર્યા પછી અમારે જે એક બીજાને અનુભવ છે, તે ઉપરથી પરસ્પર એક બીજા વિષે કોઇ પણ પ્રકારે કુકલ્પના સ્વપ્નમાં સુદ્ધાં આવી શકે તેમ નથી અને મારી ખાત્રી છે કે અનાચારની વાર્તા એક બીજાથી કદી પણ બની શકે તેમ નથી." મણિગવરી એટલું કહે છે ત્યાં ડોસી બોલી ઉઠી,-"બાપુ, તું હજી બાળક છે. દુનિયાદારીનો વાયરો હજી તને વાયો નથી અને તેથી પુરૂષોનાં મન કેવાં હોય છે તે તું યથાર્થ રીતે સમજી શકી નથી. તારા સરખી જે તરૂણ કન્યાઓ, પોતાના પતિની ઉપર ઉપરની પ્રીતિ જોઇને તથા "મારી લાડકી, મારી લાડકી" એવા મધુર શબ્દો સાંભળીને કેવળ હર્ષઘેલડી બની જાય છે અને સમજે છે કે પોતાના પતિની પોતાના ઉપર સાચી પ્રીતિ છે. એવી પ્રીતિ જન્મ પર્યંત રહેશે, એવું પણ તેમને લાગ્યા વિના રહેતું નથી, અને તેમ

લાગવાનાં કારણો પણ મળી આવે છે; કારણ કે પ્રથમ પ્રથમ જ્યાં સુધી સ્ત્રીને તારૂણ્યની અપૂર્વ શોભા પ્રાપ્ત થયેલી હોય છે, ત્યાં સુધી તેનો પતિ તેમાં લુબ્ધ બનીને તેનાં ઉપર બહુજ પ્રીતિ બતાવે છે, પણ તારૂણ્યના દિવસો જેમ જેમ જવા લાગે છે, તેમ તેમ તેની તે પ્રીતિનો નાશ થવા લાગે છે. તારૂણ્યનો અધિરાઇથી એકદમ ઉપભોગ લેવાથી, જેમ અમુક એક ઉત્તમ અન્ન વારંવાર આરોગવાને લીધે કંટાળો ઉપજે છે, તેમ પોતાની સ્ત્રી સાથના ક્રીડા સુખનો પતિને કંટાળો ઉપજે છે. જેમ રોજરોજ પકવાન જમવાથી તેનો અભાવ થાય છે અને પછી તીખાતમતમા ને ખાટા ખારા પદાર્થપર રૂચી થાયછે, તેમ કેટલાક કાળ પછી પોતાની પત્નિનો અભાવ ઉપજવાથી પુરૂષનું મન એકાદી કદરૂપી સ્ત્રી તરફ પણ વળે છે! તેમાં વળી પુરૂષને પોતાની સ્ત્રી પર અભાવ ઉપજવાના અવસરેજ તેનો વિયોગ થયો હોય, તો પછી શી મણા રહે! "મનમાં ઉલ્હાસ ને મળ્યો ફાલ્ગુન માસ!" એવીજ તે પુરૂષની સ્થિતિ થઇ પડે છે. એવા અવસરમાં તેને એકાદી કર્કશા કે કુબ્જા મળે, તો પણ તે તેને બેધડક પોતાનું તન, મન, ને ધન સમર્પણ કરી દેછે. પણ તે પોતાની સ્ત્રી કરતાં રૂપ ગુણમાં ગમે તેટલી નઠારી હોય, તો પણ તે તેની દરકાર કરતો નથી. પોતાના પતિની આવી સ્થિતિ સમજવામાં આવતાં સ્ત્રી પણ મરજી મુજબ વર્ત્તવામાં મણા રાખતી નથી. સ્ત્રી પુરૂષને એક બીજાનો કંટાળો ઉપજે છે, પણ તે બન્નેમાંથી કોઇને કાંઇ વિષયનો કંટાળો ઉપજેલો હોતો નથી. સ્ત્રી કરતાં પુરૂષને વધારે છૂટ હોવાથી તે મન ધાર્યું તાબડતોબ કરી શકે છે. સ્ત્રીને પુરૂષ કરતાં છૂટ ઓછી હોવાથી તથા પુરૂષ કરતાં લજ્જા વધારે હોવાથી તેને મનધાર્યું કરી લેવાને વધારે વખત લાગેછે; પરંતુ જો તે રૂપવાન હોય તો વધારે વખત લાગવાનું કારણ પણ રહેતું નથી. મનમાં આવતાં વાર જો તે તજવીજ કરે તો મનમાનતું સ્થળ તુરત મળી આવે છે, અને આનંદ મેળવી શકે છે. ખરૂં કહીએ તો રોજ રોજ એકની એક વસ્તુ મળવાથી, પછી તે ગમે તેટલી ઉત્તમ હોય, તો પણ તે ઉપર કંટાળો ઉપજ્યા વિના રહેતો નથી, અને તેથી, નવિન વસ્તુનો ઉપભોગ લેવાનું માણસ માત્રને મન થાય છે. આવી રીતે તારા પતિએ કરેલું હોવાથી મને કાંઇ વિશેષ લાગતું નથી. તારા પતિ તરફથી તો જે થવાનું હતું તે થઇ ચૂક્યું. હવે તારી શી અવસ્થા છે, તે કાંઇ મારા જાણવામાં

નથી, અને તેથી તે વિષે હું કમી અધિક કહી શકતી નથી." "તમે જે કહો છો, તે અન્ય દુરાચારી સ્ત્રી પુરૂષોના સંબંધમાં કદાચ ખરૂં હશે, પણ અમો બન્નેને એ વાત બિલકુલ લાગુ પડતી નથી. તમે કહો છો તે બિલકુલ મારા માનવામાં આવતું નથી. સુજ્ઞ અને સદાચારી મનુષ્યનું મન એવું ઉછૃંકળ હોતું નથી. તેઓ મનોનિગ્રહ રાખી શકે છે અને તેથી નીતિને ધોકા પહોંચવા જોગ આચરણ તેઓને અભડાવી શકતું નથી. અચળ પવિત્ર પ્રેમનો અભાવ થવો સંભવનેજ નથી અને અભાવ થાય—તો તેને પુનીત પ્રેમ કહી શકાયજ નહીં. તમે કહો છો તેવો પ્રકાર સર્વ માનવીઓ માટે હોત તો નીતિનો સમૂળગો નાશ થાત, પણ યાદ રાખવું કે પૃથ્વી નીતિવાન અને સદાચારી મનુષ્યોના સંબંધમાં કાંઇ વાંઝણી નથી! તમે વૃદ્ધ થઇને આવા ખેદ ઉપજવા જોગ વિચારો બતાવી અનીતિને ઉત્તેજન મળે તેવી ઢબમાં બોલો છો એ તમોને બિલકુલ શોભતું નથી. મારા સ્વામિના સંબંધમાં તમારી પેઠે પુષ્કળ માણસો ગમે તેવી ખોટી વાત પુષ્કળ વખત મને કહે, તો પણ તે મારા લક્ષમાં ઉતરનાર નથી. હું તે કદી પણ સાચી માનનાર નથી; કારણ કે મારા સ્વામિના સદાચરણ વિષે મને પાક્કો વિશ્વાસ છે." "ત્યારે શું હું જુઠું બોલું છું!" મણિગવરીને બોલતી અટકાવી ડોસી આવેશથી વચ્ચે બોલી ઉઠી,—"હું વૃદ્ધ છું. ઇશ્વરભક્તિ કરવાનો મારો વખત છે, અને હું તીર્થયાત્રા કરતી ફરૂં છું અને એવી અવસ્થામાં હું જુઠું બોલું? તારો પતિ ગમે તેવો અનાચાર આદરે, ગમે તેવો સ્વચ્છંદે વરતે, તેમાં મારા બાપનું જાય છે શું? પણ તારા પ્રત્યે નિહાળતાં મને બહુ માઠું લાગે છે. મને માત્ર તારે માટે બહુ લાગી આવે છે. તારો સ્વામિ મરજી મુજબ ચાલતો હોવાથી તે તો સારી રીતે સુખચેન ભોગવે છે! તુંજ માત્ર તેના આચરણનો કશો પણ વિચાર નહીં કરતાં આંખપર પાટા બાંધીને દુઃખ ભોગવી લે તેવી છે! સ્ત્રીઓનું દુઃખ સ્ત્રીઓજ સમજી શકે. પતિના સમાગમને તજ્યા પછી તને કેવું દુઃખ સોસવું પડતું હશે, તે હું સારી રીતે સમજી શકું છું. એવાં દુઃખમાં, જેના પર નિષ્ટા રાખીને દિવસો કહાડવાના છે, તેજ પતિ જો બેઇમાન બનીને અનાચાર આદરે તો પછી "વાંકા સાથે વાંકું" થવામાં ખોટું શું? "હણતાને હણીએ, તેમાં પાપ ન ગણીએ." એ કહેવત શું તું નથી જાણતી? સામો માણસ જ્યારે અયોગ્ય રીતે ચાલે, ત્યારે આપણે

પણ સુખ પ્રાપ્તિનો રસ્તો શોધવામાં શા માટે વિલંબ લગાડવો જોઈએ?" ડોસીના આ વખતના બોલવાથી મણિગવરીપર કાંઇ વિલક્ષણ અસર થઇ. તેને લાગલોજ ક્રમકમાટ ઉપજ્યો. તેના શરીરપર રોમાંચ ખડાં થઇ ગયાં. તે,-"આ ડોસી-કોઇ રાંડ અવળચંડીજ જણાય છે!" એવું મનમાં બોલીને તેણે મોટેથી કહ્યું,-"ડોસી, તમારો લવારો હવે બંધ કરો! વૃદ્ધાવસ્થામાં તમે આ શો બકવાદ આદર્યો છે? તમારા બોલવાની અસર મારા ઉપર જરા પણ થઇ શકનાર નથી અને યાદ રાખવું કે તેવી માઠી કલ્પના સ્વપ્નમાં પણ મને કદી ઉપજવા પામી નથી અને હવે પછી પ્રભુ ઉપજવા દેશે નહીં. તમે કહો છો તે જો કે હું બિલકુલ માનતી નથી, તમારા બોલવા પર મને જરા પણ વિશ્વાસ આવતો નથી; અને તેમ છતાં તમે જ્યારે એ વાત સાચી જણાવો છો, ત્યારે "કરશે તે ભરશે!" એમ સમજી મનનું સમાધાન કરી લેવું જોઇએ. સામાએ અનાચાર આદર્યો માટે આપણે પણ અનાચાર આદરવો-એ તમારી શિખામણને સહસ્રવાર ધિક્કાર હોજ્યો! મારા સ્વામિ પ્રત્યેની મારી નિષ્ઠા અને પ્રીતિ લેશમાત્ર કમી થનાર નથી અને તેટલા માટે આવી વાતચિત્ત મારી આગળ તમારે કરવી નહીં." ડોસીએ મણિગવરીના બોલવાને હસી નાખવા જેવો ડોળ બતાવીને કહ્યું.—"બેટા, તેં પણ ઠીક તાલમેલ લગાવી! અંજાણ્યા—વગર ઓળખીતા મનુષ્ય કને એમજ કરવું જોઇએ અને તેટલા માટે હું તને સાબાશી આપું છું. મારી સાથે સારી રીતે ઓળખાણ નહીં હોવાથી તથા આપણો જીવ મળેલો નહીં હોવાથી તું.આવા નિશ્ચયના બોલો બોલે છે તે હું શું નથી સમજતી? મેં શું આટલાં વર્ષ પાણીમાં ગાળ્યાં છે? તું જે બોલો બોલે છે તે માત્ર બોલવા જેટલાજ ઉપયોગના છે. આજ ચોમાસાના દિવસો હોવાથી રાત્રીએ ઠંડા ફુંકાતા પવનની લહર આવવાથી બિછાનાપર પડ્યા પછી પતિ સુખનું સ્મરણ થઈ આવ્યા વિના રહેતું નથી અને તે વેળાએ કામાગ્નિથી લાગતી બળતરાનું નિવારણ કરી શાન્તિ પમાડવા માટે તારા અત્યારના આ બોલો, કશા ઉપયોગમાં આવી શકતા નથી! તે સમયે તો પ્રાણનાથનીજ જરૂર પડે છે! આવે અવસરે તડફડિયાં મારવા કરતાં જો પોતાનો પતિ પ્રતિકૂલ હોય તો, મનની શાન્તિ તો થવાની જરૂર છે, માટે પોતાને યોગ્ય-અનુરૂપ એવો બીજો કોઇ વિલાસી પુરૂષ શા માટે શોધી ન લેવો?" "હત્ રાંડ

લુચ્ચી!" મણિગવરીએ ક્રોધથી કહ્યું,—"હું તો પ્રથમ તને સભ્ય અને યાત્રાળુ–સદાચારી સમજતી હતી, પણ હવે ખાત્રી થઇ કે ચોખ્ખી માંડી વાળેલ છે! નિર્લજ સરખી ગમે તેવો બકવાદ કરે છે, પણ વૃદ્ધાવસ્થા તરફ તો થોડો વિચાર કર! મેં જેને કાયા, વાચા અને મન અર્પણ કરેલું છે, તે મારા એક પ્રાણાધાર શિવાય જગતના અન્ય પુરૂષો મને ભાઇ બાપ સરખા છે, સમજી?! ખબરદાર, જો હવે કંઈ વધારે પડતું બોલી તો! રાતની રાત મુંગી મુંગી પડી રહે અને સવારમાં તારે રસ્તે પડ!!" ડોસી ખડખડ હસી પડીને બોલી,—"દિકરી, તારા આવા કઠોર શબ્દ પ્રહારથી મને જરાપણ ગુસ્સો ઉપજતો નથી. પાતિવ્રત્યનાં વચનો જ્યાં સુધી એકાદો ફાંકડો–છબીલો મળ્યો નથી, ત્યાં સુધીજ ટકી રહે છે! એકાદો તરૂણ, સુંદર, શ્રીમંત અને વિલાસી પુરૂષ મળી આવ્યો. એટલે તે વચનો માત્ર મ્હોંમાંજ રહી જાય છે અને મનધાર્યું કરી નાંખવાને મન બહુ આતુર બની જાય છે, અને એટલાજ માટે મને તારાં એવાં વચનો કેવળ નિરર્થક લાગે છે. તને અદ્યાપિ કોઇ લાલ મળ્યો નથી, મારા સરખી, તરૂણ સ્ત્રીઓને સુખ કરી આપનારી અદ્યાપિ તને કોઈ મળી નથી તેથીજ તું પાતિવ્રત્યની મોટી મોટી વાતો કરી શકે છે! પણ એકાદો એવો ગુલજાર ગુલહૌંસી મળ્યો કે તુરત તું, મધમાંખી જેમ મધપૂડાને વળગી બેસે છે તેમ તું તેને વળગી બેસીશ, તેમાં કશો પણ શક નથી. તારા મનમાં તો એવા પ્રકારના–સુખ પ્રાપ્તિના વિચારો ઘોળાયા કરે છે, અને એ વિચારો મારાથી ગુપ્ત રાખવાનો તું પરાણે યત્ન કરે છે! પણ, "સુયાણી આગળ પેટ ચોરવું" એ દુઃખી થવા જોગ વર્તન નહીં તો બીજું શું ગણાય? મારાથી કશું છાનું રાખીશ નહી; કારણ કે તારા મનનો હેતુ પરિપૂર્ણ કરી આપવા માટેજ હું અત્રે આવેલી છું! હું તને એક એવો પુરૂષ મેળવી આપવા માગું છું કે તેનો સહવાસ થતાંવાર તને તેના વિના સર્વ જગત્ તુચ્છ ભાસે!" "રાંડ બોડી, હવે તારી જીભ ટુંકી કર!" મણિગવરી આવેશમાં ધ્રુજતી બોલી ઉઠી,—"હું પ્રથમ તને કોઈ સારા સ્વભાવની યાત્રાળુ બાઇ સમજતી હતી, પણ તારી કુટીલવૃત્તિ અને તારાં કુબુદ્ધિ દર્શક વચનો સાંભળ્યાં પછી મારી ખાત્રી થઇ ચૂકી કે તું કોઈ કર્કશા કુટણીજ છે! કોઈએ તને દુષ્ટ હેતુથી–મને દુરાચારમાં ફસાવવાના હેતુથીજ તને અહીં મોકલાવેલી છે. મેં દરડેથી આવ્યાનું જે તું જણાવે છે,

તે હવે મને હડહડતું જુઠું લાગે છે. ધિક્કાર હોજ્યો તને ! રોમ રોમ કીડા પડજ્યો તને ! લુચ્ચી, બોડી, ચાલ નિકળ અહીંથી ! ઉપાડ્ય તારો પોટલો ! ઉઠ; ઉભી થાય છે કે નહીં ! કે બોલાવું મારા વકીલ ભાઇજીને ! તેઓ આવશે અને આ વાત જાણશે તો તારાં હાડકાં રંગી નાખશે સમજી ? લોકોની સ્ત્રીઓને અનીતિને માર્ગે દોરનાર રાંડ ઠઠ્ઠાની ડાકણ તું રૈ રૈ નર્કમાં પડ્યા વિના રહેવાની નથી ! ઉઠ, ચાલ નિકળ અહીંથી ! ઓ કાકીજી, ઓ કાકીજી ! આ રાંડ દૂત્તીનું આચરણ બહુ ભૂરૂં છે. એને અહીંથી કહાડી મૂકો !" મણિગવરીની કાકીજી ઘરના બીજા ભાગમાં સુતી હતી, તેણે એકદમ જાગીને,–"વહુ દિકરા, શું છે ?" એમ પૂછ્યું. "આ રાંડ બોડીને બહાર કહાડો ?" એવો જવાબ મળતાંવાર "એમ કેમ ?" એટલું બોલીને તેનાં વૃદ્ધ કાકીજી બિછાનામાંથી ઉઠીને ઉભાં થયાં. પેલી ડોસીએ લાગલુંજ પોતાનું પોટકું બગલમાં મારીને ઉઠી, ચાલી નિકળતાં કહ્યું,–"બાઇ, હું આ ચાલી ! મને ધક્કા મારવાની જરૂર પડે તેમ નથી ! મેં તો તને તારા હિતની વાત કહી, પણ તે તને રૂચી નહીં તો થયું ! આ શેહેરનો એક શ્રીમાન્ અને તરૂણ ગૃહસ્થ તારે માટે ઝુરી મરે છે. તેં મણિશંકર માસ્તરના મોહમાં પડીને તારી જીંદગી બગાડી મૂકી છે અને હવે પસ્તાવો પામતાં છતાં તમાચો મારીને મ્હોં લાલ રાખવા જાયછે તો તે મારાથી કાંઇ અંજાણ્યું નથી ! હું જે પુરૂષને માટે કહું છું તેની સાથે પ્રેમ બાંધવાથી રાજાની રાણી કરતાં પણ તું અધિક સુખ ભોગવી શકીશ, સાક્ષાત્ સ્વર્ગીય સુખનો અનુભવ તને મળી શકશે અને એ વાર્તા બીજાના જાણવામાં ન આવે, તેવી તજવીજ પણ કરવામાં આવશે. આ બાબત પર વિચાર કર, નહીંતર પાછળથી પસ્તાવું પડશે !" "રાંડની જીભજ ખેંચી કહાડવી ઘટે છે !" મણિગવરી એટલું કહીને તે ડોસીને મારવા જતી હતી, તેવામાં તેનાં વૃદ્ધ કાકીજીએ ત્યાં આવીને તેને તેમ કરતી અટકાવી. "નકટી– નિર્લજ, ચાલતી થા અહીંથી ! નહીંતર તારા બોડા માથામાં આ સાંબેલું પડશે અને અહીંજ તારો મોક્ષ થઇ જશે ! ચલ, ચલ, નિકળ અહીંથી ! વેસ્યા, કુંટણી, તારૂં કાળું કર !" મણિગવરીનું છેવટનું વાક્ય પુરૂં થયું ન થયું, એટલામાં તો તે ડોસી ત્યાંથી પલાયણ કરી ગઇ. મણિગવરીએ પોતાનાં વૃદ્ધ કાકીજીને સર્વે હકીકત નિવેદન કરી. કા-

કીજીની સલાહ ઉપરથી તથા પોતે કરેલા વિચાર ઉપરથી પોતાના સ્વામિના વકીલ મિત્રને આ હકીકત જણાવવામાં અર્થ નથી, એમ સમજી મણિગવરીએ તુરત પોતાના સ્વામિપર બનેલા પ્રકાર વિષેની હકીકતનો પત્ર લખ્યો. ઉપજેલા સંતાપને લીધે મણિગવરીને આખી રાત્ર નિદ્રા આવી નહીં. "મારા ઉપર એકાદું ભયંકર—જબરદસ્ત સંકટ આવવાનું આ પગરણ તો નહીં હોય !" એવા ઉપજેલા વિચારથી અનેક કલ્પના કરી મણિગવરી કષ્ટી બની રહેવા લાગી. તેના પતિ તરફનો એક પણ પત્ર નહીં આવવા વિષેની તેની મુંજવણનો પાર રહ્યો નહીં. તે વારંવાર રડી પડીને ઓશિયાળું વદન કરી પોતાના પતિ પત્યે કાળજી દર્શક દગ રે કહાડવા લાગી. બીજે દહાડે પ્રભાતમાં ઉઠી રાત્રીએ લખેલો પોતાના સ્વામિપરનો પત્ર તેણે ટપાલમાં નંખાવ્યો.

દિવસપર દિવસો ગુજરવા લાગ્યા. પોતાના પતિ તરફનો બિલકુલ પત્ર નહીં હોવાથી મણિગવરીની ચિંતાનો પાર રહ્યો નહીં. " પેલી ડોસી કોઇ કર્કશા—કુંટણી હતી અને તેને કોઇ દુષ્ટ માણસે મને સાધ્ય કરવાની બૂરી ધાનતથી મારી કને મોકલાવેલી હશે. હા, પેલા બે કોઇ રસ્કાઓ, હું પરણી ત્યારથીજ મારી પાછળ પાછળ ફર્યા કરે છે, તેમનોજ આ છળભેદ હોવો જોઇએ. પ્રાણનાથને મેં એ વિષે કેટલીકવાર કહ્યું હતું, પણ તેમણે તે ઉપર કશું લક્ષ આપ્યું નહીં, અને હવે વાત તો છેક વધી પડી ! વકીલ ભાઇજીને એવી વાત કહેવાને મારી જીભ શી રીતે ઉપડે ? કુટીલ—દુષ્ટ માનવીઓ ગમે તેટલાં મથી મરે, પણ નિર્મળ મનુષ્યનો વાંકો વાળ થવા પામતો નથી. પ્રભુ મારા શિયળનું રક્ષણ કર્યા વિના રહેશે નહીં. મારી મને કશી કાળજી થતી નથી, પણ માત્ર તેઓ ત્યાં સુખી છે કે દુખી, તે જાણવાને મારૂં મન બહુજ ટમટમી રહ્યું છે. અરે, તેઓ એક કાગળના કકડામાંથી પણ ગયા!" અહોરાત્રી આવા પ્રકારના વિચારો કરવા ઉપરાંત મણિગવરીનું લક્ષ બીજા કશામાં લાગતું નહોતું.

એવી રીતે વીશેક દિવસો ગુજરી ગયા, અને બનેલા બનાવનું મણિગવરીને વિસ્મરણ થવા લાગ્યું. તેવામાં એક દિવસે મણિગવરીના ઘરનું કદી કદી કામકાજ કરનારી ગોમતી નામની તેની એક ઓળખીતી બાઇએ મણિગવરીના ઘરમાં પ્રવેશ કર્યો. તેણે ગરીબાઇથી સવિનય મણિગવરીની

પ્રાર્થના કરી કે,–"આજે મારા ભાઇની વહુનો ખોળો ભરવાનો છે. અમારી ગરીબ સ્થિતિ હોવાથી આજના શુભ દિવસે તે બાપડીને સારી સાડી કે સારી ચોળી પણ પેહેરવા સરખી નથી. તે બાપડીનાં માબાપ નાનપણથી મરી પરવારેલાં હોવાથી તે તરફથી પણ પોષાક મળવાનો સંભવ નથી; આમ હોવાથી હું તમારી પાસે આવેલી છું. માત્ર આજનોજ દિવસ તમારી એકાદી નવી સાડી, અને એકાદી ચોળી માગી આપશો તો ઘણોજ આભાર થશે. આવતી કાલે તમારાં તે લુગડાં પહોંચતાં કરીશ." મણિગવરીનો સ્વભાવ દયાળુ હતો. તેને તે બાઇનું ગરીબાઇ ભરેલું બોલવું સાંભળી બહુ દયા ઉપજી. તેણે લાગલીજ પોતાની પેટી ઉઘાડીને તેમાંથી પોતાને પેહેરવાની એક ઉત્તમ સાડી અને એક નવિન ચોળી કહાડી આપી. તે બાઇની દૃષ્ટિ પેટીમાંની શાલ ઉપર પડવાથી,–"આ સાલ પણ છાબમાં મૂકવા માટે આજનો દહાડો આપો તો ઠીક. હું તેને જીવની પેઠે જાળવીશ અને આવતી કાલે આ લુગડાં સાથેજ પાછી પહોંચાડીશ," એમ કહ્યું. મણિગવરીએ તેની વિનતિનો સ્વિકાર કરીને કહ્યું,–"આ ત્રણે લુગડાં બહુ કિમતી છે. સારી રીતે સાચવજ્યો." તે બાઇએ કપડાં લઇ મણિગવરીનો આભાર માની લાગલોજ રસ્તો પકડયો.

બીજે દહાડે પ્રભાતમાં, સતર ઠીગડાંની સાડી પેહેરેલી છે, માથાના વાળ વિખરાયલા છે, કંઠ ગદ્‌ગદિત થઈ રહેલો છે, આંખોએ આંસુ આવી રહેલાં છે, અને મનમાં જબરદસ્ત દુઃખ ઉપજ્યા જેવી મુદ્રા બની રહેલી છે–એવા આકારમાં ગોમતીબાઇ મણિગવરી આગળ હાજર થઇ. "કાં બાઈ, તમારૂં કામ પાર પાડયું ? મારાં લુગડાં પાછાં લાવ્યાં છો?" એમ મણિગવરીએ પૂછ્યું કે તુરત ગોમતી, કશો પણ જવાબ નહીં આપતાં ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. આથી મણિગવરીને અચંબો ઉપજ્યો; "બાઇ એમ કેમ ! એમે રડવાનું કારણ શું ? શું થયું છે ? તમને દુઃખી જોઇને મને પણ દુઃખ ઉપજે છે." મણિગવરીના એવા બોલો સાંભળી આંખો ચોળતી તે બોલી,—"આપનાં કપડાં હવે હું પાછાં આપી શકીશ નહી." મણિગવરીએ કહ્યું,–"એમ કેમ?" તે બાઈ બોલી,—" "શું કહું બાઈ! ભિખારીનું નસિબ પણ ભિખારીજ!" મને કુબુદ્ધિ સુજી અને હું આપના કિમતી કપડાં માગીને લઇ જવાની ભાંજગડમાં પડી! મેં હાથે કરીને " પેટ ચોળી શૂળ "

ઉપજાવ્યું !" કરમચંડાળ, ભોજાઈ, કદાચ તેવાં સારાં કપડાં ન પહેરત તો શું વહી જવાનું હતું ? પણ થવા કાળ મિથ્યા થતો નથી !" એટલું કહીને પાછી તે રડવા લાગી. "પણ પ્રથમ કહેતો ખરી કે એમ કેમ બન્યું ?" મણિગવરીને જવાબ મળ્યો,–" શું કહું ! કાલ મને કુબુદ્ધિ ઉપજી અને હું આપનો આભાર ચઢાવીને આપનાં લુગડાં માગી ગઈ ! અહીંથી ઘેર જઇને મેં તે કપડાં સંભાળીને મૂકવાનું કહી મારી ભોજાઇને આપ્યાં. તેણે તે વળગણી ઉપર મૂકયાં. સાંજના ચાર વાગતે તે પેહેરવા માટે વળગણી ઉપર લેવા જાયછે તો ત્યાં તે કપડાંજ ન મળે ! ! પુષ્કળ શોધ કર્યો પણ પત્તો લાગ્યો નહીં. કોઇ ચોરી ગયું હશે, એમ ધારીને અમો સઘળાંને કાલના મંગળ દિવસે રડવું પડયું. તમોને મ્હોં દેખાડવા જેવું રહ્યું નથી. પણ તમે કપડાંની રાહ જોતાં હશો એમ ધારીને આ હકીકત કહેવા આવેલી છું. " "થયું તે બહુ માઠું થયું ! ત્યારે હવે કરવું શું ? મારા સ્વામિ તરફથી મને બહુજ ઠપકો મળશે. દયા ઉપજવાથી મેં મારાં પેહેરવાનાં લુગડાં તમને આપેલાં હતાં. તમે તેને સંભાળવાની બેદરકારી રાખી. ગમે તેમ થયું, પણ મારાં લુગડાં મને ગમે તે રીતે પાછાં મળવાંજ જોઈએ." મણિગવરીને બોલતી અટકાવીને તે બાઇ કહેવા લાગી,—" હું તમારાં કપડાં લઇ ગઇ–તે મારોજ અપરાધ છે. તમારાં કપડાં હવે કાંઇ મળી શકનાર નથી, પણ તમે કહો તે, તેની કિમત આપવાને તૈયાર છું." " મારી સાડીની પચીશ રૂપિયા, ચોળીની સાત રૂપિયા અને શાલના પચાસ રૂપિયા કિમત છે. એમ મારા સ્વામિએ મને કહેલું હતું. પણ તેટલા બ્યાસી રૂપિયાની રકમ તું કયાંથી લાવી શકીશ ?" " અરે મારો દેહ ગીરવી મૂકીને પણ લાવી આપીશ. તમે શા માટે ચિન્તા રાખો છો? મેં તમારાં લુગડાંની કિમત માટે તજવીજ કરી રાખેલી છે. ઘણું કરીને હમણાજ તેટલા રૂપિયા તમોને લાવી આપું છું." મણિગવરીનું તથા ગોમતીનું, એટલું સંભાષણ થયા પછી ગોમતી પોતાને ઘેર ગઇ. તેના જવાને પંદર મિનિટ થઇ નહીં, એટલામાં પાછી આવી તેણે મણિગવરીને બ્યાસી રૂપિયા ગણી આપ્યા. ગોમતીના ગયા પછી,–"ગામમાં રહેવાનું ઘર નથી, શરીરપર ફાટાં તૂટાં કપડાં પણ પેહેરવા મળતાં નથી, મેહેનત મજુરી કરીને માંડમાંડ ગુજરાન ચલાવે છે અને એમ છતાં બ્યાસી રૂપિયાની રકમ તેણે શી રીતે લાવી આપી ? આમાં પણ મને કાંઇ ઉંડો

ભેદ લાગે છે. એ ભેદ મારૂં અનિષ્ટ થવાના સંબંધનો તો નહીં હોય ? પેલી ડોસીદ્વારા કંઇ વળ્યું નહીં, તેથી આ બીજા પ્રકારે પેલા દુષ્ટોએ મારો છળ કરવો તો નહીં ધાર્યો હોય ? પણ મારાં કપડાં લઇ લેવામાં તેમની શી મતલબ પાર પડવાની હતી ? અરેરે, મારૂં મન આથી વધારે ગુંચવણમાં પડી ગયું છે. મને કશી ગમ પડતી નથી." ગોમતીએ રૂપિયા લાવી આપવાથી મણિગવરી ભ્રાન્તિમાં પડી ગઇ. તેણે પોતાનાં વૃદ્ધ કાકીજીને હાક મારીને કહ્યું,–"કાકીજી મને બહુ ગભરામણ થાય છે આ ગોમતી પણ છળભેદથી લુગડાં લઈ ગઇ હોય એમ લાગે છે!" મણિગવરીનાં વૃદ્ધ કાકીજીએ "એમ કેમ?" એમ પૂછ્યું કે તુરત આ વાર્તાના રચનારે પણ સ્વછંદીપણે આ પ્રકરણનો અંત આણ્યો. !!

---

# પ્રકરણ તેરમું.

## મિત્રવિયોગ.

"મોર ચહે ઘન ઘોર ઘટા, શશિ તેજ છટા થકિ શું સુખ પામે ?
દર્શન ચંદ્ર ચકોર ચહે, ઘન ઘોર ઘટા થકિ કેમ વિરામે ?"

[ દલપતરામ ]

---

અનંતરાયની નિદ્રા પૂરી થઈ. તેણે ઉઠતાંવાર આળસ મરડીને "મોહનલાલ!" એમ બૂમ મારી. બૂમ પણ મોટેથી મારવી જોઇતી હતી કે નહીં ? કેટલી હળવે ? "કેટલો બધો વખત સુઇ રહ્યો!" એટલું બોલીને મુસાફરી બંગલાની અંદર મોહનલાલની પડપૂછ કરી. "તેમને બહાર ગયાને પુષ્કળ વખત થયો." એવો જવાબ મળતાંવાર,–"અરે, એ ગયો પણ કયાં ? કેવો ચમત્કારિક માણસ! બહાર જવું હતું તો મને ઉઠાડવો હતો કે નહીં ?" અનંતરાય વકીલ એટલા ઉદ્ગારો કહાડીને જેમનો તેમ મુસાફરી બંગલાના ચોગાનની બહાર જઇને ચોતરફ નિહાળવા લાગ્યો. બંગલાની ચોમેર થોડે થોડે દૂર પણ જઈ આવ્યો; પરંતુ મોહ-

નલાલ દૃષ્ટિએ પડયો નહીં. પુનઃ બંગલામાં આવીને સાશંક વૃત્તિથી,–"મોહનલાલ આવ્યા?" એમ રખેવાળને પૂછયું. રખેવાળે જવાબ આપ્યો,–"મોહનલાલ તો આવ્યા નથી, પણ કુમારશ્રી શિવસિંહજી અત્રે આવીને પાછા ચાલી ગયા. આપ અત્રે નહીં હતા, તેથી,–"તેઓ ત્યાં ગયા હશે." એમ બોલી,–"કોણ જાણે" એટલું મેં કહ્યું કે તુરત તે નામદાર પાછા પધાર્યા." "કદાચ મોહનલાલ પણ ત્યાંજ ગયા હશે." એટલું બોલી સત્વર પોષાક પેહેરી અનંતરાય વકીલ દરબારગઢ તરફ જવા રસ્તે પડયો. દરબારગઢમાં પહોંચતાંવાર સાડાસાત વાગેલા ઘડિયાળમાં દૃષ્ટિએ પડ્યા. તેણે ઉતાવળથી કુમારશ્રી શિવસિંહજીના મેહેલમાં પ્રવેશ કર્યો. "મોહનલાલ વ્યાસ અહીં આવ્યા છે?" "હા; સુજાણબા કહેતાં હતાં કે, ચાર વાગતે અહીં આવ્યા હતા." "પછી ગયા કયાં?" કુંવરી સુજાણબાએ દીવાનખાનાની અંદરના ભાગમાંથી બહાર આવીને,–"તેઓ પેલા પાતાળ કુવા તરફ ગયા અને હું મારા નવાં માતુશ્રી કને ગઈ. માતુશ્રીને મેં જાણી જોઇને, તેના ઉપર કેવી અસર થાય છે, તે જાણવા માટે,–"રાણી સાહેબને મળવાની જરૂર છે." એવું મોહનલાલ વ્યાસનું બોલવું થયું હતું–એમ મેં કહ્યું કે તુરત તેઓ વિચિત્ર મુદ્રા કરી,–"પરાયા માણસને મારા ખબર પૂછવાનું પ્રયોજન શું? તું જુઠું બોલે છે!" એમ બોલી ઉતાવળે પોતાના મેહેલ તરફ ચાલી ગયાં. હું પણ અન્ય કામમાં ગુંથાઇ, અને ત્યારબાદ મોહનલાલનું શું થયું, તે હું જાણતી નથી. સુજાણબાની એક દાસીએ દિવાનખાનાના અંદરના ભાગમાંથીજ મોટેથી કહ્યું,–"પણ બા સાહેબ, અર્ધા કલાક પહેલાં કોઈએ કુવામાં ભૂસ્કો માર્યો હોય–એવો મોટો અવાજ થયો હતો!" "હેં!" "હેં!" કહેવા ઉપરાંત અનંતરાય વકીલ કે કુમાર શિવસિંહજી વિશેષ બોલવાને ત્યાં ઉભા રહ્યા નહીં. બન્ને અસાધારણ ત્વરાથી દાદરો ઉતરી નિચે આવતાંવાર મૂઠીઓ વાળીને પાતાળ કુવા તરફ દોડી ગયા. તેમને દોડતા જાણીને દરબારગઢની અંદરનાં અન્ય માણસો પણ ત્યાં હાજર થયાં. મશાલ સળગાવી ત્રણ તરીઆઓને કુવાની અંદર ઉતારવામાં આવ્યા. તેઓએ ઉપરાઉપર ડૂબકીઓ મારીને શોધ ચલાવવા માંડયો. આખરે કશો પત્તો નહીં લાગવાથી,–"આમાં કશું નથી" એમ બોલી તરીઆઓ બહાર આવ્યા. અનંતરાય વકીલની ચિંતાનો પાર રહ્યો નહીં, શિવસિંહજીએ ગા-

મમાં અને ગામ બહારનાં બાગ–બગીચામાં મોહનલાલનો શોધ કરવા માટે માણસો દોડાવ્યાં. કુવાપર પુષ્કળ માણસોને એકઠાં મળેલાં જાણીને ત્યાં ભાયો ખવાસ પણ ધીમે પગલાં ભરતો હાજર થયો. "શું થયું?" "વકીલ સાહેબના દોસ્ત કુવા ઉપર આવેલા હતા અને તેઓ કદાચ અંદર પડી ગયા હોય, એવા શકથી શોધ કરવામાં આવે છે." એવો એક બીજા સિપાઈએ ભાયા ખવાસને જવાબ આપ્યો, કે તુરત કુમાર શિવસિંહજી કને આવીને ભાયાએ કહ્યું,–"સાહેબ,તેઓ તો અત્રે આવીને તુરત ચાલી ગએલા હતા. હું નજરે નિહાળેલી વાત કહુંછું. મારૂં બોલવું જુઠું હોય તો આપે એટલો પણ વિચાર કરવો ઘટે છે કે આ પાતાળ કુવામાં પડેલો માણસ કદી પણ જીવે નહીં, અને જીવે નહીં, ત્યારે તેનું મુડદું પાણી ઉપર તર્યા વિના રહે નહીં. કુવમાં તેઓ પડ્યા નથી તેઓ તો તુરતઅહીંથી ચાલી ગએલા છે." અનંતરાય વકીલને "અપેલો ભાયો ખવાસ !" એટલું કુમારશિવસિંહજીએ અંગ્રેજીમાં કહ્યું કે, તુરત,–"હા, એજ પેથાપુરમાં ગંગાડોસીને ઘેર તે વેળાએ પેલી તસબિર આપી ગયો હતો." એવો અંગ્રેજીમાંજ જવાબવાળી,–"તેઓ જાતે કુવામાં પડે તેવા નથી. બીજા કોઇએ તેમને કુવામાં નાંખી દીધેલા છે સમજ્યો!" એમ ભાયા તરફ વળીને અનંતરાયે કહ્યું કે તુરત ભાયાની જીભની બોબડી વળવા લાગી! તેનાં સર્વાંગે ધ્રુજ છૂટી. તેની મુખમુદ્રા શ્યામ બની ગઇ. તે ભયભિત થઈ રહ્યો. "તમે પેલી તસબિર પેથાપુરમાં આપી ગયા હતા ખરૂં ?" અનંતરાયે એટલું પૂછ્યું કે તુરત ભાયાના રામ રમી ગયા! "ના સાહેબ, હું નહીં; એ તો મારા જેવો કોઈ બીજો માણસ હશે. સરખા ચેહેરાનાં અને સરખાં કદનાં ઘણાં માણસો હોય છે!" એટલું બોલી તે ત્યાંથી ચાલી નિકળવા લાગ્યો. "ઉભો રહે. આમ આવ." કુમાર શિવસિંહજીની એવી આજ્ઞા સાંભળતાંવાર તેના હોશ ઉડી ગયા. કુમાર શિવસિંહજીએ તેને બાજુપર લઇ જઇને,–"જે ભુંડું કાર્ય તમારે હાથે થયું છે તે અમારાથી અંજાણ્યું નથી. તમો ત્રણેની કેવી માઠી હાલત થાય છે તે થોડાજ વખતમાં તમોને માલુમ પડશે!" એટલું કહી ભાયાને ધમકાવ્યો. "અમે ત્રણે!" ભયભિતપણે ભાયાએ કહ્યું,–"નામદાર, હું, મારી બાયડી અને બામાસાહેબ, ત્રણે અહીં આ કુવા પાસે સંધ્યાકાળે હતાં, એ ખરી વાત છે, પણ–" "અરે અધમ! કાળાં કૃત્ય કરનાર સાચુ બોલ!" ભાયાને બોલતો અટકાવી

કુમાર શિવસિંહજીએ ક્રોધયુક્ત મુદ્રા કરી ડોળા ઘુરકાવી ભાયાને વધારે ધમ-કાવ્યો. "સાચું કહુંછું કે અમે ત્રણે જણાં કુવા પાસે ગયાં, તે પેહેલાંજ વકીલ સાહેબના દોસ્ત ત્યાંથી ચાલી ગયા હતા." અનંતરાયે શિવસિંહ-જીને અંગ્રેજીમાં કંઇ કહ્યું કે તુરત તેમણે ભાયાને છોડી દીધો. ત્યારબાદ શિવસિંહજી અનંતરાયને લઇ પોતાના મેહેલમાં આવ્યા. અનંતરાયને નાના પ્રકારના તર્કવિતર્ક થવા લાગ્યા. "ભાયો વાત કરતાં બહુજ ગભરાઇ ગયેલો જણાતો હતો. વળી,—"અમે ત્રણે કુવા પાસે હતાં" એમ બોલી ગયો, આ ઉપરથી મને લાગે છે કે તેમણેજ કંઇ કાવતરૂં કરેલું હોવું જોઇએ." "હું પણ એમજ ધારૂં છું" શિવસિંહજીના બોલવાને અનંતરાયે ટેકો આપ્યો. "કુમાશ્રી, મને મોહનલાલની બહુજ ચિંતા થાય છે. આજ સવા વર્ષથી તેના વિના એક પળ પણ હું રહેલો નથી. નિકટ સહવાસ છતાં આમ એકાએક વિયોગ થવાથી તે દુઃખ મને અત્યારે અસહ્ય થઈ પડયું છે. મને કશી ગમ પડતી નથી." કુમાર શિવસિંહજીએ કહ્યું,—"આવેલો પ્રસંગ ધૈર્ય રાખી સહન કરવો જોઈએ. મોહનલાલના શોધને માટે હું પણ તમારી સાથે આવવાનો વિચાર રાખું છું." "હવે શો શોધ કરવાનો રહ્યો છે? મારા વહાલા મિત્રને હું ગુ-માવી બેઠો ! કોઇ દુષ્ટોએ જરૂર એનો જીવ લીધો!" અનંતરાયની આંખોમાંથી ઉષ્ણ આંસુની ધારાઓ ચાલી નિકળી. "આમ ગભરાયે કાંઇ પાર આવનાર નથી. આપણી પૂર્વની શંકામાં વધારો થાય, તેવા પ્રકારનું ભાયાનું બોલવું થયું હતું, અને કરેલાં કુડાં કૃત્યના ભયથી તે સંપૂર્ણ ઘેરાઇ રહ્યો હોય—તેવો તે વેળાએ તેનો દેખાવ કંઈ વિલક્ષણજ થઇ રહ્યો હતો. હું હમણાજ મારા મામાસાહેબની કને જાઊં છું અને ત્યાં મારાં મામીસાહેબની સ્થિતિ નિહા-ળવાથી તથા તેમનું બોલવું સાંભળવાથી મોહનલાલના ગુમ થવા વિષે માનવા જોગ અનુમાન કરવાનું બની આવશે. હું જઈ આવું તેટલો વખત તમે અહીંયા બેસો. સુજાણબા પણ ત્યાં ગયેલાં જણાય છે." કુમારશ્રી શિ-વસિંહજી એટલું કહીને રાજમેહેલ તરફ ચાલી નિકળ્યા.

રાજમેહેલના દિવાનખાનામાં એક આરામ ખુરસી ઉપર મહારાજા અભયસિંહ સ્વસ્થ પડેલા હતા. રાણી ચંપાબાઇ દિવાનખાનાના એક ખુણામાં "પિઆનો" વગાડી કોકીલ કંઠથી, મોરબી આર્ય સુબોધક નાટક મંડળી માટે રા. રા. વાઘજી આશારામ ઓઝાએ બનાવેલ "રાણકદેવી રાખેંગાર

નાટક” માંનું એક ગાયન ગાતી હતી. સુજાણબા એક કોચ ઉપર બેસીને પોતાના નવાં માતુશ્રીની ગાયન કળા વિષેની નિપૂણતાપર વિચાર કરતી હતી. કુમારશ્રી શિવસિંહજીએ ત્યાં પ્રવેશ કર્યો. તેમને નિહાળતાંવાર રાણી ચંપાબાઇએ "પિઆનો" વગાડવો બંધ કરવા સાથે ગાયન ગાવું પણ પડતું મૂકયું. "આજ નિત્યના કરતાં અહીં વધારે રોશની કેમ કરવામાં આવી છે? મામી સાહેબે પણ આજ નિત્યના કરતાં પુષ્કળ અલંકારો કેમ ધારણ કરેલા છે? સ્મિતવદન, ઉલ્હાસવૃત્તિ, અલૌકિક ઠમકો—સઘળોજ પ્રકાર નિત્યના કરતાં વિશેષ કેમ જણાય છે? આજે ભાગ્યહિન મોહનલાલ વ્યાસનો ઘાટ ઘડાયાનાં આ સર્વ ચિન્હો તો નહીં હોય?! વૃદ્ધ મામા સાહેબ પોતાની તરૂણ લાડકી રાણીના કોડ પૂરા કરવામાં મણા શા માટે રાખે? ભોળો બિચારો!!" કુમાર શિવસિંહજી પોતાના મામાની જોડમાં એક ખુરસીપર બેઠા બાદ વિચારમાં પડી ગયો. રાણી ચંપાબાઇએ જરા હસીને,—"કુમાર, શા વિચારમાં પડ્યા? તમારી અમે રાહ જોતાં હતાં. તમોએ મારે માટે આણેલી આ કાસ્મિરી શાલ આજે મેં પેહેલવેહેલીજ ઓઢેલી છે. બહુજ ઉત્તમ છે. મને તે બહુજ ગમી છે." એમ કહ્યું. પોતે પ્રવાસે ગયા હતા, તે વેળાએ મામી સાહેબને માટે આણેલી શાલનું કુમાર શિવસિંહજીને સ્મરણ રહ્યું નહોતું. તેના મનમાં આ વેળાએ માત્ર મોહનલાલજ વસી રહ્યો હતો. રાણીના બોલવા તરફ વિશેષ લક્ષ નહીં આપતાં,—"તમોને તે શાલ ગમી તેથી મને આનંદ ઉપજે છે." એટલું કહીને તેણે પુનઃ મૌન્ય ધારણ કર્યું. "કેમ આજે કંઈ ઉદાસ સરખા જણાઓ છો?" "ગયો બિચારો! મને આજે બિલકુલ ચેન પડતું નથી. અનંતરાય વકીલ પણ શોકાતુર થઇ રહેલછે." મહારાજા અભયસિંહને કુમાર શિવસિંહજીએ ઉત્તર આપ્યો. "કોણ ગયો? કયાં ગયો?" "મારો તથા અનંતરાય વકીલનો પ્રિય મિત્ર મોહનલાલ નંદલાલ વ્યાસ! ભાગ્યહિન બિચારો! સંસારમાં કશું સુખ દીઠું નહીં!" પુનઃ મહારાજા અભયસિંહના પ્રશ્નનો કુમાર શિવસિંહજીએ ઉત્તર આપ્યો. "અરે, સુજાણબાના કહેવા પ્રમાણે તેઓ ચાર વાગતે દરબારગઢમાં આવ્યા હતા, અને જાય કયાં! જો કે હું તો તેમને ઓળખતી નથી અને તેઓ પણ મને ઓળખતા નથી, તોપણ તેઓને, તેમનું અત્રે આવવું થયા પછી માત્ર નામથી હું જાણી છું!" રાણી ચંપાબાઈએ વિચિત્ર મુદ્રા કરીને વિશેષમાં

જણાવ્યું કે,—"મારી રાધા કહેતી હતી કે તેઓ તુરત દરબારગઢમાંથી પાછા ગયા છે." "તે બાપડો બહુજ ભલો. તે ગયાના સમાચાર મળતાંવાર મારૂં મન આકૂલવ્યાકૂલ બની રહ્યું છે. સ્નેહ બહુ બૂરો છે. મારા કરતાં અનંતરાયના ઉપર તેના વિયોગે બહુ માઠી અસર કરેલી છે. અમો બન્નેને બહુ બૂરી કલ્પના ઉપજે છે. કહેવત છે કે,—"દુશ્મન ન ધારે, ને મન ધારે!" કુમાર શિવસિંહજીનું બોલવું શ્રવણ કરીને કુંવરી સુજાણબાએ કહ્યું—"ચંદ્રદર્શન વિના કુમુદિની પ્રફુલ્લિત બનશે શું? ચંદ્ર શિવાય રાત્રીને વિશેષ શોભા પ્રાપ્ત થશે શું? પાણી વિના માછલું કદી જીવ્યું છે શું? મૈત્રી બહુ દુઃખદાયક છે. મિત્રવિરહથી કુમારશ્રીને તથા અનંતરાયને અસહ્ય વ્યથા ઉપજે તેમાં વિશેષતા નથી." "તમોને શી બૂરી કલ્પના ઉપજે છે?" રાણી ચંપાબાઇએ કુમાર શિવસિંહજીને પૂછયું. "મામીસાહેબ, મોહનલાલ વ્યાસની સ્ત્રીને ગુજરી ગયે સવા વર્ષ થવા આવ્યું. સ્ત્રી ગુજરી ગયાના સમાચાર મળ્યા, ત્યારથીજ તેના હૃદયમાં થયેલો કારી જખમ અદ્યાપિ પર્યંત રૂઝાવા પામ્યો નથી. હા, તે રોજ ખાય છે, પીએ છે, બોલે છે, હીંડે છે, પણ સદા ઉદાસ! એકાદી વાર રડી પડે, એકાદી વાર કંઇ વિલક્ષણ બડબડે, એકાદી વાર વિચિત્ર ચેનચાળા કરી ઘેલચ્છા કહાડે,—એવી તેની શોચનિય સ્થિતિ, તેની ભાર્યાના મૃત્યુ પછી થઇ રહેલી છે. જોકે તે પોતાનું દુઃખ જાહેર રીતે જણાવતો નથી, તોપણ એ દુઃખમાં તે બાપડો ઝુરી મરે છે તેમાં કશો પણ શક નથી—તે પોતેજ મુંઝાઇને વખતે આપઘાત કરી લે, તો એ પણ બનવા જોગ છે; અને તેમ નહીં તો, તેનો ઘાત થવાનાં કે તેના ગુમ થવાનાં બીજાં પણ મજબૂત—માનવા જોગ કારણો છે!" આ વેળાએ રાણી ચંપાબાઈની મુદ્રાનો રંગ બદલાઈ ગયો. તેણે સાશંક બનીને કુમાર શિવસિંહજી તરફ કેટલોક વખત એકી નજરે નિહાળી પછીથી,—"બીજાં પણ મજબૂત—માનવા જોગ કારણો! કદાચ હશે!" એટલું કહી મૌન્ય ધારણ કર્યું. કેટલોક વખત સઘળાંઓની ચૂપકીદી વચ્ચે પસાર થઇ ગયો. પાસેની ટેબલપરના અરસામાં નિહાળી કપાળપર આવેલી વાળની ઝીણી લટ બાજુપર ખસેડી રાણી ચંપાબાઇએ કહ્યું,—"એતો ઘણું વિલક્ષણ! બાઇડી મરણ પામી માટે વર્ષોનાં વર્ષ રડ્યા કરનારા પુરૂષો બહુ થોડા હોય છે! પુરૂષોને શું? એક મરણ પામી તો લાગલીજ બીજી!

જાણે પગનું પગરખું બદલાવ્યું ! પુરૂષોને વળી બાઇડી મરી ગયાનો શોક શો? શું અમારી–સ્ત્રીઓના જેવી તેમની સ્થિતિ છે? સ્ત્રીઓનું જીવતર તેમના સ્વામિ ઉપરજ હોય છે; સ્વામિના મૃત્યુ પછી તેમના દુઃખનો અંત જાતે મૃત્યુ પામ્યા વિના આવતોજ નથી!" "મામી સાહેબ, મોહનલાલ વ્યાસ, સ્ત્રી મરણ પામી એટલે લાગલીજ બીજી પરણે તેવો, કિંવા સ્ત્રી મરણ પામી એટલે પગરખું બદલાયું સમજે, તેવો મનુષ્ય નહોતો; તેની સ્ત્રીપર તેનો અપૂર્વ પ્રેમ હતો. સ્ત્રી ગુજરી ગયાના વર્તમાન જાણવામાં આવ્યા. ત્યારથી તે અત્યાર સુધી તે શોકાકુલ બની રહેલો દૃષ્ટિગોચર થતો હતો. બાપડો પવિત્ર દિલનો! કદાચ તેની સ્ત્રી જીવતી હોવાનો પ્રત્યક્ષ પુરાવો મળે તો પણ તેના હૃદયમાં સંશયને સ્થાન મળવું મુશ્કેલ!" "સ્ત્રી જીવતી હોવાનો પુરાવો! કુમારશ્રી, તમે આ શું બોલો છો?" રાણી ચંપાબા-ઇએ ભમર ચઢાવી આશ્ચર્યથી કહ્યું. "મામી, આ પ્રાપંચિક જગતમાં જે નહીં બને તે થોડું!" શિવસિંહજી એટલું બોલે છે ત્યાં રાણીએ વાતને જરા મરડી,–"અરેરે! કેટલું ખોટું!! તે બાઇએ મરવું જોઈતું નહોતું! પોતે તો મરણ પામીને છૂટી, પણ તે બાપડાને સંકટમાં પાડયો! શા માટે તેણે મરવું જોઇએ? કેટલી દુષ્ટ તે!" એવું વિચિત્ર મુદ્રા કરીને કહ્યું. "કારણ વિના કોઈને વળી મરવું ગમતું હશે?" કુમાર શિવસિ-હજી એટલું બોલીને રાણી ચંપાબાઈ તરફ સાશંક મુદ્રાએ નિહાળવા લાગ્યો. મહારાજા અભયસિંહને આવા પ્રકારના સંભાષણપર કંટાળો ઉપજ્યો હોય, એમ જણાયું. "મોહનલાલ વ્યાસની વાત હવે જવાદો. તેને અહીં નહીં ગમ્યું હોય તેથી મુંબઇ ગયો હશે. (પોતાની પત્નિને) તું તારે "પી-આ આ ઉપર એકાદું ગાયન ગા." પોતાના પ્રાણનાથની આજ્ઞા થતાંવાર રાણી ચંપાબાઇએ મનોહર–મધુર ગાયન ગાવા માંડ્યું. "સંગિત સૌભદ્ર" નાટકમાંનું શ્રી કૃષ્ણે રૂકિમણી પ્રત્યે કહેલું એ શૃંગારિક પદ હતું. પદ પૂરૂં ગાઇ રહ્યા પછી રાણી ખડખડ હસી પડી. પોતાની પ્રિયાને બહુજ આનંદમાં આવી ગયેલી નિહાળીને મહારાજા અભયસિંહે કહ્યું,–"શિવસિં-હજી, અત્યારે એ આનંદમાં આવી ગઇ છે, પણ પરમદિવસે કેવું થયું હતુ તે તો પૂછ! રાજકોટથી આવ્યા ત્યારે કેવું મ્હોં ઉતરી ગયું હતું! નિરાશા થઈ ત્યારે કેવું મ્લાન વદન બની રહ્યું હતું? અને અત્યારે કેવી ખિલી

રહી છે ! !" "નિરાશા વળી શાની ?" શિવસિંહજીના પ્રશ્નનો રાણી ચંપાબાઇએ ઉત્તર આપ્યો,—"કુમાર શ્રી, તે દિવસે મને બહુ માઠું લાગ્યું હતું. તે દિવસે રાજકોટ બારટન ફિમેલ ટ્રેનિંગકાલેજની લેડી પ્રિન્સિપાલ તરફથી, તે આજારી થઇ મરવા પડેલી છે, એવો તાર આવ્યો હતો, તે તમારા જાણવામાં છે. તે બાઈ મારા ઉપર બહુજ મમતા રાખતી હતી, અને તેથી તેને મળવા જવુંજ જોઇએ. તેણે તારમાં કાંઈ પોતાનું ઠેકાણું લખેલું નહોતું. મને લાગ્યું કે પૂર્વે તે જ્યાં રહેતી હતી, ત્યાંજ હાલ પણ રહેતી હશે. અમે રાજકોટના સ્ટેશન પર ઉતરીને ગાડી કરી તેના બંગલા તરફ ચાલી નિકળ્યાં. ત્યાં જઈ પહોંચ્યા પછી શોધ કર્યો તો તે બાઈનો પત્તાજ લાગ્યો નહીં. ટ્રેનિંગકાલેજમાં ગયાં તો ત્યાં પણ સઘળાં માણસો નવિનજ જોવામાં આવ્યાં. મારી ' ઓળખાણનું ત્યાં કોઇ પણ સાંપડયું નહીં. પૂછીએ પણ કોને ? મહા પંચાત પડી. તેણે પોતાની નોકરી દસ મહિના થયાં છોડેલી છે, એમ અમારા જાણવામાં આવ્યું, પણ તે કયાં રહેછે, તે પુષ્કળ ખટપટ કર્યા છતાં સમજવામાં આવ્યું નહીં. થઈ રહ્યું. જેવાં ગયાં હતાં તેવાંજ ત્યાં ફોકટ બે દહાડા ગુમાવી અત્રે પાછાં આવ્યાં ! જયારે આમ થયું ત્યારે કહો જોઇએ મને કેમ માઠું ન લાગે ?" "તાર મોકલવો અને ઠેકાણું લખી મોકલવું નહીં, એ મુર્ખાઈ નહીં તો બીજું શું ગણાય ?" "અહો, કુમાર શ્રી, એવો પ્રસંગ મળ્યો નથી, ત્યાં સુધી એમ બોલવું સહેલું છે! ઘરના એકાદા માણસનો જીવ જવાનો વખત હોય, ત્યારે ઠેકાણું લખવાનું ભાન કોઇને પણ રહેતું નથી." એમ રાણી ચંપાબાઇએ ગંભિર સ્વરે કહ્યું. ત્યાર બાદ કુમાર શ્રી શિવસિંહજીએ મહારાજા અભયસિંહને કહ્યું,—"અનંતરાય વકીલના સહવાસને અંગે મારે પણ મોહનલાલ વ્યાસ સાથે સ્નેહ બંધાયલો છે અને તેથી તેના શોધને માટે હું આવતી કાલે અનંતરાયની સાથે બહાર ગામ જવા માગું છું." "સુખેથી જાઓ." એમ મહારાજા કહે છે તેવામાં રાણી ચંપાબાઇની કને "સંગિત સૌભદ્ર" નું પુસ્તક લેવા જતાં, કુંવરી સુજાણબાની દૃષ્ટિ તેના ગળા ઉપર પડી. "અરે આ શું થયું ? તમારા ગળા પર આ ઉજરડા શાના ?" એમ તેણે મોટેથી કહ્યું. એ સાંભળતાંવાર મહારાજા અભયસિંહ,—"કયાં ઉજરડા થયા છે જોઉં !" એમ બોલી ઉઠીને લાગલાજ પોતાની ભાર્યા કને પધાર્યા. તેનું

ગળું નિહાળી તેણે,–" શાથી, કયારે, કેમ કરતાં વાગ્યું ?" એમ મમતાથી પૂછ્યું. "સહજ–થોડો ઉજરડો થયો છે તેમાં આટલી બધી ચોકશી શી ? અનાયાસે એમ બની જાય છે. કાલે બાગમાં આસોપાલવની એક નિચી નમેલી ડાળે હું ટીંગાવા ગઈ તેટલામાં ગળાપર ઉજરડો થયો. તેમાં થયું શું ?" એટલું બોલીને રાણી ચંપાબાઈ હસવા લાગી. કુમાર શિવસિંહજી વિચારમાં પડ્યા સરખો બની રહ્યો. "ભાયો કહેતો હતો કે અમે ત્રણે કુવા આગળ હતા. શું ત્યારે તે વેળાએ મોહનલાલનો ઘાત કરવા માટે આ પાપિણી તેની સાથે બથોબથ તો નહીં આવી હોય!" એવો તર્ક ઉપજતાં વાર તે રાણી કને ગયો. "મામી, તમે સાચું કહેતાં નથી, પણ આ ઉજરડા તાજા જણાય છે. તે હજી આરક્તજ છે! તમે ગમે તેમ કહો, પણ આ ઉજરડા કાંઇ આસોપાલવની ડાળના થયેલા હોય, એમ લાગતું નથી. એતો કોઈ મનુષ્યનાં નખ વાગવાથી થયેલા હોય એમ લાગે છે !" કુમાર શિવસિંહજીએ એટલું બોલીને ટેબલ ઉપરનો "લેમ્પ" રાણીના મ્હોં આગળ ધર્યો. શું, તે માત્ર એકજ જગોએ ઉજરડા હતા ? ના; ગળા ઉપરાંત તેના બન્ને હાથપર અને ડાબા ગાલ ઉપર પણ ઉજરડાનો પાર નહોતો. તેની ટચલી આંગળીપરની અંગુઠી પણ લોહીમાં ખરડાયલી જણાતી હતી. "મામી, તમે આસોપાલવની ડાળના ઉજરડા થયાનું કહો છો, તે મારા માનવામાં આવતું નથી." કુમાર શિવસિંહજી એટલું કહે છે ત્યાં "વારૂ, પણ હવે તેને લગાડવું શું ? એને શાથી આરામ થશે?" એમ તે તરૂણીના કૃત્રિમ પ્રેમપાંશમાં લુબ્ધ થએલા વૃદ્ધ અભયસિંહે પૂછ્યું. "હવે એને વળી લગાડવું શું હતું ? એની મેળે મટી જશે!" એવો પ્રત્યુત્તર રાણી ચંપાબાઇએ વાળ્યો. કુમાર શિવસિંહજીએ ખિસ્સામાંથી ઘડિયાળ કહાડીને,–"પોણાદસ વાગ્યા. વારૂ, ત્યારે હું રજા લઉંછું. આવતી કાલે અનંતરાય અને હું, નવાગઢ જઈને અગિયાર વાગતાંની ગાડીમાં બેસી પેથાપુર જઇશું; ત્યાં જો મોહનલાલ નહીં હશે, તો મુંબઇ જઇશું, અને મુંબઇ નહીં હશે તો પછી–" શિવસિંહજી આગળ બોલવા જાય છે તેટલામાં રાણી ચંપાબાઇએ પૂછ્યું,–"તો પછી?" "તો પછી નક્કી તેના જીવને કાંઇ ધોક્કો પહોંચ્યો, નકી તેને કોઇ ઘાતકીએ ઘાત કર્યો, એમ અમે સમજીશું અને વેરવાળવા માટે તેના શત્રુને શોધી કહાડવા યત્નવાન થઈશું. !" આટલું

બોલતાં કુમાર શિવસિંહજીના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં. તેની ભુજાઓ સ્ફુરણ પામી. પુનઃ તે ઉંડા વિચારમાં ઉતરી જ્યાં ઉભો હતો ત્યાંજ સ્તબ્ધ બની રહ્યો. તે જોઇને રાણી ચંપાબાઇએ કહ્યું,–"કુમારશ્રી, તમારૂં લક્ષ કયાં છે?" "મોહનલાલ વ્યાસમાં!" રાણી ચંપાબાઇના ચેહેરાપર જણાતા ભયમાં વૃદ્ધિ થયા સરખું ભાસ્યું. તે બોલી,–"મોહનલાલ વ્યાસનું નામ સાંભળતાં વાર હવે તો મને કંઈ કંઇ થઇ આવે છે. હવે મને તો તમારી પેઠે તેમના વિષે માઠી કલ્પના પણ ઉપજે છે!" "અરે જવા દો. એટલી બધી શી પંચાત! બંને ડોહોડડાળાં એકઠાં મળ્યાં છે! મોહનલાલ વ્યાસ જાય કયાં? બહુ ત્યારે મુંબઈ ગયો હશે, અને એ વાત વારંવાર શું કર્યા કરો છો?" મામાસાહેબને ત્રાસ ઉપજેલો જાણી કુમાર શિવસિંહજી ત્યાંથી ચાલીને પોતાના મેહેલમાં આવ્યો. રાણી ચંપાબાઇ સાથે થયેલી વાતચિત્ત, તથા તેનાપર થયેલી અસર વિષે અનંતરાયને કુમાર શિવસિંહજીએ ટુંકામાં કહી, વિશેષમાં જણાવ્યું છે કે,–"મિત્ર, રાણી ચંપાબાઇ મહા ધૂર્ત છે. તેણેજ પ્રપંચથી મોહનલાલનું કાટલું કહડાવ્યું હોય એમ મને લાગે છે. એક વાત તમોને જણાવવી રહી ગઇ છે અને તે એકે, આપણે તે દહાડે રાણીનો મેહેલ જોવા ગયા, ત્યારે ત્યાં–તેના વસ્ત્રપરિધાનગૃહમાં મોહનલાલ તેનો રૂમાલ વિસરી ગયો હતો અને તેથી તે રાણી ચંપાબાઇના હાથમાં આવતાંવાર તે રૂમાલે તે વેળાએ તેને વિલક્ષણ–વૈરૂપ્યસ્થિતિએ પહોંચાડી દીધી હતી, એમ સુજાણબાએ મને કહેલું હતું. આ તથા પૂર્વે મળેલાં સઘળાં કારણો ઉપરથી ખાત્રી થાય છે કે તે પોતે બીજી કોઇજ નહીં, પણ મોહનલાલની સ્રીજ છે. માટે આપણે પૂરતો તપાસ કરવો ઘટેછે. કાલે અહીંથી પેથાપુર જવું અને પેથાપુરથી મુંબઇ જવું, એજ નિશ્ચય." "મોહનલાલની સ્રી જીવતી છે અને તે રાણી ચંપાબાઇ પોતેજ છે, એવી મારી પણ ખાત્રી થઇ ચૂકી છે; તથાપિ હજી પણ ભોપાળું પ્રકાશમાં લાવવા જોગ પુરાવો મેળવવાની આવસ્યકતા છે. ઠીક છે. પ્રથમ પેથાપુર અને પેથાપુરથી મુંબઇ તો જઈ આવીએ! પછીની વાત પછી!!" એટલું બોલીને અનંતરાયે મોટો નિશ્વાસ નાખ્યો. ત્યારબાદ થોડીવારે કુમાર શિવસિંહજીએ અનંતરાયને માટે ગાડી જોડવાની ચાકરને આજ્ઞા આપી અને ગાડી રજુ થતાં વાર અનંતરાય તેમાં બેસી મુસાફરી બંગલા તરફ ચાલી નિકળ્યો. થોડી

રાતના ભોજન કરી રહ્યા બાદ અનંતરાય મુસાફરી બંગલામાં પોતાના બિછાનાપર આળોટાયો. નિદ્રા આવી નહીં અને રાત્ર વેરણ થઈ પડી. તેનું ચિત્ત સ્થિર થયું નહીં. મોહનલાલ વિષે તર્ક વિતર્ક ઉપજવા લાગ્યા. વીશ વર્ષનો યુવાન બાંધવ મૃત્યુ પામ્યા કરતાં પણ વધારે દુઃખ મોહનલાલના વિયોગથી અનંતરાયને ઉપજ્યું. તે એકલો બિછાનાપર પડયો પડયો છાતી-ફાટ રડી પડયો, અને હૃદયનો ભાર કમી થયા પછી પુનઃ તેના મનમાં પૂર્વવત્ તરેહવાર કલ્પના ઉપજવા લાગી. "જો તે જીવતો રહ્યો હશે તો પેથાપુર-માં ગયો હશે. પેથાપુરમાં નહીં ગયો હોય તો મુંબઇ ગયો હશે, પણ મુંબઇ જવાનું પ્રયોજન શું? મને કહ્યા વિના તે જાય ખરો? કદીજ નહીં. અહીંજ તેનો ધડોલાડવો થઈ ગયેલો હોવો જોઇએ! પ્રભુ, તેને તેની સ્ત્રી ફરી પ્રાપ્ત કરી આપ! એકવાર તે બાપડાં પુત્ર અને પત્નિ સહિત આનંદથી સંસારસુખ મેળવવા આપ! મારા આ કેવા ઘેલચ્છા ભરેલા વિચારો! જે રંડાએ સત્યાનાશ વાળ્યું છે તેની સાથે આનંદથી સંસાર સુખ મેળવવાની વાર્ત્તા સંભવેજ કેમ? મને અત્યારે સર્વ શુન્ય થઇ રહેલું ભાસે છે. મારી નાખી નજર પહોંચતી નથી. મારૂં મન મ્હાન મુંઝવણમાં પડી ગયું છે. મને મોહનલાલની બહુ ચિંતા થાય છે. પ્રત્યેક સ્થળે સદા સાથે રહેવાનુંજ આ ફળ! સ્નેહ બહુજ બુરો! ગમે તે થાય પણ મો-હનલાલને એકવાર તો ખચિત મળવું. ગમે તેમ કરીને તેને શોધી કહાડવો. જીવતો હશે તો જવાનો ક્યાં હતો?" ઘડિમાં કંઇ ને ઘડિમાં કંઇ, એવા અનેક વિચારતરંગો અનંતરાયના મનોજલધીપર આવવા લાગ્યા, અને એમ વિચાર કરતાં કરતાંજ તે આખરે નિદ્રાવશ થઇ ગયો.

બીજે દહાડે કુમારશ્રી શિવસિંહજી સવારના આઠ વાગતે તૈયાર થઇ મુસાફરી બંગલે પધાર્યા. અનંતરાયે પણ તૈયારી કરી રહ્યા બાદ,—"ચાલો ત્યારે." એટલું કહ્યું કે તુરત તે બન્ને મિત્રો ગાડીમાં બેઠા અને ગાડીએ નવાગઢનો રસ્તો લીધો. નવાગઢ જઈ પહોંચ્યાબાદ તેઓએ સ્ટેશનપર જઇ અમદાવાદની ટીકીટ કહડાવી, અને વખત થતાંવાર આગગાડી ચાલતી થઇ. બીજે દહાડે સાંજના અમદાવાદથી તેઓ પેથાપુર જઇ પહોંચ્યા. "કોઇ છે કે અંદર?" ઘરની નજીક જઇ અનંતરાયે બહારથી ધાંટો કહાડયો કે તુરત એક ડોસીએ બહાર આવી,—"આવો અંદર" એમ કહ્યું. તે ડોસી ભાગ્યહિન

મોહનલાલની વડી સાસુ ગંગાબાઇ હતી. કુમાર શિવસિંહજી અને અનંતરાય વકીલે ઘરમાં પ્રવેશ કર્યો. ગંગાડોસીએ પાથરી આપેલી સાદડીપર તેઓ બેઠા. "મોહનલાલ વ્યાસની સાથે તમે એકવાર અહીં આવ્યા હતા ખરૂં? અરે, તે કેવો દુઃખદાયક પ્રસંગ!" એટલું બોલી ગંગાડોસીએ આંખમાં આંસુ લાવી રડવા માંડયું. "ઈશ્વરેચ્છા આગળ ઈલાજ નથી!" એટલુંજ અનંતરાએ કહ્યું. "તમારા જમાઇને અત્રે આવેલા સમજીને અમે બન્ને જણા અહીં આવ્યા છીએ." કુમારશ્રી શિવસિંહજીએ એટલું કહ્યું કે તુરત,—"શું? તેઓ અહીં આવનાર છે, એવું તમે પ્રથમથી જાણતા હતા ખરૂં ?" એમ ગંગાડોસીએ પૂછયું. અનંતરાયે ઉત્સૂક બનીને કહ્યું,—"ત્યારે શું મોહનલાલ અહીં છે ?" "ના, તેઓ હાલ અહીં નથી. અહીં તેઓ આવ્યા હતા." "કયારે ?" "કાલ રાત્રીએ." "અને તે આવ્યા તેવાજ પાછા ગયા?" "સુમારે દોહોડેક કલાક અત્રે રહ્યા હશે." ગંગાડોસીની તથા અનંતરાયની પરસ્પર એટલી વાતચિત્ત થયાબાદ કુમાર શિવસિંહજીએ કહ્યું,—"શિવ! શિવ! એ ભલા માણુસે આપણને કેવા ફિકરમાં પાડ્યા! એમ કરવાનો તેનો હેતુ પણ શો હશે ?" ગંગાડોસી બોલી,—"તેમનો હેતુ તમારા જાણવામાં નથી?" "શો ?" "ફરી ચીનમાં જઇ રહેવાનો!" અનંતરાયે કહ્યું,—"હા, હું તે જાણું છું. એ વિચાર ઘણા દિવસ થયા તેના મનમાં ઘોળાયાં કરતો હતો. પરંતુ આજકાલ કંઇ વિશેષ વાત બન્યાનું મારા જાણવામાં નથી." "આવતી કાલની રાત્રીએ નિકળતી આગબોટમાં તેઓ મુંબઇથી ઉપડી જનાર છે. કાલે અહીંથી ચાલી નિકળતી વેળાએ તેમણે મને કહ્યું કે,—"હું હવે કદીપણ પાછો આવનાર નથી. મારી સ્થિતિ બહુ સંતાપજનક થઈ રહેલી છે." કીકાને ચુંબન લીધું. તેના મ્હોંપર હાથ ફેરવ્યો અને ત્યારબાદ "રજા લઉં છું" એટલું બોલી તેઓ અહીંથી ચાલી નિકળ્યા." ગંગાડોસીનું બોલવું પૂરૂં થતાંવાર અનંતરાય બોલી ઉઠયો,—"એનો અર્થ પણ શો ? મને કશી પણ ગતાગમ પડતી નથી. મને કહ્યા વિના એકાએક શા માટે તે ગયો હશે? કેવો મૂર્ખ! મને તેણે તે સંબંધે એક અક્ષર સરખો કહ્યો નથી. મ્હોઢે કહેવાતું નહોતું તો ચિઠી લખીને આપવી હતી! તેનો અને મારો કેવો—કેટલો બધો સ્નેહ! મને પૂછયા વિના તે પાવળુ પાણી પણ પીતો નહોતો, તો તેણે આ શું કર્યું! ભલા ગૃહસ્થે પોતાના કપડાં પણ લીધાં નહીં! આવો ચમત્કારિક સ્વભાવનો

મેં અદ્યાપિ કોઇ પણ માનવી નિહાળ્યો નથી. કાંઇ માથુંબાથું તો નથી ફરી ગયું! ઘેલો તો નથી બની ગયો?!" "એ દિકરી મૃત્યુ પામ્યા પછી તેમની એવીજ સ્થિતિ થઈ રહેલી છે." ગંગાડોસીએ આગળ વધીને કહ્યું,–"કદાચિત મુંબઇથી તેઓ તમોને પત્ર લખશે." "અલબત. તેણે મારા પર પત્ર લખવોજ જોઇએ. મારો અને તેનો બાળપણથીજ ઘાડો સ્નેહ છે. ભાવનગરમાં અમે એકજ નિશાળમાં ભણેલા છીએ. મોહનલાલ આવી રીતે વર્તશે એવું મારી કલ્પનામાં પણ નહોતું" એટલામાં ઘરની અંદરથી મોહનલાલનો પુત્ર બહાર આવ્યો. અનંતરાયે તેને પોતાના ખોળામાં બેસાડીને પૂછ્યું,–"કેમ! તારો બાપ તને તજીને પરદેશ ગયો ખરૂં? તે કાલ તારી પાસે આવ્યો હતો ખરૂં?" "ના; તેઓ અહીં આવ્યા નથી." બાળકે એટલો બોબડી વાણીમાં ઉત્તર આપ્યો કે તુરત ગંગાડોસી બોલી ઉઠી,–"એને બાળકને બાપની પણ ઓળખાણ શી? એતો તે વેળાએ સૂઇ રહ્યો હતો." "પ્રથમ કહ્યું કે "કીકાને ચુંબન લીધું. તેના મ્હોંપર હાથ ફેરવ્યો." અને હવે કહે છે કે "એ તો તે વેળાએ સૂઇ રહ્યો હતો.' પદે પદે જુઠાણું! આ પ્રપંચની કાંઇ ખબર પડતી નથી!" શિવસિંહજીએ એટલું મનમાં બોલીને અનંતરાયને ઇસારત કરી. અનંતરાય પણ સાશંક મુદ્રાએ ગંગા ડોસી તરફ નિહાળી રહ્યો. થોડીવારે,–"પણ તે બાઇ કયાં છે?"બાળારાજાએ અનંતરાય તરફ જોઇને પૂછ્યું. "કઇ બાઈ બાપુ?" "તેને અહીં આવ્યાને ઘણા દહાડા થયા. તે બહુ ગોરી છે. મને કહેતી હતી કે હું તારી મા થાઉં." ગંગાડોસીએ બાળકના મ્હોંપર હાથ મૂકી તેને બોલતો અટકાવી,–"અમારે ત્યાં અમારી સુંદરબાઇની એક બેહેનપણી રાજકોટથી આવી હતી. તેને માટે તે અત્યારે કહેવા લાગ્યો છે. બાળકને શું? મરજીમાં આવે તે બોલે!" એમ કહ્યું. અનંતરાયને શકની નજરે ગંગાડોસી પ્રત્યે ફરી નિહાળવાની ફરજ પડી. "તે બાઇને માટે હું કયાં કહું છું. હું તો પેલી ગોરી, ફક્કડ લુગડાં અને ઘણા ઘરેણાં પેહેર્યા હતાં, તેની સાથે ઘણાં માણસો આવ્યાં હતાં, મને તેણે સોનાનું ઘડિયાળ આપ્યું હતું, એ બાઇની હું વાત કહું છું." "મુંગો રહે!" ગંગાડોસીએ બાળકને ધમકાવ્યો. કુમાર શિવસિંહજીએ અનંતરાયને ઇસારતથી સમજાવ્યું કે,–"મારાં તરૂણ મામી સાહેબજ જ્યારે આપણે પ્રવાસે ગયા હતા, ત્યારે અહીં પધાર્યા હશે!" "બેસો તમે,

આ બાળક ક્યારનોએ ભૂખ્યો થયો છે. તેને જમાડીને આવું છું." એટલું બોલી ગંગાડોસી કીકાને લઇ રસોડામાં ગઇ. કુમાર શિવસિંહજીએ અનંતરાયને કહ્યું,—"મિત્ર, મોહનલાલની સ્ત્રી મરણ પામી નથી—જીવતી છે, અને વળી તે ગોપુરાધિશની પટરાણી બની રહેલી છે—એવો વિશેષ પુરાવો આપણને મળતો રહે છે. બાળકે તો હદવાળી દીધી!" "પણ આ રંડા, મોહનલાલ કાલે રાત્રીએ અહીં આવ્યા હતા, એમ કહે છે, એ શું ખરૂં હશે?" "પ્રભુ જાણે! એના બોલવાપર વિશ્વાસ શો?" અનંતરાયને કુમાર શિવસિંહજીએ ઉત્તર આપ્યો. ગંગાડોસી થોડી વારે પરોણાઓ જ્યાં બેઠા હતા ત્યાં આવીને તે ભાગમાં દિવો કરી પાછી ઘરના અંદરના ભાગમાં ગઇ. અનંતરાય વકીલે બેઠાં બેઠાં અહીં તહીં નિહાળવા માંડયું. એક બાજુપર બાળકને રમવાનાં રમકડાંઓ અવ્યવસ્થિત પડેલાં દૃષ્ટિગોચર થયાં. બીજી બાજુએ મેલાં ચીથરાંની ઢગલી નિહાળવામાં આવી. કુમાર શિવસિંહજીએ તે ગ્યાસલેટના ખડીઆના દિવાપર ચીરૂટ સળગાવવી ધ્યાનમાં નહીં આવવાથી ત્યાં એક ગોખલામાં પડેલા કાગળપર દૃષ્ટિ પડવાથી તે ઉપાડી લીધો. તેની તેણે ભુંગળી વાળી અને પાછી એ દીવાપર સળગાવીને તેના વતી ચીરૂટ ચેતાવી તેણે પીવા માંડી. ચીરૂટ બરોબર સળગી એટલે કાગળની ભુંગળી તેણે ઓલવી નાંખી. અનંતરાયે ઓલવેલી કાગળની ભુંગળીને હાથમાં લઈ ઉખેળીને નિહાળ્યું તો તે તારના ફારમ સરખું માલુમ પડ્યું. તે ઉઠીને ઉભો થયો અને દીવા નજીક જઇ જુએ છે તો ખરોખર તે તારના ફારમનોજ કાગળ હતો. એ અર્ધ બળેલા કાગળપર અંગ્રેજીમાં "......તો ......લ બ્યાસ કાલે અત્રે આવ્યા.........ચીનમાં જવા માટે મુંબઇ ગયા ...........હેવું." માત્ર એટલાજ અક્ષરો વંચાતા હતા. [તારીખ,] તાર મોકલનારનું નામ, મુકામ—વગેરે અક્ષરો વાળો કાગળનો ભાગ બળી ગયો હતો. તે તાર વાંચતાંવાર,—"કુમારશ્રી, આ વાંચો અને કરો કલ્પના!" એમ અનંતરાયે કહ્યું કે તુરત તે વાંચીને,—"મને લાગે છે કે આ તાર આપણાં મામીસાહેબેજ કરેલો હશે અને તે તારના જોકે કેટલાક અક્ષરો બળી ગયેલા હોવાથી લખાણનો સંબંધ બેસતો નથી, તો પણ વિચાર કરીને સંબંધ બેસાડતાં,—"અત્રે મોહનલાલ બ્યાસનું કાટલું કરી નાંખવામાં આવેલછે, માટે કદાચ કોઇ ત્યાં તેનો શોધ કરવા આવે તો મોહનલાલ બ્યાસ

અત્રે (ત્યાં) આવ્યા હતા અને માત્ર થોડોજ વખત રોકાઇને ચીન જવા માટે મુંબઇ ગયા છે એમ કહેવું" એવી મતલબનો તાર મોકલ્યો હોય એમ અનુમાન કરી શકાય છે." એવું કુમાર શિવસિંહજીએ કહ્યું. અનંતરાયને તર્ક વિતર્કો ઉપજવા લાગ્યા. તે શોક વ્યાપ્ત—કેવળ ચિંતાતુર બની ગયો. તે બાપડાને બહુજ માઠું લાગ્યું. તેણે તે તારના ફારમનો અર્ધ બળેલો કાગળ જેમનો તેમ ઘેડવાળીને પોતાના ખિસ્સામાંની "સ્મરણવહી"માં સાચવીને મૂકયો, અને ત્યાર પછી ઉદાસ સ્વરથી પોતા પ્રત્યે બોલ્યો,— "પ્રભુ ! આ શું ? આ તેં શું કરવા ધાર્યું છે ? આનો અર્થ પણ શો ? મોહનલાલને ઉની આંચ આવવા દઇશ નહીં–ને જયાં હોય ત્યાં તેનું સંરક્ષણ કરજે. અરે, શું તે જીવતો હશે ? તેના અહીં આવ્યાની વાત-જે ગંગાડોસી કહેછે તે ખરી હશે ? શું તે ચિન જવાના હેતુથીજ અહીં અને અહીંથી મુંબઇ ગયો હશે ? સત્રળોજ ઘોંટાળો ! ! પ્રભુ, તેં ધાર્યું હશે તે કાંઇ મિથ્યા થનાર નથી; બાકી મને તો આમાં કશી ગમ પડતી નથી !"

અરેરે ! કેવો તે દુષ્ટ વખત ! શિવસિંહજીના હાથથી તે કાગળ અર્ધો બળી ગયો નહોત, તો કેવો ખરો તાત્પર્ય સમજવામાં આવત ? જો બીજો કાગળ કુમાર શિવસિંહજીના હાથમાં આવ્યો હોત અને તે સળગાવવામાં આવ્યો હોત તો અનંતરાય શા માટે આટલો બધો ઘોંટાળામાં પડત ? પણ બીજો કાગળ સળગાવવાને મળ્યો હોત તો આ તારવાળા કાગળ પર કુમાર શિવસિંહજીનું લક્ષજ કયાંથી જાત? અમુક વેળાએ શું થશે, તેનો નિયમ શો ? જો તે તારનો આખો કાગળ સાંપડયો હોત-તેમાંનું લખાણ જો પૂરતું વાંચી શકાયું હોત, તો કંઇ વિલક્ષણજ રંગ રહી જાત, નહીં વારૂ?

# પ્રકરણ ચૌદમું.

## ભુંડો ભ્રમ-સત્યાનાશ!

"તું કદિ જ્યાં લગિ જ્યાં લગિ, સત્સંગે ન ચડીશ;
ત્યાં લગિ ત્યાં લગિ તું ખરે, ખળને પાશ પડીશ."

(રણછોડભાઇ).

સિદ્ધનાથ મહાદેવના મકાનમાં એક પુરાણી આવી રહ્યાના વર્તમાન સર્વ કોઇના જાણવામાં આવ્યા. મેંદરડાનાં પુષ્કળ લોકો કથા વાર્તા શ્રવણ કરવા માટે ત્યાં એકઠાં થવા લાગ્યાં. પુરાણીની કથા વાંચવાની છટા મોહક અને વાણી મધુર હોવાથી તેની બહુજ પ્રસંશા થવા માંડી. મણિશંકર માસ્તરને મેંદરડામાં કોઈ સુશિક્ષિત મનુષ્યનો સહવાસ થયો નહોતો અને પોતાની પ્રિય પત્નિનો ઘણા દિવસ થયા પત્ર નહીં આવવાથી તેનું ચિત્ત અસ્વસ્થ-વ્યગ્ર બની રહ્યું હતું. શાળામાંના વિદ્યાર્થિઓને વિદ્યાભ્યાસ કરાવવામાં પણ તેનું લક્ષ બરોબર લાગતું નહોતું. તે અહોરાત્ર ઉદાસ રહેતો હતો. સુશિક્ષિત-વિદ્વાન મનુષ્યની સાથે સંભાષણ થવાથી મન બે ઘડી પ્રસન્ન રહે છે અને તેથી તે આજે સાયંકાળે સિદ્ધનાથ મહાદેવમાં પુરાણીકને ગયો. મણિશંકર માસ્તરનું આવવું થતાંવાર પુરાણીની મુખમુદ્રા વિશેષ પ્રફુલ્લિત થયા જેવું જણાયું. ત્યાં પુરાણીએ કથા કહી રહ્યા બાદ "સુભાષિત" પર સપાટો ચલાવ્યો. મણિશંકર માસ્તરને 'સુભાષિત'નો છંદ હોવાથી તેને બહુ આનંદ ઉપજ્યો. મણિશંકર માસ્તર તરફ કથા વાર્તા કહેતાં પણ પુરાણી વિલક્ષણ દૃષ્ટિએ વારંવાર નિહાળતો હતો. મણિશંકર માસ્તરે રજા માગી ત્યારે,-"ફરી પધારશો?" એમ પુરાણીએ મમતાથી પૂછ્યું. "આપ જેવાના સહવાસમાં આવવું મને બહુ ગમે છે અને તેથી ફરી જરૂર આવીશ." એવો ઉત્તર આપી મણિશંકર માસ્તર ત્યાંથી પોતાને ઉતારે આવ્યો. "પુરાણી સાથે કશી પણ ઓળખાણ નહીં છતાં તેણે સારો ભાવ બતાવ્યો, તેનું કારણ આ ગામના અશિક્ષિત જનસમુહમાં મારા કરતાં વિશેષ સારી

સમજશક્તિ ધરાવી શકે તેવો અન્ય માણસ તેને મળી આવ્યો નહીં હોય, તેજ છે. વળી તેની કને "સુભાષિત" નો ઠીક સંગ્રહ હોવાથી તેના સહવાસમાં વિશેષ આવવાથી આપણને પણ વિશેષ લાભ મળવા જેવું છે." એમ ધારી મણિશંકર માસ્તર બીજે દહાડે પણ પ્રભાતમાં પુરાણી કને જઇ પહોંચ્યો. પ્રારંભમાં "પધારો. બેસો." એવા આદરદર્શક શબ્દો બોલી, મણિશંકર માસ્તરને બેઠક લીધા બાદ, પુરાણીએ કહ્યું,–"આપ હાલ અહીં રહો છો? શું ઉદ્યોગ કરો છો? આપનું નામ શું? આપનું વતન કયાં?" "મારૂં વતન ભાવનગર. અહીંયા સરકારી ગુજરાતી નિશાળનો હું માસ્તર છું. મારૂં નામ મણિશંકર." મણિશંકર માસ્તરે એવો જવાબ આપીને પૂછ્યું,–"આપનું નામ શું અને આપ કયાંના રહેવાશી?" "હું દ્વારકાં પુરીનો રહીશ છું. મારૂં નામ નાગેશ્વર. કથા વાર્તા કહેવી, એ મારો ઉદ્યોગ આપનાથી કાંઇ અંજાણ્યો રહ્યો નથી. આ વર્ષમાં ભાવનગર સુધી મારૂં જવું થયું હતું અને ગયું આખું પખવાડિયું મેં જુનાગઢમાં ગાળ્યું હતું. ત્યાં સાંભળવામાં આવ્યું કે અહીં (મેંદરડા)ના થાણદાર, કે જેઓ પ્રથમ વેળાવળ માં વહીવટદાર સાહેબના શિરસ્તેદાર હતા, અને જેમની સાથે મને બહુ સ્નેહ હતો, તે શિવલાલભાઇ છે; પરંતુ અહીં આવ્યા પછી તપાસ કરતાં માલુમ પડયું કે મને મળેલા ખબર ખોટા હતા. થોડો ઘણો ખર્ચ થયા છતાં ફોકટ ફેરો પડયા જેવું થયાથી, તેનો બદલો વાળવાના હેતુથી અત્રે ચાર દહાડા રહી કથા વાર્તા કહેવાનો ઇરાદો રાખ્યો છે" પુરાણીનું બોલવું પુરૂં થયા બાદ,–"આપના પધારવાથી મને તો ઘણો લાભ થયો છે અને આ ગામના લોકો તરફથી આપને પણ મનમાનતો લાભ મળશે એમ હું ધારૂં છું." એટલું મણિશંકર માસ્તર કહે છે તેવામાં તેની દૃષ્ટિ પુરાણીએ ઓઢેલી શાલ ઉપર પડી. મણિશંકર માસ્તરની દૃષ્ટિ શાલ ઉપર પડેલી જાણીને પુરાણી શાલને ઉપરાઉપર શરીર ઉપરથી કહાડવા તથા લપેટવા લાગ્યો. મણિશંકર માસ્તરની દૃષ્ટિ શાલ ઉપર એક સરખી લાગી રહી. ભાવનગર માં પોતાને ત્યાં ચોરી થઇ તે વખત જે શાલ પોતે વાપરેલી, તેજ શાલ આ પુરાણી કને હોવાનો શક ઉપજવાથી મણિશંકર માસ્તરનું લક્ષ પુરાણીએ ઓઢેલી શાલ પ્રત્યે લાગી રહ્યું. "નક્કી આ મારીજ શાલ છે! એના જમણા છેડા ઉપર મારી પ્રિયપત્નિએ રેશમથી "મ૦ દ૦ ભાવનગર"

એવા અક્ષર ભરેલા છે તે જોવાને તેવા એ રહ્યા!" પુરાણીએ ઓઢેલી શાલ "પોતાનીજ છે" એવી મણિશંકર માસ્તરની ખાત્રી થઇ ચૂકી, તથાપિ પોતાને ઉપજેલા સંશય વિષે પુરાણીને તેણે કશું પણ કહ્યું નહીં. આમ છતાં પુરાણીની મુદ્રા પરના આનંદ ઉપરથી આપણે સહજ સમજી શકીએ કે મણિશંકર માસ્તરના મનમાં શાલ વિષે આવેલી કલ્પના પુરાણીથી કાંઈ અંજાણી રહેવા પામી નથી. થોડીવારે "રજા લઉછું. વળી બનશેતો રાત્રીએ આવીશ." એટલું કહીને મણિશંકર માસ્તર પોતાને ઉતારે આવ્યો. મણિશંકર માસ્તરના મનમાં શાલ વિષે તરેહવાર કલ્પના ઉપજવા લાગી. એકવાર એમ લાગે કે,–"આ પુરાણી કોઇ દિલ્લીનો ઠગ કે મુંબઇનો ભામટો હોવો જોઇએ. તેણે આ શાલ મારા ઘરમાંથી ચોરી લીધેલી હોવી જોઇએ; કારણ કે મારી પ્રિયા મારી પરવાનગી શિવાય કોઇને કાંઇ પણ આપે તેવી નથી." બીજીવાર તેને વળી એવો વિચાર ઉપજે કે,–"પુરાણી વિદ્વાન સજ્જન સરખો જણાય છે. તે એવું કામ કદી પણ કરે નહીં. કદાચિત બીજો કોઈ મારા ઘરમાંથી તે શાલ ચોરી લાવ્યો હોય અને આ પુરાણીએ તે ચોરાઉ માલ ખરીદી લીધો હોય, તો તે પણ બનવા જોગ છે." એવા પ્રકારના તર્ક વિતર્કો કરવામાં મણિશંકર માસ્તરનું મન ગુંથાઈ ગયું. પોતાની સ્ત્રીએ ખોટા હેતુને અંગે એ શાલ પુરાણીને આપ્યાની કલ્પના તેમના મનમાં આવવા પામી નહીં; તેમ કદાચ પોતાની પત્નિએ, એ પુરાણી તેનો કાંઇ સગો હોવાથી દયા ખાઇને શાલ આપી દીધાની કલ્પના ઉપર પણ તેણે વજન આપ્યું નહીં. પુષ્કળ દિવસથી પોતાની ધર્મપત્નિ તરફનો કાગળ પત્ર નહીં હોવાને લીધે તે બહુજ ચિન્તાતુર રહેતો હતો અને તેમાં વળી શાલનું નવિન પ્રકરણ ઉત્પન્ન થવાથી તે બાપડાને બિલકુલ ચેન પડયું નહીં. તેણે પુરાણીના શરીર ઉપરથી શાલ ધારી ધારીને નિહાળી હતી અને તેથી "કદાચ તે શાલ પોતાની નહીં હોય." એવું તેના મનમાં બિલકુલ આવ્યું નહીં. એકવાર તેણે એવો વિચાર કર્યો કે,–"શાલના સંબંધમાં પોલીસના નાયકને વરધી આપી, પુરાણીની પાસે એ શાલ શી રીતે આવી, તે વિષે તપાસ કરાવવો; પણ ફરી તેના મનમાં આવ્યું કે,–"પોલીસને ખબર આપવા કરતાં યુક્તિ પ્રયુક્તિથી જાતેજ પુરાણીને પૂછવું એમ કરવાથી શોધ લાગ્યો તો ઠીકજ છ, નહીંતર પછી પોલીસ પાસે ચોરીની

ફરિઆદ કરતાં વાર શી ?" સાયંકાળે શાળામાંથી મુક્ત થઇ જમી પરવારી રાત્રીએ મણિશંકર માસ્તર પુરાણી કને જઈ પહોંચ્યો. પુરાણી શાલ ઓઢીને તેની રાહ જોતોજ બેઠો હતો. મણિશંકર માસ્તરે પૂછ્યું–"આજ આખો દહાડો તમે શાલ ઓઢી રાખેલી હોય એમ જણાયછે. ટહાડ લાગે છે કે શું ?" "ટહાડ કાંઇ વિશેષ લાગતી નથી; પરંતુ ચોમાસાના દિવસો હોવાથી શરદીનો ઉપદ્રવ થવા ન પામે, એટલા માટે શાલ ઓઢી રાખું છું." પુરાણી તરફથી એવો ઉત્તર મળતાંવાર,–"આ શાલ જુની થયેલી છે. ક્યારે, કેટલી કિમતથી ખરીદી ?" એમ મણિશંકર માસ્તરે પૂછ્યું. પુરાણીએ કહ્યું,–"મારા સરખા યાચકવૃત્તિપર ઉપજીવન કરનારાએ ભારે કિમતની શાલ ખરીદી તે નિત્ય ઓઢવાનું ક્યાંથી બને ? આ શાલ તો તમારા સરખાએ આપેલી છે અને "મફતનો માલ" જાણીને તે ગમે તેટલી કિમતી છતાં વાપરવામાં મન સંકોચ પામતું નથી." "તમોને યજમાન ઠીક મળી આવ્યો ! જ્યારે તે મળી ત્યારે નવી હતી કે જુની ?" "નવી વળી કોઈ આપતું હશે ? નવી મળી હોત તો ક્યારનીએ વેચીને તેના મેં ખુરદા કર્યા હોત ! જુનીજ મળેલી છે." "ક્યાં ? કોણે આપી ?" "ભાવનગરમાં લાલભાઇ નામનો એક તરૂણ શોખીન શેઠીઓ છે. તેની મારા ઉપર ઠીક મમતા હોવાથી તેણે પોતાના એક પ્રિય માનવી કનેથી મને તે અપાવી." પુરાણીનો છેવટનો જવાબ સાંભળતાં વાર મણિશંકર માસ્તર ઉંડા વિચારમાં પડી ગયો. પોતાના ઘરની શાલ, લાલભાઈ શેઠ વળી તેના ક્યાં "પ્રિય માનવી" કનેથી અપાવે ?" એવો પ્રશ્ન ઉદ્‌ભવતાં વાર તથા "પ્રિય માનવી" એ શબ્દ બોલતાં વાર પુરાણીની જીભ કાંઈક અટકી હતી, એવું સ્મરણ થતાંવાર મણિશંકર માસ્તરનું મન કેવળ અસ્વસ્થ બની રહ્યું. પોતાના મનની અસ્વસ્થતા પુરાણીના જાણવામાં ન આવે, તેટલા માટે મણિશંકર માસ્તરે પુષ્કળ પ્રયત્ન કર્યો, તથાપિ પુરાણી કાંઈ કાચી માયાનો નહોતો ! તે મણિશંકરની મુખમુદ્રાપરથી તેના મનની અસમાધાનીનું કારણ સમજી ગયો; પણ "પોતે તે સમજી ગયો છે" એવું બિલકુલ જણાવા દીધું નહીં. "તમોને લાલભાઇએ આ શાલ અપાવી ખરૂં ? "હા, તેણેજ પોતાના એક પ્રિયમાનવી કનેથી અપાવી." "તેનું એ પ્રિય માનવી કોણ ?" "તમારે તેના નામનું શું કામ છે ? કોઇનું ગૃહ છિદ્ર ખુલ્લું કરવું એ ઠીક નહીં." એટલું કહીને

પુરાણીએ વિશેષ વાતચિત્ત કરવાનો વખત નહીં હોવાનું કારણ બતાવ્યું. મણિશંકર માસ્તર પણ વખત વિચારી ત્યાંથી ઉઠી પોતાને ઉતારે આવ્યો. તેને રાત્રીએ જમવું ભાવ્યું નહીં, સ્વસ્થપણે નિદ્રા પણ આવી નહીં. લાલભાઈ શેઠનું પ્રિય માનવી કોણ હશે!” એ પ્રશ્ન તેના હૃદયમાં વારંવાર ઉપજવા લાગ્યો. લાલભાઇ શેઠ દુરાચરણનું પુતળું છે. તેણે દુરાચરણમાંજ પુષ્કળ પુંજી ઉડાવી દીધી છે, એવું પોતે જાણતો હોવાથી પોતાના ઘરની શાલ ચોરાઉ તરીકે તેના કોઇ પ્રિય માનવીએ રાખ્યા પછી, તેની કનેથી તેણે પુરાણીને અપાવી હશે, એવું તેના મનમાં એકવાર આવ્યું; પરંતુ “પુરાણીનું બોલવું ભ્રાન્તિ ભરલું છે અને “કોઇનું ગૃહછિદ્ર ખુલ્લું કરવું એ ઠીક નહીં.” એમ પણ પુરાણી બોલી ગયો છે.” એવું મનમાં આવતાં વાર તેને વિલક્ષણ તર્ક વિતર્ક થવા લાગ્યા.

બીજે દહાડે પ્રભાતમાં મણિશંકર માસ્તર પુનઃ પુરાણી કને ગયો. પુરાણીના મનમાં,–‘મણિશંકરનો પોતે સ્નેહી થઈ રહેલો છે અને તેના ઉપર પોતાની બહુ પ્રીતિ છે.” એવું તેને બતાવી પોતાના ઉપર તેનો પૂર્ણપણે વિશ્વાસ બેસે, તેવી તજવીજ કરવાનો વિચાર ઉત્પન્ન થયો. તેજ પ્રમાણે મણિશંકરના મનમાં પણ,–“પુરાણી પ્રત્યે પ્રેમભાવ બતાવી, તેનો પોતાનાઉપર પૂર્ણ વિશ્વાસ બેસાડી, તે પોતાને ગુપ્ત વાર્તા કહી સંભળાવે” તેવો ઘાટ ઘડવાનો તર્ક ઉત્પન્ન થયો. અર્થાત્ બન્નેના મનમાં “આપણે એકબીજા સ્નેહી છીએ” એવું દર્શાવવાની કલ્પના ઉત્પન્ન થઈ હતી. તેવા પ્રકારનું વર્ત્તન ચલાવવામાં તેઓ બન્નેના મનનો હેતુ નિરનિરાળો હતો. ત્યાં જઇ બેઠા પછી પુરાણીએ મણિશંકરને કહ્યું,—“એકાદા મનુષ્યની મુખમુદ્રામાં તથા તેની વાણીમાં પરમેશ્વરે એવો મોહક ગુણ પ્રેરેલો હોય છે કે તેને નિહાળતાંવાર તથા તેની સાથે વાતચિત્ત થતાંવાર,–“તે આપણો સ્નેહી થાય તો ઠીક” એવી ઇચ્છા ઉત્પન્ન થયા વિના રહેતી નથી. આપનામાં પણ એવોજ ચમત્કારિક ગુણ જોવામાં આવે છે. આપના પ્રત્યે સ્નેહ જોડવાના સંબંધમાં મારા મનનું બહુ આકર્ષણ થયું છે.” મણિશંકર બોલ્યો,— “ખરૂં કહું તો આપના પ્રત્યે તેવીજ રીત્યે મારૂં મન પણ આકર્ષાયું છે. તમે અત્રેથી બે ત્રણ દહાડામાં જવાના છો, એ સાંભળીને મને બહુ માઠું લાગ્યું છે. નિરનિરાળે સ્થળે તમારૂં ફરવું થવાથી તમારા તો સેકડો સ્નેહી થતા

હશે. સ્નેહી થયા છતાં મારાથી બીજું તો શું બની શકે ? પણ તમને પાંચ પૈસાની વિશેષ પ્રાપ્તિ થવા જોગ યોજના યોજ્યા વિના હું રહીશ નહીં. તમારા ધંધાને અંગે, વિશેષે કરીને તમારો સ્વભાવ મળતાવડો અને મમતાળુ હોવાથી તમારા પુષ્કળ સ્નેહીઓ થતા હશે અને એ સ્નેહીઓ તમોને સારી દ્રવ્યપ્રાપ્તિ પણ કરાવી આપતા હશે. હું ધારૂંછું કે આ શાલ આપનારો પણ તમારો સ્નેહીજ હશે!" "થોડો સ્નેહી ખરોજ તો. વળી તે શ્રીમંત અને ઉડાઉ હોવાથી ત્યાં ગયે થોડી ઘણી પ્રાપ્તિ થવાનો પણ સંભવ; બાકી તે કંઇ તમારા જેવો ચતુર, વિદ્વાન અને રસિક નથી; અને એમ હોવાને લીધે મારૂં મન સ્નેહ બાંધવા માટે તમારા તરફ જેટલું આકર્ષાયું છે તેટલું તેના પ્રત્યે આકર્ષાયું નથી, એમ કહું તો ચાલે. પૈસા હરણ કરવાનોજ એ સ્નેહ!" પુરાણીનું બોલવું બંધ થયા બાદ મણિશંકરે કહ્યું,—"તમે કાલે લાલભાઇ શેઠના પ્રિય માનવીનું નામ આપ્યુ નથી. તેમજ શાલ શી રીતે પ્રાપ્ત થઇ, તે પણ સ્પષ્ટ પણે કહી સંભળાવ્યું નથી. તો હવે તેના તે પ્રિય માનવીનું નામ કહો અને શાલ મળ્યાની સવિસ્તર હકીકત પણ કહી સંભળાવો. જ્યારે તમારો ને મારો સ્નેહ બંધાયોછે ત્યારે એવા પ્રકારનો પડદો શા માટે રાખવો જોઇએ ?" પુરાણી બોલ્યો,—"જો કે એ હકીકત ગુપ્ત રાખવા જેવી છે, તોપણ તમારા સરખા સ્નેહીને તે કહેવામાં હું કશી હરકત જોતો નથી; પરંતુ ભાઇ મણિશંકર, મેહેરબાની કરીને મને પ્રથમ કહોકે આ શાલ વિષે પૂછગાછ કરવા તમે એટલા બધા ઉત્કંઠિત બની રહ્યા છો તેનું કારણ શું ?" "મારી ઉત્કંઠાનુ કારણ હું પછીથી કહીશ, પણ પ્રથમ તમે તે લાલભાઇ શેઠના પ્રિય માનવીનું નામ કહેવા સાથે આ શાલ શી રીતે મળી, તેનો યથાર્થ ખુલાસો કરો." એટલું બોલીને મણિશંકર પુરાણીનું બોલવું સાંભળવા આતુર બની રહ્યા, પુરાણીએ કહ્યું,—"લાલભાઇ શેઠ તરૂણ અને સ્વછંદી છે. ધનવાન હોવાથી પોતાના દુર્વ્યસનો પૂર્ણ કરવામાં તેને વિશેષ અડચણ આવતી નથી. વેસ્યાગમનમાં તેણે પુષ્કળ દ્રવ્ય ઉડાવી દીધું છે. હમણા વળી લોકોની ઘરગતુ સ્ત્રીઓને છળવાનો તે ધંધો લઈ બેઠો છે. પરસ્ત્રીગમન એ તેનો નિત્યક્રમ થઈ પડયો છે. હાલમાં જે એક રૂપવતિ અને લાવણ્યવતિ સ્ત્રી માટે તેનો એકસરખો પ્રયત્ન ચાલી રહ્યા હતો, તે તેનું પ્રિય પાત્ર તેને વશ થવાથી તે પોતાને કૃતાર્થ થયેલો

માને છે. એ પ્રાપ્ત થયેલી સુંદરીના સંબંધમાં તેના કહેવા પ્રમાણે તેને મોટો ખર્ચ કરવો પડયો છે. તે સ્ત્રી રૂપમાં બહુજ મનોહરછે. તેનો પતિ નોકરીપર બહાર ગામ ગયેલો છે. તેના ઘરમાં એક વૃદ્ધ ડોસી શિવાય અન્ય માણસો નથી. તે તરૂણી કદિ કદિ લાલભાઇ શેઠના બંગલામાં રાત્રીએ પણ આવેછે અને કદિ કદિ શેઠ પણ તે તરૂણીને ઘેર જાયછે. લાલભાઇ શેઠની મારા ઉપર બહુ મમતા હતી અને તેથી મેં ભાવનગરથી નિકળતાં પહેલાં તેમની કને એવા પ્રકારની માગણી કરી હતી કે ચોમાસાના દિવસો હોવાથી શરદીના શમનાર્થે મને ઓઢવામાટે એકાદું ગરમ વસ્ત્ર આપવાની મેહેરબાની કરવી. શેઠજીએ તે આપવાનું કબુલ કર્યું; પરંતુ ભાવનગરથી ચાલી નિકળવાના દિવસ પર્યંત તેણે તે મને આપ્યું નહીં. કદાચ વિસરી ગયા હશે. નિકળવાને આગલે દિવસે જ્યારે તેઓ પોતાના એ પ્રિય માનવી કને જવા નિકળ્યા, ત્યારે " હું પ્રભાતમાં જવાનો છું. ફરી આપનો મિલાપ થશે નહીં." એમ કહી મેં પેલા વસ્ત્રને યાદ કર્યું. શેઠજીએ કહ્યું,—"મારે જવાની ઉતાવળ છે, હું અત્યારે જ્યાં જઈ રહેવાનો છું, તે સ્થળ, તમારે જવાના રસ્તાપર આવેલું છે. દેવજીભગતની ધર્મશાળા તરફથી તમે જ્યારે જવાનાછો, ત્યારે એ ધર્મશાળાથી જમણા હાથપરનું ત્રીજું ઘર, કે જે બેઠા બંગલા જેવું છે અને જેના ચોગાનમાં નાનકડો બાગ છે, ત્યાં આવીને મને બૂમ મારશો કે તુરત ત્યાંજ હું તમોને વસ્ત્રમળે તેવી તજવીજ કરી આપીશ." એ ઉપરથી પ્રભાતમાં ત્યાં જઇ મેં શેઠજીને બૂમ મારી કે તુરત તેમણે મને એ બેઠા બંગલાની અંદર બોલાવી લીધો. હું ત્યાં ગયો એટલે શેઠજીએ તે તરૂણીએ ઓઢેલી શાલ લઇ મારા ઉપર ફેંકીને કહ્યું,–"પ્રિયે, આ પુરાણી સજ્જન અને ગરીબ છે, અને એટલા માટે આ તારી શાલ મેં તેમને બક્ષીસ આપી છે. હજી મારામનમાં આવે છે કે તેમની પત્નિને માટે તું કંઇ આપે તો ઠીક." તે સુંદરી બોલી,–"હું શું આપું!" એટલામાં તો શેઠજીએ સામે કબાટપર પડેલી અમદાવાદી સોનેરી પાલવની રેશમી સાડી અને સોનેરી મોબિયાં વાળી રેશમી ચોળી ઉપાડી મને આપીને કહ્યું,–"પુરાણી, આ વસ્ત્રો મારી લાડકીએ તમારી પત્નિને આપ્યાં છે એમ સમજવું હો!" તે બન્નેનો હું આભાર માનવા જતો હતો, "તેટલામાં તે તરૂણીએ શેઠજી પ્રત્યે બોલવા માડયું,–"આ તમે શું કર્યું! આશાં

ઉત્તમવસ્ત્રો આપી દીધાં; પરંતુ જ્યારે તેઓ ઘેર આવીને મને પૂછશે, ત્યારે મારે તેમને શો ઉત્તર આપવો ?" શેઠજીએ તે સુંદરીને કહ્યું,–"પ્રિયે, ચિંતા કરવાનું પ્રયોજન નથી, આજ બપોરના હું એવાંજ નવિન વસ્ત્રો તને લાવી આપીશ. પુરાણીને આપેલાં વસ્ત્રો જુનાં થયેલાં છે. તે તને બરોબર શોભતાં નથી. નવિન વસ્ત્રો ખરીદવાનાં હોવાથી આ જુનાં પુરાણીને આપેલાં છે." એવી રીતે તેઓનું બોલવું થયાં બાદ મળેલાં વસ્ત્રો પોટકામાં બાંધીને હું ત્યાંથી રજા લઇ મારે રસ્તે પડયો. શાલ પ્રાપ્ત થયાની એ સાચેસાચી હકીકત છે. લાલભાઇ શેઠના એ પ્રિયપાત્રનું નામ, હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે ભૂલી ગયો છું! પણ હવે કબુલત પ્રમાણે કહો કે શાલની હકીકત સાંભળવાને એટલાબધા ઉત્કંઠિત થઇ રહેવાનું તમને કયું મજબૂત કારણ મળ્યું હતું ?"

પુરાણીએ કહેલી હકીકત સાંભળતાં મણિશંકર માસ્તરના મનની કેવી સ્થિતિ થઈ હશે, તે લખીને વ્યકત કરવું બહુ કઠિણ છે. તેની કલ્પના પ્રિય વાચકોએજ કરી લેવી. તે વેળાએ તેના મનમાં દુ:ખ, ક્રોધ, વિસ્મય, સંશય આદિ વિકારોએ ગોંધળ મચાવી મૂકયું. તે મનોવિકારનાં ચિન્હો તેની મુખમુદ્રાપર સ્પષ્ટ જણાતાં હતાં. તે લાલભાઇ શેઠની પ્રિય થઈ પડેલી સુંદરી બીજી કોઇજ નહીં, પણ પોતાની ભાર્યા મણિગવરીજ હોવી જોઇએ, એમ મણિશંકરને લાગ્યું; પરંતુ સંશયની જગ્યા ન રહે, એટલા માટે તેણે પોતાના મનોવિકારને દબાવી પુરાણીને કહ્યું,–"મારી તે વિષેની ઉત્કંઠાનું કારણું કહી સંભળાવતાં પેહેલાં જો આપ તે સાડી અને ચોળી બતાવવાની કૃપા કરો તો ઠીક!" "તમે પણ હદ કરી! તમારે એટલી બધી ચોકસી કરવાનું શું કારણ છે, તે સમજી શકાતું નથી. તે બતાવવામાં મારૂં શું જવાનું હતું?" એટલું બોલીને પુરાણી પોતાનું પોટકું છોડીને સાડી તથા ચોળી મણિશંકરના હાથમાં આપ્યાં. એ સાડી તથા ચોળી પોતાની સ્ત્રીનાંજ છે, એવી તે નિહાળતાંવાર મણિશંકર માસ્તરની ખાત્રી થઈ. ખાત્રી થતાંવાર, જો કે તેણે આટલો વખત મનોવિકારોને દબાવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો, જો કે હજી પણ તેનો તે પ્રયત્ન ચાલુજ છે, તો પણ તેનાં ચક્ષુમાંથી ટપોટપ આંસુઓ ટપકવાં લાગ્યાં. આંસુઓ વધારે વખત વહ્યાં નહીં. તે વહેતાં બંધ થયાં કે તરત તેનાં ચક્ષુઓ લાલચોળ બની રહ્યાં.

તેમાંથી રક્ત વહેશે કે શું, એવો ભાસ થયો. તેનો ચહેરો આરક્ત બની ગયો. મસ્તકની રગો ફુલી ગઈ. તે દાંતથી હોઠ ચાવતો હોય એમ જણાયું. એવી સ્થિતિમાં કેટલોક કાળ ગયા બાદ તેના ક્રોધનો આવેશ પણ જરા ઓછો થયો. તેણે શુદ્ધિપર આવીને પુરાણીને,-"સ્ત્રીચરિત્ર પરમેશ્વરના પણ જાણવામાં આવતું નથી, એ સર્વથા ખરૂં છે!" એટલું કહીને દીર્ઘ અને ઉષ્ણ નિશ્વાસ નાંખ્યો. "મણિશંકર, શાલની હકીકત સાંભળવામાં આવ્યાથી તમારા મનપર કાંઈ વિલક્ષણ અસર થઈ હોય, એમ લાગે છે; અને તેથી તે હકીકત સાથે તમારો કાંઈ નિકટ સંબંધ હોવો જોઇએ, એવું અનુમાન થઈ શકે છે. હકીકત સાંભળવાથી તમારૂં મન કેવળ ક્ષુબ્ધ બની રહેલું છે. એ હકીકત સાથે તમારો સંબંધ છે, એવું જો પ્રથમથી મારા સમજવામાં આવ્યું હોત, તો તે કહીને તમોને ત્રાસ ઉપજવાનું કારણ હું આપતજ નહીં; પણ થયું તે થયું. વારૂ, પણ એ હકીકત વિષે બહુજ બારીકીથી પૂછગાછ કરવાનું પ્રયોજન શું?" પુરાણીને મણિશંકરે જવાબ આપ્યો,—"તમે લાલભાઇશેઠના જે પ્રિયપાત્ર વિષે કહ્યું તે પાત્ર મારા એક પ્રાણપ્રિય મિત્રનું અર્ધું અંગ છે, એવી મારી ખાત્રી થઈ ચૂકી છે; પ્રથમ આ શાલ તમારા શરીરપર જોવામાં આવી ત્યારેજ તે મારા એ મિત્રના ઘરની હોવી જોઈએ, એવો મને સંશય ઉપજ્યો હતો, અને તે ઉપરથીજ એ શાલ શી રીતે પ્રાપ્ત થઇ, તે જાણવાને હું ઉત્કંઠિત બની રહ્યો હતો. તે સ્ત્રીનો ધણી બહારગામ ગયેલો છે. એ વાત તથા તમે તે સ્ત્રીના ઘરની આપેલી નિશાનીં ઇત્યાદિ બરોબર મળે છે. તે સ્ત્રીનો પતિ, મારો પ્રાણાધિક પ્રિય મિત્ર હોવાથી હું ભાવનગર હતો, ત્યારે તેને ત્યાં મારૂં ઘણુંજ જવું આવવું થતું હતું. હું તે સ્ત્રીને બહુ સારી રીતે ઓળખું છું. મારા મિત્રની તેના પર અપૂર્વ પ્રીતિ છે, અને તે ભાવનગરમાં પોતાને ઘેર હતો, ત્યારે તે સ્ત્રી પણ પોતાના પતિપર પોતાના પ્રાણ કરતાં અધિક પોતાની પ્રીતિ છે, એવું બતાવતી હતી. આમ છતાં તેને દુરાચારમાં પ્રવૃત્ત થયેલી જાણી મને અત્યારે બહુ માઠું લાગ્યું અને ક્રોધ પણ ઉપજ્યો." "શિવ, શિવ, શિવ!" પુરાણીએ શોકદર્શક ઉદ્ગારો કહાડવા માંડયા. તે બોલ્યો,—" મેં એ હકીકત કહી નહોત તો ઠીક થાત! હું તમારા દુઃખનું કારણ થઇ પડયો, તેથી મને બહુ

મારૂં લાગે છે! મારૂં આ મેંદરડામાં આવવું થયું નહોત તો પણ ઠીક થાતો અહીં આવ્યા પછી તમારી ઓળખાણ થઇ નહોત તોપણ ઠીક હતું! ઓળખાણ થયા પછી એ હકીકત તમોને કહી નહોત તોપણ ઠીક હતું! પણ થવા કાળ મિથ્યા થતો નથી, ત્યાં ઇલાજ શો?" "તેમાં તમારો કાંઇ દોષ નથી. જો એ અવદશાનું આચરણજ તેવું નહોત તો તમોને પણ એ હકીકત કહેવાનું કારણ ક્યાંથી મળત? હશે, હવે તેના વિષે જલદીથી કંઈ તજવીજ કરવી જોઇએ; કારણ કે તે રંડા એવા આચરણને અંગે કદાચ મારા મિત્રનો પણ ઘાત કરી નાંખશે!" મણિશંકર માસ્તરે એટલું કહીને પુનઃ એક મોટો નિશ્વાસ નાખ્યો. "તજવીજ શી કરવી?" પુરાણીએ પૂછ્યું કે તુરત મણિશંકરે કહ્યું,—"તેના દુરાચરણની વાર્ત્તા તેના પતિને જણાવવી. તેના પતિની જો કે તનાપર બહુ પ્રીતિ છે, તોપણ આ દુષ્ટ વાર્ત્તા તેના સાંભળવામાં આવતાંવાર એ પ્રીતિની બાજી સમાપ્ત થયા વિના રહેશે નહીં!" ત્યારબાદ પોતાનું મન અતિ અસ્વસ્થ બની રહેવાથી મણિશંકર પુરાણી કનેથી રજા લઇ પોતાને ઉતારે આવ્યો. પોતાની ધર્મપત્નિની પુરાણીએ કહેલી વર્ત્તણુંક સાંભળીને તે ભ્રમિષ્ટ સરખો બની ગયો. એ દિવસે તે શાળામાં ગયોજ નહીં. પોતાને ઉતારે તે એક કોટડીમાં બિછાનાપર પડયો. તેના મનમાં અનેક પ્રકારના તર્કવિતર્કો થવા લાગ્યા. તે પોતાના મનમાં બોલ્યો,—"તેના મોહપાશમાં બદ્ધ બનીને મેં તેની વેરે લગન કર્યું એ મોટી ભૂલ કરી. કેવળ અવિવાહિત રહ્યો હોત તો વધારે સારૂં હતું. તેણીને પ્રથમ નિહાળતાંવાર મારૂં મન તેનામાં એટલું તો લુબ્ધ બની રહ્યું હતું કે તેના વિના સર્વ જગત્ મારા મનથી તે વેળાએ શુન્ય થઇ રહ્યું હતું. તેનું સૌંદર્ય, તેનું સુશિક્ષિતપણું, તેનું ચાતુર્ય, આદિ નિરખીને મને મોહ ઉપજ્યો. તથા ગણેશજી જોશી સરખા બુઢિયાને પાને પડી વૈધવ્ય રૂપ દુઃખાગ્નિમાં તેને હોમાઇ જતી જાણીને મને બહુ દયા ઉપજી, તેથીજ હું તેની સાથે લગન કરવાની ભાંજગડમાં પડયો. તેણે પણ તે વેળાએ પોતાનું તન અને મન મને અર્પણ કર્યું અને મારા વિના અન્ય પુરૂષો ભાઇ બાપ સરખાછે એવી પ્રતિજ્ઞા લીધી! લગન થયા પછી પણ તેણે પ્રીતિ બતાવવામાં મણા રાખી નહીં! મારી બદલી થવાથી હું જ્યારે અહીં આવવા નિકળ્યો, ત્યારે પણ વિયોગ દુઃખની વેદના દર્શાવવામાં તેણે કચાસ રાખી નહોતી!

અને એટલું છતાં પાછળ આવું નિંદ્ય નઠોર કર્મ ! ! શિવ, શિવ ! ! જેના પતિવ્રત્ય વિષે, જેના ચાતુર્ય વિષે, અને જેની એકનિષ્ટા વિષે હું અભિમાન કરતો હતો, અને મનમાં સંતોષ માનતો હતો તેનુંજ આવું દુષ્ટ દુરાચરણ ! એવી પતિવ્રતા કરતાં વેશ્યા હજાર દરજ્જે સારી ! કારણ કે વેશ્યા ખુલ્લી રીતે પોતે "વેશ્યા" છે એવું બતાવે છે; પરંતુ આ રંડાએ તો ઉપર ઉપરથી પ્રીતિ બતાવી પાતિવ્રત્યનો ડોળ ઘાલી સત્યનાશ વાળ્યું ! વિશ્વાસઘાત કર્યો ! એટલાજ માટે હું તેને વેશ્યા કરતાં પણ નિચ કહુંછું. હવે આ જગતમાંથી મારા સુખનો સમૂળગો નાશ થયો. આવી દુઃખદાવસ્થામાં રહેવા કરતાં મોત આવે તો ભલું ! પણ પોતે મરતાં પહેલાં એ બેઇમાની વિશ્વાસઘાતકી જારીણીને તેના નિચ કૃત્યની શિક્ષા આપવી જોઇએ ! તેને મોતની શિક્ષા આપવી પણ બહુ થોડી છે; પરંતુ એના કરતાં બીજી કોઈ ભારે સજા નહીં હોવાથી તેજ સજા કર્યા વિના છૂટકો નથી. માત્ર તેનું તથા લાલભાઇ શેઠનું અનુસંધાન પુરાણીની દૃષ્ટિએ પડયું છે. બાકી એવા અનુસંધાનો તો તે પાપિણીનાં કોણ જાણે કેટલાંએ હશે ! અરે, ઓ રંડા, દુષ્ટા, તારા બેઇમાનપણાએ તો પરમાવધિ કરી નાંખી ! ફિકર નહીં, તું તારા મનમાં શું સમજે છે? થોડાજ દિવસમાં તારા દુષ્કર્મોનું ફળ ભોગવવા માટે નર્કમાં તને મોકલાવી દઉંછું ! ઠીક છે. રજાનો રીપોર્ટ કરીનેજ અહીંથી ચાલી નિકળું છું. તેમ કરવાથી ઉપરી અધિકારી નારાજ થશે, એટલુંજ કે બીજું કંઈ ? નારાજ થશે તો નોકરીપરથી દૂર કરશે, એટલુંજ કે નહીં ? કોણને હવે નોકરીની દરકાર છે ? નોકરી દ્વારા બે પૈસા પ્રાપ્ત કરવાના સંસાર સુખને માટે; અને સંસારસુખ પ્રાપ્ત કરવાનું પ્રિય ભાર્યાથી; પણ ભાર્યા અધમાધમ નિકળી તો સંસારસુખની હવે આશા શી ? સંસારસુખની આશા નથી તો પૈસો પ્રાપ્ત કરવાની હવે ગરજ શી ? માંડી વાળ્યું. શુ, રંડાના મ્હોંપર ! વ્યભિચારની પુતળી પેલા લાલિયા સાથે રત થઇ ! અરરર ! જો આ વેળાએ તે બન્નેજણાં હાજર હોત તો તેના રાઇરાઈ જેટલા તુકડે તુકડા કરી નાખ્યા વિના રહ્યો નહોત ! પણ શું કરૂં કે દૂરનો મામલો હોવાથી મારો કશો ઇલાજ નથી. પ્રભુએ પાંખ પણ આપી નથી. નહીંતર સત્વર તેઓનો ઘડો લાડવો કરી નાંખ્યો હોત ! એ લાલિયાને શા માટે શિક્ષા આપવી જોઇએ ? "ઘર ફૂટે ઘર જાય!" તેમાં અન્યનો દોષ શો ?

જો મારી સ્ત્રીએજ તેના પ્રત્યે લક્ષ આપ્યું ન હોત, તો તેનાથી શું થઈ શકવાનું હતું? એ રંડાએ આજ બે મહિના થયાં બિલકુલ પત્ર લખ્યો નથી, તેનું કારણ પણ તેજ હશે. ઠીકજ છે! મારા પર પત્ર લખવાનું કારણ શું રહ્યું? હું તો તેના મનથી માત્ર નામનોજ પતિ! અવદશા, તેં મને નામનો પતિ બનાવી મૂકયો ખરૂં? ઠીક છે! આવુંછું હું જલદીથી તારી ખબર લેવા!"

એવી રીતે ત્રણ ચાર કલાક દુઃખ–તાપનો તર્ક કરવામાં ગુજાર્યા બાદ,–"હવે અહીંથી ભાવનગર જવાના ઠરાવ પર આવવું જોઇએ. પુરાણીને પણ ત્યાં સાથે લઈ જવો જોઇએ; કારણ કે તે એ દુષ્ટાનું દુરાચરણ પ્રત્યક્ષ બતાવી આપશે અને તેમ થવાથી ઇશ્વિરના પરાધમાં પણ આવવા સરખું રહેશે નહીં! પ્રત્યક્ષ પુરાવો મળ્યા પછી દુ...ન સાસન આપવામાં દોષ શો?" એવો વિચાર કરીને મણિશંકર માસ્તર પુરાણી કને ગયો. ત્યાં જઇ પહોંચ્યા પછી પુરાણીએ કહ્યું,–"શું તમે આજ શાળામાં નથી ગયા? આજ કાંઇ પ્રકૃતિ બગડી હોય તેમ લાગે છે. શું થયું છે વારૂ?" "બીજું કશુંજ નહીં; પણ મારા તે સ્નેહીની સ્ત્રીનાં દુરાચરણની વાર્ત્તા સાંભળ્યા પછી, તે હકીકત એ મિત્રને કહી તેણીને સત્વર સાસન અપાવું તો ઠીક, એવી આતુરતા મારામાં ઉત્પન્ન થઇ છે. વળી સાસન અપાવવાનું સાહસ કરતાં પહેલાં સાંભળેલી હકીક્ત પ્રત્યક્ષ નજરે નિહાળવી, એવો પણ મને વિચાર ઉપજ્યો છે; કારણ કે એમ થવાથી તિલમાત્ર સંશય રહેવા પામશે નહીં. પણ એવો સંજોગ નિહાળવામાં તમારી સહાયતાની જરૂર છે. તમારી સહાયતા શિવાય તે યોગ મને દૃષ્ટિએ પડવો કઠિણ છે. જો તમે ભાવનગર સુધી મારી સાથે આવશો તો તમારો આવવા જવાનો ખર્ચ આપવા ઉપરાંત તમોને શ્રમના બદલા તરીકે પણ કંઇક આપ્યા વિના રહીશ નહીં." મણિશંકર માસ્તર પુરાણી શો ઉત્તર આપે છે તે જાણવાને ઉત્સૂક બની રહ્યો. પુરાણીએ કહ્યું,–"મેં એ વાર્ત્તા કહીને "પેટ ચોળીને ચુંક ઉપજાવવા" જેવો યત્ન કર્યો, એમજ થયું કે નહીં? સ્નેહમાં અંતર રાખવો એ ઠીક નહીં લાગવાથી તમારા આગ્રહને લીધેજ મેં એ વાત કહી. હું જાણતો નહોતો કે તે કહેવાથી આવું પરિણામ નિપજશે! જવા દો! તેમાં વિશેષ છે શું? ઘેર ઘેર માટીના ચૂલા હોય છે! દિવા પાછળ અંધારૂંજ હોય છે! તમારા સ્નેહીને એ વાર્ત્તા ન કહી એટલે પતી રહ્યું! કદાચ તેણીને શિક્ષાજ કરા-

વવાનો તમારો નિશ્ચય થયો હોય, તો તમારા સ્નેહીને કહી તેણીને ઘરમાંથી કહાડી મૂકાવવી એટલે થયું ! બાકી વિશેષ ભાંજગડમાં તમારે શા માટે પડવું જોઇએ? કરશે તે ભરશે ! પાપો પાપાને પાપે લેવાશે ! મારા આવા પ્રકારના બોલવા ઉપરથી એમ નહીં સમજવું કે એ સ્ત્રીનો હું બચાવ કરૂંછું કિંવા તમારી સાથે ભાવનગર આવવાની મારી ખુશી નથી. તમારી ઇચ્છા પ્રમાણે ભાવનગર હું ખુશીથી આવીશ. આવવા જવાનો ખર્ચ પણ લઇશ નહીં. ખરચ લેવો પણ યોગ્ય નથી. તમે કહો છો તે પણ એક રીતે યોગ્ય છે કે કોઇને તેનાં સબંધી દુરાચરણની વાર્ત્તા સાંભળીને કહેવા કરતાં પ્રત્યક્ષ નિહાળીનેજ કહેવી જોઇએ. નજરે નિહાળવાનો હેતુ મારા વિના પાર પડી શકશે નહીં, એ પણ વાસ્તવિક છે; કારણ કે એવો પ્રકાર દૃષ્ટિએ પડવા માટે જેનો એ લાલભાઇ શેઠની સાથે સ્નેહ હોય, અને જે એ શેઠીયાના સહવાસમાં આવેલો હોય તેવા મનુષ્યની સહાયતાની જરૂર છે. આમ હોવાથી તમારો હેતુ સિદ્ધ થવા જોગ સહાયતા મારે આપવીજ પડશે; પરંતુ પુનઃ કહું છું કે તમે એવા પ્રકારની ભાંજગડમાં ન પડો તો ઠીક." પુરાણીએ છેવટનું વાકય પૂરૂં કર્યું કે તુરત મણિશંકર બોલી ઉઠ્યો,—"ભાંજગડમાં પડયા શિવાય છૂટકો થાય તેમ નથી. તે સ્ત્રીના પતિની અને મારી એટલી તો મિત્રતા છે કે, તમે કહેલી હકીકત સાંભળ્યા પછી જાણે એ બનાવ મારા પોતાના ઘરમાંજ બન્યો હોય, એમ મને લાગે છે ! તો પણ મારૂં લગ્ન થયું નથી એટલું સારૂં છે ! નહીંતર મને પણ મારી સ્ત્રી વિષે અત્યારે આવાજ પ્રકારનો સંશય આવ્યો હોત! મને તે મિત્રની સ્ત્રીનું દુષ્કૃત્ય જાણવામાં આવતાંવાર બહુ દુઃખ ઉપજ્યું છે. મારો મિત્ર બહુ સત્વશીલ, સ્વસ્ત્રી શિવાય અન્ય સ્ત્રીને બેહેન પ્રમાણે માનનારો છે, અને એમ છતાં તેની સ્ત્રી વ્યભિચારી—બેઇમાની નિકળી ! ખચિત આ હકીકત એકવાર નજરે નિહાળી મારા મિત્રને તાબડતોબ જણાવી તેણીને સાસન અપાવવું જોઇએ. જો તમે મારા સ્નેહી હો, તો મારે વાસ્તે મેહેરબાની કરીને આવતી કાલે મારી સાથે પ્રભાતમાં ભાવનગર તરફ ચાલી નિકળવાની તઈયારી કરો." "ઠીક ત્યારે જેવી મરજી." એવો પુરાણી તરફથી જવાબ મળતાંવાર મણિશંકર માસ્તર પોતાને ઉતારે ગયો. રાત્રીએ પોતાના એક આસિસ્ટંટને શાળાનો ચાર્જ સોંપી,—"બહુજ અગત્યનું કામ હોવાથી

હું આજરોજ આઠ દિવસની રજા ઉપર જાઉં છું.” એવો ઉપરી અધિકારીને તેણે લાગલોજ રીપોર્ટ કરી વાળ્યો. બીજે દહાડે પ્રભાતમાં તૈયાર થઇને તે પુરાણી કને રજુ થયો અને તેઓ ત્યારબાદ બંને ભાવનગર જવા માટે રસ્તે પડયા.

---

# પ્રકરણ પંદરમું.

## ઘાત અને ઘાતકી.

“ઘાતકિ ઘાટ ઘડે ઘણા, ખાટકી કરતાં છેક—
નીચમાં નહિ ડર કે દયા, પાપિ પ્રાણિ એ એક.”

(શિવલાલ.)

---

બીજે દહાડે પેથાપુરથી અમદાવાદ આવી, અનંતરાય અને કુમારશ્રી શિવસિંહજી મેલટ્રેનમાં મુંબઈ તરફ રવાના થયા. મિત્રના શોધ માટે તેઓ બહુ શ્રમિત થયા હતા. તેમાં પણ કુમાર શિવસિંહજીને વિશેષ શ્રમ લાગેલો જણાતો હતો. અનંતરાયને તો મોહનલાલને નિહાળે એક વર્ષ વિતી ગયા સરખું લાગવા માંડયું! ઉપરાઉપર જાગરણ થવાથી બન્નેની આંખો લાલચોળ બની ગઈ હતી. મુંબઇમાં સવારના આઠ વાગતે પહોંચ્યા કે તુરત ગીરગામ બ્રિચકેન્ડી રોડ ઉપરના પોતાના મકાનમાં જઈ, ત્યાં પૂછગાછ કરતાં,-“મોહનલાલ અત્રે આવેલ નથી.” એવો અનંતરાયને જવાબ મળ્યો. આ વેળાએ મિત્ર સમાગમની ઉત્સૂકતાએ તેને બહુજ પિડા પમાડી. મિત્રવિરહ વડે તે બહુજ વ્યાકૂળ બની રહ્યો. ટેબલપર પડેલું આજનું આવેલું “ટાઇમ્સ” પત્ર તેણે હાથમાં લીધું “ચિનમાં જનારા “પેસેન્જરો” નાં નામો છાપેલાં છે કે નહીં? કોઇ મરણ પામ્યાં હોય, કિંવા કોઇએ આપઘાત કર્યો હોય—તેવાંઓનાં નામો છાપેલાં છે કે નહીં?” તે “ટાઇમ્સ” પત્રના “સ્થાનિક સમાચાર” પર ઉતાવળે દૃષ્ટિ

ફેરવવા લાગ્યો. "કરનાક બંદર પર બૂડી મરેલા એક મનુષ્યનું પ્રેત હાથ લાગવાથી તેના સંબંધમાં કારોનરે "જ્યુરી" ભરી હતી." આવો એક ફકરો વાંચતાં વાર તેને તરેહવાર કલ્પના ઉપજવા લાગી. "મારો મિત્ર મોહનલાલ તો એ નહીં હોય? મોહનલાલનો શું આવી રીતે અંતઆવ્યો હશે? નિઃસંશય નહીં. પેથાપુરમાં વાંચેલા તારમાં શું હતું વારૂ? તે તાર ગંગાડોસીપર કરેલો લાગતો હતો. તે તારનો મોહનલાલના ગુમ થવા સાથે નક્કી સંબંધ હોવો જોઇએ, અને તેના સંબંધમાં તપાસ કરવાનો મુખ્ય મુદ્દો પણ તેજ છે." અનંતરાયને શોકાતુર નિહાળી કુમાર શિવસિંહજી બોલ્યા,–"વિચારમાં પડી વૃથા વખત ગુમાવવા કરતાં ઘટતો શોધ કરવા માટે યત્નવાન થવું જોઈએ." "ચાલો આપણે જમીને "પી. ઓ." કંપનીની ઓફિસમાં તપાસ કરીએ." એટલું કહી અનંતરાય કુમાર શિવસિંહજીને લઈ ભોજનગૃહમાં ગયો. જમી પરવાર્યા બાદ તેઓ બંને ગાડી જોડાવીને કોટ તરફ સિધાવ્યા. "વિકટોરીયા ટરમિનસ" ને રસ્તે થઇને "બોદી બે" પસાર કરી "ટાઉનહાલ" ની પાછળ "પી. ઓ." કંપનીની ઓફિસ આગળ તેઓએ ગાડી ઉભી રખાવી. બંને મિત્રોએ ગાડીમાંથી ઉતરી ઓફિસમાં પ્રવેશ કર્યો. "ગયા બે દહાડામાં ચિન જવા માટે આગબોટ રવાના થઈ છે?" એવો પ્રશ્ન કરતાં વાર તેમને જવાબ મળ્યો,– "ગઈ કાલે બપોરનાં સાડાત્રણ વાગતે "ગોદાવરી" નામની આગબોટ "હાંગકાંગ" જવાને રવાના થયેલી છે. આગબોટ ઉપરના પ્રવાસીઓનાં નામો જાણવાની જરૂર હોય તો પેલી મેનેજર સાહેબની ઓફિસમાં પધારો." મેનેજરની પાસે જઇ અનંતરાયે વિનતિ કરી કે તુરત તેણે એક કારકુનને પ્રવાસીઓનાં નામોની નોંધ દેખડાવવાની આજ્ઞા કરી. "એ નોંધવહીમાં તમેજ મેહેરબાની કરીને જુઓ કે એ નામોમાં "મોહનલાલ નં૦ વ્યાસ"નું નામ છે?" અનંતરાયે એટલું કહ્યું કે તરત કારકુને નોંધવહીનાં કેટલાંક પાનાં ઉથલાવીને "મોહનલાલ વ્યાસ–એ નામનો કોઈ ગૃહસ્થ આમાં જણાતો નથી," એવો જવાબ વાળ્યો. કુમાર શિવસિંહજીએ પૂછ્યું,– "આગબોટ ઉપડતાં પેહેલાં કલાક અર્ધા કલાકપર કોઇ પેસેન્જરને દાખલ કરેલો હતો?" "હા. ત્રણ વાગતે ઉતાવળે ઉતાવળે પૈસા આપી એક ગૃહસ્થ "પાસેજ" લઈ ગયેલો છે. તેનું નામ સર્વ નામોની નિચે લખેલું

છે. જુઓ બરોબર." એક બીજા કારકુનની એવી સૂચના મુજબ તપાસ કરતાં એ નામ તો "કેકોબાદ નરીમાન" નું નિકળ્યું અને અનંતરાય તથા કુમાર શિવસિંહજીને નિરાશ થઇ ઘેર આવવું પડયું.

શ્રમ અને જાગરણને લીધે બન્ને મિત્રો બપોરના બિછાનાપર આળોટાયા કે તુરત તેમને નિદ્રા આવી ગઇ. પણ એ નિદ્રાથી તેમનો થાક શું જવાનો હતો? તેઓ બન્ને સ્વપ્નાધિન થઇ રહ્યા. અનંતરાયે સ્વપ્નમાં નિહાળ્યું કે,–"પેથાપુરમાં પ્રાપ્ત થયેલા એ અર્ધ બળેલા તારથી સમજવામાં આવેલી હકીકતનો શોધ કરવા માટે 'પરાયા જનોની પાછળ પડી, મેં કોઇ અંજાણ્યા ઘરમાં પ્રવેશ કરેલો છે. ગંગાડો ત્યાં હાજર થઇને ભોપાળું ખુલ્લું નહીં કરવા માટે મને વિનવવા લાગીછે, પણ મોહનલાલનું શું થયું, તે કશું જણાવતી નથી'" કુમાર શિવસિંહજી તો,– "મોહનલાલ આવીને અત્યારે બારણું ઠોકે છે" એવું સ્વપ્ન પડતાં વાર જાગૃત બનીને "કોઇએ બારણું ઉઘાડયું? કયાં ગયા મોહનલાલ?" એમ પૂછયું! મતલબ કે અનંતરાયને તથા કુમાર શિવસિંહજીને તે દહાડે નાના પ્રકારના વિલક્ષણ અને અસંબદ્ધ સ્વપ્નો આવ્યાં. પેથાપુરમાં તે તારની હકીકત વાંચી ત્યારથી અનંતરાયે મોહનલાલનો શોધ લાગવાની આશા તજી દીધી. "કંઈ પણ કાવતરૂં થયું છે. કંઇપણ પ્રપંચ રમવામાં આવ્યો છે. કંઇપણ ભેદ ભરેલી રીતે મોહનલાલનો ઘાત થયેલો છે!" એવું તેને લાગવા માંડયું. "મોહનલાલનો જેણે ઘાત કર્યો, તેણે મારો પણ ઘાત કરવાની યોજના યોજી હશે!" એવી કલ્પના ઉપજતાં વાર તેની મુખમુદ્રા ઉપર ભય યુકત ક્રોધનાં ચિન્હો જણાવા લાગ્યાં. "મોહનલાલનો કોઈ શોધ કરવા આવે તો કહેવું કે તેઓ અત્રે આવ્યા હતા અને માત્ર થોડોજ વખત રોકાઇને ચીન જવા માટે મુંબઇ ગયા છે." આવી મતલબનું તે તારનું લખાણ હતું, તો મોહનલાલનો ઘાત–તે ઘાતકી રંડા–રાણી ચંપાબાઇએજ કરેલો હોવો જોઈએ; પણ તારમાં બીજી કંઈ નિરાળીજ હકીકત હશે તો! અર્ધ બળેલા તારના કાગળમાંના થોડા ઘણા વંચાતા અક્ષરોના આધારે એવો નિશ્ચય કેમ કરી શકાય કે મોહનલાલ પેથાપુરમાં આવ્યોજ નથી અને ગોપુરમાંજ તેનો નાશ કરી નાખવામાં આવેલો છે? તાર તો જાણે નજરે નિહાળેલો છે, પણ તેમાંની હકીકત પૂરેપૂરી સમજાતી નથી, તેથીજ

આટલી ગુંચવણ અને ગોંધળમાં પડવું પડે છે. તારની હકીકત નિરાળા અર્થની હોય, મોહનલાલ પેથાપુરમાં ખાસ આવ્યો હોય, અને ગંગાડોસી-એ તેનો ઘાત કર્યો હોય તો તે પણ શું બનવા જોગ નથી?" એવી અનેક કલ્પના તેના મનમાં ઉપજી અને લય પામી ! કુમાર શિવસિંહજીના મનનો પણ તેવાજ પ્રકારનો વ્યાપાર ચાલી રહ્યો હતો. અનંતરાયને તથા કુમાર શિવસિંહજીને તે દહાડે મુદ્દલ ચેન પડયું નહીં. મન સ્વસ્થ હોય તો ચેન પડે કે નહીં ? જેમ તેમ કરીને દિવસ પૂરો કર્યો. સાંજના બન્ને મિત્રો "વિકટોરિયા ગાર્ડન" નિહાળવા ગયા. રાત્રીએ જમી પરવારી તેઓ બન્ને મોહનલાલ વિષે વાતચિત્ત કરવા લાગ્યા. ઘડિયાળમાં દસ ટકોરા થયા. કુમાર શિવસિંહજી આરામ ખુરશીપર ચીરૂટ પીતા પડેલા હતા. અનંતરાય કોચ ઉપર પડીને ઘડિમાં મોહનલાલ વિષેની કલ્પના કરી મૌન્ય ધારણ કરતો હતો અને ઘડિમાં પોતાને ઉપજતા વિચારો તરફ કુમાર શિવસિંહ-જીનું લક્ષ ખેંચતો હતો. "અરેરે મોહનલાલનું શું થયું હશે ?" અનંતરાયે દીર્ઘ નિશ્વાસ નાંખીને એમ પૂછયું કે તુરત કુમાર શિવસિંહજીએ કહ્યું.— "મોહનલાલ ચીનમાં ગયો નથી એ ચોકસ ! મૂવો જીવતો તે ગોપુરમાંજ હોવો જોઈએ." અનંતરાય એકદમ ઉઠીને ઉભો થયો. ટેબલ કને જઈને એક ફુલેસકેપ કાગળને હાંસીઓ પાડયો. શાહીનો ખડીઓ નજીક લઇ તેમાં લેખણ બોળી, પરંતુ કાગળપર કશું નહીં લખતાં તે થોભ્યો. લેખણ જેમની તેમ હાથમાંજ રાખી. તેણે પોતાના કપાળનું એક પડખું ટેબલપર ટેકાવ્યું. કેટલોક વખત એમને એમ વિચાર કરવામાં ગાળી કહાડયો. પુનઃ ડોકું ઉચકી બરોબર બેસીને,—"મોહનલાલના સંબંધમાં અત્યાર સુધી જે જે બાબતો બની તેનું ટાંચણ કરૂં તો ઠીક." એવી મતલબનું તે કાંઇ બર-બડયો. તેણે તે ફુલેસકેપ કાગળપર લખવા માંડયું,—

(૧) મોહનલાલની સ્ત્રી "એનફ્લ્યુએનઝા" થી મરણ પામ્યાનું "હિતેચ્છુ" માં પ્રકટ થયા છતાં ગંગાડોસીએ "ક્ષય રોગ" થી મરણ પામ્યાનું જણાવ્યું હતું.

(૨) મોહનલાલનો ફરી ચીન જઇ રહેવાનો વિચાર સાંભળતાં ગંગા-ડોસીનો ચેહેરો પ્રફુલ્લિત બની ગયો હતો. "મોહનલાલ અહીંથી જેમ તેમ કરી દીસ્તો રહેતો ઠીક!" એવું ગંગાડોસીના મનમાં હોવાનું જણાઇ આવ્યું હતું.

(૩) પેથાપુરમાં ભાયો ખવાસ કાગળ તથા કપડાંનું પાકીટ આપી ગયો, તે વેળાએ કાગળ તથા તસબિર પરથી મોહનલાલની સ્ત્રી જીવતી હોવાનો મને શક ઉપજ્યો હતો. ગંગાડોસીએ તે વેળાએ આપેલા ઉત્તરોથી પણ ઉપજેલા શકને મજબૂતિ મળી હતી.

(૪) પેથાપુરમાં મારા ઉપર ગોપુરનો કાગળ આવ્યાનું તથા હું ગોપુરનો એજન્ટ છું, એવું જાણવામાં આવતાંવાર ગંગાડોસી ચોંકીને ભયભિત બની રહી હતી અને કુમારશ્રી શિવસિંહજી સાથે મોહનલાલે પ્રવાસે નહીં જતાં ચિન જવું, એમ તેણે તે વેળાએ આગ્રહ પણ કર્યો હતો.

(૫) "કોઈ એક સ્ત્રી શિક્ષક સાથે રાજા પરણ્યો છે" એવી મતલબનો મને પેથાપુરમાં કુમાર શિવસિંહજીનો પત્ર મળ્યો હતો.

(૬) કુમાર શિવસિંહજીએ મુંબઈમાં આવીને મને જે હકીકત જણાવી તે ઉપરથી, તથા ગંગાડોસી સાથે થયેલી વાતચિત્ત ઉપરથી ગોપુરના મહારાજા જે નવી રાણી પરણ્યા—તે મોહનલાલની સ્ત્રી હોવાની—અરે, કંઇ "દાળમાં કાળુ !" હોવાની મને કલ્પના ઉપજી હતી અને તે પેહેલાં ઉપજેલા સંશયને એથી વિશેષ પુષ્ટી મળી હતી.

(૭) અમે ગોપુર ગયા ત્યારે રાણી ચંપાબાઇના ભેદ ભરેલા માદળિયાની, રાધા દાસીની, રાધાના ધણી ભાયાની—તેનું કેટલીકવાર પેથાપુરમાં જવું થયાની, રાણી ચંપાબાઇ ઉપર પેથાપુરની ટપાલમાં આવતા કાગળોની હકીકત કુમાર શિવસિંહજીએ મને નિવેદન કરી હતી.

(૮) હું મારા "મોહનલાલ વ્યાસ" નામના મિત્ર સાથે ગોપુર આવનાર છું, એવું જ્યારે કુમાર શિવસિંહજીએ કહ્યું, ત્યારે "મોહનલાલ વ્યાસ!" એ શબ્દ કંઈ ચમત્કારિક રીતે રાણી ચંપાબાઇ બોલી હતી, અને તે વેળાએ તેની મુખમુદ્રાપર ભય, ખેદ, આશ્ચર્ય આદિ મનોવિકારનાં ચિન્હો પણ જણાઇ આવ્યાં હતાં.

(૯) ગોપુરમાં અમે મુસાફ્રરી બંગલામાં ઉતર્યા, તેજ દહાડે ત્યાં રસ્તાપર ગાડીમાં મેં મહારાજાની મુલાકાત લીધી, તે વેળાએ મોહનલાલનું નામ સાંભળતાં વાર રાણીને ત્રાસ ઉપજ્યો હતો.

(૧૦) અમે ગોપુર ગયા પછી બીજેજ દહાડે તાર આવવાથી રાણી તથા રાજા રાજકોટ ઉપડી ગયાં હતાં અને રાજકોટથી, રાણી ચંપાબાઇએ "તેઓ હજી કેટલા દિવસ રહેવાના છે, તે કુમાર શિવસિંહજીને પૂછીને

તાકીદથી લખી મોકલવું” એવો કુંવરી સુજાણબા ઉપર અમારા સંબંધમાં પત્ર લખ્યો હતો.

(૧૧) રાણીના રંગમેહેલમાં નિહાળવામાં આવેલી તસબિર, પેથાપુરમાં નિહાળેલી તસબિર સાથે આબેહુબ મળતી આવી હતી. વળી તે વડે મોહનલાલના મનપર ચમત્કારિક અસર પણ થઇ હતી.

(૧૨) મોહનલાલનો રૂમાલ રાણીના મેહેલમાં રહી જવાથી, તે રાણીના હાથમાં આવતાં વાર તેનાપર વિલક્ષણ અસર થઇ હતી તથા રાણીએ તે પરથી કુંવરી સુજાણબાને ધમકી પણ આપી હતી.

(૧૩) મોહનલાલનું દરબારગઢમાંના પાતાળકુવા તરફ જવું થયું હતું. કુવામાં કોઇ પડી ગયા જેવો અવાજ કુંવરી સુજાણબાની દાસીના સાંભળવામાં આવ્યો હતો. રાણી, તેની દાસી રાધા અને પોતે—એમ ત્રણે સાયંકાળે કુવા નજીક હોવાનો ભાયાખવાસે એકરાર કર્યો હતો.

(૧૪) કુમાર શિવસિંહજી મોહનલાલના શોધને માટ મારી સાથે આવવાની મહારાજા કને પરવાનગી લેવા ગયા; ત્યારે તેણે રાણીના ગળા પર ઉઝરડા નિહાળ્યા હતા, અને મોહનલાલ વિષે થયેલી વાતચિત્તને અંગે તે વેળાએ રાણીએ વિલક્ષણ ઉદ્‌ગારો કહાડયા હતા.

(૧૫) મોહનલાલના શોધને સારૂ મારૂં તથા કુમાર શિવસિંહજીનું પેથાપુર જવું થયું, ત્યારે ત્યાં તારનો કાગળિયો સાંપડયો હતો.

એ રીતે પંદર કલમનું ટાંચણ અનંતરાયે તૈયાર કર્યું. ટાંચણ કરતાં કરતાં વચ્ચમાં તે થોભતો જતો હતો. કેટલીકવાર અક્ષરોને છેકતો જતો હતો. કેટલીકવાર નવા અક્ષરો ઉમેરતો હતો. કલમના કેટલાક આંકડાપર તેણે નિશાનીઓ પણ કરેલી હતી. પૂરૂં ટાંચણ કરી રહ્યા પછી કુમાર શિવસિંહજીને હાક મારી તે તેને વંચાવ્યું, અને ત્યાર બાદ તે કાગળને સંકેલી એક કવરમાં નાંખી તેના પર “મોહનલાલના સંબંધમાં મહત્વનું ટાંચણ” એમ લખી તેણે તે એક કબાટમાં મૂક્યું. કુમાર શિવસિંહજીએ કહ્યું,—“આરંભથી તે આખર સુધી કેવળ અંધકાર! આ ગુઢ ચરિત્રનું મૂળ ગોપુર કિંવા પેથાપુરમાંથીજ મળી શકે તેમ છે!”
“હા, મને પણ એમજ લાગે છે. થોડા દિવસ પછી આપણે ગોપુરજ જઇશું; પછી છે કંઈ!”

પ્રિય વાચકવૃંદ, અનંતરાય અને કુમાર શિવસિંહજી ગોપુરમાં જઇ રહે, તે પેહેલાં આ વાર્ત્તા સાથે સંબંધ ધરાવનારાં ગોપુરનાં પાત્રજનોના વર્તનપર પ્રકાશ પાડવાની આવશ્યકતા છે. ગોપુરમાં આજે પ્રભાતમાં ચહા પીતી વેળાએ મુંબઇના "ગુજરાતી" પત્રમાં આવેલી એક નોટીસ મહારાજા અભયસિંહે રાણી શ્રી ચંપાબાઇને તથા કુંવરી સુજાણબાને વાંચી સંભળાવી. એ નોટીસમાં લખેલું હતું કે,–" મોહનલાલ નંદલાલ વ્યાસ" એ નામનો ગૃહસ્થ ચાલુ મહિનાની સાતમી તારીખ પછી જો કોઇના નિહાળવામાં આવ્યો હોય, કિંવા એ ગૃહસ્થના એ તારીખ પછીના ઠામ ઠેકાણાની જો કોઈને ખબર હોય, તો તેણે મુંબઈમાં બ્રિચકેન્ડીરોડ ઉપર " અ. ક. " ને સરનામે લખી મોકલવું. મોહનલ નો શોધ લાગ્યા બાદ ખબર આપનારને મોટું ઇનામ આપવામાં આવશે," નોટીસ વાંચીને, "હજી અનંતરાય વકીલના મિત્રનો શોધ લાગેલો જણાતો નથી, અને તેથીજ કુમાર શિવસિંહજીનું વિશેષ રોકાણ થયું હોય એમ લાગેછે." એટલું મહારાજા અભયસિંહે કહ્યું કે તુરત રાણી ચંપાબાઇ બોલી ઉઠી,–"આ નોટીસ આપનારો કોઈ ઘણો ચંચળ સ્વભાવનો અને અધિરા મનનો હોવો જોઇએ. કેવી ઘેલચ્છા!" એ નોટીસ પરથી મહારાજા અભયસિંહે વિશેષ કાળજી બતાવી નહીં. રાણી ચંપાબાઈ તો મહા ધૂર્ત્ત! મોહનલાલ વ્યાસ વિષે તેના મનમાં શું છે, તે કોઇ સમજવાજ શાનું પામે? કુંવરી સુજાણબા મોહનલાલની સ્થિતિ તથા તેના નાશ વિષે કોઇ કોઇવાર ચિંતાતુર થયેલી જણાતી હતી.

"મોટો ડોળડમાક રાખનારી, પોતાના રૂપનો અહોરાત્ર ગર્વ કરનારી, નખરાં અને ટાપટીપ કરવામાં કુશળતા બતાવનારી–એવી તે છે. ખરૂં મોતી?" એક દહાડે પોતાની પ્રિય દાસી પ્રત્યે કુંવરી સુજાણબાએ કહ્યું—"નાનાપ્રકારનાં નખરાં કરી તથા મધુર મધુર બોલીને તેણે બાપુને કેવળ વશ કરી નાખ્યા છે, ખરૂં મોતી? મને તો એનું કોઇ પણ આચરણ ગમતું નથી. કોઈ પરાયું આવ્યું હોય ત્યારે મરડાય છે કેવી, શરમાય છે કેવી, હળુજ હસે છે કેવી, લટકતી ચાલે છે કેવી, મર્મમાં બોલે છે કેવી–એનું જે જે વર્ત્તન નિહાળીએ તે તે વિલક્ષણજ, ખરૂં મોતી? મારે એની સાથે કદી પણ મળતી રાશ આવનાર નથી. મૂઇ એ કુત્સિત બુદ્ધિની!" મોતીએ કશો પણ ઉત્તર નહી આપતાં જાણે પોતે પોતાની બાઇ સાહેબના

બોલવાને અનુમોદન આપતી હોય, અથવા તો પોતાની બાઇસાહેબનું બોલવું યથાર્થ હોવાથી તે પોતાને રૂચ્યું હોય, એવું દર્શાવવા તે ખડખડ હસી પડી. પોતાની સાવત્ર માતુશ્રી વિષે પોતાના મનમાં તિરસ્કાર ઉપજવાથી તથા રાણી ચંપાબાઇના મનમાં "મારાં છિદ્રો શોધવાનો એ યત્ન કરેછે." એવો ખોટો વિચાર બેશી જવાથી–તે બન્નેનાં એકબીજાં વિષે શુદ્ધ મન રહ્યાં નહીં. તેઓ બન્ને એકબીજાની નિંદા કરવા લાગ્યા. વાત વધતાં એટલી વધી પડી કે મહારાજા અભયસિંહના કાનમાં પણ તે વિષેનું વિષ રેડાયું! કુંવરી સુજાણબાના કાન ઉઘાડવાના હેતુથી તેને પોતાની કને બોલાવીને માહારાજા અભયસિંહે કહ્યું,—"બેટા, તારી નવી મા બહુ કોમળ મનની છે. તું તેની સાથે સીધી રીતે કદી પણ બોલતી નથી તેથી તેને બહુ માઠું લાગેછે. એવી રીતે તારે શા માટે કરવું જોઇએ?" "પિતાજી, આપ ભલે તેને કોમળ મનની કહો!" કુંવરી સુજાણબાએ પિતા પ્રત્યે બોલવા માંડયું,— "એકાદી સ્ત્રીના હાથ પગ બહુ નાજુક હોય, રંગે તે ગોરી હોય, વાળ લાંબા અને કાળા હોય, ચેહેરે નમણી,–સુંદર હોય, એટલે એવાં તેના શરીરનાં અવયવો પ્રમાણે તેનું મન પણ કોમળ—નાજુક હોય, એમ માનવું એ મને બહુ ભૂલભરેલું લાગે છે. એવા કોમળ હસ્તથીજ નહીં બનવાનાં કાર્યો બને છે. એ કાર્યો એવાં તો ભયંકર હોય છે કે જેને આપણે અતિશય નિર્દય કહીએ, તેવાં જનોના હાથથી પણ તે બની શકે નહીં! (આ વેળાએ બાપને ગુસ્સો ઉપજેલો જાણી જરા નમ્ર અને મર્યાદશીલ સ્વરથી) મારા સરખી એકની એક લાડકી પુત્રી ઉપરની આપની માયા મમતામાં તેણે ભાગ પડાવ્યો! તો પણ, બાપુ, તમારે ખાતર, તેમ થવાથી તમોને સારૂં લાગે, એટલાજ માટે હું તેની સાથે હવે પછી બરોબર બોલતી રહીશ. બોલવામાં મારૂં શું જવાનું હતું? પણ એ બોલવું શુદ્ધ મનનું કે મમતાનું તો કદી થવાનુંજ નથી. તેની અને મારી મળતી રાશ શી રીતે આવે? મારો કુતરો પણ જ્યારે તેને ગમતો નથી ત્યારે મારી તે હું શી વાત કરૂં!" "તારો કુતરો તેને કરડવા જાયછે અને ખાત્રીથી સમજ કે જો કોઇવાર તેને તે કરડશે તો હું તેને ગોળીથી ઠાર માર્યા વિના નહીં રહું!" પાસે બેઠેલા કુંવરી સુજાણબાના કુતરા તરફ ક્રોધથી નિહાળી તેને મારવા સરખો હાથ ઉગામી મહારાજા અભયસિંહે એટલું કહ્યું કે તુરત કુતરાએ ઘુરકવા માડયું. એટલામાં

રાણી ચંપાબાઇએ ત્યાં પ્રવેશ કર્યો. ચંપાબાઈ કુતરાથી ડરીને પોતાના પ્રાણનાથની ગોદમાં ભરાયાં ! કરડકણા કુતરાથી ભલાભલા પુરૂષો બીએ છે તો પછી અબળાઓની શી કથા ? તેમાં વળી રાણી ચંપાબાઇ સરખા નાજુક મનુષ્યની તો વાતજ પૂછશો નહીં ! !

રાંણી ચંપાબાઇનો સ્વભાવ ઘણો મળતાવડો હેવાથી કુંવરી સુજાણબાને પોતાથી અતડી રહેતી જાણી તેને બહુ માઠું લાગતું હતું. એક દહાડે તેણે કુંવરી સુજાણબાને કહ્યું,—"તારા અને મારા વચ્ચેના અણબનાવનું કારણ મારા સમજવામાં આવતું નથી. બાકી તારા મનની વાત પ્રભુ જાણે ! આ જન્મમાં મારે કોઇની સાથે અણબનાવ થયેલો નથી; પણ હાલ તેવો પ્રસંગ આવેલો છતાં તે ટાળવાનો ઉપાય હું એકલીના હાથમાં નથી, એટલે લાચાર છું ! કજીયા કંકાસથી હું બહુ કાયર છું, ભલે તને ફાવે તેમ કર. મારી સાથે નહીં બોલે તો રહ્યું; પણ ભલી થઇને મારા ઉપર વિના પ્રયોજને અંગારા વરસાવીશ નહીં, એટલીજ મારી વિનતિ છે." "હું ! અને તારાપર અંગારા વરસાવનાર ! હું બાઈ શા માટે એમ કરૂં ?" કુંવરી સુજાણબાએ આશ્ચર્યદર્શક વાણીમાં ઉત્તર આપ્યો. રાણી ચંપાબાઇએ કહ્યું,—"બીજું તો તું શું કરી શકવાની હતી ? પણ તેમના મનમાં કાંઈ જુઠું ભરાવી દે એટલે થયું ! હું તેમના મનથી એકવાર ઉતરી ગઇ એટલે મારો ભોજીયોએ ધણી નહી ! !" "તારી પેઠે હસી હસીને મર્મમાં બોલતાં મને આવતું નથી, એ ખરૂં; તારા સરખું મીઠું મીઠું બોલીને સામાના પેટમાં પેસી મને પાળી મારતાં આવડતું નથી, એ ખરૂં; પરંતુ ખાત્રીથી સમજવું કે એવું નિચ કામ હું કદી પણ કરીશ નહીં ! અને તેમ છતાં જાણ કે મેં તારા વિષે મારા બાપુને ખોટું ભંભેરવાનો યત્ન કર્યો તો તેથી શું થવાનું હતું ? મારા બાપુ કોઈના કેહેવાપર ભરોંસો રાખે તેવા ક્યાં છે ? બાકી તારા ગુણથીજ તું તારૂં નુકશાન કરી લેતી હો, તો તેમાં મારો દોષ શો ? તારે પોતાને તારૂં સંભાળવાનું છે, સમજી!" કુંવરી સુજાણબાના એવા બોલોથી રાણી ચંપાબાઇને બહુ લાગી આવ્યું. તે ગુસ્સાથી બોલી,—"જા, જા; તારાથી થાય તે કરી લેજ્યે ! ઓછી ઉતરીશ નહીં !" કુંવરી સુજાણબા તે ઉપર વિશેષ કશું પણ નહીં કહેતાં ત્યાંથી પોતાના મેહેલમાં ગઇ. એવી રીતે રાણી ચંપાબાઇને તો કુંવરી

સુજાણબા સાથે વિરૂદ્ધતા થઇ પડી. પણ તેની તેને વધારે દરકાર જેવું ક્યાં હતુ ? રાણી ચંપાબાઇને રાધા સરખી યોગ્ય દાસી મળેલી હતી. કુંવરી સુજાણબા વિના ચાલે, પણ રાધા દાસી વિના ઘડિ પણ ચાલે તેમ નહોતું. રાણી ચંપાબાઇ રાધા ઉપર બહુ મમતા રાખતી હતી. હિતકારક વાતો તે તેની સાથેજ કરતી હતી. કેટલીક નહીં કહેવાની વાતો પણ મુંજવણના સમયે તે તેનેજ કહીને હૃદયનો ભાર ઓછો કરતી હતી. કુંવરી સુજાણબા સાથે બોલવું થયાં બાદ તેજ દહાડે સાયંકાળે બાગમાં ફરતાં ફરતાં રાણી ચંપાબાઈએ રાધા પ્રત્યે કહ્યું,– " આજ આખો દહાડો મને વિલક્ષણ વિચારો ઉપજ્યા કર્યા છે. રાધા, પાનખરઋતુમાં આ વૃક્ષોની કેવી દશા થાય છે વારૂ ? વૃક્ષપરનાં જીર્ણ થયેલાં પાંદડાંઓ ખરી પડેછે. જે વૃક્ષો ઘણાં સુશોભિત–મનોહર જણાય છે તેજ વૃક્ષો, પાંદડાં ખરી પડ્યાં પછી ભુંડા–અળખામણા થઇ પડે છે. મનુષ્યોની પણ વૃદ્ધાવસ્થામાં એવીજ સ્થિતિ થાય છે, ખરૂં રાધા ? કેટલાક દિવસો પછી મારા પણ આ વાળ પાકીને પાકેલાં પાંદડાંની પેઠે ખરી પડશે ખરૂં? જેમ પાનખરઋતુમાં વૃક્ષોનું સૌંદર્ય જતું રહેછે તેમ મારા સૌંદર્યનો પણ નાશ થશે ખરૂં ? પણ રાધા, પાનખરઋતુમાં વૃક્ષોનાં પાકેલાં પાંદડાં ખરી પડી બીજા નવા ફણગાઓ ફુટેછે અને થોડાજ વખતમાં તેનાં કુપળાંઓ બનીને, કુંપળાંનાં પાંદડા બનીને વૃક્ષને પુનઃ મનોહર શોભા પ્રાપ્ત થાય છે. મતલબ કે વૃક્ષોને તારૂણ્યનો રંગ પુનઃ મળી શકે છે. શું એવીજ રીતે મને પણ પુનઃ તારૂણ્ય પ્રાપ્ત થઇ શકશે? કેવી હું મુર્ખી ! મનુષ્યને માટે એવું વળી બનતું હશે કે ? ઇશ્વરે મનુષ્યને એવી સ્થિતિ કેમ આપી નહીં હોય વારૂ ? ઈશ્વરને પણ મહા ધૂર્ત્ત સમજવો જોઇએ ! રાધા, હું વૃદ્ધાવસ્થામાં બહુજ બેડોળ દેખાઈશ ખરૂં ? અને એવે વખતે મારૂં શું થશે?" "વળી થવાનું શું હતું ? રીદ્ધિ સીદ્ધિનો કાંઇ પાર નથી, સુખ વૈભવમાં મણા નથી અને તેમ છતાં " મારૂં શું થશે ? " એમ શા માટે બોલવું પડે છે ?" "પ્રસંગો ઘેરી લે ત્યારે એમ પણ બોલવું જોઈએ !" રાધાને એટલો ઉત્તર આપ્યા પછી રાણી ચંપાબાઇ ઉંડા વિચારમાં પડી ગયેલી જણાઈ. ભય–આવેશથી તેના શરીરે ધ્રુજ છુટતાંવાર રોમાંચ ખડાં થઈ ગયાં. તેણે દીર્ઘ અને ઉષ્ણ–એવો નિશ્વાસ નાંખ્યો. તે બાગમાંથી ભા-

ગલીજ પોતાના મેહેલ તરફ વળી. તે એટલી તો ઝડપથી ડગલાં ભરવા લાગી કે તેની દાસી પણ તેની પાછળ પડી ગઇ! એવીજ ત્વરાથી કેટલેક દૂર જઇને રાણી ચંપાબાઇ ઉભી રહી અને રાધા પાસે આવ્યા પછી તે બોલી,—"રાધા, પરમ દહાડે મેં એક વાર્ત્તા વાંચી હતી. એ વાર્ત્તામાં શું હતું? એક અતિ રૂપવંતિ સ્ત્રીએ એક મોટો-મહા ભયંકર ગુન્હો કરેલો હતો. શો એ ગુન્હો? અત્યારે તે મને યાદ આવતો નથી! તે પૂર્વે બહુ ગરીબાઇમાં ઉછીરી હતી પણ પાછળથી કર્મ સંયોગે એક શ્રીમાનને પાને પડી. શ્રીમાનને પાને પડ્યાં પછી પૂર્વની સ્થિતિને તેણે યુક્તિથી છૂપાવવાનો યત્ન કર્યો. તેમાં ફાવ્યા સરખું તેને જણાયું; પરંતુ એટલામાં તો ભોપાળું બહાર પડવા જેવાં ચિન્હો જણાયાં. તે સ્ત્રી મહા ધૂર્ત્ત હોવાથી ભોપાળાંને બહાર પડતાં અટકાવવાની અનેક યુક્તિ કરી, અને જેના વડે પોતાનું પાપ પ્રકટ થવાનું-તેવા એક પાત્રજનનો ઘાત કરી નાંખવાને પણ તે તૈયાર થઈ ગઇ! તેમાં તે પાર પડી કે નહીં તે કોણ જાણે; પરંતુ ગુન્હો થયાને કેટલાક દહાડા ગુજરી ગયા છતાં પરાયાં જનોના જાણવામાં તો એ કયાંથી આવે; પણ ઘરનાં માણસોના સમજવામાં પણ એ વાર્ત્તા આવી નહીં. જાણે કશું બન્યુંજ નથી! કેવળ શાન્તતા! એવી રીતે ઘડિ ગઈ, દિવસ ગયો, મહિનો જશે અને વર્ષ પણ થશે! કેવું આશ્ચર્ય!! પણ બાઇ! સાંભળ તો ખરી, એ વાર્ત્તામાં મનુષ્યનાં આચરણોનું અને તેનાં મળતાં ફળનું બહુ અસરકારક વર્ણન કરેલું છે. એ સ્ત્રીનો ગુન્હો પુષ્કળ કાળ છૂપાઇ રહેલો છતાં આખરે વિલક્ષણ રીતે પ્રકાશમાં આવ્યો. તે સ્ત્રીની સાથે તથા તે સ્ત્રીએ જેનો અપરાધ કર્યો હતો તે મનુષ્યની સાથે સંબંધ ધરાવનારા માણસોએ ગુપ્તપણે શોધ ચલાવવા માંડયો. આખરે અપરાધ સાબિત થયો અને પછી તે સ્ત્રીને આપઘાત કરી લેવો પડયો! બીજાનો ઘાત કરે તેનો ઘાત થાયજ તો! કેવી કુલટા એ ઘાતકી!! જે લોકો પૂર્વે તેને "સાધવિ સાધવિ" કહીને તેની સ્તુતિ કરતા હતા, તેજ ગુન્હો સાબિત થયા પછી તેની નિંદા કરવા લાગ્યાં. જે લોકો અહોરાત્ર તેની કને આવી તેને રાજી રાખવાં તેની ખુશામત કરતાં હતાં, તેજ લોકો ગુન્હો સાબિત થયા પછી તેના મ્હોંપર થુંકવા લાગ્યાં. જે હજારો ગરીબ ગુરબાંએ પૂર્વે તેના હાથનું દાન લીધું હતું, તેજ લોકો ગુન્હો સાબિત થયા પછી ચાંડાલણી કહી

તેના હાથથી લીધેલા દાનનો પરિતાપ કરવા લાગ્યાં. કેવી એ દુઃખદાયક સ્થિતિ! કોઇનો ઘાત કર્યો હોય તો પોતાનો પણ સર્વસ્વ ઘાત થાય તેમાં નવાઇ શી?" રાણી ચંપાબાઇને બોલતી અટકાવીને તેની ડાહી દાસી રાધાએ કહ્યું,—"બાઇ સાહેબ, હવે બસ્સ કરો, બહુ થયું! વિના કારણ સર્વ ડહાપણ ઢોળાઇ જશે! રામ રામ કરોને! કંઇ થવાનું નથી. વાળ સરખો વાંકો થવા પામનાર નથી. ઉની આંચ પણ આવનાર નથી. જખ મારે છે સઘળાં!" "તું આ શું બકે છે! શુદ્ધિ ઠેકાણે છે કે નહીં? હું તો વાંચેલી વાર્ત્તા વિષે કહું છું, અને મૂર્ખી-મેં બહુ ભુડું કર્યું! મેં તને જો તેમાંનું કશું જણાવ્યું ન હોત તો તને આમ બોલવાનું કારણ મળત કે?" રાણી ચંપાબાઇએ વિલક્ષણ મુદ્રા કરી સહજ ગુસ્સો બતાવવા જેવો ડોળ કરી એટલું રાધાને કહ્યું; પણ "રાધાને એથી માઠું લાગ્યુંછે," એવું સમજતાં વાર તે તેના સામું જોઇને ખડખડ હસી પડી. "મારી લાડકી રાધા, તું સુજ્ઞછે. તારે સમજવું જોઈએ કે એતો એવી બોલવાની રીતિછે! શા માટે માઠું લગાડવું જોઇએ? એક કાનેથી બીજે કાને વાત ન જાય તેવી સંભાળ રાખવી, સમજી?" રાણી ચંપાબાઈના એવા બોલોથી રાધાનું વદન પુનઃ પ્રફુલ્લિત થયાબાદ તેઓ બન્ને મેહેલમાં ગયાં.

રાણી ચંપાબાઇની પ્રિય દાસી,—દાસી કહેવા કરતાં મૈત્રિણી કહેવી વધારે શોભે તેવી,—રાધાના મનમાં, ભરપૂર પગાર મળતાં છતાં, વિશેષ કામકાજ કરવા સરખું નહીં છતાં, બાઇ સાહેબની નોકરી છોડી જવાની કલ્પના ઉપજે એ કેવું આશ્ચર્ય? આશ્ચર્ય છતાં રાધા જવાની એ તો નક્કીજ! ચંપાબાઈ સરખી ઉદાર, આનંદી, માયાળુ અને તરૂણ રાણીનો સહવાસ તજીને, રાજમેહેલ સરખું રહેવાનું સુશોભિત સ્થાન તજીને, રાણી ચંપાબાઇની પંક્તિએ બેસીને ભાતભાતનું ભાવતું ભોજન જમવાનું તજીને, ભાયા ખવાસ સરખા જ્ઞાનહિન નર પશુની સાથે રહી ગમે તે પ્રકારે સ્વતંત્ર રીતે ચરિતાર્થ ચલાવવાને રાધા તૈયાર થઇ ગઇ, તો તેનું કાંઇ વિશેષ કારણ હોવું જોઇએ! કાંતો ભાયાને પાતાળ કુવાપર કુમાર શિવસિંહજીએ ભરાવેલા દમથી તેને ભય ઉપજ્યો હોય, કાંતો રાણી ચંપાબાઈએ વાર્ત્તામાં વાંચ્યાનું કહી ઓઠવી દીધેલી હકીકત સાંભળીને,—"રાણીને પણ ભય ઉપજેલો છે, માટે આપણે હવે વેગળાં વસવું એ સલામતિ ભરેલું છે." એવું

તેને લાગ્યું હોય; અને તેમ હોય, પણ તે નોકરી છોડવાને તૈયાર થઇ ગઇ એ તો નક્કીજ ! તેણે બીજેજ દહાડે સાંજના રાણી ચંપાબાઇને કહ્યું,-"બાઇ સાહેબ, મારા ધણીની હવે નોકરી કરવાની ઇચ્છા નથી. પોતે નોકરી તજે છે અને મને પણ તજી દેવાનું કહે છે. તેમની આગળ મારૂં કશું ચાલે તેમ નથી. મારે તેમની સાથે જવુંજ પડશે." "હેં ! અરે આ તું શું બોલે છે ?" રાણી ચંપાબાઇએ સખેદાશ્ચર્ય પામીને કહ્યું,-"તે એકલો ચાકરી તજી જતો હોય તો ભલે જાય, તું તેની સાથે નહીં જશે તો તને તે શું કરી નાંખવાનો હતો ? શું તે તારો જીવ લેશે? મગદૂર છે કે તે તારો વાળ વાંકો કરી શકે ? બસ્સ, હું તને સાફ કહું છું કે તારે તેની સાથે જવું નહીં !" રાધા બોલી ઉઠી,-"બાઇ સાહેબ, આવે ઉપદેશ આપવો તમોને શોભતો નથી. એવા ઉપદેશથી લોકોના ઘરસંસારનું સત્યાનાશ વળી જાય તેવું છે. મારે તેમની સાથે જવુંજ પડશે, સમજ્યાં ? મારે મારો ધણી પેહેલો અને તમે પછી !" "તારે તારો ધણી પેહેલો અને હું પછી ! રાધા જો હું આવું જાણતી હોત તો તને આટલી ચણ્યાના ઝાડપર ચઢાવી દેત નહીં ! તારે જવુંજ હશે તો મારો કશો ઈલાજ નથી; પરંતુ યાદ રાખકે પાછળથી તારે બહુ દુ:ખી થવું પડશે. એકાદી વાર તારે અને તારા ધણીને વિખવાદ થયો કે તુરત તે તને રઝળતી મૂકી બીજી પરણી લેશે, પુરૂષનો ભરોંસો શો ? તને મેં કેટલાક કિમતી દાગીનાઓ આપેલા છે અને જ્યારે તારી સાથે અણબનાવ થશે, ત્યારે તે તારો ઘાત કરીને તારા દાગીના નહીં લઇ લે, તેની ખાત્રી શી ? મારૂં કાર્ય કરવામાં તેણે કાંઇ બાકી મૂક્યું છે કે ? માટે રાધા, તું એવા ફાંદામાં ભલી થઇને પડીશ નહીં !" રાણી ચંપાબાઇને બોલતી અટકાવીને રાધાએ કહ્યું,-"આપ તેવું જગ." સમજવામાં તમે ભૂલ કરો છો. કેટલાક પુરૂષો બાપડા એકનિષ્ઠાવાળા હોય છે, પણ તેમની સ્ત્રીઓજ મહાઘાતકી અને પાતકી નિકળ્યાના મેં બહુ દાખલાઓ નિહાળ્યા છે, તથાપિ એવી બેઈમાની સ્ત્રીઓની આખરે દુર્ગતિ થયા વિના રહેતી નથી." "શહાણી આવીછે શિખામણ આપવા! આવું બ્રહ્મજ્ઞાન ક્યારથી સુજ્યું ?" રાણી ચંપાબાઈએ ક્રોધથી કહ્યું,-"હું તારા બોલવાનો ભાવાર્થ સમજી ચૂકી ! પૈસા ઓકાવવા માટેજ આ ઉપાય તેં આદર્યો છે ! ઠીક છે, તારે પાલવે તેમ કર. ઘાતકી સ્ત્રીના દાખલા તેં નિહાળ્યા—ધન્ય

છે તને પણ ! ઘાતકી તે હું કે તું ? હુંજ મુર્ખ કે દૂધ પાઈને સર્પ ઉછેર્યો !" "કર્યાં કર્મ ભોગવશો, તેમાં અમારે શું !" રાધાનું એ વાક્ય સાંભળતાં વાર રાણી ચંપાબાઇની આંખોએથી ચોધારાં આંસુ ચાલી નિકળ્યાં—તે રાધાને વળગી પડી. "શું તું મારો ઘાત કરવાને રાજી છે ? તું જેમ કહે તેમ કરવાને તૈયાર છું; પણ ભલી થઇને મારી લાજ !" "તેની તમારે ચિંતા કરવી નહીં. વાત એક કાનેથી બીજા કાને જવા પામે તો કહેજ્યો ! પણ બાઇસાહેબ, વખતોવખત મારા ધણીની તમારે સંભાળ લેવી પડશે !" "બોલાવ જોઉં એને !" રાણી ચંપાબાઇની આજ્ઞા થતાં વાર રાધા ભાયાને બોલાવી લાવી. રાણી ચંપાબાઇએ ભાયાને કહ્યું,—"તમારી બન્નેની નોકરી છોડી સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા છે, તો મારી ના નથી; પણ એટલું માત્ર—" "બાઈ સાહેબ, એની ફિકર રાખશો નહીં; પણ ધંધો કરવા માટે આપે કંઇ મદદ કરવી જોઈશે." રાણી ચંપાબાઇએ પોતાની પેટીમાંથી બસો રૂપિયાના નોટો કહાડીને તેના હાથમાં આપ્યા. રાધાએ પોતાના ધણીને રાણીનો ઉપકાર માનવાનું કહ્યું; પણ "બસોજ રૂપિયા ! એટલામાં ઉપકાર શો ? બસોથી કાંઇ વળવાનું નથી !" ભાયા ખવાસે નોટો પાછા ફેંકી દીધા. આથી રાણી ચંપાબાઈને ગુસ્સો ઉપજ્યો. "શું તું મારો લેણિયાત છે ? શું મેં તારૂં કરજ કહાડયું છે ?" "સતર વખત ! વધારે રકમ આપવીજ પડશે ! નહીં આપો તે જશો કયાં ?" ભાયાના એવા બોલોથી મનમાં,—" ઘાત થયો ! સત્યાનાશ વળ્યું ! ઘાતકીજ તો તે ! રજ્આનું મ્હોં બંધ કર્યા વિના છૂટકોજ નથી !" એટલું બોલીને બીજા બસો રૂપિયાના નોટો તેના હાથમાં મુકયા. ચારસો રૂપિયા લઇને ભાયો ખવાસ ત્યાંથી રવાના થયો. "બાઈસાહેબ ખાત્રી રાખો, અમારાથી વાત ફુટવા પામશે નહીં." "પણ છોડી, ઘાત થયો !" "કશું થયું નથી !" "ત્યારે ઠીક." એટલી વાતચિત થયા બાદ રાણી ચંપાબાઈ તથા રાધા એકેકથી છૂટાં પડ્યાં.

# પ્રકરણ સોળમું.

## વિષવિકાર.

"ભમે કાં લઈ ભ્રાંતિનો શિર ભારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો."

[ ભવાનિશંકર. ]

મણિશંકર માસ્તરની સ્થિતિ કેવળ વિલક્ષણ થઈ રહી. મણિગવરી અને લાલભાઈ શેઠ, સાથે બેસી વિલાસ કરી રહ્યાં છે, તે વિના અન્ય કશું અત્યારે મણિશંકરની દૃષ્ટિયે પડતું નહોતું; મણિગવરી અને લાલભાઇ શેઠ હાસ્યવિનોદ કરી રહ્યાં છે, તે વિના અન્ય કશું અત્યારે મણિશંકરના સાંભળવામાં આવતું નહોતું; મણિગવરીએ કરેલાં દુષ્ટ કૃત્યને માટે તેને સખ્તમાં સખ્ત સાસન આપવું, તે વિના અન્ય કશું અત્યારે મણિશંકરના મનમાં આવતું નહોતું; બે દહાડાના પ્રવાસમાં તેણે પુરાણી સાથે મણિગવરી અને લાલભાઇ શેઠ વિના અન્ય વાતચિત્ત કરીજ નહીં. બીજે દહાડે સાયંકાળે મણિશંકર અને પુરાણી ભાવનગર જઇ પહોંચ્યા. સ્ટેશનપર ઉતર્યા પછી પુરાણીએ મણિશંકરને કહ્યું,-"હાલ તુરત તમે અહીં કોઇ વીશીમાંજ ઉતારો કરો. તમે ગુપ્ત રહેશો તોજ ધારેલો હેતુ પાર પડી શકશે. તમે મારી સાથે શેહેરમાં આવો અને કદાચ "તમે અત્રે આવ્યા છો" એવું લાલભાઈ શેઠના જાણવામાં આવે, કદાચ પોતે જે સુંદરીના મોહપાશમાં પડેલો છે તે સુંદરી તમારા સ્નેહીનીજ સ્ત્રી છે, એવું લાલભાઈ શેઠના જાણવામાં હોય, તો "તમે આજ તેને ઘેર ઉતર્યા વિના રહેશો નહીં" એમ સમજી તે, એ સ્ત્રીને ઘેર જવાનો વિચાર માંડી વાળશે અને તે સ્ત્રી પણ, તમારા આવવાના ખબર મળવાથી લાલભાઇ શેઠને બંગલે આવી શકશે નહીં; માટે જો સાંભળેલી હકીકત નજરે નિહાળવાની ઇચ્છા હોય તો તમારે કેટલોક વખત ગુપ્તજ રહેવું પડશે. હું એકલોજ અત્યારે શેહેરમાં જાઉં છું અને ત્યાં જઇને, આજ તે તરૂણી લાલભાઇ શેઠને બંગલે આવનાર છે,

કે લાલભાઇ શેઠ તે તરૂણીને ઘેર જનાર છે, તે વિષે શોધ કરીને, તે બન્નેના મિલાપનો યોગ બન્યા પછી લાગલોજ તમારી કને આવીને તમોને ત્યાં લઈ જઇશ." પુરાણીનું બોલવું મણિશંકરને સયુક્તિક લાગ્યું. તેણે ગોપામહારાજની વીશીમાં ઉતારો કર્યો અને નાગેશ્વર પુરાણીએ શેહેરનો રસ્તો લીધો. રાત્રીના દસ સાડાદસ વાગતે મણિશંકરની કને પુરાણી પાછો આવ્યો,–"તમે જમ્યા ?" પુરાણીને મણિશંકરે ઉત્તર આપ્યો,–"આજ ચાર દિવસથી મારી ભૂખ મરી ગઈ છે! તમે મને તાકીદથી કહો કે આજે તેઓ મળવાનાં છે કે નહીં અને મળવાનાં છે તો ક્યાં ?" "તે તરૂણી આજે લાલભાઇ શેઠના બંગલામાં આવનાર છે. આપણે હમણાજ જઈશું, ત્યાં પણ પ્રથમ તમારે થોડું ખાવું પડશે." પુરાણીએ એટલું કહીને મણિશંકરને વીશીમાં અત્યાગ્રહથી જમવા બેસાડ્યો. જમવું બિલકુલ ભાવ્યું નહીં. તે ભાણાપર બેસીને જેમનો તેમ ઉઠી નિકળ્યો. "ચાલો ત્યારે, તે હવે તેના યારને બંગલે આવી ચૂકી હશે !" તૈયાર થઇ મણિશંકરે એટલું કહ્યા બાદ તે બંને જણા શેહેર તરફ ચાલી નીકળ્યા. રસ્તે ચાલતા પુરાણીએ મણિશંકરને કહ્યું,–"લાલભાઈને તે તરૂણીની સાથે વાતચિત્ત કરતો સાંભળી ત્યાંજ તમે ગુસ્સામાં આવીને જો તોફાન કરી મૂકશો તો મારી ફજેતી થશે; માટે તમારે તમારા મનને તે વેળાએ કબજે રાખવું પડશે, સમજ્યા !" "તમે મને છેક મૂર્ખ સમજો છો કે શું ? એમ મને કારમ્યો ક્રોધ ઉપજે તેમ નથી અને કદાચ ઉપજ્યો તો ગમે તેમ કરીને તે સહન કરી લઈશ. તે બાબતની તમે બિલકુલ ચિંતા રાખશો નહીં." મણિશંકર એટલો જવાબ આપેછે તેવામાં લાલભાઇ શેઠનો બંગલો આવી પહોંચ્યો. પુરાણીએ મણિશંકરને બંગલાની પરશાળપરના દાદરપર ચઢાવીને કહ્યું,–"પ્રથમતો તેઓ આ દિવાનખાનામાં સૂતાં હતાં; પણ આજે તેઓ અંદરના ઓરડામાં હોય એમ લાગે છે. જો બહાર દિવાનખાનામાં તેઓનું આવવું થશે તો આ દાદરના બારણાની ફાટમાંથી તેઓ તમારા નિહાળવામાં આવશે અને જો દિવાનખાનામાં તેઓનું આવવું નહીં થાય તો તેઓ વચ્ચે થતી વાતચિત્ત તો અહીં બેઠાં બેઠાં તમે સાંભળી શકશો. હું ધારૂં છું કે તેઓની વાતચિત્ત ઉપરથી પણ તમારા મનની ખાત્રી થયા વિના રહેશે નહીં." ારણીને અને મણિશંકરને દાદરામાં બેઠાને દસેક મિનિટ થઇ નહીં, તેવામાં

અંદર થતી વાતચિત્ત તેઓના સાંભળવામાં આવી. "કેમ આજે રૂસણું લીધું છે? મેં એવો શો અપરાધ કર્યો?" "શાલ...લા." "એટલુંજ કે બીજું કંઈ? કાલ સવારમાંજ શાલ, સાડી અને ચોળી, તારા સોગન જરૂર લાવી આપીશ. લે આ વચન." "........વાયદો..........કે.........." "પણ હવે થયું કે નહીં? આવ બેસ મારી પલાંઠીપર! આપણું જોડું કેવું સરસ–શોભે છે! બ્રહ્મદેવે મારે માટેજ તને નિર્માણ કરેલી છતાં વચ્ચમાં પેલા મણિયાએ વિઘ્ન લાવી મૂક્યું!!" ".........મારી.........ભુ...........માફ........." "તે બાબતની ચિંતા કરવાનું પ્રયોજન નથી. તું કહે તો હજી પણ તેની ત્યાંથી લાગલીજ બદલી કરાવું." "મેં.........તન મન.........અર્પણ..." "આજ તો આખી રાત રહેવું પડશે." "............ત્રણ વાગતે... ........" એવા પ્રકારની અંદર થતી વાતચિત્ત મણિશંકરના સાંભળવામાં આવી; પરંતુ લાલભાઇ કે મણિગવરી તેની દૃષ્ટિએ પડ્યાંજ નહીં. મણિશંકરને મણિગવરી વિષે પ્રથમ સંશય તો ઉપજ્યોજ હતો અને તેથી તેનું મન તેના વિષે અતિશય દુષિત બની રહેલું હતું અને તેમાં વળી પ્રસંગને કેવળ અનુરૂપ–એવું લાલભાઇ શેઠનું બોલવું સ્પષ્ટપણે તેના સાંભળવામાં આવ્યું; પછી શી મણા રહે? તેના ક્રોધાગ્નિની જ્વાળા તેનાં પગનાં તળિયાથી તે ઠેઠ તેના મસ્તક પર્યંત જઇ પહોંચી! જો કે આ વેળાએ મણિગવરીનું બોલવું પૂરૂં પાધરૂં તેના સાંભળવામાં આવ્યું નહોતું, જો કે આ વેળાએ મણિગવરીનોજ અવાજ બરોબર રીતે તેના ઓળખવામાં આવ્યો નહોતો; પરંતુ લાલભાઇ સાથે જે સ્ત્રી વાતચિત્ત કરે છે તે સ્ત્રી "મણિગવરી નથી; પણ કોઇ બીજી સ્ત્રી છે." એવી માત્ર કલ્પના પણ તેના મનમાં ઉપજવા પામી નહીં. "જે સ્ત્રી બોલે છે તે મણિગવરીજ બોલે છે." એવું સમજીનેજ તે અતિ આતુરતાથી વાતચિત્ત સાંભળતો હતો. લાલભાઇશેઠ મોટેથી બોલતો હતો અને તેની સાથે વાત કરનારી સ્ત્રી ઘણુંજ ધીમું–નહીં સંભળાય કે નહીં સમજાય તેવું બોલતી હતી. આમ હોવાથી તે વાતચિત્ત કરનાર સ્ત્રી "મણિગવરી નથી" એવો શક મણિશંકરને ઉપજવા પામ્યો નહીં. લાલભાઇ શેઠના બોલવાપરથી "મણિગવરી અહીં આવેલી છે, તેની સાથેજ લાલભાઇ વાતચિત કરે છે. શાલ, સાડી અને ચોળી એ ત્રણે વસ્તુઓ પુરાણીને આપી દીધેલી, તે વેચાથી

લઇ આપવાની મણિગવરી માગણી કરે છે. હવે આના કરતાં વિશેષ શો પુરાવો જોઈએ? ખચિત મણિગવરી જારિણી છે." એવી તેના હૃદયની ખાત્રી થઇ ચૂકી. બંગલાપરનાં પાત્રજનોનું બોલવું બંધ થયું એટલે તુરત પુરાણીએ મણિશંકરને કહ્યું,— "ચાલો, ત્યારે માસ્તર! અહીં વધારે વખત ઉભા રહેવામાં સાર નથી. પણ કહો જોઇએ, એ બાબતની હવે ખાત્રી થઈ કે નહીં?" "થઇ! હવે તમે તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ, હું વીશીમાં સુઇ રેહેવા જાઉં છું." મણિશંકરને પુરાણીએ કહ્યું,-"થોડેક સુધી મારો ને તમારો રસ્તો એક છે, ચાલો." રસ્તે જતાં જતાં પુરાણીએ પૂછ્યું,-"હવે તે સ્ત્રીની તમે શી તજવીજ કરવા ધારી છે?" "હું શી તજવીજ કરવાનો હતો? તેનો પતિ જે કરવું હશે તે કરશે!" "પણ તેના દુષ્કૃત્યની વાર્ત્તા તમેજ તેના પતિને કહેશો કે નહીં? અને જ્યારે તેનો પતિ તમારો મિત્ર છે ત્યારે જે કરવું હશે તે તમારી સલાહથીજ કરશે કે નહીં?" "તેણે કરેલા અપરાધને યોગ્ય-એવું આસન આપવાની હું તેને સલાહ આપીશ." "તમારા મત પ્રમાણે તેણે કરેલા અપરાધને કેવા પ્રકારનું સાસન આપવું યોગ્ય છે? તેનો જીવ લેવો તે, કે તેને ઘરમાંથી કહાડી મૂકવી તે?" "તમે સુજ્ઞ છો, માટે કહો કે તેને કેવા પ્રકારનું સાસન અપાવવું યોગ્ય છે?" "આ કામમાં મારો વિચાર શા અર્થનો?" પુરાણીએ મણિશંકરને લંબાણથી કહેવા માંડયું,-"તમારા મિત્રને હું કાંઇ ઓળખતો નથી, એટલે હું શું કહી શકું? તેનો જેવો સ્વભાવ હશે, અને તેને તમે જેવી સલાહ આપશો, તે પ્રમાણે તે કરશે. કદાચ તમે તમારા મિત્રને તેની સ્ત્રીના આ નિંદ્ય કર્મની હકીકત કહી સંભળાવશો તો પણ તે તેના પર બિલકુલ ગુસ્સે થશે નહીં; કારણ કે ઘણા પુરૂષો પોતાની સ્ત્રીના દુષ્કર્મપર ઢાંકપિછોડો નાખનારા હોય છે; પણ જો તે કદાચ એથી ઉલટા સ્વભાવનો હોય તો પછી એ દુરાચાર શ્રવણ કરતાં વાર ક્રોધાયમાન થઇને તેના તુકડેતુકડા પણ કરી નાંખવાને ચૂકે નહીં! બાકી મારો મત જો પૂછતા હો, તો તેનો પ્રાણ લેવાનો વિચાર રાખવો એ બહુજ બૂરો! કારણ કે એકતો, સ્ત્રીહત્યાનું પાપ, બ્રહ્મહત્યાના પાપ કરતાં પણ અધિક! અને બીજું, કરેલા ખૂનની વાર્ત્તા ગુપ્ત રહેવી કઠિણ! પ્રાણ લેવાના પ્રકારથી તો તમારા મિત્રના જીવને પણ ધોક્કો પહોંચવાનો સંભવ છે અને તેથીજ મારા અભિપ્રા પ્રમાણે યએ

જારિણીનો સર્વથા ત્યાગ કરવો—એટલે તેને ઘરમાંથી એકદમ કહાડી મૂકવી એ વધારે યોગ્ય છે." "તમે ઠીક કહો છો. હું તે બાબત વિચાર કરીશ. તમે મારે વાસ્તે ઘણી તસ્દી લીધી છે અને તેથી તમારો ઘણો ઉપકાર માનું છું." એટલું બોલી મણિશંકરે ખિસ્સામાંથી કહાડી પુરાણીને દસ રૂપિયા આપ્યા, અને નિરાળો રસ્તો ફંટાતાંવાર તેઓ બન્ને એકેકથી છૂટા પડયા.

મણિશંકર પુરાણીથી છૂટો પડયા પછી થોડાજ વખતમાં ગોપા મહારાજની વીશીમાં જઇ પહોંચ્યો. આ વેળાએ તેના મનની સ્થિતિ કેવી થઈ રહી હશે, તેની કલ્પના પ્રિય વાચકોએજ કરી લેવી. "કયારે એકવાર ઘેર જઇને મણિગવરીનો પ્રાણ લઉ !" એવું તેના મનમાં થઈ રહ્યું હતું. "આવતી કાલે ચૌટામાંથી વિષ લઇ સાયંકાળે ઘેર જવું. સાયંકાળે ઘેર જવાથી તેના વિશેષ સહવાસમાં રહેવું પડશે નહીં. જો તેનો વધારે સહવાસ રહે તો કદાચિત તેની દયા આવવાને લીધે કરેલા ઠરાવથી મારૂં મન પરાવૃત્ત થાય; કિંવા તેનું સુંદર રૂપ અને તેનું મધુર બોલવું મારા ક્રોધને સમાવી મને શાંત કરી નાખે, માટે સાયંકાળેજ ઘેર જવું વધારે અનુકૂળ આવશે. રાત્રીએ વિષપ્રયોગ કરવાથી હોહા પણ થવા પામશે નહીં. વિષપ્રયોગ વિના અન્ય રીતિએ પ્રાણ લેવો, એ બહુ કઠિણ કામ છે. એકવાર એ દુષ્ટા—નષ્ટમોગરીનું નિર્દલન થયું એટલે હું છૂટયો ! ખચિત, એ જારિણીના સૌંદર્ય અને ચાતુર્યથી લોભાઇ તેની સાથે લગ્ન કરી હું ફસાઈ પડયો ! હવે બીજી ગમે તેવી સુંદર, ચતુર, શહાણી અને સુશિક્ષિત સ્ત્રી મળે, તો પણ લગ્ન કરવુંજ નહીં ! હવે જીંદગી પર્યંત વૈરાગ્ય ધારણ કરી રહેવું." એવો તેણે નિશ્ચય કર્યો તે રાત્રીએ તેને બિલકુલ નિદ્રા આવી નહીં. પ્રભાતમાં ઉઠી સ્નાન કર્યું. બપોરના તે જમવા બેઠો પણ કશું ભાવ્યું નહીં. સાયંકાળની તે માર્ગપ્રતિક્ષા કરતો બેઠો. એક ઘડિ તેને વર્ષ પ્રમાણે લાગવા માંડી. જેમ તેમ કરતા દિવસ પૂરો થયો; સાંજના છ વાગ્યાને સુમારે તે ઘેર જવા નિકળ્યો. પ્રથમ ચૌટામાં જઇ એક દુકાનપરથી તેણે વેચાથી વિષ લીધું અને ત્યાર પછી હળવે હળવે ત્યાંથી પાછો વળીને પોતાને ઘેર આવ્યો. બૂમ મારતાંવાર મણિગવરી બારણું ઉઘાડવા આવી. બે અઢી મહિનાથી પ્રાણનાથનો પત્ર નહીં અને હાલ ઘેર આવવાનો સંભવ નહીં છતાં તેઓનું આમ એકાએક આવવું થયું, તેથી મણિગવરીને

બહુ સાનંદાશ્ચર્ય ઉપજ્યું. આનંદ ભરતીના વેગમાં આવતાં ખચિત તેને હર્ષવાયુનો વિલક્ષણ ઉપદ્રવ થયા વિના રહેત નહીં; પરંતુ એટલામાં ઘરમાં આવીને બેઠા બાદ જ્યારે મણિશંકરની મુખમુદ્રાપર દીવાનો પ્રકાશ પડ્યો અને જ્યારે મણિગવરીએ તેને બરોબર નિહાળ્યો, ત્યારે તેના મનના આનંદનો એકાએક નાશ થયો—તે બાપડીને બહુજ દુઃખ ઉપજ્યું.

પોતાની ભાર્યાનાં દુરાચરણની પુરાણીએ હકીકત કહ્યા પછી ક્રોધ અને સંતાપથી મણિશંકર કેવળ કૃશ બની ગયો હતો; આજ ચાર પાંચ દિવસથી અન્નપર તેને અભાવ ઉપજ્યો હતો; આજ ચાર પાંચ દિવસથી તેને સુખે નિદ્રા પણ આવતી નહોતી; આજ ચાર પાંચ દિવસથી તર્કવિતર્કના પ્રભાવે મુદ્દલ ચેન પડતું નહોતું; તેમાં વળી ગઇકાલ રાત્રિએ શ્રવણ કરેલી હકીકતથી તો તેનું મસ્તક કેવળ ફરી ગયું હતું. તેનું શરીર કૃશ બની ગયું હતું, તેના શરીરનો રંગ ફીકો પડી ગયો હતો, તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી, તેના ગાલ બેસી ગયા હતા, તેના કપાળપર વળિયાં પડ્યાં હતાં, અને તેની મુખમુદ્રા દુઃખ, ક્રોધ, ત્રાસ, ખેદ આદિ મનોવિકારનાં ચિન્હો છવાઈ રહેવાથી કેવળ મ્લાન બની રહેલી હતી, પોતાના પ્રાણનાથને એવી સ્થિતિમાં નિહાળતાં વાર મણિગવરીને અતિશય દુઃખ ઉપજે તેમાં નવાઇ શી? "પ્રાણનાથ, આવી દશા શાથી થઈ?" એમ પોતાના પતિને કોટી કરી પ્રેમથી પૂછવાનો મણિગવરીને વિચાર ઉપજ્યો; પરંતુ જોડમાંજ પોતાનાં કાકીજી હોવાને લીધે તેનાથી તેમ કરી શકાયું નહીં. નાથની એવી દુઃખદાવસ્થા નિહાળતાં વાર તેનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલી નિકળી, તેનો કંઠ ભરાઇ આવ્યો, તેના શરીરે ધામ વળ્યો, શોકથી તેના હોઠ ફડકવા લાગ્યા અને તેના પગ ધ્રુજવા માંડ્યા. તે જ્યાં ઉભી હતી, ત્યાંજ બેસી જનાર હતી; પણ તેટલામાં તેની કાકીજીએ કહ્યું—"પ્રથમ કંઈ ખાવા આપ, તેને ભૂખ લાગી હશે." એ સાંભળીને મણિગવરીએ પગ ધોવા માટે પ્રાણનાથને પાણી લાવી આપ્યું. મહા ત્રાસથી મણિશંકર મોરી પર પગ ધોવા ગયો. ત્યાં મણિગવરીએ જઇને હળુજ પોતાના પતિને પ્રેમથી કહ્યું,—"નાથ, આપની આવી દશા થવાનું કારણ શું? આપની આવી દશા નિહાળીને મને બહુ દુઃખ ઉપજે છે." મણિશંકરે કશો ઉત્તર આપ્યો નહીં. માત્ર તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. મણિગવરીને લાગ્યું કે પ્રકૃતિ બગડ્યાથી અને

પુષ્કળ પરિશ્રમ પડયાથી તેઓ કશું બોલ્યા નહીં હોય. ત્યાર પછી ઘરમાંથી કંઇ ખાવાનું લાવીને મણિગવરીએ પોતાના સ્વામિ પ્રત્યે કહ્યું,–"આટલું આરોગવાથી આરામ ઉપજશે." મણિશંકરે,–"એની સાથે અત્યારથી બગાડવું એ ઠીક નહીં. તેના કર્મ વિષે મારા મનમાં સંશય અને સંતાપ ઉપજ્યો છે, એવું જો તેના જાણવામાં આવશે તો તેનો ઘાત કરવામાં વિઘ્ન નડશે." એવો વિચાર કરી તેણે તેમાંથી થોડું આરોગ્યું. ત્યાર બાદ મણિગવરી રસોઇ કરવામાં રોકાઇ. પોતાના સ્વામિની વિલક્ષણ સ્થિતિ નિહાળવામાં આવ્યાથી તે બાપડીના મનની સમાધાનીનો નાશ થયો હતો. વ્યગ્ર ચિત્તે તેણે રસોઇ તૈયાર કરી. પાપી પુરાણીએ પોતા વિષે પોતાના પતિના મનમાં ખોટું ભંભેરી દીધેલું હોવાથી તેમનું મન બહુ દુષિત બની રહેલું છે, પોતાના વિષે તેમનું મન અનેક કુકલ્પના કરી રહ્યું છે, એવો વિચાર નિર્દોષ મણિગવરીના મનમાં શી રીતે [illegible]જી શકે ? એવો વિચાર નહીં ઉપજવાને લીધે તે બાપડી અમર્યાદ પ્રેમ દર્શાવી પોતાના સ્વામિના મનનો સંશય દૂર કરવાનો યત્ન કરી શકી નહીં. પવિત્ર પ્રેમળ અંતઃકરણને યોગ્ય, એવી રીતિનું અત્યારનું વર્તન છતાં, પાપી પુરાણીના વિષરૂપ મંત્ર વડે તેના કર્ણ ભરાયલા હોવાથી, સરળ અને પ્રેમળ મનના યોગે તેણે ચલાવેલી અત્યારની વર્તણુંકનો તેના સ્વામિએ અવળો અર્થ કરી લીધો ! બન્નેનો દૃષ્ટિ મિલાપ થતાંવાર પતિપરના પતિના ક્રોધ અને સંતાપનો પાર રહ્યો નહીં. સમય થતાંવાર મણિશંકર જમવા બેઠો. પૂરી, શાક, પાપડ, અથાણું અને મુરબ્બો વગેરે પિરસવામાં આવ્યું. મણિશંકરના મનમાં પોતાની સ્ત્રીના દુષ્કર્મ વિષેની પુરાણીએ કહેલી અને ગઇ રાત્રીએ સાંભળેલી હકીકત અત્યારે પણ ઘોળાયાજ કરતી હતી, અને તેથી તેના હાથનું પાણી પીવું પણ તેને ઝેર સરખું લાગે, તેમાં વિશેષતા નથી. "જે મૃન્મય પાત્રનો અનેક જણાએ ઉપભોગ લીધેલોજ છે તેનો નિર્વિલંબે અવશ્ય નાશ કરવો જોઇએ." એવો વિચાર કરી ગુપ્ત રાખેલા પડીકામાંનું વિષ તેણે મુરબ્બાની અંદર કાલવી દીધું ! તે ભાણાપરથી ઉઠતાં ઉઠતાં મનમાંજ બોલ્યો,–" અરે વિષ તું નિષ્પક્ષપાતી છે. કોઇનાપર દયા કરવી એ તારો ગુણ નથી, માટે તારૂં સેવન કરનારી એ જારિણીને ત્વરિત યમસદનમાં પહોંચાડ !" " આ વાટકીમાં પુષ્કળ મુરબ્બો પડેલો છે, એટલો બધો મારાથી ખવાઇ શકાયો નથી. માટે

તું તેનો ઉપયોગ કરજ્યે. એને જવા દઇશ નહીં." એટલું પોતાની પત્નિ પ્રત્યે મોટેથી કહીને મણિશંકર પોતાનાં શયનગૃહમાં ચાલી ગયો. ત્યાં બારી નજીક એક ખુરશીપર જઇ બેઠો. ત્યાંના બિછાનાનો કે વસ્ત્રોનો–તે જારકર્મથી અભડાયલાં જાણીને તેણે સ્પર્શ સરખો પણ કર્યો નહીં!

ભોજનગૃહમાં મણિગવરી જમવા બેઠી. સ્વામિની એવી વિલક્ષણ અવસ્થા નિહાળવામાં આવ્યાથી તેને જમવાપર અભાવ ઉપજ્યો હતો અને અત્યારે તે જમવાની પણ નહોતી; પરંતુ પુષ્કળ દિવસે આજ પતિનું ઉચ્છિષ્ટ આરોગવાનો અવસર મળેલો હોવાથી તે પરાણે જમવા માંડી. એક પણ ગ્રાસ તેને ગળે ઉતર્યો નહીં. માત્ર પેલી વાટકીમાંનો મુરબ્બો, કે જે ખાવાની પોતાના પતિએ આજ્ઞા કરી હતી–તે તમામ ખાઇને ભાણા-પરથી ઉઠી નિકળી. વાસણો એક બાજુપર એકઠાં કરી ઊતાવળે ઊતાવળે એઠવાડ કહાડી, પાણીનો લોટો લઇ કેટલીકવારે તે શયનગૃહમાં ગઈ. ત્યાં હાથમાંનો લોટો નિચે મૂકી તેણે પ્રેમથી પ્રિયપતિના ગળામાં હાથ ભેરવી તેને ચુંબન લીધું. છાતી ભરાઈ આવવાને લીધે તેનાથી કશું બોલી શકાયું નહીં. મણિશંકરના મનમાં તેને સ્પર્શ કરવાનું નહીં હતું; પરંતુ તે હોંશિયારીથી શયનગૃહમાં આવી તેથી તેને વિષપ્રયોગ લાગુ પડયો નહીં હોય, એમ સમજી,– "આવતી કાલે ફરીને એ પ્રયોગ અજમાવીશું, માટે પોતાને ક્રોધ ઉપજ્યોછે એવું અત્યારે તેને દર્શાવવું યોગ્ય નથી." એવો વિચાર કરી તેણે મણિગવરીએ આપેલા આલિંગન તરફ તિરસ્કાર બતાવ્યો નહીં. જો કે મણિશંકરના મનમાંથી મણિગવરી ઉપરના પ્રેમનો સમૂળગો નાશ થયો હતો, જો કે તે તેને અત્યારે કેવળ વિષવલ્લી સરખી ભાસતી હતી, જો કે તે તેના મરણની આતુરતાથી રાહ જોતો હતો અને તેનો નાશ કરવા માટેજ તેણે તેને વિષ આપ્યું હતું, તોપણ તેના નાજુક, સ્નિગ્ધ અને મૃદુ હસ્તોનો સ્પર્શ થતાંવાર તેના મનમાં કિંચિત્ દ્રવ આવ્યા વિના રહ્યો નહીં. તે તેના પ્રત્યે ધારી ધારીને નિહાળવા લાગ્યો. તેના તેજસ્વી લલાટપટપર ચમકી રહેલું સૌભાગ્ય ચિન્હ, તેના કાળા કમાનદાર સુંદર ભમરો, શોક–રૂદનથી સહજ જેણે રતાશ પકડેલી છે– એવાં તેનાં નમણાં નયનો, વિયોગદુઃખ વડે જેનાપર ફિક્કાશ અને શોકવડે જેનાપર આરક્તતા આવી રહેલી છે—એવી તેની મુખમુદ્રા, પાકેલા ટિંડોરા સરખા તેના લાલ–ચટકદાર હોઠ, અને

તેણે જે વડે આલિંગન આપેલું છે, તે કોમળ-શિતળ હસ્તો, ઇત્યાદિ તેનું રમણીય રૂપ નિહાળી,-"પોતે થોડા વખત પહેલાં તેનાંપર પ્રાણ કરતાં અધિક પ્રીતિ રાખતો હતો," એવું મનમાં આવતાંવાર મણિશંકર માસ્તરનાં ચક્ષુમાંથી એકાએક અશ્રુધારા ચાલી નિકળી. તે મનમાંજ બોલ્યો,—"શિવ, શિવ! બ્રહ્મદેવે તેનું આવું રમ્યરૂપ નિર્માણ કરી, તેનામાં આવા દુર્ગુણો મૂકયા, એ તેની કેવળ મોટી ભૂલ છે!" તેણે એક મોટો નિશ્વાસ મૂકયો.

એવી સ્થતિમાં વિશેષ વખત જવા પામ્યો નહીં, તેવામાં મણિગવરીપર વિષનો અમલ બેસવા લાગ્યો. તેના મસ્તકમાં અસાધારણ વ્યાધિ થવા લાગી. તેના મ્હોંમાંથી અમિ સૂકાઈ ગયું. તેની જીભ ખેંચાવા લાગી. તેના ગળામાં બળવા માડયું. તેનો જીવ ગભરાવા લાગ્યો. તે બોલી,-"પ્રાણનાથ, મને ઘેરી આવવા લાગી છે, મારાથી ઉભા રહી શકાતું નથી, અરેરે, મને આ અચાનક શું થયું?" એ ઉપરથી મણિશંકરને લાગ્યું કે,-"હવે તેને વિષ લાગુ થવા માંડયું છે. હવે તે કાંઈ જીવતી રહી શકનાર નથી." તેણે મણિગવરી પ્રત્યે કહ્યું,-"રાત્રિના જાગરણથી તેમ થતું હશે. તારાથી ઉભું ન રહેવાય તો જા પડ બિછાનાપર!" "પ્રાણાધાર, મારાથી બિછાના સુધી જઈ શકાશે નહીં. મને ઉપાડીને આપજ બિછાનાપર સૂવાડો આજ મારાપર આપ અતિ ક્રોધાયમાન થયા હો, એમ લાગે છે. આવો પ્રકાર કદી પણ બન્યો નથી. કૃપા કરીને મને બિછાનાપર સૂવાડો!" મણિગવરી એટલું બોલતાં બોલતાં મણિશંકરની ખુરશી કનેથી એકદમ જમીનપર પછડાઇ પડી! મણિશંકરે તેની જ હાલતમાં તેને કહ્યું,-"તારાથી જઈ શકાય તો જા એકલી બિછાનાપર! નહીંતર બિછાનાપર લઇ જવા માટે તારા વાહાલા લાલભાઇ શેઠને બૂમ માર! તે તો તારો સાચો માટી! હવે મારી સાથે તારો શો સંબંધ રહ્યો?" "અરેરે, આ આપ શું બોલો છો? એ રડયા દુષ્ટનું નામ લઇને શા માટે દોષમાં પડવું જોઇએ? તેના નામમાં કીડા પડો! અરર! ઓય ઓય! મારા પેટમાં હવે તો બહુ અમળાય છે! પ્રાણનાથ, મારા તરફ નિહાળો. ઓય મા! અરે પ્રભુ!!" મણિગવરીને બોલતી અટકાવી, મણિશંકરે ક્રોધથી કહ્યું,-"અરે દુષ્ટા, જારિણી, એ લાલભાઇને અત્યારે તું ગાળો આપે છે અને કાલ રાત્રીએ તેના બંગલામાં તેની સાથે ક્રીડા કરવા ગઈ હતી તેનું કેમ?" મણિગવરી બો-

લી,-"હાય હાય! મારા નાથ! મારા જીવ! મારા પ્રાણાધાર! મને હવે જીવ જવા જોગ વેદના થવા લાગી છે! એકાએક આમ કેમ થયું તે સમજી શકાતું નથી! ખચિત હું હવે જીવીશ નહીં! અને તેમ છતાં આવે સમયે મારા ઉપર આળ મૂકવું શું વ્યાજબી છે? તે લાલભાઇ રડયો નર્કમાં પડજ્યો! તેનું તો શું, પણ પરપુરૂષનું માત્ર નામ લેવામાં હું મહા પાપ સમજું છું! કાલ રાત્રીએ હું અગિયાર વાગતાં સુધી વકીલભાઇજીને ઘેર હતી. તળાજાના વહિવટદાર તરીકે ત્રિભુવનદાસ ભુલાભાઈની નિમણુંક થવાને લીધે તેમને ત્યાં ગઇ કાલે ભોજન સમારંભ હોવાથી મને પણ આમંત્રણ કરેલું હતું. કાકીજી પણ ત્યાં મારી સાથે આવેલાં હતાં. વકીલ ભાઇજીએ અગિયાર વાગતે મને તથા કાકીજીને પૂરતા બંદોબસ્તથી અત્રે પહોંચડાવ્યાં હતાં; આમ છતાં પ્રાણનાથ, આપના મનમાં મારા વિષે એવી ખોટી કલ્પના આવવાનું કારણ શું? પ્રાણાધાર, મારા શરીર પર એકવાર હાથ ફેરવો! આટલા દિવસ વિયોગદુઃખ સહન કર્યું અને આજે મિલાપ થયો તો તે મિલાપ અને મારો જીવ જવાનો અવસર સાથે મળ્યા! મિલાપ, જીવ જવાનો અવસર અને તેમાં વળી આપના મનમાં મારા વિષે સંશય ઉપજ્યો!! પણ નાથ, પાણી! અરે પાણી! પા—આ—ઈ!" મણિગવરી મૂર્છિત થઈ પડી. મણિશંકરે તેને ઉચકીને બિછાનાપર સૂવાડી. તેને બેશુદ્ધ જાણી તેણે તેના મ્હોમાં પાણી છીપ્યું. તેને ધીમો પવન ઢાળવા લાગ્યો. તે જો કે અત્યારે કેવળ પાષાણ હૃદયનો બની રહેલો હતો, તો પણ મણિગવરીની તેવી દયામણી અવસ્થા નિહાળી તેને દયા ઉપજી. તે લાગલોજ અશ્રુપાત કરવા લાગ્યો. તેવામાં મણિગવરીએ શુદ્ધિપર આવી પ્રાણનાથને દૃઢાલિંગન આપ્યું, અને તે મહા કષ્ટથી બોલી,-"નાથ, હવે હું કાંઈ જીવવાની નથી! પણ આપના હાથમાં—આપની દૃષ્ટી સમિપ મરૂં છું એટલોજ મને સંતોષ છે. જો આજના પેહેલાં મરણ પામી હોત તો આપનો મિલાપ પણ થવા પામત નહીં!" "અરે જારિણી, તારે મારા મિલાપની શી અગત્ય હતી? એ લાલભાઇ શેઠનો મિલાપ નિત્ય નિત્ય કયાં થતો નહોતો? તેના પેલા પુરાણીને આ મારા બંગલામાંથી શાલ, સાડી અને ચોળી આપતાં તથા લાલભાઇ શેઠની સાથે મોજ શોખ માણતાં તને કેમ લજ્જા કે ભય નહીં ઉપજ્યાં? અને હવે "જીવ જાય છે!

જીવ જાય છે!" એમ કહી કહીને કેમ બરાડા પાડે છે? તારા જેવી જારિણીને આવાજ પ્રકારે નર્કમાં પહોંચાડવા માટે મેં તને આ સાસન આપેલું છે! તું વેશ્યા કરતાં પણ નિચ છે અને તેથી આના કરતાં પણ તને અધિક શિક્ષા થવી જોઇતી હતી; પરંતુ એવી અન્ય શિક્ષા નહીં હોવાથી નિરૂપાયે તને મૃત્યુનીજ શિક્ષા આપી છે! અરે, ગઇ કાલે રાત્રીએ મેં જાતે તારૂં અને લાલભાઇનું બોલવું સાંભળેલુ છે અને તેમ છતાં, છેક મરણ અવસરે આવી પહોંચેલી છતાં જુઠું બોલે છે! પાપિણી મરતાં મરતાં તો સાચું બોલ!" "શાલ, સાડી અને ચોળીની હકીકત મેં આપને પત્રદ્વારે લખી જણાવેલ છે! તે બાઇ કનેથી તેની કિમતના લીધેલા રૂપિયા હજી પેટીમાં અનામત છે. હું મરવા પડીછું એટલે મારો ઈલાજ નથી, નહીંતર આપની ખાત્રી કરી આપત! હું કેવળ નિર્દોષ છું. સર્વજ્ઞ ઇશ્વર સઘળું જાણે છે! પ્રાણાધાર, આપના વિના અન્ય પુરૂષની કલ્પના પણ કદી મારા મનમાં આવવા પામી નથી અને આ–પ–આ–રો–ઓ–હા!" કેવળ ધીમે અવાજે એટલું કહીને મણિગવરી સ્તબ્ધ થઇ રહી. પોતાની પત્નિનું નિરાળા પ્રકારનું બોલવું થવાથી મણિશંકર ભ્રાન્તિમાં પડી ગયો. "શાલ, સાડી અને ચોળીની હકીકત મેં આપને પત્રદ્વારા લખી જણાવેલ છે તે બાઇ કનેથી તેની કિમતના લીધેલા પૈસા હજી પેટીમાં અનામત છે!" એમ જે તેણે કહ્યું, તેનો અર્થ શો? બાઇ કોણ? પૈસા શા? અને ત્યારે પુરાણી કહે છે તે હકીકત શું કેવળ બનાવટી હશે?" એવી કલ્પના ઉપજવાથી મણિશંકર કેવળ ભયભિત બની રહ્યો, અને એટલામાં તેના મિત્ર બેહેચરલાલ કરશનજીએ આવીને બૂમ મારી. બૂમ સાંભળતાંવાર મણિગવરીપર કપડું ઓઢાડી તેણે શયનગૃહનું બારણું ઉઘાડયું. તે પોતાના એ વકીલ મિત્રને લઇને બીજા ઓરડામાં જવા લાગ્યો; પણ, "મારે મણિગવરીના સમક્ષ તુમારી સાથે એક મહત્વની વાત કરવી છે," એમ કહી તેનો તે વકીલમિત્ર મણિશંકરને પાછો શનયગૃહમાં ખેંચી ગયો. મણિશંકર સર્વાંગે કંપવા લાગ્યો. બોલતાં બોલતાં તેની જીભની બોબડી વળવા લાગી. "અર્ધા કલાક પેહેલાં તમારે ત્યાં રામાનું કંઈ કારણસર આવવું થયું હતું. તે વેળાએ કાકીએ તમારા આવવાના ખબર આપવાથી, તેણે મને એ વાર્ત્તા કહી કે તુરત આતુરતા

ઉપજવાને લીધે અત્યારેજ તમને મળવા આવવાની મને ફરજ પડી. પણ આજ તમને આ શું થયું છે? તમે આમ ભ્રમિષ્ટ સરખા કેમ જણાઓ છો? મણિગવરી સૂઇ રહ્યાં કે શું?" "તેને સદાને માટે સુવાડી દેવામાં આવેલી છે! મહાઘાતકી, મહાપાતકી જારિણીના એવાજ હાલ થવા જોઇએ!" "અરે મિત્ર, આતું શું બકેછે? તેં વગર વિચાર્યું કાંઇ ઘોર કર્મ તો નથી કર્યું! હું અત્યારે તને જે વાત કહેવા આવ્યોછું તે મણિગવરીના સંબંધનીજછે. મણિગવરીએ તારા ઉપર લખેલા પત્રો તથા તેં મણિગવરીપર લખેલા પત્રો પોસ્ટમાંથી ચોરી લેનારનો શોધ લાગ્યોછે. તે પૈકી મણિગવરીએ તારાપર લખેલા પત્રો વાંચતાં તેના પ્રત્યે રચાયલાં પ્રપંચથી તથા કોઇ દુષ્ટ—પાપીએ તેના કરવા માંડેલા છળ—કપટથી હું આજેજ બપોરના વાકેફગાર થયેલોછું. મણિગવરી કેવળ નિર્દોષ છે." "હેં નિર્દોષ?" "હા, નિર્દોષ!" "અરે ત્યારે મેં આ શું કર્યું?" "સત્વર કહે, તેં શું કર્યું છે?" "વિષ!!" "સત્યાનાશ વાળ્યું! અરે તને આ શું સૂજ્યું? ઉઠ, જા દોડતો અને બોલાવી લાવ અહીં નજીકથી ડાકતર મહિપતરામને! પ્રથમ કાકીને અહીં મોકલ. હું અને કાકી મણિગવરીને શુદ્ધિમાં લાવવા જોગ ઉપચાર કરીશું!" બન્ને મિત્રો વચ્ચે એવા પ્રકારની વાતચિત્ત થયા બાદ મણિશંકર કાકીને પોતાના શયનગૃહમાં મોકલાવી, ડાકતર મહિપતરામને બોલાવવા ગયો. વકીલ બેહેચરલાલ અને મણિશંકરની કાકી મણિગવરીના મ્હોંપર પાણી છાંટવા અને ધીમો પવન ઢાળવા માંડ્યાં. મણિગવરી પુનઃશુદ્ધિમાં આવી. "પ્રાણનાથ, હું કેવળ નિ–ર–દો–ષ!" મણિશંકરના વકીલમિત્રે મણિગવરીને જવાબ આપ્યો, "તેના મનમાં હવે કશો વેહેમ રહેવા પામ્યો નથી. મેં તમારા નિર્દોષપણા વિષે તેના મનની ખાત્રી કરી આપી છે." "કોણ, વકીલ ભાઇજી?" "હા." "હું તો હવે કાંઈ જીવવાની નથી પણ તમે તેઓ સુખમાં રહે તેમ—" "અરે પ્રભુ પ્રભુ કરો!" તેનો વકીલભાઇજી મણિગવરીને એવો ઉત્તર આપેછે, તેવામાં ત્યાં ડાકતર મહિપતરામ સાથે મણિશંકરે પ્રવેશ કર્યો. ડાકતરે પ્રથમ મણિગવરીની નાડી તપાસી અને ત્યાર પછી તેને પકડીને બેસાડવાનું કહી, કંઈ દવા પીવરાવી, તથા ગળામાં મયુરની પીંછી નાંખીને ઉલટી કરાવવાનો યત્ન ચાલુ રાખ્યો. મણિગવરીએ લીલારંગની ઉલટી ઉપરા ઉપર કરવા માંડી. પુનઃ મણિગવરીએ ચક્ષુઓ એકદમ ચઢાવી દીધાં. ડાકતરે તેને સૂવાડી પાણી છીપવા તથા પવન ઢા-

ળવાનું ફરમાવ્યું. મણિશંકરે ડાકતરને અતિ આતુરતાથી પુછ્યું,–" જીવવાની આશા લાગેછે ? " " કંઇ કહી શકાય નહીં ! જેવી ઈશ્વરેચ્છા ! ! " ડાકતરે એવો જવાબ આપ્યો કે તુરત,–" પ્રિયે, હું દુષ્ટને આ શું સૂજ્યું ! " એટલું બોલતાંવાર મણિશંકર બેશુદ્ધ થઇ પડયો. તેના વકીલમિત્રે તેને કરવા જોઇતા ઉપચારો કરીને શુદ્ધિપર આણ્યો. ડાકતર મહિપતરામ તો મણિગવરીની સારવાર કરવામાંજ રોકાયલા હતા. મણિગવરી પુનઃ ઉલટી કરવા લાગી. પુનઃ તેને સાચવીને સૂવાડવામાં આવી. પુનઃ ઔષધ આપવામાં આવ્યું. પુનઃ તેને બે ત્રણવાર ઉલટી થઈ. એમ કરતાં કરતાં રાત્રીના બે વાગવા આવ્યા. મણિગવરી બિછાનાપર સ્તબ્ધ પડી રહી. ઉલટીનો પ્રકાર બંધ પડ્યા સરખો જણાયો. વિશેષ ઉપચાર તુરત કરવા જેવું નહીં હોવાથી મણિગવરીનાં કાકીજીને પવન ઢાળવાનું કહી ડાકટર, જ્યાં બેહેચરલાલ વકીલ અને મણિશંકર માસ્તર શયનગૃહનીજ એક બારી નજીક બેઠા હતા. ત્યાં ગયા. બેહેચરલાલે કહ્યું:—" ડાકતર, જો કે ગુજરેલો પ્રસંગ કાંઇ મિથ્યા થતો નથી; પણ મણિગવરી બિચારી કેવી ગરીબ, કેવી સભ્ય, કેવી મર્યાદશીલ ! કેવી નિર્મળ અંતઃકરણની ! કેવી શહાણી અને સુશિક્ષિક ! તેના સદ્દગુણની હું શી પ્રસંશા કરૂં ? એના સરખી સદ્દગુણ સંપન્ન સ્ત્રી કોઇકજ હશે. મણિશંકરને એ સાક્ષાત્ લક્ષ્મિ મહા પ્રયત્ને—મહત્પુણ્યના પ્રભાવે પ્રાપ્ત થઇ છે અને તેમ છતાં વગર વિચાર્યું સાહસ કર્યું એ પણ થવા કાળજ ! ! " મણિશંકરના મનમાં મણિગવરી વિષેનો પ્રેમ પુર્વવત્ પુનઃ જાગૃત થયેલો હતો. તેને બહુજ પરિતાપ ઉપજ્યો. તેને બહુજ દુઃખ ઉપજ્યું. પુરાણીએ કહેલી હકીકતમાં અને પોતાની સ્ત્રીએ કહેલી હકીકતમાં વિરૂદ્ધતા જણાઈ આવવાથી તેના મનમાં ભ્રાંતિ ઉપજી હતી, અને તેમાં વળી પોતાના મિત્રે તે નિર્દોષ હોવાની ખાત્રી આપવાથી પોતે કરેલા સાહસને માટે તેને એટલો તો પશ્ચાતાપ ઊપજ્યો કે જેનું વર્ણન થવું પણ કઠિણ ! ડાકતર નજીક આવ્યા અને વકીલ મિત્રે પોતાની ધર્મપત્નિની પ્રસંશા કરવા માંડી ત્યારે તે શરમનો માર્યો નિચું નિહાળી ભોંય ખોતરવા લાગ્યો. પોતાના વકીલમિત્રનું બોલવું પૂરૂં થયા પછી કેટલીકવારે ડાકતરને તેણે–" હવે કાંઈ જીવવાની આશા લાગેછે ? " એમ પૂછ્યું કે તુરત મણિગવરીએ મોટેથી ઉલટી કરી અને એ પ્રકાર નજરે નહીં નિહાળી શકવાથી તથા પોતે વગર વિચાર્યું કૃત્ય કર્યું તે વિષે શોક–પરિતાપમાં એકદમ ભરતી આવવાથી તે કેવળ નિચેષ્ટિત બનીને ધરણીપર ઢળી પડયો.

# પ્રકરણ સતરમું.

## પાક્કો વકીલ અને પુરાવાની ઉપપત્તિ.

"દુષ્ટ હોય ચંચળ ચતુર, ઘડિ ઘડિ ચોરે દીલ;
પુષ્કળ રચે પ્રપંચ પણ, પકડે પાક્કો વકીલ."

[ કલ્યાણજી. ]

અનંતરાય વકીલ અને કુમાર શિવસિંહજી મુંબઇથી ગોપુર આવી રહ્યાને આજે પંદર દહાડા થયા છે. અનંતરાય વકીલે મુસાફરી બંગલામાંજ ઉતારો લીધો છે. સંકેત પ્રમાણે કુમાર શિવસિંહજીએ મામી સાહેબ ( રાણી ચંપાબાઇ ) ના વિશેષ સહવાસમાં આવવાનો પ્રયત્ન ચલાવવા માંડયો છે. કુમાર શિવસિંહજીને રાણી ચંપાબાઇનો અને રાણી ચંપાબાઇને કુમાર શિવસિંહજીનો એ વિશેષ સહવાસ રૂચ્યો, પરંતુ એ પ્રકાર કુંવરી સુજાણબાને ગમ્યો નહીં. આજે પ્રભાતમાં કુમાર શિવસિંહજી મામીસાહેબના મેહેલમાં ગયા. ત્યાં તેઓ "રાસલીલા" નું એક પદ મધુર સ્વરથી ગાતાં ગાતાં "કેનવાસ" પર કંઇ ભરતાં હતાં. "આવો, બેસો." મામી સાહેબ તરફથી આવકાર મળતાં વાર એક ખુરશીપર બેસી કુમાર શિવસિંહજીએ ચીરૂટ સળગાવીને કહ્યું,–"આ ચીરૂટના ધૂમાડાથી આપને ત્રાસ તો નહીં ઉપજે ?" "મને એ વાસની ટેવ છે. હું નવાગઢમાં હતી ત્યારે ત્યાં સામંત ખુમાણ આખો દાહાડો હુક્કો કિંવા ચીરૂટ પીધા કરતા હતા અને તેથી આખા દિવાનખાનામાં તેનો વાસ પ્રસરી રહેતો હતો." રાણી ચંપાબાઇએ એટલો જવાબ આપ્યો કે તુરત કુમાર શિવસિંહજીએ કહ્યું,–"સામંત ખુમાણ બહુ માયાળુ અને ભલા છે ખરૂં ?" "ખચિત બહુજ ભલા અને માયાળુ. ઘણા સંભાવિત–તેઓ મને પચિશ રૂપિયાનો માસિક પગાર અને ખોરાકી પોષાકી આપતા હતા. વર્ષની ત્રણસો રૂપરડી થઈ! તેટલી નજીવી રકમથી તે વેળાએ ઘણી સારી રીતે મારૂં ચરિતાર્થ ચાલતું હતું; પરંતુ અત્યારે તેટલી રકમ મારાં ઉન–કેનવાસને પણ પૂરી પડતી નથી ! પરમ

દહાડે મેં સામત ખુમાણુનાં રાણી જાનબાઇને એક સરસ સાળુ ભેટ મોકલ્યો છે. મારૂં આવી રીતે કલ્યાણુ થયેલું જાણી તેઓને બહુ આનંદ ઉપજે છે. તેઓ સઘળાં ઘણાંજ ભલાં અને માયાળુ છે, અને-અને-" રાણી ચંપાબાઇ એટલું બોલીને હસી પડયાં. કુમાર શિવસિંહજી પોતાની મામી તરફ એક સરખો નિહાળી રહ્યો અને પછી આત્મગત બોલ્યો,- " તેનામાં મોટો ફરક પડયો, જે કહેવાનું હોય છે, તે વિસરી ગયા સરખું કરી પોતામાં ફરક પડયા જેવું બતાવવાની કળા કેટલીક ધૂર્ત્ત સ્ત્રીઓને સાધ્ય હોય છે ! " રાણી ચંપાબાઇ, કુમાર શિવસિંહજી પોતાના તરફ એક સરખો નિહાળી રહ્યો છે એમ જાણી જરા લજ્જા પામી. આઠ સાડા આઠ વાગવાનો અમલ થયો હતો. બારીઓના રંગ બેરંગી કાચનાં બારણાંમાંથી પસાર થયેલાં સૂર્યનાં કિરણો તેના પુષ્ટ અને નાજુક ગાલપર પડેલાં હોવાથી આ વેળાએ તેની શોભા અવર્ણનીય થઇ રહી હતી. થોડીવારે કુમાર શિવસિંહજીએ "સિગરેટ" બનાવવા માટે કાગળનું પત્તું વાળતાં વાળતાં કહ્યું,- " મામીસાહેબ, તમે પીઓ છો? આજકાલ પુષ્કળ સ્ત્રીઓ ગુપચુપ પીએછે. ટેવ હોય તો તૈયાર કરી આપું ? હું મામા સાહેબને કહીશ નહીં !" નિશ્વાસ નાંખી હાથમાંનો સોઇયો પડતો મૂકી, જરા ગાલમાં હસીને રાણી ચંપાબાઇએ કહ્યું.-"કેવા ચમત્કારિક છો તમે ! આવીજ રીતે કેટલીકવાર વિચિત્ર બોલીને તમે મને ગુંચવણમાં નાખો છો!" "હું તમોને ગુંચવણમાં નાંખું છું કે તમે મને દાવપેચમાં સપડાવો છો?" કશો પણ ઉત્તર નહીં આપતાં રાણી ચંપાબાઈ એકદમ ઉઠી; એક કબાટ ઉઘાડી કેનવાસ, ઉન અને સોઇયો વગેરે તેમાં મૂકી જરીનું ભરત ભરવાનો તેમાંથી સામાન લઇ, સામેના ખુણામાં એક ખુરશીપર જઇ બેઠી. કુમાર શિવસિંહજી દિવાનખાનાના નૈરૂત્ય ખુણામાં, અને રાણી ચંપાબાઇ ઇશાન ખુણામાં ! કુમાર શિવસિંહજીને, તેની તે મનોહર મુખમુદ્રા—કૃષ્ણ વર્ણનાં અભ્રની અંદર ચમકતી વિદ્યુલ્લતાની પેઠે, તેના તે સુંદર કાળા કેશકલાપમાં દૃષ્ટિગોચર થતી હતી. કુમાર શિવસિંહજીને ગોપુરમાં આવે પંદર દહાડા થયા હતા અને પંદર કરતાં વધારે વાર રાણી ચંપાબાઈનું અને કુમાર શિવસિંહજીનું મળવું થયું હતું; પરંતુ તેઓ વચ્ચે અત્યાર સુધી એક વાર પણ મોહનલાલ બ્યાસની વાતચિત્ત થઈ નહોતી. બોલવા જોગ બીજો વિષય નહીં મળવાથી,

કે પછી બીજા કોઈ ગુપ્ત કારણથી અત્યારે રાણી ચંપાબાઇએ પોતાના ભાણેજના સ્નેહીની વાતને છોડી! "એમનો કાંઇ શોધ"–તેણે વાકય પૂરૂં કર્યું નહીં અને તેથી કુમાર શિવસિંહજીએ,–"કો'નો, મોહનલાલ વ્યાસનો?" એમ પૂછયું. રાણી ચંપાબાઇ બોલી,– "મોહનલાલ વ્યાસ! નામ પણ મોટું વિલક્ષણ અને તે ગૃહસ્થ પણ તેવોજ વિલક્ષણ! તેનો કંઇ શોધ લાગ્યો? તમોને તેનો મેળાપ થયો?" "ગઇ સાતમી તારીખે તે ગુમ થયો, ત્યારથી અમે તેનો બહુ બહુ શોધ કર્યો; પણ પત્તોજ લાગ્યો નહીં. "અરેરે! કેવો ચમત્કારિક! તેને શું થયું હશે? તે કયાં ગયો હશે? તમે તેનો શોધ ચલાવ્યો?–અહીંથી પેથાપુર અને મુંબઇ વગેરે ગયા, તો કહો જોઉં, ત્યાં કાંઈ તમારા જાણવામાં આવ્યુ?" રાણી ચંપાબાઇએ આશ્ચર્યથી એટલું પૂછયું કે તુરત કુમાર શિવસિંહજી ખુરશી લઇને તેની કને જઇ બેઠો અને પછી પેથાપુરની તથા મુંબઈની હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી. રાણીએ તે લક્ષપૂર્વક સાંભળી લીધા બાદ કેટલીકવારે કહ્યું,—"વારુ, ત્યારે આ હકીકત ઉપરથી તમે શો વિચાર બાંધ્યો? તે બાપડાનું શું થયું હશે? તે ગુમ થયો ત્યારથી મારા જીવને બિલકુલ ચેન પડતું નથી." "એ ભેદભરેલા પ્રકારમાં મને કશી સૂજ પડતી નથી. મારો કશો તર્ક ચાલતો નથી; તથાપિ એ પ્રકારને અંગે બે કલ્પના મારા મનમાં આવે છે." "શી બે કલ્પના?" "પેહેલી કલ્પના એ કે તે પેથાપુરમાં બિલકુલ ગયોજ નથી. અને બીજી કલ્પના એ કે તેનો ગોપુરમાંજ ધડોલાડવો થઇ ગયેલો હોવો જોઈએ!" "પણ પેથાપુરમાંથી "તે ચીન જવા માંટે મુંબઇ ગયો છે" એવા તમોને ખબર મળ્યા અને તેની સાસુને તમે પ્રત્યક્ષ મળ્યા, તો પછી એવી કલ્પના ઉપજવાનું કારણ શું?" "તેની સાસુના બોલવાપરથી અને ત્યાં મળેલા તાર ઉપરથી અમોને સંશય ઉપજ્યો છે અને એ સંશયને મજબુત આધાર પણ મળ્યો છે!" "કુમાર શિવસિંહજી, તમે આ શું બોલો છો?" "મામી, મારા વકીલમિત્રના સહવાસમાં રહીને હું "પક્કો વકીલ" બની રહ્યો છું. વકીલનું કામ ઘણું મહત્વનું અને જોખમનું હોય છે. પુષ્કળ લોકોના નફા નુકસાનનો આધાર વકીલના હાથમાં હોય છે. વધારે તો શું, પણ બીજાનો જીવ જવો કિંવા રહેવો, ખુની મનુષ્યને યોગ્ય શિક્ષા થવી, કિંવા તે અપરાધમાંથી છૂટી જવો, એનો આધાર પણ વકીલના ઉપર

હોય છે. હું મારા વકીલમિત્રના સહવાસથી, અને મારા સ્નેહી મોહનલાલ વ્યાસના ગુમ થવાથી તેના શોધને અંગે "પાક્કો વકીલ" બની રહ્યો છું. મને કાંઇ કોઈ પ્રકાર પ્રતિકૂલ નથી. અહિંયા મામાસાહેબની પૂર્ણ કૃપા છે અને એ કૃપાને એક બાજુપર મૂકીએ, તોપણ મારો ગિરાસ કાંઈ થોડો નથી. ખરૂં કહું તો આ જગતની ત્રાસદાયક બાબતોનો મેં છંદ છોડી દીધેલો છતાં મોહનલાલ વ્યાસ ગુમ થયો, ત્યારથી એવોતો અડાકડીનો પ્રસંગ આવ્યો કે જે બાબત કરવી મને રૂચતી નથી, તે મુદ્દામ કરવાની ફરજ પડેલી છે! મામી, અપ્રત્યક્ષ બાબતો પરથી પુરાવો શી રીતે ઉભો કરવો? તેની થિઅરી (ઉપપત્તિ) તમે જાણો છો?" કુમાર શિવસિંહજીએ એટલું કહીને રાણી ચંપાબાઇ તરફ સાશંક દૃષ્ટિએ નિહાળવા માંડયું. રાણી ચંપાબાઈએ કહ્યું,-"કુમાર શિવસિંહજી, મારા સરખી ભોળી અને બ્હિકણ સ્રીને, આવી બાબતો શા માટે પૂછો છો? મારા સરખી અબળાને કયાંથી માલુમ હોય, તમારો તે કાયદો અને કલમ!" રાણી ચંપાબાઇના બોલવા તરફ દુર્લક્ષ દાખવીને કુમાર શિવસિંહજીએ કહેવા માંડયું,—"મામી, અપ્રત્યક્ષ બાબતોના પુરાવાને હું મજબૂત સાંકળ સમજું છું. અપ્રત્યક્ષ પુરાવા રૂપ સાંકળની કડીઓ એકેકમાં ઘણી સરસ રીતે પરોવાયલી હોય છે. એ સાંકળ એકાદના ગળામાં નાંખવા માટે પ્રસંગે બહુ ઉપયોગી થઇ પડે છે! જો કે એ સાંકળરૂપ પુરાવો એકાદો અતિશય શહાણો માણસ પણ તૈયાર કરી શકતો નથી, તોપણ જે "પાક્કો વકીલ" હોય છે, તેને તે પુરાવો તૈયાર કરવો એ કાંઇ કઠિણ નથી. એકવાર તે અપ્રત્યક્ષ બાબતો પરથી પુરાવા રૂપ સાંકળ તૈયાર થઈ, એટલે ગમે તેનાં ગમે તેવાં દુષ્ટ કૃત્યો ગુપ્ત રહેલાં હોય, તો પણ તેને તે દ્વારા પ્રકાશમાં લાવતાં વાર લાગતી નથી. એ પુરાવા રૂપ સાંકળનું બળ કંઇ વિલક્ષણ હોય છે. તે સાંકળ તે કૃત્યોને પછી તે ગમેતેવાં ભયંકર અને ગુપ્ત હોય, તો પણ તેને ખેંચીને પ્રકાશમાં લાવી શકે છે! અપ્રત્યક્ષ બાબતો જો કે ઘણીજ ક્ષુલ્લક હોય છે, જોકે તેમાં એકાદા કાગળનું ફોતરૂં, ફાટલતુટલ અંગરખાની ચાળ, એકાદી મળતી આવતી તસબિર, સંબંધ ધરાવનારાં માણસોનાં મ્હોંમાંથી અપરાધના સંબંધમાં અનાયાસે નિકળી પડતા—સંશયને ઉત્પન્ન કરે તેવા શબ્દો, સમય અને સ્થિતિને અનુસરતું વર્તન, અપરાધ છૂપાવવા માટે તાત્કાળિક

ઉપાયો લેવાની ચતુરાઈ, વખત સાચવવાનું નિયમિતપણું, મનુષ્યની મુદ્રાપર મનના વિકારોની થતી અસર—એવી એક નહીં પણ અનેક બાબતો ખુદ અપરાધીના ધ્યાનમાં આવી શકે નહીં—તેવી જે "પાક્કો વકીલ" બની રહેલો હોય છે તે નિહાળી, એવી અપ્રત્યક્ષ બાબતોપરથી પુરાવો એકઠો કરી પુરાવારૂપ સાંકળ બનાવી શકેછે. "ડિટેકટીવ" (ગુપ્ત બાતમીદાર) પોલીસની દૃષ્ટિએ એવી અપ્રત્યક્ષ ક્ષુલ્લક બાબતોની સાંકળ પ્રત્યક્ષ પુરાવારૂપ લોઢાની સાંકળ કરતાં પણ મજબૂત જણાય છે, અને પછી પુછવું શું ? ફાંસીનું લાકડું તૈયારજ ! અપરાધીને ઉપર ચઢાવ્યો અને પાટીયું ખેંચી લીધું કે તુરત તે રામશરણ ! !" કુમાર શિવસિંહજીએ બોલવું બંધ કર્યું. રાણી ચંપાબાઈની મુખમુદ્રાપર, બારીઓના રંગીન કાચથી લીલા, રાતા અને આસમાની રંગનો પ્રકાશ પડેલો હતો; પરંતુ કુમાર શિવસિંહજીના ભાષણને અંગે વચ્ચમાં વચ્ચમાં તેની મુદ્રાપર વિલક્ષણ—ચિંતા, ક્રોધ, ભય આદિનાં ચિન્હો સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થતાં હતાં. કુમાર શિવસિંહજીનું બોલવું બંધ થયું કે તુરત તેણે ખુરશીપરથી ઉઠીને નિચે ગાદીપર બેસી તકિયાપર પોતાનું ડોકું ટેકાવ્યું. તેનો ચેહેરો કેવળ કાળો શાહી સરખો બની રહ્યો. તેના હાથ પગમાં ચૈતન્ય રહ્યું નહીં. તેના કપાળપર પરસેવો આવી રહ્યો. તે એકદમ બેશુદ્ધ સરખી બની રહી. "ઠીક થયું ! સંશયે સત્યને શોધી કહાડયું. મોહનલાલ વ્યાસ પેથાપુર ગયો નથી. પેથાપુરથી મુંબઇ અને મુંબઇથી ચીન ગયો નથી. તે બાપડાનો ઘડોલાડવો અહીં—આ ગોપુરમાંજ થઈ ગયો છે, એ ચોકસ ! આ રંડા મહા ધૂર્ત છે ! કેવી સપડાઇ ગઇ ! !" એટલું મનમાં બોલીને કુમાર શિવસિંહજી ત્યાંથી પોતાના ભૂવન તરફ ચાલી ગયો.

રાત્રીએ ભોજન કરી પરવાર્યા બાદ મહારાજા અભયસિંહ પોતાની પ્રિય પત્નિના શય્યાગૃહમાં જઈ એક કોચપર સ્વસ્થ પડયા. એટલામાં રાણી ચંપાબાઇ ઝાંઝરનો ઝમકાર કરતી ત્યાં હાજર થઈ. તેણે પોતાના પ્રાણનાથના શરીરપર પોતાનો કોમળ હસ્ત નાંખી, પોતાનું મસ્તક પ્રાણનાથની છાતીપર ટેકાવ્યું અને તે મમતાથી બોલી,—"નાથ, કુમાર શિવસિંહજીને આજકાલ મારા સહવાસમાં રહેવું વધારે ગમે છે, પણ—"

"પણ શું ? તે આપણો ભાણેજ. જો તને તેની ચીરૂટનો અને તેના વાચાળપણાનો કંટાળો આવતો ન હોય, તો ભલેને તે તારી કને આવીને

બેસે." પોતાના સ્વામિ તરફથી મળેલો જવાબ સાંભળી, જરા થોભીને રાણી ચંપાબાઇએ કહ્યું,—"પણ નાથ, હું તરૂણ, અને કુમાર શિવસિંહજી પુષ્કળ વખત મારા ભૂવનમાંજ ગાળે એ ઠીક નહીં. લોકોને ગમે તેવું બોલવાનું એથી કારણ મળે, અને વળી આપની આ ઉમરમાં-" "તેમાં શું થયું ?" "કુમાર શિવસિંહજી મારી સાથે કેવળ મોકળા મનથી હસે બોલે છે અને તે કુંવરી સુજાણબાને રૂચતું નથી. એજ કારણસર તે મારીસાથે દ્વેષ રાખે છે અને એટલાજ માટે કહું છું કે કુમાર શિવસિંહજીએ હવે મારા સહવાસમાં વિશેષ આવવું નહીં જોઈએ. કુંવરી સુજાણબાને જે વડે દુઃખ ઉપજે તે કાર્ય શા માટે મારે કરવું જોઇએ ? હું તો ઘણી તેના ઉપર મમતા રાખુંછું પણ જ્યારે તે મારાથી અતડીજ રહ્યા કરે છે ત્યારે મારો ઇલાજ શો? લોકો મનેજ દુષણ આપવાનાં; કારણ કે મારી પાછળ "સાવત્ર" નું વિશેષણ લાગેલું છે !" મહારાજા અભયસિંહે કહ્યું,– "તારૂં કહેવું હવે મારા લક્ષમાં આવ્યું. હમણાંજ એને કહું છું કે તારે એના મેહેલમાં કદી પણ જવું નહીં. તારી સાથે પરપુરૂષે ખુલ્લા મનથી વર્તવું યોગ્ય નથી. નિષ્કારણ લોકાપવાદ ઉભો થાય એ ખોટું. જો કે કુમાર શિવસિંહજી કાંઇ તેવો નથી; તથાપિ લોકાપવાદથી ડરીને વર્તવું જોઈએ. હમણાજ જઇને તેને કહું છું કે તારે તેના મેહેલમાં કદી પણ જવું નહીં !" પોતાના સ્વામિને નિચે જતાં અટકાવીને રાણી ચંપાબાઈ બોલી,–"નહીં નાથ, ઉતાવળા થવું નહીં જોઇએ. એમ એકાએક મનાઇ કરવાથી તેઓ પોતાનું અપમાન થયેલુંસમજશે. તેઓને માઠું લાગશે. માટે એટલા નિષ્ઠુર થશો નહીં. લાગ આવેથી મરજી પ્રમાણે બંદોબસ્ત કયાં નથી કરી શકાતો ?" મહારાજા અભયસિંહ પોતાની પત્નિનું કહ્યું નહી માનતાં એકદમ નિચે ગયા અને ત્યાં કુમાર શિવસિંહજીને કહ્યું,—"હવે, તમે મોટી ઉમરના થયા છો. હવે તમારે તમારાં મામીના વિશેષ સહવાસમાં આવવું યોગ્ય નથી. તે કેવળ તરૂણ છે અને તેથી તેની સાથે છૂટથી વર્તવું એ ઠીક નથી. હવેથી તમે તેના મેહેલમાં કદી પણ જશો નહીં; કારણ કે તમારા એવા વર્તનથી લોકાપવાદનું કારણ ઉભું થાય—એવું તે કેહે છે તે ખરૂં છે, સમજ્યા !" કુમાર શિવસિંહજીએ જરા થોભીને ઉત્તર આપ્યો,–"હા, હું મારાં મામીની સાથે ખુલ્લા દિલથી વર્ત્યો, તેમના વિશેષ સહવાસમાં આવ્યો, એ ખરૂં

છે; મારાં મામી સાહેબ પણ હસીને મારી સાથે વાતચિત્ત કરે છે એ પણ ખરૂં છે; પણ મામાસાહેબ, મારા મનમાં તેમના વિષે કદી પણ કુડી કલ્પના આવવા પામી નથી અને આવવાની પણ નથી ! તેમના વિશેષ સહવાસમાં આવવાનો મારો હેતુ નિરાળા પ્રકારનો છે. એ હેતુવડે ઇશ્વર કરે અને આપ લોકાપવાદના ભોગ થઇ ન પડો, એ હેતુ વડે ઇશ્વર કરે અને આપની આ વૃદ્ધાવસ્થામાં કેવળ માનહાનિ ન થાઓ, અને તેમાં વળી ઇશ્વર કરે અને મારા તરફથી તેવો પ્રસંગ ન આવો—એવી મારી ઇચ્છા અને પ્રભુ પ્રાર્થના છે !" કુમારશ્રી શિવસિંહજીએ મહા કષ્ટથી,–" આપની આજ્ઞા પ્રમાણે હવે તેમના મેહેલમાં કદી પણ નહીં જાઉં." એટલું કહી લાગલુંજ મ્હોં ફેરવ્યું અને અશ્રુથી ભીંજાયલાં ચક્ષુઓ હાથ રૂમાલથી સાફ કર્યાં. રાત્રીના દશ વાગવાનો એ વખત હતો. મહારાજા અભયસિંહજીએ એ પછી કાંઈ વધારે કહ્યું નહીં, અને માત્ર પાંચ મિનિટમાંજ તેઓ અકેકથી છૂટા પડ્યા.

બીજે દહાડે પ્રભાતમાં મુસાફરી બંગલામાં જઇને કુમાર શ્રી શિવસિંહજીએ, રાણી ચંપાબાઇ સાથે મોહનલાલના સંબંધમાં થયેલી વાતચિત્ત વિષે તથા મહારાજા અભયસિંહે રાણીના મેહેલમાં નહીં જવાના કરેલી આજ્ઞા વિષે અનંતરાય વકીલને વાકેફ કર્યો. " રાણી ચંપાબાઈજ અપરાધી છે. અપ્રત્યક્ષ બાબતોપર આધાર રાખીએ, તો " તે મોહનલાલનીજ સ્ત્રી છે." એવી આપણી ખાત્રી થવા ઉપરાંત મોહનલાલનું કાટલું તેણે ગોપુરમાંજ કરી નાંખ્યાનો શક ઉપજે છે; પરંતુ હજી પણ આપણે વિશેષ શોધ ચલાવાની આવસ્યક્તા છે." અનંતરાય વકીલ પ્રત્યે કુમાર શિવસિંહજીને કહ્યું,– "રાણીશ્રી ચંપાબાઇની લાડકી દાસી રાધા પોતાના પતિ સાથે નવાગઢમાં જઇ રહેલી છે. તેણે ત્યાં વટેમાર્ગુ માટે આશ્રમસ્થાન અને ભોજનગૃહ ઉઘાડેલું છે." "ખવાસને ત્યાં તે કોણ જમવા આવતું હશે ?" "બ્રાહ્મણ નોકર રાખીને તેની કને રસોઇ કરાવે છે. આપણે રાધા કને જઇએ અને હું ધારૂં છું કે ત્યાં જવાથી કાર્યસિદ્ધિને અનુરૂપ–એવો કાંઇક નવો પુરાવો મળ્યાવિના રહેશે નહીં." " ઠીક ત્યારે. " નમતા પ્રહરના બન્ને મિત્રો નવાગઢ ગયા અને તેમણે રાધાના આશ્રમસ્થાનમાંજ ઉતારો કર્યો. આથી રાધા ભયભિત બની ગઈ. તેણે તુરતજ એક બાઇને કંઇ ગુપ્ત રીતે કહીને

દોડતી ગોપુર મોકલાવી દીધી અને તે કુમાર શિવસિંહજીના તથા વકીલ અનંતરાયના સમજવામાં આવ્યું.

બીજે દહાડે અગિયાર વાગ્યાને સુમારે કુમાર શિવસિંહજી રાધાના આશ્રમસ્થાનના એક ઓરડામાં આરામ ખુરશીપર પડીને ચીરૂટ પીતા હતા અને અનંતરાય વકીલ "કાઠિયાવાડ ટાઇમ્સ" હાથમાં લઇ વાંચતા હતા. "સ્થાનિક અને પ્રાંતિક"–એ મથાળા તળે તો, "રા. સાહેબ ગયા, રા. બહાદુર આવ્યા, ફલાણા સાહેબનો મુકામ ફલાણી જગોએ છે, ફલાણા દિવાન સાહેબના બાપ ગુજરી ગયા, ફલાણાને ઘેર પુત્ર પ્રસવ્યો"–એવા સમાચાર હોવાને લીધે તે વાંચવાપર પોતાને અભાવ હોવાથી તે પત્ર માત્ર નજર ફેરવીને જેમનું તેમ મૂકી દીધું. એટલામાં રાધાએ ત્યાં પ્રવેશ કરી કુમારશ્રી શિવસિંહજી પ્રત્યે કહ્યું,–"ગોપુરથી બામાસાહેબ આપને મળવા માટે પધાર્યાં છે!" આશ્ચર્ય યુક્ત મુદ્રા કરીને કુમાર શિવસિંહજી બોલ્યા,–"શુ મામી સાહેબ પધાર્યાં છે? ઘણું સારૂં. બોલાવ તેમને અંદર." રાધા રાણી ચંપાબાઇને લેવા માટે બહાર ગઈ એટલે અનંતરાયને,–"અત્રે આવવામાં કંઇપણ મતલબ હોવી જોઇએ. તમે બેલાશક મારી જોડમાંજ બેઠા રહેજ્યો. રાણી ચંપાબાઇ નિત્યની પેઠે અત્યારે પણ આનંદી જણાતી હતી. તાપમાં આવવાથી સામાન્યપણે મ્હોં જરા કાળું પડવું જોઇએ; પણ રાણીસાહેબના સંબંધમાંતેવું કશું બન્યું નહીં. શી રીતે બને? એ શુ સાધારણ માણસની પેઠે તાપમાંપગે ચાલીનેઆવીહતી કે તાપથી તેના મ્હોંપર કાળાશ આવે ? ખાસી મજાની મ્યુનમાં બેસી ચંદનના પંખાથી પવન લેતી તે અત્રે આવેલી હતી!! રાણી ચંપાબાઈએ ગુલાબી રંગનો સાળુ પેહેરેલો હતો અને કુમાર શિવસિંહજીએ કાશ્મિરથી લાવી આપેલી ઉમદા શાલ પાસે રાખેલી હતી. પગમાં કેનવાસની સપાટો પેહેરેલી હતી. તે કેવળ ઉછ્ંકળ જણાતી હતી. ગાંભિર્ય તો તેનામાં મુદ્દલ જણાતું નહોતું. અંદર પ્રવેશ કરતાંવાર તેણે શાલ એક ખુરશીપર મૂકી, કુમાર શિવસિંહજીની જોડમાં રાધાએ લાવી મૂકેલી ખુરસીપર તે બેઠી. અને બોલી,—"તાપ પણ કેટલો!" "તાપ પુષ્કળ પડે છે, અને તેમ છતાં આવે સમયે શા માટે પધાર્યાં?" કુમારશ્રીને રાણી ચંપાબાઇ તરફથી જવાબ મળ્યો,—"તમોને મળવા માટેજ અને વિશેષ—" "વિશેષ કાંઇ છે કે શું ?" રાણી ચંપાબાઇએ જવાબ

આપવો એકાએક નહીં સુજવાથી ગોંધળમાં પડ્યા સરખી બનીને કહ્યું,–"હા, આપને મારા મેહેલમાં નહીં આવવા માટે મહારાજાએ આજ્ઞા કરી–તેથી કદાચ આપને માઠું લાગ્યું હશે, એમ જાણી એ અપરાધ માટે હું માફ માગવા આવી છું!" "મામી, મારી કને માફ માગો છો! એ શું! આપના મેહેલમાં આવતો મને બંધ કર્યો—એ કાંઈ અપરાધ ન કહેવાય. એ શિવાય બીજો કાંઇ જાણવા જોગ અપરાધ આપનાથી બન્યો હોય તો તે આપ જાણો!" "શું એવું કદી બનવા પામ્યું છે? એ તો તેઓએ ઉતાવળમાં આપને વિના પ્રયોજને મારા મેહેલમાં આવવાની મનાઈ કરી અને તેથી આપને માઠું લાગ્યું હોય—તેને કદાચ આપ અપમાન કરવાનો અપરાધ ગણતાં હો તો તે વિષે હું ક્ષમા માગવા આવી છું. તમે જેમ જેમ મારા વિશેષ સહવાસમાં આવતા હતા, તેમ તેમ મને વધારે આનંદ ઉપજતો હતો; પરંતુ તેમના માથામાં શો પવન આવ્યો તે પ્રભુ જાણે! તેઓએ "કુમાર શિવસિંહજી સરખા તરૂણે તારા મેહેલમાં વધારે વખત રહેવું એ ઠીક નહીં.' એટલું બોલી નિચે આવી તમોને મનાઇ કરી. આમાં મારો કશો દોષ નથી. એમનો સ્વભાવજ એવો, તેમાં મારો શો ઇલાજ! "સાઠી ને બુદ્ધિ નાઠી!" સર્વ પ્રકારનું ઔષધ, પણ કાંઈ સ્વભાવનું ઔષધ છે! ખરૂં કહો કુમાર, એવું થાય ત્યારે બીજાંઓએ કેવી રીતે વર્તવું વારૂ?" આ વેળાએ રાણી ચંપાબાઈનું બોલવું એવા પ્રકારનું થયું કે કોઇ સાધારણ બુદ્ધિનો માણસ, તેનું બોલવું શુદ્ધ હૃદયનુંજ છે એમ માન્યા વિના રહેજ નહીં. પરંતુ કુમાર શિવસિંહજી કાંઈ તેની ધૂર્ત્તતાથી અંજાણ્યો નહોતો. તેણે તેનું બોલવું નિચું નિહાળીને સાંભળ્યા કર્યું. "મામી સાહેબ, ઈશ્વર કરેને મારા હાથથી કે તમારા હાથથી મારા મામાસાહેબની આબરૂને ધોક્કો ન પહોંચે; ઇશ્વર કરેને તેમની વૃદ્ધાવસ્થામાં તેમને કોઇ એવું કારણ ન મળે કે જેથી તેમને અતિ પરિતાપમાં પડવું પડે! મને તમારા મેહેલમાં નહીં આવવાની તાકીદ આપી તો તે માટે મને બિલકુલ માઠું લાગતું નથી! કદાચ તેઓ તેમના રાજ્યમાંથી મને કહાડી મૂકે તો પણ ચિંતા નહીં, પરંતુ ઈશ્વર કરેને તેમની આબરૂને ધોક્કો ન પહોંચે! તમારે કે બીજાંઓએ એટલુંજ માત્ર સંભાળવાનું છે, સમજ્યાં મામીસાહેબ?!" કુમાર શિવસિંહજીનાં એ વા-

કર્યો શ્રવણ કરતાંવાર રાણી ચંપાબાઈની ચમત્કારિક સ્થિતિ થઈ રહી. તેણે વિલક્ષણ મુદ્રા કરીને કુમાર શિવસિંહજી પ્રત્યે નિહાળવા માંડયું. તે જાણે ઘણીજ ગભરાઈ ગઈ હોય—એવું કુમાર શિવસિંહજીને તથા અનંતરાય વકીલને લાગ્યું. "મામી, શા માટે આમ ગભરાઓછો! એકાદા નાટય પ્રયોગને નિહાળતાં તેમાંનું, કિંવા એકાદું વાર્તાનું પુસ્તક વાંચતાં તેમાંનું એકાદું પાત્ર, જેમ ક્ષુલ્લક કારણપરથી ભયભિત બની જાય છે, તેમ તમે મને નિહાળી ગભરાઓ છો, તો તે શા માટે?" રાણી ચંપાબાઈ કશું પણ બોલ્યાં નહીં. તેણે માત્ર મુંગામુંગા પોતાનો રૂમાલ લઈ પોતાના પરસેવાવાળા કપાળને સાફ કર્યું અને પછી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો! "કેમ કશું બોલતાં નથી?" કુમાર શિવસિંહજીને રાણી ચંપાબાઈએ જવાબ આપ્યો,—"શું બોલવું? તમે જ્યારે આવી રીતે ગુઢાર્થમાં બોલો છો, ત્યારે તે મારા સરખી અજ્ઞાનના સમજવામાં શી રીતે આવે? તમારા પ્રશ્નનો મેં જવાબ આપ્યો નહીં, તેથી હું "દોષિત" છું, કિંવા મેં તમારા શકનો સ્વિકાર કર્યો, એવું માત્ર માની લેશો નહીં, એટલે થયું!" કુમારશિવસિંહજીએ મૌન્ય ધારણ કરેલું જાણી ચંપાબાઇએ કહ્યું.—"આવા ઉદાસ સ્થળે આવી રહેવાનું પ્રયોજન શું? કહોને. તમારા મનમાં શું છે? શા માટે અહીં આવી રહ્યા?" "મરજી અમારી!" "મરજી!" "હા આ આપણા બાયા ખવાસના સહવાસમાં આવવાનો વિચાર મારા તથા મારા મિત્ર અનંતરાય વકીલના મનમાં ઘણા દહાડા થયાં ઉત્પન્ન થયો હતો; કારણ કે તે બિચારો આનંદી, ભોળો અને વળી પાછો મશ્કરીખોર! એવા ગમતી માણસો અનંતરાયને બહુ પ્રિય લાગે છે; પણ બાયો બહુ ભયંકર છે હો મામી! તેની શક્તિ ઘણી વિલક્ષણ છે! એકાદી વાર તે શું કરી નાખે, તેનો નિયમ નહીં! માત્ર તેના સપાટામાં કોઇ સપડાતું જોઇએ!!" રાણી ચંપાબાઈનો ચેહેરો કેવળ ઉતરી ગયો, ગાલપરની ગુલાબી છટાએ લાગલીજ ફિકાશ પકડી અને ક્ષણમાં તેનો અવાજ બદલાઈ ગયો તથા તેનાં ચક્ષુઓ લાલચોળ બની ગયાં. "કુમાર, મેં તમારો એવો શો અપરાધ કરેલો છે કે તમે મારો છળ કરવા માંડયો છે?" "મારો પ્રિય મિત્ર મોહનલાલ વ્યાસ ગુમ થયો, ત્યારથીજ મારી તથા આ અનંતરાય વકીલની એવીજ કાંઇ ચમત્કારિક સ્થિતિ થઇ રહેલી છે. લોકો પ્રત્યેની અમારી વર્ત્તણુંક પણ તેવીજ

ચમત્કારિક થઈ પડી છે. સર્વ લોકોનો તિરસ્કાર અમોને ઉપજવા લાગ્યો છે. સંશયથી અમારૂં મન વ્યાપ્ત બની રહ્યું છે. જે જે મનુષ્ય નિહાળવામાં આવે છે, તે તે સર્વ અમોને દોષિત જણાય છે!" ગંભિરપણે કુમાર શિવસિંહજીએ એટલું કહ્યું કે તુરત રાણી ચંપાબાઇ બોલી,—"મોહનલાલ વ્યાસ ચીનમાં જવા માટે ગોપુરથી પેથાપુર, પેથાપુરથી મુંબઈ અને મુંબઇથી ચીન ગયાના સમાચાર તેની સાસુએજ આપ્યાં છતાં હજી સંશય? શા ઉપરથી કહો છો કે તે ચીન ગયો નથી? તે ચીન ગયોજ નથી—એમ માનવાને તમોને કયું મજબૂત કારણ મળ્યું છે?" "મામી કૃપા કરી કારણ પૂછશો નહીં! કારણથી અમારે ઠેરઠેર અથડાવું પડે છે અને કારણથીજ તમારે અત્રે લાંબા થવું પડયું હોય તો તે પણ બનવા જોગ છે!" "કુમાર, "બોલ્યું બહાર પડે ને રાંધ્યું વરે પડે!" માટે વિચારીને બોલો. તમે કેમ આમ કેવળ ભ્રમિત બની ગયા છો? કેમ તમારી મતિ મુંજાઇ ગઈ છે?" "મોહનલાલ ગુમ થયા પછી અનંતરાયે મુંબઈનાં અને પેકીનનાં વર્તમાનપત્રોમાં જાહેરખબર આપી છે, તે એવી મતલબથી કે મુંબઇમાં હોય તો તે અમોને પોતાનો વિચાર ચીન જવાનો છે કે નહીં, તે જણાવે; અને ચીનમાં જઇ ચૂકયો હોય તો ત્યાંથી તે પોતાનું ઠેકાણું અને પોતાની હકીકત અમોને લખી જણાવે. તેણે ગઈ સાતમી તારીખે ગોપુર છોડયું. આ મહિના આખરે અમોને કોઇ પણ સ્થળેથી કાંઇ પણ ઉત્તર મળવોજ જોઇએ." "અને ન મળ્યો તો?" "તો ઉપજેલી શંકાને ખરી માનીને જે તજવીજ કરવાની ધારી છે તે કરીશું!" "એનો અર્થ શો?" "શું તમે એમ ધારો છો કે આ બાબતનો શોધ કરવાને હું અને અનંતરાય અશક્ત છીએ? કેમ કહેવાય કે ગોપુરમાંજ મોહનલાલનો નાશ નથી થયો? અમુક જગોએજ તેને ગુપ્ત રાખવામાં આવેલો છે એમ પણ શી રીતે માની શકાય? હું અત્યારે જે ખુરશીપર બેઠો છું તેજ ખુરશીપર બેઠા બેઠા તે બાપડાનું કોઇએ ગળું કાપી નાંખ્યું નહીં હોય, એમ શા ઉપરથી ધારી શકાય? તેના નાશનો શોધ અહિંયાં નહીં લાગે, એમ પણ શી રીતે માની શકાય? આપણે જે દરબારગઢમાં હમેશાં રહીએ છીએ, તેજ દરબારગઢમાં કેવાકેવા વિલક્ષણ ગુપ્ત પ્રકારો બને છે, તેનું કોઇ અનુમાન કરી શકશે શું? જે સ્થળે આદરાતિથ્ય વિશેષ હોય છે, જે સ્થળ પ્રસિદ્ધ રાજમેહેલ કે

દેવમંદિર હોય છે, જ્યાંનાં માણસોને લોકો ઘણા સંભાવિત સમજે છે, એવેજ સ્થળે અને એવાંજ માણસોના હાથથી ઘણાં ઘણાં નિંચ કૃત્યો થયેલાં મારા જાણવા તથા સાંભળવામાં આવેલાં છે! ઉદાહરણ તરીકે કહું તો એકાદા રાજા કે સરદારના શય્યાગૃહમાં, કિંવા રંગમેહેલમાં, કિંવા દિવાનખાનામાં, કિંવા તેના પ્રિય બગિચામાં–એવાં ગમે તે સ્થળમાંજ અતિ ભયંકર, શ્રવણ કરતાંવાર કમકમાટી છૂટે તેવા ગુન્હાઓ બને છે; એટલુંજ નહીં, પણ ગુન્હા બનેલા છતાં "ગુન્હો બન્યો" એવો ઉચ્ચાર કરવાનું કારણ સાંપડતું નથી! એકાદીવાર એમ પણ બને છે કે આપણે, આપણને માલુમ ન હોય તેવી રીતે–જે સ્થળે પુષ્કળ ખૂન થયાં હોય ત્યાં નિર્ભયપણે ફર્યાં કરીએ! વળી એકાદા ખૂની માણસને હસતો બોલતો આપણે નિહાળીએ અને તેનું અપૂર્વ સૌંદર્ય નિહાળી તેની આપણે તારીફ કરીએ, તેવે પ્રસંગે "તેજ માણસ ખૂની છે." એવું શું આપણા મનમાં આવી શકશે?" રાણી ચંપાબાઇએ પોતાને ત્રાસ અને કંટાળો ઉપજ્યો હોય, તેવું બતાવીને કહ્યું,—"આવા ભયંકર વિષયપર બોલવાની તમોને ટેવ પડી હોય એમ લાગે છે! તમોને જો "ડિટેકટિવ પોલીસ અમલદાર" નિમવામાં આવે તો તે કામ બજાવવાની તમારામાં ઘણી સારી યોગ્યતા છે!!" "હા, હા; એ કામ કરવામાં હાલ હું બહુ ખંતીલો બન્યો છું!" "કારણ?" "મામી, મેહેરબાની કરીને કારણ માત્ર પૂછશો નહીં?" "વારૂ કારણ પૂછતી નથી; પણ તમારી જાહેરખબર ઉપરથી જો તમારા એ મોહનલાલનો શોધ ન લાગ્યો તો પછી?" "પછી હું અને અનંતરાય માનીશું કે કોઈએ પોતાના દુષ્ટ આશયરૂપ અગ્નિને તે બાપડાની આહુતી આપી દીધી છે!" "વારૂ, પણ તેટલું માન્યા પછી તમે શું કરવાના હતા?" આ પ્રશ્નથી અનંતરાય વકીલનો પિત્તો ઉછળી આવ્યો. અત્યાર સુધી તો તે મૌન્ય ધારણ કરી બેસી રહ્યો હતો; પણ આ પ્રશ્નની તેનાપર એવી તો ચમત્કારિક અસર થઇ કે તે લાગલોજ આવેશમાં બોલી ઉઠયો,–"મુંબઇના મારા બ્રિચકેન્ડી રોડપરના બંગલામાં મારા મિત્ર મોહનલાલે મૂકેલો સઘળો સામાન તપાસી જોઇશું અને તે ઉપરથી તેના શોધને અનુરૂપ–એવી મદદ મેળવીશું!" રાણી ચંપાબાઇએ હસીને કહ્યું,–"એ મદદ વળી કેવા પ્રકારની? તેના સામાનમાં એવું શું છે કે જેથી તેનો શોધ લાગી શકે?" અનંતરાયે ઉત્તર આપ્યો,–

"કાગળ પત્રો–તેના મિત્રોના પત્રો, તેના પિતાના પત્રો અને તેની સ્ત્રીના પત્રો !" રાણી ચંપાબાઈ વિચારમાં પડીને થોડીવાર પછી બોલી,–"તમે તેની સ્ત્રીના પત્રો કદી પણ જોયેલા છે કે ?" અનંતરાયે કહ્યું, –"નહીં. મેં તેના પત્રો જોયેલા નથી; પરંતુ તેના પત્રોનો મારા મિત્રનો શોધ લાગવા જોગ ઉપયોગ થશે એમ મને લાગે છે. કદાચ કુતરાના પગ બિલાડાને અને બિલાડાના પગ કુતરાને–એના જેવા અક્ષરો જેમ બીજી સ્ત્રીઓ લખે છે, તેમ તેની સ્ત્રી પણ લખતી હશે ! ભલેને ગમે તેવા નઠારા અક્ષર લખતી હોય, તેનું મારે કાંઇ કામ નથી. એ પત્રોથી મારા મિત્રના શોધને મદદ મળે એટલે થયું !" "પણ મામી, તમારા જેવા મોતીના દાણા સરખા અક્ષર લખનારી સ્ત્રી થોડીજ !" કુમાર શિવસિંહજીના એ વાકયથી રાણી ચંપાબાઇ પુનઃ વિચારમાં પડી ગઇ. "મારા અક્ષરોને તમે તો જાણે ઓળખોજ છો, પણ—" થોડી વારે એટલું અધૂરૂં વાકય બોલી પુનઃ થોભી. થોભતાં વાર "પણ શું ?" એમ અનંતરાયે પૂછયું; પરંતુ તેણે કશો જવાબ આપ્યો નહીં. રાણી ચંપાબાઇએ થોડી વાર પછી ઉભાં થઇને કુમાર શિવસિંહજી પ્રત્યે કહ્યું,— "તમોને મારા મેહેલમાં આવવાની મનાઇ કરી, તેથી મને બહુ માઠું લાગે છે, અને એજ કારણસર તમોને અપમાન થયા સરખું લાગ્યું હોય તો તે બાબતની હું ક્ષમા માગું છું. હશે, પણ મેહેરબાની કરી મારા વિષે તમે ખોટું લગાડશો નહીં. મારી તમારા ઉપર હતી તેવીજ માયા છે ! વારૂ, ત્યારે રજા લઉં છું; પણ જતાં પેહેલાં હું જે કહું છું તે તરફ લક્ષ આપો. આવે સ્થળે તમારા સરખા રાજકુમારે રહેવું ઘટિત નથી." "મામી, મારાથી કંઇ વધારે પડતું બોલી જવાયું હોય તો ક્ષમા કરશો." કુમારશ્રી તરફથી એટલું બોલવું થતાં વાર રાણી ચંપાબાઈ ત્યાંથી ચાલી નિકળ્યાં. "કેમ મિત્ર, અપ્રત્યક્ષ બાબતો પણ કેવો સબળ પુરાવો મેળવી આપે છે ! અત્યારે તેના સંભાષણથી કેટલું જાણવાનું બની આવ્યું ! મહાધૂર્ત્ત !" "ખાત્રી થઇ કે તેજ અપરાધી છે; પણ હજી આપણે ઉતાવળા થવું નહીં જોઇએ." "ઠીક ત્યારે, પુરાવા રૂપ સાંકળ નિરનિરાળી બાબતરૂપ કડીઓ એકત્ર કરી, પછી અકેકમાં પરોવી, તૈયાર કરવાનો જે આપણો યત્ન છે તે હજી જેમનો તેમ ચાલુ રાખો. તૈયાર થયા પછી તે સાંકળ લાંગલીજ તેના ગળામાં નાંખી દઇશું !!"

# પ્રકરણ અઢારમું.

## " કેવળ નિર્દોષ !"

" છે શક સાહસનું પરિણામ બહુ સંતાપ થશેજ થકી તે;
નિર્દોષ પ્રિયા પૂરી આપ નિહાળી દટાય દુઃખે પછી નાથ નકી તે."
( ભૂપતરાય. )

પ્રભુ કૃપાથી મણિગવરી બચી ગઇ. ત્રીજે દિવસે તેને આરામ થયો. મણિશંકર માસ્તર, બેહેચરલાલ વકીલ અને મણિશંકરનાં વૃદ્ધ કાકીને પણ હવે જંપ વળ્યો. મણિગવરીની માસી જમનાબાઇ તથા મણિગવરીના મામા કેશવલાલ અને જીવરામ શાસ્ત્રી વેહેમાઇને પોતાના ભાણેજજમાઇ ( મણિશંકર માસ્તર ) પ્રત્યે તિરસ્કાર બતાવવા લાગ્યાં અને પોતાની ભાણેજને,–"શું થયું ? કેમ થયું ? સાચું કહે !" એમ પૂછગાછ કરી કરીને પજવવા લાગ્યાં. મણિશંકર માસ્તર લજ્જાથી મ્હોં સંતાડવા અને પરિતાપથી બળી મરવા લાગ્યો. મણિગવરી એકાંતમાં પોતાના સ્વામિ પ્રત્યે,–" નાથ હું કેવળ નિર્દોષ છું !" એટલું કહી તેને પ્રેમાલિંગન આપતી હતી અને મણિશંકર માસ્તર કશો પણ ઉત્તર નહીં આપતાં વિલું વદન કરીને ચક્ષુથી અશ્રુ ઢાળતો હતો. આજે પ્રભાતમાં આવીને બેહેચરલાલ વકીલે મણિશંકરને કહ્યું,–" મિત્ર, મારૂં હૃદય મને વારંવાર અચરતીથી પૂછે છે કે સુશિક્ષિત, સુજ્ઞ અને વળી અપૂર્વ પ્રેમબંધન છતાં આવો પ્રકાર તારા હાથથી કેમ બન્યો ?" " થવા કાળ!" એટલું બોલી, દીર્ઘ નિશ્વાસ નાંખીને મણિશંકરે આગળ બોલવા માંડયું–" નાગેશ્વર નામનો પુરાણી મેંદરડામાં આવ્યો. તેણે ઓઢેલી શાલ ઓળખવામાં આવવાથી તે વિષે મેં પૂછગાછ કરી. તેણે–મારી સ્ત્રી લાલભાઇ શેઠ સાથે આડો વ્યવહાર ચલાવે છે અને મારી સ્ત્રી કનેથીજ લાલભાઈએ શાલ, સાડી અને ચોળી, અપાવેલી છે–એમ કહીને સાડી અને ચોળી બતાવ્યાં અને તેથી મારા મનપર બહુજ માઠી અસર થઇ. અનાચાર નજરે નિહાળી પછીથી સાસન આપવાના ઇરાદાથી હું પુરાણી સાથે અહીં આવ્યો. વીશીમાં ઉતર્યો અને રાત્રીએ પુરાણી મને લાલભાઇ શેઠને બંગલે લઇ ગયો. ત્યાં મારી

સ્ત્રી સાથે, મારા સંબંધની–પુરાણીએ મને જે હકીકત કહી હતી–તે હકીકતનેજ અનુસરતી વાતચિત્ત લાલભાઇ શેઠ કરતો હતો, તે મારા સાંભળવામાં આવી, ક્રોધાવેશમાં હું શુદ્ધિવિહિન બની ગયો, અને તે દહાડાની આખી રાત અને ત્યાર પછીનો આખો દહાડો એવીજ હાલતમાં ગુજારી સાયંકાળે ઘેર આવી મારી સ્ત્રીને મેં વિષ આપ્યું ! ! તમે તેને " નિર્દોષ " કહો છો અને તે " નિર્દોષ "જ છે, એમ માનવાને કારણો પણ મળેછે; પરંતુ—" " શું તારા મનનો સંશય હજી દૂર થયો નથી ? " એહેચરલાલ વકીલે પોતાના મિત્રને બોલતો અટકાવીને કહ્યું,–" દુષ્ટ લાલભાઇ શેઠેજ મણિગવરીને ભ્રષ્ટ કરવાના હેતુથી છળકપટ આદર્યું હતું. એ નરાધમે આ શેહેરની અંદર કાળાં કર્મ કરવામાં આડોઆંક વાળ્યો છે ! લોકોની પુષ્કળ વહુ દિકરીઓને લાલચથી, છેતરપીંડીથી અને કૂડકપટથી અનીતિને રસ્તે દોરેલી છે ! એ કૂલાંગારે પિતાની પુંજીના ફનાફાતિયા અને ઇજતના કાંકરા કરી નાંખ્યા છે! મણિગવરીપર તેં વૃથા દોષ મૂકયો, વૃથા દોષ મૂકીને એ મહાપતિવ્રતાનો જીવ લેવા માટે ઝેર આપ્યું ! મણિશંકર, માત્ર સંશયથીજ આવું ઘોર સાહસ કરવું જોઇતું નહોતું. તું આવો વિચારવંત અને શાંત સ્વભાવનો છતાં તારા ડહાપણનો એમ કેમ એકાએક નાશ થયો ? દુષ્ટની કપટ યુક્તિમાં કેમ ફસાઇ પડયો ? મણિગવરી કેવળ નિર્દોષ છે. લાલભાઈ શેઠ તથા તેના મિત્ર કામનાથના નફ્ટ પરાક્રમથીજ તારે તથા મણિગવરીને આટલું સોસવું પડયું છે. આ મેહેલામાં ટપાલના કાગળો વહેંચનાર સિપાઇ ઉપર થોડા દહાડાપર એક ગૃહસ્થે ફરિયાદ માંડી હતી. હું ફરિયાદી તરફનો વકીલ હતો. પોસ્ટના સિપાઇના ઘરની ઝડતી લેવામાં આવતાં કેટલાક હાથ લાગેલા પત્રો કોર્ટમાં રજુ કરવામાં આવ્યા હતા. એ પત્રોમાં મેં અને મણિગવરીએ તારા ઉપર લખેલા પત્રો, તથા તેં મારા અને મણિગવરીના ઉપર લખેલા પત્રો પણ હતા. મેં એ સિપાઇની જુબાની લેવરાવતી વખત આ પત્રો વિષે પણ પ્રશ્નો પૂછ્યા અને તેથી તેણે લખાવ્યું છે કે,—" લાલભાઈ શેઠના કહેવાથી એ કાગળો પોસ્ટમાંથી મેં ચોરી લીધા હતા. " આ ઉપરથી લાલભાઈપર ફરિયાદ માંડવાનો મારો વિચાર થઇ ગયો હતો; પરંતુ એ સિપાઇને લાલભાઇએ પોસ્ટમાંથી પત્રો કહાડી લેવાનું કહ્યા વિષેનો પુરાવો મળી શકયો નહીં, તેથી એ દુષ્ટને નિરૂપાયે જવા દેવો પડયો. પોસ્ટના સિપાઈ કનેથી

હાથ લાગેલા પત્રો, તને વંચાવવા માટે લાવ્યોછું. તે વાંચવાથી, તે દુષ્ટની કપટ યુક્તિઓ તારા સમજવામાં આવતાં વાર, "મણિગવરી નિર્દોષ છે." એવી તારા મનની ખાત્રી યથાર્થપણે થયા વિના રહેશે નહીં." બેહેચરલાલ વકીલે પોતાના ખિસ્સામાંથી કેટલાક પત્રો કહાડીને મણિશંકર માસ્તરના હાથમાં મૂકયા. મણિશંકર અકેક પત્ર વાંચવા લાગ્યો, અકેક પત્ર વાંચતાં વાર તેની મુખમુદ્રા તેના મનની સ્થિતિમાં થતાં વિલક્ષણ ફેરફારનું ચમત્કારિક રીતે નિરૂપણ કરવા લાગી. અકેક પત્ર પૂરો વાંચ્યા પછી,–"હા, નિર્દોષ, કેવળ નિર્દોષ!" એમ બોલીને મણિશંકર પોતે કરેલા ખૂરા સાહસના પશ્ચાતાપથી રડવા લાગ્યો. મણિગવરીના અકેક પત્રે તેનાપર એવી તો અસર કરી કે તે પોતે "એ નિર્દોષ અને હું બુદ્ધિભ્રષ્ટ!" એમ વારંવાર બોલીને તે અકેક પત્રનું ચુંબન લઇ નાનાપ્રકારની પરિતાપ યુક્ત પણ પ્રેમ ભરેલી ઘેલચ્છા કહાડવા લાગ્યો. મણિગવરીએ જે પત્રમાં શાલ, સાડી અને ચોળીની હકીકત લખેલી હતી તે પત્ર તો તેણે ત્રણ વખત વાંચ્યો, વાંચીને વારંવાર તે વિચારમાં પડયો અને છેવટે એકદમ આવેશમાં આવીને તે બોલી ઉઠયો,–"એ દુષ્ટને તથા તેના દુષ્ટ કર્મમાં સામેલ થનારને નિર્વિલંબે ઠાર મારવાં ઘટે છે! એ દુષ્ટે કુભાંડ રચીને, મારી પ્રિય પત્નિ કેવળ નિરપરાધી, નિષ્કલંક અને પતિવ્રતા છતાં મારા હાથથીજ તેનો નાશ કરાવવો ધાર્યો હતો! કેટલો હું પાપી! કેટલો હું અવિચારી! કેટલો હું ઘોરકર્મી! પ્રિયે, જો પ્રભુએ તને બચાવી લીધી ન હોત, તો આજે તારા પર આંસુ ગાળવા તારૂં પ્રેત પણ રહેવા પામ્યું ન હોત!" એ છેવટના પત્રથી મણિશંકરના મનપર બહુ માઠી અસર થઇ. તેના ચક્ષુઓમાંથી ચોધારાં આંસુઓ ચાલી નિકળ્યાં, તેના હાથમાંથી તે પત્ર એકદમ નિચે સરી ગયો, તે નિચેષ્ટિત બનીને ધરણીપર ઢળી પડયો અને તેના મ્હોંપર ફીણ આવી રહ્યાં! આવા દુઃખદાયક પ્રકારથી તેના વકીલ મિત્ર બેહેચરલાલને પણ બહુજ દુઃખ ઉપજ્યું. તેણે મણિશંકરને કરવા જોઇતા ઉપચાર કરીને સાવધ બનાવ્યો, અને સાવધ થયા પછી કહ્યું,–"ભાઈ, ગમે તેટલો શોક કરવાથી થયું કાંઇ મિથ્યા થનાર નથી! મણિગવરી જીવતી રહેવા પામી, એ કાંઈ પ્રભુની ઓછી કૃપા નથી, અને તેથી

ગુજરેલા પ્રસંગને વિસરી જઇ, તે વડે મળતા બોધને લક્ષમાં રાખી મનનું સમાધાન કરી લેવું ઘટે છે." "મનનું સમાધાન તો, એ દુષ્ટ લાલભાઇને તથા એ દુષ્ટના નિચ કૃત્યમાં સામેલ થનારાંઓને ભુંડી રીતે રહેંસી માર્યાં પછીજ તો !!" ક્રોધાતુર મણિશંકરે એ વેળાએ તે કરતાં વિશેષ કશું કહ્યું નહીં. શાલ, સાડો, અને ચોળીની હકીકતવાળા જે પત્રથી મણીશંકરના મનમાં મણિગવરી વિષે પ્રેમ, વિષ આપવાના કરેલા સાહસ વિષે પશ્ચાતાપ, અને કુડકપટથી મણિગવરીને અનાચારમાં ફસાવવાની વેતરણ ચલાવનારાઓ વિષે ક્રોધ ઉપજ્યો, તે પત્રથી પ્રિય વાંચનારાઓને શું અજ્ઞાન રાખવા જોઇએ? એ પત્રમાં મણિવગરીએ લખ્યું હતું કે,—"શિરછત્ર, પ્રાણાધાર, પ્રાણપ્રિય, પ્રાણનાથ! વિયોગ દુઃખમાં ઝુરી મરતી આપની લાડકી દાસીની આવીજ રીતે સંભાળ લેશો! પુષ્કળ વખત વિત્યા છતાં આપના તરફથી પત્ર આવ્યો નહીં. "આજ આવશે, કાલ આવશે!" એમ આશાએ ને આશાએ કેટલા દહાડા કહાડવા? આપના પત્ર માટે પ્રભુ પ્રાર્થના કરતાં કરતાં કંઠે શોષ પડયો! અહીં હતા ત્યારે માત્ર ઘડિ બેઘડિ દૃષ્ટિથી દૂર થતા તો મારી કેવી સ્થિતિ થતી, તે આપ જાણો છો અને તેમ છતાં, પ્રત્યક્ષ મિલાપની વાર્ત્તા તો વેગળી રહી, પરંતુ બે મહિનાના અંતરમાં કુશળતાનો પત્ર નહીં હોવાથી મારી કેવી દુર્દશા થઈ હશે, તેનો આપજ વિચાર કરો! આપના વિયોગે મને અહિં બિલકુલ ચેન પડતું નથી. કાંતો આપ કૃપા કરીને થોડા દહાડાની રજા લઈ અત્રે પધારી મને ત્યાં લઈ જાઓ અને તેમ નહીં તો કોઇ સારી સોબત જોઇને ત્યાં આવવાની મને પરવાનગી આપો, જો અત્રે આવવાની આપને રજા મળે તેમ ન હોય, અને મને ત્યાં આવવાની પરવાનગી પણ આપી શકાય તેમ ન હોય, તો પછી એવી સર્વકાળ આપણ બન્નેને વિયોગ દુઃખ આપનારી નોકરી શા અર્થની? ઇશ્વર કૃપાથી ગમે ત્યાં બીજી યોગ્ય નોકરી મળ્યા વિના રહેશે નહીં અને કદાચ નહીં મળે તો ઘરમાં રહીને પણ ગરીબાઈથી આપણો નિર્વાહ ચલાવી શકાશે. આપનો પત્ર કેમ આવતો નથી? તે વિષે સેંકડોવાર વિચારમાં પડું છું પણ પત્ર નહીં આવવાનું એક પણ કારણ લક્ષમાં આવતું નથી. મારાપરની પ્રીતિ કમી થઈ હશે, પ્રીતિને અન્ય સ્થળ મળ્યું હશે, મને સમૂળગા વિસરી ગયા હશે, એવી કલ્પના સ્વપ્નમાં પણ

આવવા પામે તેમ નથી; કારણ કે આપની સાચી, અચળ, અને અપૂર્વ પ્રીતિથી હું કાંઇ અજાણી નથી. એક પત્ર કદાચ ગેરવલ્લે જાય, બે પત્ર કદાચ ગેરવલ્લે જાય, પણ આજ સુધીમાં જે આઠ દસ પત્રો મેં આપને લખેલા–તે સઘળાજ ગેરવલ્લે ગયા હશે એમ શી રીતે માની શકાય? વલ્લભભાઈજીએ લખેલા પત્રોનો પણ આપના તરફથી ઉત્તર મળેલો જણાતો નથી. પત્રો પહોંચ્યા છતાં આપ પ્રત્યુત્તર લખો નહીં, એ પણ માનવા જોગ નથી, અને તેમ હોવાથી મને આપના વિષે અત્યંત ચિંતા થાય છે. કશી ગમ પડતી નથી, ખાવું પીવું સુઝતું નથી, અને અધૂરામાં પૂરૂં રડયાં દુષ્ટ માનવિયો પણ દુઃખ આપે છે. એક ધૂતારી ડોસી આપની પાસેથી આવ્યાનું બહાનું કરીને મારી કને આવી હતી. તેની હકીકત અગાઉના પત્રમાં મેં આપને નિવેદન કરેલી છે. ત્યાર પછી ગોમતી નામની એક બાઈ કે જે કોઇ કોઈવાર આપણા ઘરનું કામકાજ કરવા આવતી હતી, તેણે એક દહાડો મારી કને આવીને તેના ભાઇની વહુનો ખોળો ભરવાનો હોવાથી મારાં લુગડાં માગ્યાં. હું તે આપતી નહોતી, પણ તે એટલી તો કરગરી પડી કે તેની મને દયા ઉપજ્યા વિના રહી નહીં અને તેથી મેં તેને શાલ, સાડી અને ચોળી–એ રીતે ત્રણ લુગડાં આપ્યાં. બીજે દહાડે એ બાઇએ મારી કને આવીને એ લુગડાં ચોરાઇ ગયાનું જણાવ્યું. તે વેળાએ તેને તે આપ્યા વિષે મને બહુજ પશ્ચાતાપ થયો મેં તેની કિંમત ભરી આપવાનું જણાવ્યાથી તેણે તે ત્રણે લુગડાંના લાગલાજ બ્યાસી રૂપિયા મને લાવી આપ્યા. આપની પરવાનગી શિવાય એવા પ્રકારની ભાંજગડમાં હું પડી, એ મારી મોટી ભૂલ થઇ અને તે માટે આપની ક્ષમા માગું છું. હવે પછી એવી ભાંજગડમાં હું કદી પણ પડીશ નહીં. પ્રાણનાથ, પત્રનો ઉત્તર જરૂર લખશો, એમ કેટલી વાર વિનતિ કરૂં! જો હું આપને વહાલી હોઇશ તો આ પત્રનો ઉત્તર તાબડતોબ મને મળ્યા વિના રહેશે નહીં. ત્યાં પહોંચ્યા વિષેનો આપનો પ્રથમનો પત્ર તો વારંવાર વાંચવાથી તથા તેને વારંવાર ચુંબન લેવાથી તે જીર્ણ થઇ ગયો! વિશેષ શું લખું પ્રાણનાથ! લી. આપની લાડકી વિયોગ દુખિતા મણી."

સર્વ પત્રો મણિશંકર વાંચી રહ્યો, એટલે બેહેચરલાલ વકીલે કહ્યું,– "હજી પણ મણિગવરીના નિર્દોષપણા વિષે તારી વિશેષ ખાતરી મારે કરી

આપવી છે. પેલે દહાડે રાત્રીએ મણિગવરી સાથે લાલભાઈ શેઠને વાતચિત્ત કરતો તેં સાંભળ્યો હતો, એમ તું કહે છે; પણ તે દહાડે તો રાત્રીના અગિયાર વાગતા સુધી તે મારે ત્યાં હતી. પોસ્ટનો સિપાઈ તો તુરંગાબાદની સહેલ કરવા ગયો છે, અને તેણેજ લાલભાઇની શિખવણીથી પત્રો ચોરી લીધાની તારી ખાતરી થઇ ચૂકી છે; પણ હમણાંજ તું મારી સાથે ચાલ. પેલી ગોમતીએ શાલ, સાડી અને ચોળીની શી વ્યવસ્થા કરી, તેનો તેને ઘેર જઇને આપણે તપાસ કરીએ." ત્યાર પછી બન્ને મિત્રો ગોમતીને ઘેર જઇ પહોંચ્યા. ત્યાં જઈને બેહેચરલાલ વકીલ સાક્ષાત જમદગ્નિના અવતાર સરખું સ્વરૂપ કરીને ગોમતી પ્રત્યે બોલ્યો,—"રાંડ અવદશા! હવે તારા પાપનો ઘડો ફૂટવા આવ્યો છે! આ મણિશંકર માસ્તરની વહુ કનેથી કેટલાક દહાડા પેહેલાં શાલ, સાડી અને ચોળી—એ ત્રણ વસ્ત્રો તું તારા ભાઇની વહુનો ખોળો ભરવાનું બહાનું કહાડી લઇ આવેલી હતી અને પછી તે વસ્ત્રો ચોરાઇ ગયાનું જણાવી તેં તેની કિંમત ભરી આપી હતી; પરંતુ તપાસ કરતાં અમારી ખાતરી થઇ છે કે તે વસ્ત્રો ચોરાયાં નથી; પણ તે તેં અમુક માણસને આપેલાં છે; માટે જે સાચી હકીકત હોય તે કહી દે, નહીંતર ઠગાઇની ફરિયાદ થવાથી તારે વગર ભાડાની કોટડીમાં જવું પડશે, સમજી?" "મને માફ કરો. મારા હાથથી મોટો અપરાધ થયો છે!" ગોમતીએ થરથર ધ્રુજતાં ધ્રુજતાં જવાબ આપ્યો,—"લાલભાઈ શેઠ અને તેના ભાઇબંધ કામનાથને તમે ઓળખો છો. તેણે મને લાલચમાં નાખીને એ લુગડાં મણિગવરી કનેથી લાવી આપવાનું કહેલું હતું,—તે ઉપરથી મેં લાવી આપ્યાં હતાં; અને તેની કીંમત પણ તેમની કનેથી લઇને મેં મણિગવરીને આપેલી હતી." "એ લુગડાં તેં લાલભાઇને આપ્યાં પછી તેણે તેનું શું કર્યું?" બેહેચરલાલ વકીલને ગોમતીએ ઉત્તર આપ્યો,—"મણિગવરીને વશ કરવા માટે લાલભાઇએ તથા કામનાથે ઘણા ઘણા ઉપાયો કર્યા હતા. પ્રથમ તેણે એક ડોસીને મણિગવરી કને મોકલાવેલી હતી. એ ડોસીએ "તારો ધણી તો ત્યાં બીજી સ્ત્રીની સાથે મોજ માણે છે અને તેથી તારે પણ તારા સુખને માટે પોતાને યોગ્ય—એવો શોધી લેવો જોઈએ!" એમ સમજાવવામાં મણા રાખી નહોતી, પરંતુ જ્યારે તેમાં પણ તેમનું કંઇ વળ્યું નહીં, ત્યારે તેની કનેથી મારી મારફતે તેનાં લુગડાં લઇ તેઓએ ના-

ઐશ્વર નામના એક અંજાણ્યા પુરાણીને તેના ધણી કને મોકલાવ્યો. એમ કરવામાં તેઓની મતલબ એવી હતી કે પુરાણી તે કપડાં તેના ધણીને બતાવીને "તે જારિણી છે, લાલભાઇ શેઠ સાથે ચાલે છે, અને લાલભાઇ શેઠેજ તેની કનેથી તે કપડાં મને અપાવ્યાં છે." એમ કહે, તો તેથી તેનો ધણી ક્રોધમાં આવીને તેને ઘરમાંથી કહાડી મૂકે, અને તે ઘરમાંથી નિકળી એટલે તેને વશ કરવી એ કાંઈ કઠિણ કામ નથી; કારણ કે તેને વ્યભિચારી સમજીને તેની માસી તથા તેના મામાઓ આશ્રય આપશે નહીં, અને તેના બાપના ઘરમાં તો તેનાથી પગ પણ મૂકાય તેમ નથી. આ શિવાય બીજી હકીકત મારા જાણવામાં નથી. વકીલ સાહેબ, અમારી બહુ ગરીબાઈ—અન્ન અને દાંતને વેર, તેથી પૈસાની લાલચે તેવું કામ કરવું પડયું છે. મને માફ કરો!" "પેલી રાંડ ડોસી અને પુરાણી ક્યાં રહે છે?" બેહેચરલાલ વકીલના પ્રશ્નનો ઉત્તર આપતાં, ગોમતીએ જણાવ્યું,—"એ ડોસીને એવાં કોહાં કરી આપવા માટે લાલભાઇશેઠ જાથુકનો પગાર આપે છે અને તે વડોદરેથી આઠ દસ મહિના થયાંજ અત્રે આવી રહેલી છે. પ્રથમ તે સોનીફળિયામાં રહેતી હતી પણ હાલ લાલભાઇ શેઠની વાડીમાંજ રહે છે. પુરાણી કાંઈ અહીંનો રહેવાશી નથી, પણ કામનાથનો સગો હોવાથી તે અહીં આવેલો, ત્યારે લાલભાઈશેઠે તેને ઠીક પૈસો આપ્યો હતો. કામનાથે લાલભાઇશેઠને એવા કુછંદમાં પાડીને તેના ધનથી પોતાનું ઘર ભરી કહાડયું છે અને પુરાણીને તેમાં સામેલ કરી તેને પણ ન્યાલ કરવાની તદબીર લગાવી છે!" "આ વેળાએ તો તને અમે જતી કરીએ છીએ; પરંતુ એવું નઠોર કર્મ કોઇના સંબંધમાં પણ હવે પછી કરીશ નહીં. નિચ કર્મ વડે મેળવેલું અધમ ધન દારૂણ દુઃખનું કારણ થઇપડે છે અને તેથી મેહેનત મજુરી કરીને ચરિતાર્થ ચલાવવામાં જેટલું સુખ છે, તેટલું સુખ એ અધમ ધનથી નથી, એમ માનવું જોઇએ. પાપ કોઈનાથી પણ જીરવી શકાતું નથી અને તેથી પ્રત્યેક મનુષ્યે ઈશ્વરથી ડરીને સદાચરણથી ચાલવું જોઇએ." બેહેચરલાલ વકીલે ગોમતીને બોધવચનો કહી પોતાના મિત્ર સાથે ત્યાંથી રસ્તો લીધો. ગોમતીની હકીકતથી મણિશંકરના ક્રોધાગ્નિનો પાર રહ્યો નહીં, તે તેજ સ્થળે ગોમતીને માર્યા વિના મૂકત નહીં; પરંતુ તેના વકીલમિત્રે તેને ઇશારત કરી તેમ કરતો અટકાવ્યો હતો. રસ્તે

ચાલતાં,—" હવે તમે ઘેર જાઓ, વિશેષ તપાસ કરીને સાયંકાળે હું મળીશ." બેહેચરલાલ વકીલે એટલું કહ્યા પછી તે બંને મિત્રો એકેકથી છૂટા પડયા. ચોથા દહાડાપર રાત્રીએ લાલભાઇ શેઠના બંગલામાં કોણ કોણ હતું ? તે વિષે શોધ ચલાવતાં એક યમુના નામની વેશ્યા હોવાના ખબર મળ્યા. સાયંકાળે માણસ મોકલાવી એ વેસ્યાને બેહેચરલાલે મણિશંકરને ઘેર બોલાવી. મણિશંકરને જોડના ઓરડામાં બેસવાનું કહી પોતે વેશ્યા સાથે વાતચિત્ત કરવા લાગ્યો. એ વાતચિત્તને અંગે વેશ્યાને તેણે નાના પ્રકારની લાલચ બતાવીને છેવટે કહ્યું,—"આજથી ચોથે દહાડે લાલભાઇશેઠને ત્યાં ખુબ ગમત ચાલી રહી હતી ખરૂં !" "શાની ગમત ! જાણે નાટકનો વેશ આવ્યો હોય તેમ પોતે કાંઈ બડબડતો હતો અને પેલા કામનાથે મને જેમ શિખવી રાખ્યું હતું, તેમ હું પણ હળવે-ધીમે અવાજે બોલતી હતી !" "પણ એમ બોલવાનો તાત્પર્ય શો હતો ?" "કોઈ એક સુંદર સ્ત્રી હતી. તેની સાથે કોઈ એક પુરૂષનો સ્નેહ બંધાયો હતો. તે પુરૂષે તે સ્ત્રીનાં કેટલાંક કપડાં કોઇને આપી દીધેલાં હોવાથી, એ પુરૂષે નવાં ખરીદી આપવાનું કબુલ કર્યું હતું: પણ કબુલત મુજબ જલદીથી તે કપડાં તેણે આણી આપ્યાં નહીં, તેથી તે સ્ત્રી રૂસણું લઇ બેઠી હતી, અને તે પુરૂષ તેને મનાવતો હતો. આવો વેશ ભજવવામાં તે પુરૂષનું બોલવું લાલભાઈ બોલ્યો હતો, અને તે સ્ત્રીનું બોલવું હું બોલી હતી." "પણ એ સ્ત્રીનું, તેના ધણીનું કિંવા તેના યારનું નામ તારા જાણવામાં આવ્યું હતું ?" "તે સ્ત્રીનું નામ મણિ અને તેના ધણીનું નામ મણિશંકર એમ સમજવામાં આવ્યું હતું." "પણ એવો વેશ ભજવવાનો તેમનો શો હેતુ હશે?" " હું કંઇ જાણતી નથી, મને તો તેણે જે પ્રમાણે શિખવ્યું હતું તે પ્રમાણે હું ત્યાં બોલી હતી. હું જ્યારે તે દહાડે ત્યાં ગઇ ત્યારે,— "એ અહીં આવ્યો છે, તેને હવે હું સ્ટેશનપરથી તેડી લાવું છું, એ સાંભળી શકે એમ અંદર તમે મોટે મોટેથી વાતચિત્ત કરજ્યો.' એટલું લાલભાઇને કહી કોઇ નાગેશ્વર નામનો બ્રાહ્મણ ત્યાંથી ચાલી ગયો હતો. એ શિવાય હું કશું પણ જાણતી નથી." વકીલ બેહેચલાલ તથા વેશ્યા વચ્ચે એટલી વાતચિત્ત થયા પછી પાંચ રૂપિયા આપીને લાગલીજ વેશ્યાને ત્યાંથી વિદાય કરવામાં આવી.

તે દિવસે મણિશંકરે ગોમતીને ઘેરથી આવ્યા બાદ પુષ્કળ વખત પોતાના

ઘરમાં એકલા બેસીને વિચાર કર્યો. મણિગવરી કેવળ નિર્દોષ છે એવી તેના હૃદયની ખાતરી થઇ ચૂકી. પૂર્વે મણિગવરીનાં દુષ્કૃત્ય વિષે અને તેના બેઇમાનીપણા વિષેના ત્રાસથી તેનું અંતઃકરણ ભરપૂર બની ગયું હતું, તે અત્યારે કેવળ નિર્મળ બની ગયું. તેના મનમાંથી ત્રાસ અને કુકલ્પનાનો કેવળ નાશ થઇ ગયો; પરંતુ મણિગવરી પૂર્ણ પતિવ્રતા ને પવિત્ર છતાં પોતે અવિચાર્યું સાહસ કરી નિર્દયપણે તેનો પ્રાણ લેવાની યોજના યોજી, નિર્દોષ મણિગવરી પર પોતે અયોગ્ય આળ મૂકયું, એવા વિચારના યોગે તેના મનને અસાધારણ દુઃખ ઉપજ્યા વિના રહ્યું નહીં. દુઃખથી તેનું મસ્તક તપી ગયું. તેનાં નેત્રો આરકત બની ગયાં. સ્ફુરણ આવવાથી તેનું શરીર ચમત્કારિક થઈ રહ્યું, તેમાં વળી વેસ્યા અને વકીલ વચ્ચેની વાતચિત્ત શ્રવણ કર્યા પછી તો તેના મનનું દુઃખ એકાએક ‍મી થઇને, તેમાં લાલભાઇશેઠ, કામનાથ, અને પુરાણી વગેરે જે દુષ્ટોએ પોતાની નિર્દોષ પ્રિયપત્નિ વિષે કપટથી પોતાના મનમાં ખોટું ભરાવી દઈ, તેનો નાશ કરવા પોતાને ઉદ્યુક્ત કર્યો, તે દુષ્ટોપર બહુજ ક્રોધ ઉપજ્યો. આવી હાલતમાં ત્યાં આવીને તેનો વકીલ મિત્ર નિહાળે છે તો,–વીરાસન વાળીને બેઠેલો, ક્રોધથી જેના મસ્તકની રગો ફૂલી ગયેલી છે તેવો, જેની મુદ્રા કેવળ ઉગ્ર બની રહેલી છે અને જેનાં લાલચોળ ચક્ષુમાંથી અગ્નિ ઝરશે કે શું, એ એવો ભાસ થઇ રહેલો છે તેવો—વિલક્ષણ અને વિક્રાળ થઇ રહેલો, મણિશંકર દૃષ્ટિગોચર થયો! "પ્રિય મિત્ર, જરા શાન્ત થા; નહીંતર પિત્ત ચઢવાથી વળી કાંઈ અનર્થ થશે!" એટલું બોલીને બેહેચરલાલ વકીલે સામેના કબાટ પર પડેલી ગુલાબદાની લઇને તેના મસ્તકપર પુષ્કળ ગુલાબજળ છાંટયું. પછી એ શિતળ ઉપચારથી જરા શાન્ત થઇને મણિશંકરે કહ્યું,–"હવે પિત્ત ચઢીને માથું ફરી જાય તો પણ ચિંતા નથી. માથું ફરવામાં હવે શી મણા રહી છે! હું કેટલો નરાધમ! જે અમૃતવલ્લી વડે શાન્તિ, સમાધાની અને આનંદ મને પ્રાપ્ત થતો હતો, તેનેજ મૂળમાંથી કાપી નાંખવાનો મેં યત્ન કર્યો! હું કેટલો અવિચારી! જે વેહેળા વડે સુખનો લોઢ વહીને મારા તરફ વેગથી આવતો હતો, તે ઝરાને સૂકો કેવળ કાંકરા ઉડતો કરી નાંખવાને હું તૈયાર થઈ ગયો! જે હું તે રમ્યસ્થાનમાં વસીને સુખદ પ્રેમનું નિરાંતે પાન કરતો હતો, તેજ હું મારા

મૂર્ખત્વથી સ્થાનભ્રષ્ટ થવાની અણીપર જઈ પહોંચ્યો ! પોતાની અદ્વિતિય કાંતિથી મારા નેત્રને આનંદ આપનારી ચંદ્રિકાનો, મધુર સ્વરથી મારા કર્ણને તોષિત કરનારી કોકિલાનો, સુગંધથી મારી ઘ્રાણેંદ્રિને તૃપ્ત કરનારી સુગંધલતિકાનો, સ્પર્શથી સ્પર્શેંદ્રિને તથા મનને આનંદ સમુદ્રમાં નિમગ્ન કરનારી નવનિત કોમલાંગીનો અને પોતાના ચાતુર્યયુકત ભાષણથી મારા અંતઃકરણને હરનારી વાગ્દેવીનો હું અવિચારી કેવળ કૃતઘ્ન બનીને નાશ કરવા યત્નવાન્ થયો ! ધિઃક્કાર છે મને !! " "મિત્ર, મારૂં જરા સાંભળ !" બેહેચરલાલ વકીલે બોલવા માંડયું,—" તારો દોષ એટલોજ છે કે તેં વિશેષ ચોકસી કર્યાવિના ઉતાવળે સંશયના આધારે તારી નિર્દોષ ધર્મપત્નિને દુરાચારી સમજી તેનો નાશ કરવા વિષપ્રયોગ કર્યો; પરંતુ તને તથા નિ-ર્દોષ મણિગવરીને એવી ભયંકર સ્થિતિપર પહોંચાડનાર તો એ દુષ્ટ લાલભાઇ તથા તેના દુરાચરણમાં સામેલ થનારાં કાળાં કામનાં કરનારાં–દુષ્ટ માનવિયો છે; દુષ્ટ લાલભાઇની કેવી એ વિષયવાસના ! અને તે તૃપ્ત ક-રવા માટે કેવાં તેનાં દુષ્ટ કૃત્યો ! એ નરાધમે પોતાની વિષયવાસના તૃપ્ત કરવા માટે કેટલાં લોકોના સંસારનું સત્યાનાશ વળ્યું હશે ! કેટલી સ્ત્રીઓની પાછળ પડી, તેને ફસાવી તેના ઘરમાંથી કહડાવી, વેસ્યા બનાવી, આખરે ધૂળ ફાકતી અને ભિક્ષા માગતી કરી દીધી હશે ! કેટલી સ્ત્રીઓના પતિ-ઓના–તેઓ પોતાના નિચ કૃત્યને પ્રતિબંધક–તેથી તેણે પ્રાણ લીધા હશે! દુરાચરણને અંગે અનેક પ્રકારની કેટલી કપટ યુકિતઓને અમલમાં મૂકી હશે !" મણિશંકર માસ્તરે પોતાના મિત્રને બોલતો અટકાવીને કહ્યું,—"મિ-ત્ર, નકી સમજવું કે પાપી મનુષ્યોનાં પાપ કર્મો જ્યાં સુધી યોગ્ય શિક્ષા આપનારો ન મળે, ત્યાં સુધી એક સરખાં ચાલી રહે છે. દુષ્ટ કર્મોથી જેઓને નુકશાન થાય છે, તેઓ પૈકી કોઇપણ દુષ્ટોને સાસન આપવા તૈયાર થતો નથી અને એ દુષ્ટ કર્મો તે ગુપ્તપણે બનતાં હોવાથી બહુધા સરકાર તરફથી પણ દુષ્ટોને ઘટતું સાસન મળતું નથી; આમ હોવાથી દુષ્ટોનાં દુષ્ટ કર્મો પુષ્કળ દિવસ કિબહુના તેઓનાં જીવતાં સુધી કશી પણ અડચણ વિના એકસરખાં ચાલી રહે છે. કોઇ વાર વળી કોઇ દુષ્ટને તેનાં દુષ્ટ કર્મનો બદલો આપનાર કોઇ તેના માથાનો મળી આવે છે ! લાલભાઇ વગેરેના સંબંધમાં હાલ તેવુંજ બનેલું છે. અત્યાર સુધી એ પાષાણ હૃદયના

નરાધમને તથા તેની દુષ્ટ ટોળીને કોઈ મારા સરખો નહીં મળવાથી તેઓ નિષ્પ્રતિબંધે પોતાના અનાચારો એકસરખાં ચલાવી રહ્યાં હતાં; પરંતુ હવે નક્કી સમજવું કે તેઓનો અને તેઓનાં કર્મોનો આખર સમય બહુ પાસે આવ્યો છે. મિત્ર, મારી નિઃસીમ પતિવ્રતા, મારી નિર્દોષ પ્રિય પત્નિપર પાપવાસના કરીને તેનો નાશ કરવાનું મને જે કારણ આપ્યું હતું અને જે કારણથી મારૂં મન દુષિત બની રહેવાને લીધે મેં મારી એ નિર્દોષ પ્રિયતમાને વિષ આપ્યું હતું, અને જે કારણથી હું મારી પવિત્ર પતિવ્રતાનો સર્વથૈવ અપરાધી બની રહ્યો છું, તે કારણના ઉત્પાદકનો ભોગ લીધાવિના હું પાપમુક્ત થઈ શકનાર નથી. પતિવ્રતાપર વગર વિચાર્યું આળ મૂકવાનું પાપ કાંઇ નાનુસુનું નથી અને તેથી મને લાગેલા એ મહાપાપના શાંત્યર્થે પાયશ્ચિત કર્યા વિના કાંઇ મારો છૂટકો થનાર નથી. પ્રાયશ્ચિતની મુખ્ય વિધિ યજ્ઞ કરવો તે છે અને તે યજ્ઞમાં મારી ક્રોધાગ્નિનો કુંડ સળગાવી તેમાં એ દુષ્ટોને રેહેંસીમારી તેની આહુતિ આપીશ અને છેવટે પોતાનો દેહ હોમીને યજ્ઞની પૂર્ણાહુતિ કરીશ; કારણ કે મારી ધર્મપત્નિ તેના કડક પાતિવ્રત્યથી, કેવળ નિર્દોષપણાથી પ્રભુકૃપાએ જીવવા પામી છે, પણ હું તો સ્ત્રીહત્યારો, મેં તેને વિષ આપ્યું ત્યારથીજ ઠરી ચૂક્યો છું!" "અરે મિત્ર, આ તેં શી ઘેલચ્છા કહાડવા માંડી છે!" "કશી નહીં. મેહેરબાની કરીને મારા મનનું સમાધાન કરવાનો યત્ન હવે કરીશ નહીં." મણિશંકરે આવેશથી આગળ બોલવા માંડયું,—"મારી નિર્દોષ પ્રાણસખીના પાપોપશાંત્યર્થે એ દુષ્ટોનું એકવાર બળિદાન આપવું, એ પ્રમાણમાં કંઇજ નથી. તેઓનું સહસ્ત્રવાર બળિદાન આપવું જોઇએ; પરંતુ એમ કરવા માટે એ દુષ્ટોના હજાર દેહ જોઇએ, પણ તેઓનો તો એકેકજ દેહ છે, ત્યાં ઇલાજ શો? મારા દેહની પણ તેટલીજ આહુતિ આપવી જોઇએ; પણ તેમ થવું શકય નથી. મિત્ર, હવે હું તને એટલીજ વિનતિ કરૂં છું કે જો તારો મારા ઉપર અકૃત્રિમ સ્નેહ હોય, જો મને યોગ્ય કાર્યમાં અનુમોદન આપવાની તારી ઇચ્છા હોય, જો મારી નિર્દોષ ધર્મપત્નિના પાતિવ્રત્ય વિષે—તેની પવિત્રતા વિષે તારી પૂર્ણ ખાત્રી હોય અને જો મારી નિર્દોષ ધર્મપત્નિનો નિષ્કારણ છળ અને નાશ કરવા લાલભાઇ અને તેનું દુષ્ટવૃંદ કારણ બન્યું હોય, જો તે દુષ્ટોને યોગ્ય સાસન

મળવુંજ જોઇએ એમ તારો મનોદેવતા તને કહેતો હોય, અને જો સર્વકાળ દુઃખ, શોક અને સંતાપમાંજ હું ઝુરી મરૂં એવી તારી ઇચ્છા ન હોય, તો કૃપા કરી તારે મારા સંકેતની વિરૂદ્ધ મારૂં મન વાળવાનો અત્યારે પ્રયત્ન કરવો નહીં!" પોતાના મિત્રનાં આવાં વચનો શ્રવણ કર્યાંબાદ બેહેચરલાલ વકીલથી રડી જવાયું. તે ગદ્ગદિત કંઠથી બોલ્યો,–"મિત્ર, તું એ દુષ્ટોને સાસન આપવાનું કહે છે તો તે વાતને હું અનુમોદન આપું છું; પણ નિર્દોષ મણિગવરીના જીવનનો આધાર જેના ઉપરછે, તેજ તું–તેના સૌભાગ્ય રૂપ-તેનાં સુખનો આધાર, તારા પોતાના જીવનો નાશ કરવાનો ભયંકર–માઠો સંકેત કરેછે, તો હાય હાય! મારાથી તે કેમ સહન થઈ શકે? નિર્દોષ મ-ણિગવરીને ઈશ્વરે તારેજ માટે, પોતાનું નિર્દોષપણું જાહેર કરી તારા સં-શયને દૂર કરી તારી સાથે અપૂર્વ સંસાર સુખનો ઉપભોગ લેવા માટેજ, જીવતી રાખેલીછે, અને તેમ છતાં તું પોતે તારા જીવનો નાશ કરી નાંખે, તોપછી તે નિર્દોષ પતિવ્રતા શું એક ઘડિપણ જીવવાની હતી? તે જો વિષ-પ્રયોગથી મરણ પામી હોત તો તારે તેની પાછળ પ્રાણ આપવો વ્યાજબી હતો, જો તે નિષ્કલંક નહોત તો તેનો પ્રાણ લીધા પછી તારૂં જીવવું ગેર-વ્યાજબી ગણાય તેમ નહોતું; પણ તે જ્યારે કેવળ નિર્દોષ છે, પ્રભુ કૃપા-થી જ્યારે તે બચી ગઇછે, ત્યારે તેનાં સુખને અર્થે તારે તારૂં આયુષ્ય તેને સમર્પણ કરવું ઘટે છે. કમોતે મરવાની ઘેલચ્છા ભલો થઇને હવે કહાડીશ નહીં. જે દુષ્ટો નિર્દોષ મણિગવરીના છળ અને નાશનું કારણ થઈ પડયા છે, તેઓનો નાશ કરવોજ જોઇએ, તેઓને મોતની શિક્ષા આપવીજ જો-ઇએ, એવો મારો અભિપ્રાય છે; પણ એ નાશ કરવામાં ઉતાવળ કરવી નહીં જોઇએ. ઉતાવળ કરવામાં તારા પોતાના પ્રાણની હાનિ થાય તેમછે અને જો એમ થયું તો પછી એકે આરો નથી! તેનો નાશ કરવાની અ-ન્ય યોજના વખત પરત્વે કરી શકાશે. હાલ તુરત ઘેલું સાહસ કરવાની અગત્ય નથી." મણિશંકરે થોડીવાર વિચાર કરીને પોતાના મિત્રને પ્રત્યુત્તર આપ્યો.–"મિત્ર, દુષ્ટોનો અન્ય ઉપાયથી નાશ થવો શકય નથી, કદાચ શકય છે–એમ માનીએ, તો પણ તે ઉપાય યોજવામાંજ ભોપાળું ખુલ્લું થયાવિના રહેશે નહીં. કદાચ ધારો કે યોજેલો ઉપાય પાર પડયો, તેઓનો ઈચ્છા મુજબ નાશ થયો અને વાત બહાર આવવા પામી નહીં,

તો પણ એવી રીતે ગુપ્તપણે ચોરની પેઠે તેનો નાશ કરવો, એ મને યોગ્ય લાગતું નથી. તેવા ચોરટા ઉપાયથી તેના જેવા દુષ્ટોને બોધ મળી શકે તેમ નથી. મારો વિચાર તો સઘળા ખલસર્પોનો ખુલ્લી રીતે નાશ કરી, જગતના સઘળા ખલવૃંદને શિક્ષણ આપવાનો છે, અને એટલાજ માટે મિત્ર, હું તને વિનવું છું કે તારે મારા કરેલા સંકેતના સંબંધમાં હવે કાંઇ પણ કમી અધિક બોલવું નહીં” “એવું જો સાહસ કરીશ, તો એ દુષ્ટોની સાથે તારો પણ નાશ થશે! હું તારા સંકેતની આડે આવુંછું તેનું કારણ પણ તેજ છે. દુષ્ટનો અને તેની સાથે તેમના કુટંબનો પણ સમૂળગો નાશ જોવાને હું ઈચ્છુછું; પણ તે અન્યના હાથથી અન્ય રસ્તે થવો જોઇએ. તું જો તેવું અવિચાર્યું સાહસ કરીશ તો, મને બીજી કશી ચિંતા નથી; પણ તારો પોતાનો નાશ થશે અને નિર્દોષ મણિગવરી —અરેરે!!” “મારી પ્રિય ભાર્યાનો મારાપર જેવો અચળ, અપૂર્વ અને અપ્રતિમ પ્રેમ છે, તેવોજ જો મારો તેનાપર પ્રેમ રહ્યો હોત, તોજ મારા જીવવામાં શોભા હતી અને સુખ હતું; પણ હું પાપી તેવી શોભા અને તેવા સુખને યોગ્ય નથી. યોગ્ય હોઉં તો મારા હૃદયમાં સંશયને સ્થાનજ શાનું મળે? તે નિર્દોષ છતાં તેના ઉપર મેં વગર વિચાર્યું આળ મૂક્યું—મારો તેના પર અચળ પ્રેમ નહીં, તેનાપર વિશ્વાસ નહીં, તેનાપર શ્રદ્ધા નહીં, તેથીજ મેં શકમાં પડીને તેનાપર આળ મૂક્યું કે નહીં? અને જ્યારે એમ થયું ત્યારે હું પ્રેમભ્રષ્ટ બન્યો! મારા જેવા પ્રેમભ્રષ્ટે શુદ્ધ પતિવ્રતાનો સ્પર્શ કરી તેની નિષ્કલંક કાયાને અભડાવવી શું હવે વ્યાજબી છે? મારી પ્રિયતમાનું લાવણ્ય, તેનું ચાતુર્ય, તેની મારાપરની અપ્રતિમ પ્રીતિ, મેં તે કેવળ નિર્દોષ છતાં તેનો વિના પ્રયોજને કરવા ધારેલો નાશ, પોતાનું નિર્દોષપણું સ્થાપિત કરવા માટે તેણે મારી કરેલી વિનવણી, અને પ્રાણોત્ક્રમણની વખતે પણ તેણે મારાપર બતાવેલો પ્રેમ, એ સર્વ બાબતોને લક્ષમાં લેતાં મેં તેનો જે અપરાધ કર્યો છે, તે અપરાધનું યોગ્ય સાસન તેનો જન્મારાનો વિયોગ થવો તેજ છે!! મેં મહા પાપ કરેલું છતાં તે પતિવ્રતાના પ્રેમ અને વિલાસનો ઉપભોગ લેવાને શું હવે હું લાયક છું? મારા સરખો કૃતઘ્ની આ અવનીમાં એક પણ નહીં હોય! મારૂં કૃતઘ્નપણું લક્ષમાં આવતાંવાર મને એટલો તો પશ્ચાતાપ થાય કે તે સહન કરવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં!

હા, પણ દુષ્ટની પ્રાણમુક્તિ કરવામાં હવે વિલંબ શો ?" મણિશંકર માસ્તર આવેશમાં ઉભો થઇ ચાલવા લાગ્યો અને તેના વકીલ મિત્રે તેને મજબૂત પકડી રાખ્યો. શોરબકોરથી બહાવરી બનીને મણિગવરીએ ત્યાં પ્રવેશ કર્યો અને "નાથ, આપ આ શું કરો છો ?" એટલું કહ્યું કે તુરત "પ્રિયે, તું કેવળ નિર્દોષ છો. હું તારો અપરાધીછું. મને ક્ષમા કર!" એટલું બોલીને મણિશંકર માસ્તરે સજળ નેત્રે મૌન્ય ધારણ કર્યું.

---

# પ્રકરણ ઓગણીશમું.

## પાપનો ઘડો ફૂટેજ !

" લોભે અને વળિ કૂડ કપટે કામ માઠાં થાયછે,
જરૂર જાણો પાપ કેરો ફૂટ ઘડો ફૂટી જાયછે;
વિણુ મોતથી મરતાં ન પામે દુષ્ટ જરા વિશ્રામને,
સમજી જજે મન ! પાપનાં ફળ રૂપ એ પરિણામને. "

[ કેશવલાલ ]

---

" આ રંડાને એની બામાસાહેબ વિના ઘડી પણ ચાલતું નથી ! " " કારણ ? " " કારણ આપનાથી કયાં અજાણ્યું છે ?" કુમાર શિવસિંહજીએ પેટમાં પેસીને બાયા ખવાસ કનેથી મુદ્દાની વાત કઢાવવાનો યત્ન કરવા માંડયો. " પણ હવે તમારે તેની શી ઓશિયાળ છે ?" " કશીજ નહીં. આ ધંધો કરવા માટે મદદ દાખલ, ચારસો રૂપિયા આપતાં તો " આંખો ઓડચે આવી હતી ! " " ચારસો રૂપિયા ઓછા પડ્યા કે શું ?" " ચારસોને બદલે ચાર હજાર આપે તોપણ ઓછા પડે—એવાં તેનાં કામો, મેં જીવને જોખમે બજાવ્યાં છે ?" "હં, હં ! " રાધાએ અંદરના ભાગમાંથી બહાર આવી પોતાના ધણી પ્રત્યે ડોળા ધુરકાવીને કહેવા માંડયું,–" આ શો બકવાદ આદર્યો છે ? બસ્સ કરો. બહુ થયું. ભાન છે કે નહીં ? આ તમે કો'ની સાથે વાત કરોછો ? " કુમાર શિવસિંહજી સ્તબ્ધ બની રાધાની મુદ્રા ધારી ધારીને નિહાળવા લાગ્યો. બાયાખવાસે ડાબે હાથે જમણા કાનની

છૂટ પકડી જમણા હાથની આંગળીએ મ્હોંમાં નાંખી. "ત્યારે રાધા, શું તું એમ સમજે છે કે તમે જે વાત છૂપાવવા માગોછો, તેનાથી હું હજી કેવળ અજ્ઞાનજ રહ્યો છું?" "કઇ વાત અમે આપનાથી છૂપાવવા માગીએ છીએ?" "તારા હૃદયનેજ પૂછ!" "મારૂ હૃદય તો મને કહેછે કે તમારો વેહેમ કેવળ જુઠો છે." "મારો કયો વહેમ જુઠો છે?" "કયો વહેમ તે તમે જાણો!" "હું જે જાણવા પામ્યોછું, તે એજ કે મારા મિત્ર મોહનલાલ નંદલાલ વ્યાસનો ધડોલાડવો ગોપુરમાંજ થઈ ગયો છે! તે બીજે કોઇ પણ સ્થળે જવા પામ્યો નથી. મારો વેહેમ ખરો છે અને "તેનાં કામો મેં જીવને જોખમે બજાવ્યાં છે." એમ જે ભાયાએ કહ્યું હતું તે પણ ખરૂં છે!" "હું કહું છું કે તે બિલકુલ ખરૂં નથી અને તેમ છતાં જો "તે ખરૂંછે." એમજ તમોને લાગતું હોય તો ભલે તેને પરાણે ખરૂં કરો!" "તે કેવળ ખરૂં છે, અને ખરૂં છે એવી સર્વની ખાત્રી કરી આપીશ ત્યારેજ મારા જીવને જંપ વળશે." રાધા સાથે થતી વાતચિત્તમાં કુમાર શિવસિંહજીએ એ છેવટનું વાક્ય પૂરૂં કર્યું કે તુરત શ્યામ મ્હોં કરી રાધા પોતાના ધણીને લઇ અંદરની બાજુએ ચાલી ગઇ. "એ બાપડાને માટે મારા અંતઃકરણમાં આટલો બધો પ્રેમ છે, એ શું કોઇના માનવામાં આવે? કિંવા તેના વિના મને બિલકુલ ચેન પડતું નથી, એ શું કોઇને ખરૂં લાગે? હું રાજવંશી; ભવિષ્યમાં મારા મામાનું રાજ્ય પણ મને મળવાનો સંભવ છે અને મને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય—એવી તરૂણ, રૂપવતિ કુંવરી સુજાણબાની સંગતિમાં મારા આયુષના સર્વ દિવસો આનંદમાં ગુજરે તેમ છે. આમ છતાં એ સર્વનો કશો પણ વિચાર નહીં કરતાં, એ સર્વ સુખનાં સાધનો પ્રાપ્ત થવામાં જેવડે વિઘ્ન નડે, તેવું વર્ત્તન અત્યારે હું ચલાવવા લાગ્યો છું! પરંતુ તેવું વર્ત્તન ચલાવવામાં ચિંતા થવાને બદલે ઉલટો મને ઉમંગ ઉપજે છે! શા માટે? મોહનલાલ વ્યાસ પ્રત્યેના પ્રેમને લીધે! અત્યારે જો કોઇ મારી સાથે એવી સરત કરવા માગે કે,—"જો તમે તમારી સઘળી મિલકત મને આપો તો મોહનલાલને તમારી દૃષ્ટિ સમિપ ઉભો કરૂં અને તેના ગુમ થવા વિષેની સર્વ સમાધાનકારક હકીકત કહી સંભળાવું," તો હું મારૂં સર્વસ્વ તેને આપીને માત્ર એક વસ્ત્રભર થઇ રહેવાને તૈયારછું!" એવા પ્રકારના વિચારની પોતાના મનમાં અનેક આવૃત્તિ થયા બાદ કુમાર

શિવસિંહજીએ પોતાના ઉતારામાં જઈ પોતાના મિત્ર અનંતરાયને રાધા તથા ભાયાખવાસ સાથે થયેલી વાતચિત્તથી વાકેફ કર્યો.

"આશ્રમસ્થાનમાં આવી રહ્યાને આજે ચોથો દહાડો થયો. હવે અહીં વધારે વખત રહેવામાં સાર નથી. મારી એવી ઇચ્છા છે કે અહીંથી પેથાપુર જઇ મોહનલાલના પુત્રને સ્વાધિન લેવો; કારણ કે ગંગાડોસી ઉપર ભરોંસો રાખવાથી તે બાળકના સંબંધમાં પણ મોહનલાલના જેવોજ ભયંકર પ્રસંગ ગુજરવાનો સંભવ છે!" "હા, તમારી કલ્પના ખરી છે, પણ—" "પણ" પછી કુમાર શિવસિંહજીથી એક અક્ષર પણ વધારે બોલી શકાયો નહીં. રાધાએ ત્યાં પ્રવેશ કરવાથી બોલવું બંધ કરી દેવાની તેને ફરજ પડી. "મહારાજાનો કાગળ લઇને ગોપુરથી સ્વાર આવ્યો છે." "તેની કનેથી કાગળ લાવ જોઇ." રાધાએ સ્વાર કનેથી કાગળ લઈ કુમાર શિવસિંહજીના હાથમાં આપ્યો. કાગળ વાંચી અનંતરાય વકીલને કુમાર શિવસિંહજીએ કહ્યું,—"મહારાજાએ જણાવ્યું છે કે,–રણવાસમાં કારણ વિના નહીં જવાનું કહ્યું; તેટલાપરથી તમારા સરખા સમજુ અને સુશિક્ષિત કુમારે માઠું લગાડવું જોઇતું નથી. રાજકોટના ઠાકોર શ્રી બાવાજીરાજના સખ્ત મંદવાડનો આજે પત્ર આવેલો છે. મારે ત્યાં જઇ લગભગ પંદરવીશ દહાડા રહેવું પડશે. તમારે પણ તેમની સાથે સ્નેહ અને સગપણ છે, માટે જો મારી સાથે ત્યાં આવવાની તમારી ઇચ્છા હોય તો આ પત્ર દેખત અહીં આવી તૈયારી કરવી." "આપ પધારો ત્યારે." અનંતરાયને કુમાર શિવસિંહજીએ કહ્યું,—"હું હમણાજ.આવેલા સ્વારની જોડે જાઉંછું. ઘણું કરીને પરમ દિવસે અમારૂં રાજકોટ તરફ જવું થશે; પણ ત્યાં સુધી અહીં રોકાઈને મહારાજાની દૃષ્ટિયે પડવા કરતાં તમે આવતી કાલેજ પેથાપુર ઉપડી જાઓ તો વધારે સારૂં." "ઠીક છે. હું એમજ કરીશ." અનંતરાય તરફથી જવાબ મળ્યા પછી કુમાર શિવસિંહજી,–"જરૂર જેવું લાગે તો ગોપુરને સરનામે પત્ર લખી મને બોલાવી લેશો. હું તાબડતોબ તમારા તરફ આવીશ." એટલું કહી ગોપુર તરફ રવાના થયા. તે દહાડે અનંતરાય વકીલને બિલકુલ ચેન પડયું નહીં. જેમ તેમ કરીને દિવસ પૂરો કર્યો. રાત્રીએ જમી પરવાર્યા પછી બિછાનાપર આળોટાયો, પણ નિદ્રા આવી નહીં. મોહનલાલ વિષેના ભયંકર તર્ક વિતર્કો તેના મનમાં

ઉપજવા લાગ્યા. રાધાનો સુવાનો ઓરડો અનંતરાયના સુવાના ઓરડાની નજીક હતો અને તેથી રાધા તથા ભાયા વચ્ચે થતી વાતચિત્ત પૈકી કેટલાક તૂટક વાક્યો તેના સાંભળવામાં આવ્યાં,–"રાણી × × × દબાયલી + × + આમ × × + નથી." "× × × કહેજ્યે. × × પાંચસો આપે." "અનંતરાય × × × પેથાપુર × × × જ" "રંડાના × × પાપમાં મારી બેહેનને મારી" "માંદી તો હતીજ !" "હજી મારી મા × × × × × સે રહી." અનંતરાયનું હૃદય ઉદવિગ્ન બની રહ્યું. "હા, હવે સમજાયું ! ગંગાડોસીની દિકરી મરણ પામી છે, એવું જણાવવા માટે ભાયાની આજારી બેહેનને પેથાપુરમાં લઇ જઇ તેને મારી નાંખવામાં આવી ! કેવું ઘોર કર્મ !! રાણી ચંપાબાઈનું ભોપાળું ખુલ્લું થવા ન પામે, અને મોહનલાલ બાપડો પોતાની સ્ત્રીને ગુજરીગયેલી સમજે,–એટલા માટે તેઓએ આવું કાવતરૂં રચ્યું ! પણ ભાયાની મા વિષે–તેના સંભળાયલા તૂટક બોલવાપરથી કંઇ સમજવામાં આવ્યું નહીં ! એનો ખુલાસો કદાચ પેથાપુરમાં થશે." એવી અનેક કલ્પના કરી જ્યારે અનંતરાયનું મન છેક થાકી તથા કંટાળી ગયું ત્યારે તે નિદ્રાધિન થઈ ગયો, પણ તે નિદ્રા કાંઈ શાન્તિ સમાધાનીની નહોતી ! બીજે દહાડે સવારના છ વાગતાની ટ્રેનમાં બેસી ત્રીજે દહાડે તે પેથાપુરમાં જઇ પહોંચ્યો. ગંગાડોસીના ઘર તરફ જવા માટે એક ગલીમાં વળતાંવાર સામેથી કોઈ બાળકનું શબ લઈ આવતાં માણસો તેની દૃષ્ટિએ પડયાં. "જો આ શબ મોહનલાલના બાળકનું હોય તો ! હાય ! આ હું શું બોલું છું !! એ બાળકના સંબંધમાં જો કાંઇ માઠો બનાવ બન્યો તો હુંજ તેનો જવાબદાર છું." એવી કલ્પના ઉપજતાંવાર અનંતરાયના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં. અનંતરાય ગંગાડોસીના આંગણામાં જઈ ઉભો અને તેણે,–"હવે એ બાળકને અહીં ઘડિ પણ હું રહેવા દેનાર નથી. સર્વ જવાબદારી મારા શિરપર છે." એટલું મનમાં કહી, "છે કોઇ ઘરમાં ?" એમ મોટેથી પૂછ્યું. "કો'ને પુછો છો ? કયાંથી આવ્યા ?" "ગંગાડોસી છે ? (મોહનલાલના પુત્ર તરફ આંગળી કરીને) આ બાળકના બાપના હું મિત્ર છું." "આવો, બેસો અંદર. હમણા ગંગાબાઇ આવશે." ઘરમાંથી મોહનલાલના પુત્ર સાથે બહાર આવીને એક અજાણી સ્ત્રીએ પૂછગાછ કર્યા પછી અનંતરાય વકીલે ઘરમાં પ્રવેશ કર્યો. એ અંજાણી સ્ત્રીના દેખાવપરથી

તેની ઉમર પચાસ વર્ષની હશે એમ જણાતું હતું. તેના બંને હાથમાં બબ્બે કાળાં લાકડાનાં અને એકેક રૂપાનાં કંકણો હતાં. ગળામાં તેણે મંગળસૂત્ર કે બીજું કશું પેહેર્યું નહોતું, તેથી અનુમાન થતું હતું કે તે વિધવા હશે. તેણે એકલિયા પનાનો કાળો ચોરસો ઓઢેલો હતો. ઘરમાં પ્રવેશ કરતાંવાર અનંતરાયે મોહનલાલના પુત્રને પોતાની કને લઈ તેનું ચુંબન લીધું. બાળકે કહ્યું,–"તમે અગાઉ આવ્યા હતા ખરૂં? મારે માટે ખાવાનું લાવ્યા હતા અને મને પૈસા આપ્યા હતા ખરૂં?" "હા, બાપુ!" એટલું કહેતાંવાર અનંતરાયનાં ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ વહેવા માંડયાં. "બાપુ, હવે તો તું મોટો થયો. હવે તારે નિશાળે જવું જોઇએ." તે બાળકે અતિ ઉત્સુકતાથી કહ્યું,–"હું તો નિશાળમાં જવાને તૈયાર છું પણ મોટીમા કયાં જવા દે છે?" પેલીબાઇ બાળકને પોતા તરફ ખેંચવા લાગી. અનંતરાય મનમાં બોલ્યો,–"આ રંડા શા માટે તેને ખેંચે છે? હું તેની સાથે વાત કરૂં છું, તેમાં તેની વૃત્તિમાં ફેરફાર થવાનું કારણ શું? ગંગાડોસીના કૃત્યમાં તે સામેલ હોવી જોઇએ. અરે, પણ તે ભાયાની માતો નહીં હોય!!" "કીકાને એમ શા માટે ખેંચો છો?" "જમતો જમતો એમને એમ ઉઠી આવ્યો છે. હાથ-મ્હોં ધોવાં જોઇએ કે નહીં!" તે બાઇના હાથમાંથી બાળકને છોડાવી અનંતરાયે કહ્યું,–"રહેવા દો. ભલે તેવોજ રહ્યો. હું કાંઇ અહીં વધારે વખત રહેવાનો નથી. મને ચાર શબ્દો તેની સાથે બોલવા દો." એ સાંભળીને મોહનલાલનો પુત્ર અનંતરાયના ખોળામાં આવી બેઠો. "તમે મને શું થાઓ? કાકા કે મામા? આગળ તમે આવ્યા હતા. ત્યારે મને તમારી બ્હિક લાગતી હતી. હવે તો હું મોટો થયો. હવે હું કોઇથી ડરતો નથી." મિત્રવિયોગથી ઘેલો બનેલો અનંતરાય બાળકના બોલવા તરફ દુર્લક્ષ દાખવી પેલી સ્ત્રી તરફ એક સરખો નિહાળી રહ્યો. "તમે કોણ છો?" આ પ્રશ્નનો તે બાઇએ અનંતરાયને કશો જવાબ આપ્યો નહીં. તે ગભરાટમાં પડી. અનંતરાયે ફરી પૂછ્યું,–"તમે કોણ છો? ભાયો ખવાસ તમારે શું થાય?" "હું કોણ છું–એટલે? મારૂં તમારે શું કામ છે? ભાયો કોણ અને વાત શી?" તે બાઇએ ગળચવાં ગળતાં ગળતાં આડો ઉત્તર આપ્યો. એટલામાં બાળકે રમવાનો ભમરડો ઉંચકીને,–"આ કુદો મજાનો છે! તે મને એક બાઈ આપી ગઈ હતી. તે બહુ ગોરી છે.

મને અચીઓ કરતી હતી. મને જોઇને બહુ રડતી હતી. તેને તમે ઓળખોછો? તેને તમે જોઈ છે ?" એટલું કહ્યું કે તુરત અનંતરાય બોલ્યો,–"બાપુ, મેં તે બાઇને જોઇ નથી, તું મને બતાવીશ ? તે બાઇએ તને શું શું કહ્યું હતું, કહે જોઉ?" એ સાંભળીને પેલી બાઇએ બાળકના નાકમાંથી લીંટ કહાડવા માંડયું. અનંતરાયે ત્વરાથી બાળકને બાજુપર કર્યો." મેહેરબાની કરીને જરા થોભો, નાકમાં લીંટજ કયાં છે? શા માટે આમ કરોછો? એ બાઇ વિષે તે શું શું કહે છે, તે મને સાંભળવા ઘો."બાળક પુનઃ અનંતરાયની પલાંઠીપર બેઠો. "મારી મોટી માએ, "એ બાઈની વાત કોઇને કહીશ નહીં" એમ કહ્યું છે. હું તે તમને કહુંછું, પણ તમે કોઇને કહેશો નહીં હો. તે રાત્રીએ આવી હતી, અને મને રમકડાં આપી, આ જસોદામાને અહીં મૂકી જતી રહી." બોલતાં બોલતાં અટકી પડીને પેલી બાઈ તરફ વળીને બાળકે કહ્યું, "જસોદામા, તમે શા માટે આંખો તાણોછો ? હું વાત કહુંછું, તેમાં તમારૂં શું જાય છે?" અનંતરાયને તે બાઈની એવી વર્ત્તણુંકથી બહુ ક્રોધ ઉપજ્યો. તે આવેશથી બોલ્યો,–"જસોદાબાઇ, તમે બાળકને બોલવા દેતા નથી, તેનું કારણ મારા સમજવામાં છે! તમે ભાયા ખવાસનાં માતુશ્રીછો અને ભાયા તથા રાધાની સહાયતાથી જે કાળું કૃત્ય કરવામાં આવેલું છે, તે પણ હું જાણુંછું. ગંગાડોસી અમદાવાદની રહેવાસી, તેની સાથે તમારો શો સંબંધ બાઇ ? યાદ રાખવું કે વેહેલો મ્હોડો પાપનો ઘડો ફૂટયા વિના રહેવાનો નથી!" એ સાંભળતાંવાર જસોદાબાઇનો ચેહેરો ઉતરી ગયો. જીભની બોબડી વળી ગઇ. હોઠ સૂકાઇ ગયા; મ્હોંમાંથી અમી ઉડી ગયું. એક અક્ષર પણ તે બોલી શકી નહીં. જસોદાબાઈની એવી સ્થિતિ નિહાળીને બાળકે અનંતરાયને કહ્યું,–"મારાં જસોદામાને ધમકાવશો નહીં. તેઓ મારા ઉપર બહુ માયા રાખે છે. મને ખાવાનું આપે છે, કદી પણ મારતાં નથી. એમને તમે ઓળખોછો? એ અમારી જીવીનાં મા થાય, જીવી માંદી થઇ ત્યારે તેઓ અહીં હતાં. જીવી બાપડી મરી ગઇ!" તે જસોદાએ બાળકને બોલતો એકદમ અટકાવી દીધો, તેણે એકદમ અનંતરાયનો હાથ મચરડીને તેનાં ખોળામાંથી બાળકને ઉચકી લીધો. આથી અનંતરાય તથા જસોદાબાઈ વચ્ચે વધારે રકઝક થાત; પરંતુ એટલામાં તો બહારથી આવીને ગંગાડોસીએ ત્યાં પ્રવેશ કર્યો. "મેં જે ધાર્યું હતું. તેજ બન્યું! આ જસોદાબાઇ ભાયાની મા

છે તેમાં કશો પણ શક નથી. જીવી, કે જે આજારી થઇ મરણ પામી કિંવા તેને મારી નાંખવામાં આવી–તે ભાયાની બેહેન છતાં, તેને ગંગાડોસીની દીકરી સુંદરબાઇ તરીકે જાહેર કરી, સુંદરબાઇજ મૃત્યુ પામી છે, એવું ખોટેખોટું "હિતેચ્છુ" પત્રમાં છપાવી દીધું! શા માટે? સુંદરબાઇને છૂપાવવા માટે! મોહનલાલને છળવા માટે! રાણી બની નાનાપ્રકારનાં સુખ વૈભવ ભોગવવા માટે! એમ કર્યા વિના "ચંપાબાઇ" એ નવિન નામ શી રીતે ધારણ કરીશકાય? એમ કર્યા વિના કાળાં કર્મને શી રીતે છૂપાવી શકાય? એમ કર્યા વિના તેનો ખરો પતિ તેનું નામ દેવું શી રીતે વિસરી જાય? કેટલું એ ઘોરકર્મ! એ ઘોરકર્મ કરનારની છાતીને પણ શું કહેવું!" ગંગાડોસીએ પ્રવેશ કરતાંવાર,—"અનંતરાયજી, તમે પધાર્યા તેથી મને બહુ આનંદ ઉપજ્યો. તમે અમારે ગરીબને ઘેર ક્યાંથી!" ગંગાડોસીના બોલવા તરફ અનંતરાયનું લક્ષ નહોતું તેના મનમાં તો આ વેળાએ વિલક્ષણ વિચારો ઘોળાયા કરતા હતા. હાથના વિચિત્ર ચાળા કરતો અને કંઈ નિરાળા પ્રકારનું બડબડતો ગંગાડોસીએ તેને નિહાળ્યો. "મોહનલાલનો ઘાત થયો, એ જ્યારે ચોકસ છે, ત્યારે હવે તેનો શોધ કરવો શા અર્થનો? પણ એમ નહીં, ભલે તે મૃત્યુ પામ્યો હોય તો પણ તેનો શોધ તો કરવોજ. શોધ કરવો એ મારી ફરજ છે." "શો વિચાર કરો છો?" ગંગાડોસીએ જોડમાં બેસીને એટલું કહ્યું કે તુરત,–"મોહનલાલના પુત્રને મારી સાથે લઈ જવાનો વિચાર કરૂં છું!" એવો અનંતરાયે ઉત્તર આપ્યો. "હા, લઇ જાઓ, મારી કનેથી આ વૃધાવસ્થામાં મારા કીકાને!" એટલું કહીને ગંગાડોસીએ આંખમાં આંસુ આણ્યાં. "તમારી કનેથી કીકાને હું લઇ જઇશ, એવું તમારા મનમાં અહોરાત્ર આવે છે ખરૂં? એવું તમારા મનમાં આવવાનું કારણ શું?" "જ્યારે ત્યારે તમે કે તેનો બાપ–એમાંથી એક તેને લઇ જશો, એજ કારણ!" "તેનો બાપ શી રીતે લઇ જવાનો હતો? તે દહાડે તમેજ નહોતાં કહેતાં કે તે ચીન ગયો છે?" "હા, હું ભૂલી! તેઓ તો ચીન ગયા છે, પણ ત્યાંથી આવ્યા પછી શું તેને નહીં લઇ જાય?" એટલું બોલતાં ગંગાડોસીને પરસેવો વળ્યો. તે સર્વાંગે ધ્રુજવા લાગી. પોતાના બોલવાપરથી ગંગાડોસીના મનપર કેવી અસર થાય છે, તે જાણવા માટે અનંતરાયે કહ્યું,–"ગંગાબાઇ, મોહનલાલ ચીનમાં ગયોજ નથી, એ હું

સારી રીતે જાણું છું. વળી મોહનલાલના સંબંધની બીજી વધારે હકીકત પણ મારા જાણવામાં આવેલી છે. એ ગુમ થયો તે અરસામાં પેથાપુરમાં આવ્યોજ નથી. અને હું × × × મહિનાની આઠમી તારીખે અહીં આવ્યો, ત્યારે " તે ચિનમાં ગયો" એમ તમે મને, તેજ દિવસે તમારાપર આવેલા તાર ઉપરથી કેવળ જુઠું કહ્યું હતું." એ સાંભળી ગંગાડોસી બહાવરી બની ગઈ. તેણે થરથર ધ્રુજતાં ધ્રુજતાં અનંતરાય તરફ ટગર ટગર જોવા માંડયું. અનંતરાયે કહ્યું,–"બીજાંની શિખવણીપરથી–બીજાંની સૂચના પરથી તમે ઠીકકામ બજાવ્યું! ××× સાતમી તારીખ પેહેલાં તે સમયમાં તમે મોહનલાલને નિહાળ્યોજ નથી, એ હું ખાત્રીથી કહું છું. તમો એમ માનતાં હશો કે તે તારનો નાશ થઇ ગયો છે અને તે બીજાને શી રીતે સાંપડે? પરંતુ એ તાર તો મારી આગળ મોજુદ છે, સમજ્યાં ગંગાબાઇ!!" "હાય હાય! ગજબની વાત! એમ કેમ બન્યું! અરે દૈવ!!" ગંગાડોસી કપાળમાં ટપલા મારવા લાગી. અનંતરાયે પોતાનું બોલવું આગળ ચલાવ્યું,– "ગયા + +× મહિનાની સાતમી તારીખે બે વાગતે ગોપુરમાં એક સ્થળે મોહનલાલ જીવતો જાગતો દૃષ્ટિયે પડયો હતો; ત્યારથી તે અત્યાર સુધી તે કોઇની પણ-દૃષ્ટિયે પડયો નથી. મેં તેનો એવો તો ચોકસ રીતે શોધ કર્યો છે કે તે જો જીવતો હોત તો તેનો પત્તો અવસ્ય લાગ્યા વિના રહેત નહીં. તેનો શોધ મેં બહુજ બારીકીથી, શાન્તપણે, આસ્થાપૂર્વક અને મોટા આવેશથી કરેલો છે અને એ શોધને અંગે મારી ખાત્રી થઇ ચૂકી છે કે તે જીવતો નથી. તે બાપડાનું બેશક અકાળ મૃત્યુ થયું છે!!" "નહીં, કદી નહીં. કૃપા કરી એવું બોલશો નહીં. એવું મનમાં લાવશો નહીં. મારા મનમાં એવું ભરાવી દેશો નહીં. એવી બૂરી કલ્પના મારા ધ્યાનમાં ઉતરે તેમ નથી, મોહનલાલ મરણ પામ્યો નથી. મરણ નથી પામ્યો એ હું ખાત્રીથી કહું છું." એટલું બોલીને ગંગાડોસીએ કપાળમાં ટપલો મારી ભીંત જોડે માથું અફાળ્યું; હવે તેનું શરીર ધ્રુજતું બંધ પડયું. તેના શરીરમાં ધ્રુજવા જોગ શક્તિજ રહી નહીં! અનંતરાયે ક્રોધથી કહ્યું.—" આ શો ઢોંગ આદર્યો છે! મોહનલાલ તે વેળાએ ગોપુર છોડીને બીજે ગયોજ નથી. ગયા ××× ની સાતમી તારીખે તેનો ગોપુરમાંજ ઘાત થયો, એ ચોકસ!!" ગંગાડોસી ઉઠીને અનંતરાયને પગે પડી. તે તેના પગ પકડીનેજ બોલી,—"નહીં, અનંત-

રાય, એમ બનેજ નહીં. તમે વિચાર કરીને બોલો. તમારા બોલવાનો અર્થ શો ?" "હું જે બોલુંછું, તે વિચાર કરીનેજ બોલુંછું, હું જે બોલુંછું તેનો અર્થ હું બરોબર સમજુછું. તમે તે સમજતાં નથી તો હવે પરમેશ્વરેજ દયા કરવાની રહી !" "અમે શું અપરાધી છીએ ! અમે શું અમારા જમાઈનું ખૂન કર્યું છે !" ગંગા ડોસી ધડુસ ધડુસ છાતી કૂટીને કહેવા લાગી.—"તમે આમ કઠણ કાળજાના કેમ થઇ બેઠા છો ! મને આવી રીતે ધમકાવવાનો તમોને શો અધિકાર છે ? હું એની સાસુ છું અને તમે તેના સ્નેહી છો ! "પ્રીત તે પીતળ અને સગપણ તે સોનું !" છતાં તમને આટલું બધું કેમ લાગી આવે છે ? પોલીસનો ન્યાય તમારી પાસે રાખો ! સંશયપરથી પકડેલા એકાદા માણસપર સખ્તાઈ ગુજારી શકાશે કે નહીં, તે જ્યારે તમે સમજતા નથી ત્યારે તમે શી વકીલાત ઘોળી ! તમે મારા ઉમરામાં કોની પરવાનગીથી પગ મૂકયો ?" એટલું બોલ્યા બાદ ગંગાડોસી છેડો વાળીને રડવા લાગી. "હવે રંગ બદલાઇ ગયો છે, માટે વધારે "ચેં ચું" કરવામાં સાર નથી." એમ જાણીને થોડો વિચાર કર્યા પછી અનંતરાયે ગંગાડોસી પ્રત્યે નિરાળી રીતિએ કહેવા માંડયું,—"ગંગાબાઇ, તમે મને માફ કરો, એમ તો હું કહેવાનોજ નથી ! મોહનલાલ વિષેના તર્ક વિતર્કથી મારૂં માથું ફરી ગયું છે. મારા મનના વિચારો બોલી બતાવ્યા વિના છાતીનો ઉચૂરો શી રીતે બેસી જાય ? કેટલાક એવા બનાવો બને છે કે તે છૂપાવ્યા છૂપાતા નથી. મારો મિત્ર મરણ પામ્યો છે, એમ સમજી હું શાન્ત બેસી રહું, તો પણ યાદ રાખવું કે "મોહનલાલ નંદલાલ વ્યાસ" નું જેણે કદી નામ પણ સાંભળેલું નથી, એવા એકાદા પરાયા માણસને પણ તેના મૃત્યુના કારણનો પત્તો લાગવાનો સંભવ છે; આજ નહીં તો કાલ, કાલ નહીં તો પરમ દહાડે, પરમ દહાડે નહીં તો પંદરમે દહાડે, પંદરમે દહાડે નહીં તો મહિને, મહિને નહીં તો વર્ષે, વર્ષે નહીં તો દસ વર્ષે, અને દસ વર્ષે નહીં તો પેઢીએ બે પેઢીએ પણ પાપ એની મેળે ઉભરાઇ આવ્યા વિના રહેશે નહીં, એ ખાત્રીથી સમજવું ! કેટલીકવાર તો પાપનો ઘડો ફૂટતી વેળાએ પાપ કરનાર—ખૂની પણ મરણ પામેલ હોય છે. મોહનલાલના ઘાત વિષેનો મેં જે શોધ કર્યો છે, તે ઉપરથી પાપીઓના પાપને ઉઘાડું કરતાં હવે મને વાર લાગનાર નથી; પણ એવો છેવટનો

રત્ન કરવાનો વિચાર મારા મનમાં વધારે વખત ટકવા પામતો નથી, હું શું કરૂં ? "ગળે ગાંઠ અને મ્હાંડે ડૂચો !" એવી મારી હાલત થઇ પડી છે, હવે મારા મનપર મારી સત્તા રહી નથી. હું શું કરૂં ? તમારૂં બૂરૂં કરવાની મારી મુદ્દલ ઇચ્છા નથી. તમને તો શું, પણ બીજા કોઈને પણ સંકટમાં પાડવાની મારી મરજી નથી. મારા મિત્રના ભેદ ભરેલા મૃત્યુપર જ્યારે આટલોબધો પુરાવો મળેલો છે, ત્યારે અજવાળું પાડ્યા વિના મારૂં મન શી રીતે સ્થિર થઇ શકે ? હુંતો મારૂં કામ શરૂજ રાખીશ અને ખાત્રીથી સમજવું કે તેનું પરિણામ બહુજ બૂરૂં આવશે. કુમાર શિવસિંહજીને પણ મોહનલાલ માટે બહુ લાગી આવ્યું છે, અને તેમની પણ તેવીજ ઈચ્છા છે કે કોઈની આબરૂને ધોકો પહોંચવા જોગ બનાવ ન બને તો વધારે સારૂં ! માટે ગંગાબાઈ, આ બાબતના સંબંધમાં કોઈને કાંઇ સૂચના આપવા જોગ તમોને લાગતું હોય તો તેમ કરવામાં હવે બિલકુલ વાર લગાડશો નહીં; કારણ કે બાજી બગડયા પછી કશો ઇલાજ ચાલશે નહીં ! આ કાવતરામાં જો કોઈ તમારૂં હૃદયનું પ્રિય માનવી હોય, તો તેને સવેળા ચેતવણી આપો, કે જેથી તે મારા શોધનું પરિણામ પ્રકટ થતાં પેહેલાંજ ગમેત્યાં તેનું કાળું મ્હોં લઇને પોબારાં ગણી જાય ! મારો જેના ઉપર વેહેમ છે—પછી તે વેહેમ મારા વિચાર પ્રમાણે ખરો હોય અને તમારા કહેવા પ્રમાણે ખોટો હોય પણ—તે એક સ્ત્રી છે. તે સ્ત્રીએ આ દેશ છોડી તાબડતોબ જતાં રહેવું ઘટે છે. તેણે પોતાનાં સગાં સંબંધીને તાકીદથી તજી દેવાં, એ તેના સંબંધમાં તથા બીજાંઓના સંબંધમાં વધારે હિતકારક છે. તેણે કોઈ મોટા માણસને બટ્ટો લગાડવો, એ ઠીક નહીં. તેને લીધે કોઈ મોટા માણસને નિચું નિહાળવાનો વખત આવે, એ સારૂં નહીં. મારી સૂચના પ્રમાણે તે જો નહાસી જશે તો અમે પ્રતિજ્ઞાપૂર્વક તેની પાછળ પડીશું નહીં. તમે તેને ચેતવણી આપો અને તેમ છતાં જો તે માને નહીં, હાલની ડોળડમાકવાળી હાલતમાંજ રહેવાનો જો તે હઠ કરે, તો તેને તમારે સ્પષ્ટ કહેવું કે નિકંદનનો વખત બહુ નજીક આવ્યો છે ! તારા સુખના દિવસો હવે પૂરા થયા છે ! મારા સપાટામાં સપડાયા પછી પૂરા ભોગ સમજવા !" આટલો વખત ગંગાડોસી નિચું નિહાળી ભોંય ખોતરતી

હતી; હવે તેણે ઉંચું ડોકું કરીને કહ્યું,–"તમે શું કહોછો, તે હું બરોબર સમજી શકતી નથી. તમારો સંશય શો છે, તે પણ બરોબર રીતે મારા સમજવામાં આવતું નથી, અને મોહનલાલ મરણ પામ્યો હોય, એમ મને બિલકુલ લાગતું નથી." "મોહનલાલ જીવતો છે, એમ કોઈ મને ખાત્રીથી કહે તો હું તેને મારી આવરદામાંથી દશ વર્ષ આપવાને તૈયાર છું!" એમ અનંતરાયે દુઃખી સ્વરથી નિશ્ચયપૂર્વક કહ્યું. ગંગાડોસી પુનઃ બોલી,–"મને નથી લાગતું કે મોહનલાલ મૃત્યુ પામ્યા હોય!" મોહનલાલના મરણ વિષેની વાતચિત્તથીજ પોતાને રડવું આવે છે, એવું બતાવવામાં એ કપટી બુઢ્ઢીએ મણા રાખી નહીં; પણ ઢોંગ કયાં સુધી ટકી રહે? આ વેળાએ જસોદાબાઈ, ઘરની અંદરથી મોહનલાલના પુત્રને લઇને બહાર આવી. "કેમ રડોછો? એમણે કાંઇ વધારે પડતું કહ્યું કે શું! એમના જેવા પરાયા માણસે ડહાપણ ડોળવાનું કારણ શું?" "જસોદાબાઇ, મારા ડહાપણથી તેઓ કાંઈ રડતાં નથી. તેમની વહાલી દિકરી સુંદરબાઈ મરણ પામી, તે તેમને અત્યારે સાંભરી આવી છે અને તેમની દિકરી મરી ગયા પછી સવા વર્ષે મારા કહેવાપરથી તેમના જમાઇને મરણ પામેલો જાણી તેમના દુઃખમાં એકદમ ભરતી થઇ આવી છે, કહો જોઈએ રડવું કેમ ન આવે!" અનંતરાયના એવા બોલોથી ગંગાડોસીનું કાળજું કપાઇ ગયું! અનંતરાયે કીકા તરફ આંગળી કરીને,–"કેમ ત્યારે આને મારી સાથે મોકલશો કે?" "તમોને તેના બાપે તેના પાલક (વાલી) નિમ્યાછે. મારાથી કેમ ના કહેવાય? ખુશીથી લઇ જાઓ. પણ—" "પણ તમારે વિશ્વાસ રાખવો કે એ બાળકને પૂછીને તમારી ગુપ્ત વાર્ત્તા જાણી લેવાનો હું કદી પણ યત્ન કરીશ નહીં! હું કાંઇ ગુપ્ત પોલીસ નથી અને ગુપ્ત પોલીસને પણ અજ્ઞાન બાળકનું બોલવું ઉપયોગી થઇ પડતું નથી." "ભલેને તમારે પૂછવું હોય તે પૂછજ્યો. મને કંઈ તેની ચિંતા નથી; પણ હું તો એમ કહું છું કે શુદ સાતેમ ને સોમવારે સારૂં મૂહૂર્ત્ત છે. તે પહેલાં હું તેને તમારી સાથે મોકલી શકીશ નહીં." "દસ દહાડા રોકાઇને પણ બાળકને લઇ જવો." એવો વિચાર કરીને,–"તમારૂં દીલ દુભાવવા હું માગતો નથી. ફરીને ફેરો પડે તેના કરતાં તેટલો વખત હું અહીં ખુશીથી રોકાઇશ." એ પછી ગંગાડોસી કશું બોલીજ નહીં. અનંતરાયે પેથા-

પુરના એક નાગર ગૃહસ્થને ત્યાં જમવા ખાવાનું રાખ્યું. તે નિત્ય ગંગાડોસી-ને ત્યાં બે ત્રણ વખત આવવા લાગ્યો. બીજેજ દહાડે ગંગાડોસીના ઘરમાં જસોદાબાઇ તેના જોવામાં આવી નહીં. "ક્યાં ગઈ?" એ પ્રશ્નનો સમાધાન-કારક ઉત્તર નહીં મળવાથી, "બાળકને સોંપવો કે નહીં, તે પૂછવા રાણી ચંપાબાઇ કને તેને મોકલાવી હશે!" એવો અનંતરાયને સંશય ઉપજ્યો. પાંચમે દહાડે જસોદાબાઈ અનંતરાયની દૃષ્ટિએ પડી! અને ત્યાર પછી બીજા પાંચ દહાડા ગુજરી ગયા કેડે બરોબર સાતમને સોમવારે પ્રભાતમાં અનંત-રાયને મોહનલાલના પુત્ર સહિત વિદાય કરવામાં આવ્યો. બપોરના અઢી વાગતે અનંતરાયે અમદાવાદના સ્ટેશનપર "વેટીંગરૂમ" માં ઉતારો કરી સા-યંકાળની મેલટ્રેનમાં મુંબઇ જવાનો નિશ્ચય કર્યો. મુંબઇથી આવતી ચાર વાગતાની પેસેન્જર ટ્રેનની વેળાએ મોહનલાલના પુત્ર સહિત "પ્લાટફાર્મ" પર અનંતરાયે ફરવા માંડયું. ટ્રેન આવી કે તુરત ફર્સ્ટકલાસની ગાડીમાંની કોઈ બે તરૂણ બાઇઓને નિહાળી, તે બહુજ સખેદાશ્ચર્ય પામ્યો. તે બાઇ-ઓએ પણ અનંતરાય તરફ કરડી દૃષ્ટિથી નિહાળી તિરસ્કાર યુક્ત હાસ્ય કર્યું. એ બે બાઇઓ કોણ હતી? રાણી ચંપાબાઇ અને તેની પૂર્વની પ્રિયદાસી રાધા! "સત્યાનાશ વળ્યું!! ગમે તે હેતુથી તે મુંબઈ ગઇ હોય, પણ તેનો હેતુ સિદ્ધ થયો છે, એમ તેનો ચેહેરોજ સ્પષ્ટ રીતે બતાવી આપે છે! સ્ત્રી કાપટયથી શું મારે હારી જવું પડશે? શું એ રંડા સત્યનો તાગ લા-વવા દેશે નહીં? શું મારો આખો જન્મારો સંશયમાંજ પૂરો થશે? આ સંશયના યોગે શું મારે પણ મારા મિત્રની પાછળ મારો પણ ભોગ આ-પવો પડશે? એ શા માટે મુંબઇ ગઇ હશે? રાધાના આશ્રમસ્થાનમાં એ દુષ્ટા કુમાર શિવસિંહજીને મળવા આવી ત્યારે,—"તેની (મોહનલાલની) સ્ત્રીના પત્રો" મારે ત્યાં છે,—એમ મારાથી બોલી જવાયું હતું. એ પત્રો પરથી મોહનલાલ સાથેનો પોતાનો સંબંધ સિદ્ધ થઇ શકશે, એવી ધારતી-થી એકદમ મુંબઇ આવી, મારા એકાદા નોકરને ફોડી, તેણે તે પત્રો તો નહીં તફડાવ્યા હોય? એમજ બનેલું મને લાગે છે! સત્યાનાશ વાળ્યું!!"

"રાધા, અરે રાધા!" રાધાને બોલાવતો અનંતરાય ગાડીના એ ડબા તરફ જવા લાગ્યો કે તુરત રાધાએ બારણું બંધ કરી દીધું! ગાડી રવાના થયા પછી "વેટીંગરૂમ" માં આવીને અનંતરાય મુંગે મ્હોડે ખૂબ રડયો. મોહ-

નલાલનો નિર્વિકારી પુત્ર પણ અનંતરાયના રડવાનું કારણ સમજ્યા વિનાજ રડવા લાગ્યો! તેજ દહાડે સાયંકાળની મેલટ્રેનમાં બેસીને, મોહનલાલના પુત્ર સહિત અનંતરાય બીજે દહાડે મુંબઈ જઈ પહોંચ્યો. પોતાના મકાનપર જઇને જુએ છે તો ત્યાં કુમાર શિવસિંહજી દ્રષ્ટિએ પડ્યા. કેવું આશ્ચર્ય! 'આંખમાં રાઇ આંજીને રંડા પત્રો લઇ ગઇ!'' "હેં!" "હેં, શું? સત્યાનાશ વળ્યું!" "ત્યારે હવે?" "ત્યારે હવે, મોહનલાલ મરણ પામ્યો છે—એ રંડાએ મોહનલાલનો ઘાત કરી નાંખ્યો છે,.એ નિશ્ચય!" "આપ અહિંયાં શી રીતે આવ્યા?" "મારી કથા લાંબી છે, તે પછીથી કહીશ; પણ પ્રથમ કયા નિમકહરામ નોકરે એને પત્રો આપ્યા, તે વિષે આપણે ચોકસી કરવી જોઇએ." "ઠીક ત્યારે; અલ્યા ગીરધર, બોલાવ સઘળાને ઉપર!!" અનંતરાયની આજ્ઞાથી સઘળા નોકરો ઉપર આવ્યા.

---

# પ્રકરણ વીસમું.

## દુષ્ટોનો લય-" પ્રાણ સખીનો જય ! "

" નિર્દોષ છતાં પ્રિયે મારી, દોષિત દિલ મારૂં ઠર્યું;
નીતિભ્રષ્ટ દુષ્ટ સંહારી, મનધાર્યું એથી કર્યું!"

( નરભેરામ )

---

"અરે ભાઇ, આતો ઉલટુંજ પરિણામ આવ્યું! ઘરમાંથી કહાડી મુકવાને બદલે મણિશંકર માસ્તરે તેને ઝેર આપ્યું!" "હેં! ત્યારે શું તે મરણ પામી!" કામેશ્વરે નાગેશ્વર પુરાણીને ખેદથી પૂછ્યું. કામેશ્વરે ઉત્તર વાળ્યો,—"ઝેર ઉતરવાથી તે જીવતી રહેલી છે; પરંતુ લાલભાઈ શેઠને સ્વાધિન થવાની આશા હવે સ્વપ્નમાં પણ રાખશો નહીં. સઘળું ભોપાળું ખુલ્લું થઇ ગયું છે. પોસ્ટના સિપાઇ પાસે આપણે ચોરાવેલા કાગળો પકડાયા છે, ગોમતી અને યમુનાએ કાવતરાંની વાતો કબૂલ કરી દીધી છે, અને વકીલ બેહેચરલાલે, "મણિગવરી નિર્દોષ છે," એવી મણિશંકરની ખાત્રી કરી આપી છે! આપણે લાલભાઇ શેઠને વળગી રહ્યા છીએ, પણ હવે વખત વિચારી જવો જોઇએ છીએ! હું તો આવતી કાલેજ ભાવનગર

તજી દેવા ધારૂં છું!" "તારા સરખો મૂર્ખ બીજો કોઇ પણ નહીં હોય! લાલભાઈ સરખો સધર આશામી મળેલો છે, તો ફોલાય ત્યાં સુધી તો ફોલી ખાવું! મણિશંકર માસ્તર શું કરી નાંખવાનો હતો? તેનો ઉપરી અધિકારી હાલ અહિંયા આવેલો છે અને તેને પૂર્વની પેઠે રંગપાણી પીવરાવીને કાનમાં ફુંક મારી કે તુરત મણિશંકર અહીંથી ઉડયોજ સમજ! પણ લાલભાઇ શેઠને, મણિગવરીને મણિશંકરે ઝેર આપ્યાની તથા મણિગવરી નિર્દોષ છે એવી મણિશંકરની ખાત્રી થયાની, વાત કહેવી નહીં; તેને તો એમજ કહેવું કે,-"મણિગવરીને મણિશંકરે ઘરમાંથી કહાડી મૂકી છે, અને જો કે હાલ તુરત તો તે તેની એક બેહેનપણીને ઘેર જઇ રહેલી છે, તથાપિ મણિશંકર માસ્તરના મેંદરડે ગયા બાદ તે તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને કબુલ થઇ છે." આથી તેઓ ખુશ થઇ આપણને બક્ષીસ આપશે અને મણિશંકર માસ્તરના ગયા બાદ વળી બીજી કોઇ યુક્તિથી મણિગવરી વશ થાય છે તો ઠીક છે, નહીંતર તેને પડતી મૂકીને તેની સરખી કોઈ બીજીને મેળવી આપવાની વેતરણ ચલાવીશું!" "ઠીક ત્યારે, એજ સંકેત કાયમ! ચાલો ત્યારે શેઠજી કને હમણાજ જઈએ!" કામેશ્વર અને પુરાણીએ લાલભાઇ કને જઇને તેને મણિગવરીના સંબંધમાં બનાવટી હકીકત નિવેદન કરી. હૈઇયાફૂટા લાલભાઇએ એ બન્નેને મોટાં ઇનામો આપ્યાં અને મણિગવરી પ્રાપ્ત થવાનો સમય પાસે આવેલો સમજી તેની ખુશાલીમાં મિત્ર મંડળને મોટે ખરચે એક મિજબાની આપવાનો ઠરાવ જાહેર કર્યો.

મણિંકર માસ્તરનો ક્રોધ હજુ કાંઇ કમિ થયો નહોતો. મણિગવરીના નિર્દોષપણાની તેની ખાત્રી થયા પછી બીજા ત્રણ દહાડા ગુજરી ગયા. આજે વળી બળતામાં ઘી હોમાયું! દુષ્ટોનો નાશ કરવાની આતુરતાએ કરી તેનું હૃદય બળવા લાગ્યું. તેનાં ચક્ષુથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો, તેના બાહુઓ સ્ફુરણ પામ્યા. "શંકરલાલ, તું આ ખરૂં કહેછે!" "આજ રાત્રીએ એ દુષ્ટોને લાલભાઈ શેઠે પોતાને બંગલે મિજબાની આપેલી હોવાથી ત્યાં તેઓ એકઠા થનાર છે." શંકરલાલ કે જે ભાવનગરની એક શાળાનો માસ્તર હતો, તેણે એટલું કહ્યું કે તુરત મણિશંકરને નખથી તે શિખા પર્યંત જ્વાળા લાગી. દુષ્ટોનો નાશ કરવા વિષેની કલ્પના અને વિચારોથી તેનું મન મસ્ત બની રહ્યું. સાંજના ચાર વાગતેં ડે. એજ્યુ૦ ઇન્સપેક્ટરને લાલજી ૯

શેઠ, પુરાણી અને કામેશ્વર સાથે પોતાના બંગલા આગળથી પસાર થતો નિહાળી તે ક્રોધના આવેશમાં ભાન ભૂલી ગયો. " કેવળ નિર્દોષ! સાચી પતિવ્રતા! દુષ્ટોએ તેનો છળ કર્યો અને તેના પરના મારા પ્રેમનો કાપટયથી નાશ કરાવી મારે હાથે ઝેર અપાવ્યું ! મારા દિલમાં પાપનો પ્રવેશ થવા પામ્યો, મારૂં દિલ ડગમગી ગયું. હું પવિત્ર પ્રેમમાર્ગથી આડો ફંટાયો અને તે પતિવ્રતા શિયળને સાચવી રહી, તેના પવિત્ર દિલમાં પાપનો પ્રવેશ થઇ શકયો નહીં, તેનું દિલડું-જેમનું તેમ દૃઢ રહ્યું ! હું એ પતિવ્રતાના પ્રેમને. સુખને, વિલાસને, ઉપભોગને યોગ્ય હોઉં તો ગમે તેવા છળકપટથી પણ મારૂં મન શું છેતરાવું જોઇએ? હું એ શ્રી દેવીસમાન સુંદરીના જીવતાં સુધી તેનો "નાથ" રહેવાને લાયક હોઉં, તો ગમે તેવું ભંભેરવામાં આવેલું છતાં, મારા મનમાં તેના વિષે કુકલ્પના શું ઉપજવી જોઇએ ? એ ધર્મશીલ, સતિના અપૂર્વ પ્રેમનો અનુભવ મેળવેલો છતાં તેનાં આચરણ વિષે જે અર્થે મારૂં મન દુષિત બની રહ્યું, જે અર્થે અન્યનું છળકપટ તેના પ્રત્યેના મારા પ્રેમનો નાશ કરી શકયું, જે અર્થે મારાપરની તેની અદ્વિતિય એકનિષ્ટા કાયમ રહી અને જે અર્થે મારી નિષ્ટા બગડવા પામી, તેજ અર્થે હવે હું તે મહા પતિવ્રતાના સહવાસ સુખનો અધિકારી રહ્યો નથી ! તે કેવળ નિર્દોષ છતાં તેને જીવથી ટુંકી કરવાના હેતુથી મેં જે અર્થે ઝેર આપ્યું, તેજ અર્થે હવે તે શ્રીદેવીને મ્હોં બતાવવું ઉચિત્ત નથી ! આ જગતમાં રહીને મારે હવે એકજ-અતિ અગત્યનું-દુષ્ટોને સાસન આપવાનું કાર્ય કરવાનું રહ્યું છે. આજના જેવો ફરી ફરીને લાગ આવનાર નથી !" મણિશંકર માસ્તરના મનમાં "દુષ્ટોને મારવાં અને મરવું" એ શિવાય અન્ય કલ્પના તે વેળાએ ઉપજવા પામીજ નહીં. મણિગવરીને ઝેર આપ્યું અને તે નિર્દોષ ઠરી ત્યારથી દુષ્ટોને સાસન આપવાની ભ્રમણાએ કરીને મણિગવરી સાથે વિનાપ્રયોજને તે બોલતો નહોતો. બોલવાની વાર્તાતો નિરાળી રહી; પરંતુ દિવસમાં એકાદીવાર મ્હોં બતાવવું પણ લજ્જાએ કરીને તેને અતિ દુઃખ દાયક થઇ પડતું હતું. મણિગવરી બાપડી વિષપ્રયોગના લતાડથી શરીર અને મનથી લથડી ગઇ હતી અને "પ્રાણુનાથની દૃષ્ટિએ વારંવાર પડવાથી તેમને વિશેષ દુઃખ ઉપજશે." એમ ધારી તે પણ બનતા સુધી મણિશંકરના સહવાસમાં આવતી નહોતી. રાત્રીએ જમી પરવાર્યા પછી મણિશંકર

ઘરની બહાર નિકળ્યો. હોહોડેક કલાક પછી પાછો આવ્યો. મણિગવરી તથા પોતાનાં વૃદ્ધ "કાકી વગેરેને નિદ્રવશ થઇ ગયેલાં જાણી, તેણે રાત્રીના એક વાગતે ઘરના એક નિરાળા ઓરડામાંનો પટારો ઉઘાડયો. તેમાંથી તેણે એક પિસ્તોલ અને તલવાર કહાડી. "આજ પાંચ દહાડા થયા તૈયાર કરી રાખેલાં હથિયારોનો આજે ઉપયોગ કરવાનો વખત આવ્યો છે!" એટલુ મનમાં બોલીને તેણે સુરવાળ તથા પાસાબંડી પેહેરી લીધી. માથા ઉપર ફેંટો તથા કમરપર ભેટ બાંધી લીધી. તે હથિયાર સજીને "દેવી તમે સુખી રહો! તમને છળનાર દુષ્ટોનો સંહાર કરી તમારા કરેલા અપરાધનું તેમને હંમણાજ સાસન આપુંછું અને હું પણ તમારો સદાનો વિયોગી બની રહેવાનું સાસન મારી ખુશીથીજ ભોગતો થાઉં છું! એ દુષ્ટો જો કે તમારા અપરાધના ઉત્પાદક છે, તો પણ અપરાધની ઉત્પત્તિને સ્થાન આપવાની, મેં પણ નહીં માફ થઇ શકે તેવી ભૂલ કરેલી છે અને એટલા માટે તેમની સાથે મારો પણ લય થવો ઘટે છે!" એટલું પોતાની ધર્મપત્નિના સંબંધમાં મનમાંજ બોલી તે ઘરની બહાર નિકળ્યો.

હવે આપણે લાલભાઇશેઠના બંગલા તરફ વળીએ. મણિશંકર માસ્તર જે વેળાએ પોતાના ઘરની બહાર નિકળ્યો, તેજ વેળાએ લાલભાઇશેઠના બંગલામાં વિલક્ષણ પ્રકારની ધામધૂમ ચાલી રહેલી હતી. એક બાજુએ લાલભાઈશેઠ, ડે. એ. ઇન્સ્પેકટર, કામેશ્વર, નાગેશ્વર પુરાણી, વગેરે મદ્ય પીવામાં મશગુલ બની રહ્યા હતા. બીજી બાજુએ બે વેશ્યાઓ ગાયન–નૃત્ય કરી રહી હતી. વચમાં વચમાં મદ્યપાનથી "ટે" થયેલાઓ "ઓ–હો! "વાહવાહ!" "બોત ખુબ!" ઇત્યાદિ શબ્દો બોલીને ગોધળ મચાવી મૂકતા હતા. કોઇ વેશ્યાઓની પીઠ ઠોકતો, કોઇ તેના ગળાપર હાથ મૂકતો, કોઇ તેના અડપલાં કરતો, કોઇ તેની સાથે ગાવા માંડતો, અને કોઇ તેની સાથે નાચવા લાગતો હતો. વેશ્યાઓને પણ દારૂ પીવરાવવામાં આવેલો હોવાથી તે પણ રંગીલી બની રહેલી હતી! નાચવું, કૂદવું, પોકારવું, ગાવું બિભત્સ બોલવું, ખેંચતાણ કરવી, પરસ્પર બાથોડિયાં ભરવાં અને એકબીજાનું ચુંબન લેવું–ઇત્યાદિ પ્રકારોથી તે દીવાનખાનામાં એક સરખી ધમાચકડી ચાલી રહેલી હતી વચ્ચમાં વચ્ચમાં સર્વ કોઇ લેહેરમાં આવીને એકાદો પ્યાલો હાંસ

લેતું હતું! વિનય અને લજ્જાને તેઓ સમૂળગાં વિસરી ગયાં હતાં. “હવે આ મૃત્યુ લોકમાં આપણો એક બીજાનો આ છેવટનોજ મિલાપ છે, માટે જેટલી કરાય તેટલી મોજમઝાહ કરી લઇએ.” એવું સમજીને એ મિત્ર મંડળે, ન સહન થઈ શકે તેવી મૂર્ખાઈ બતાવવા માંડી હશે! શું મણિશંકર માસ્તરના તેઓને રહેંસી મારવાના સંકેતથી તેઓ માહિતગાર હશે? માહિતગાર હોય તો આટલાં ઉન્મત્ત બનેજ શાનાં? અયોગ્ય આચરણવાળી—દોષિત મોજ મઝાહ કરવાની તેઓને શુદ્ધિજ શાની રહે? એવી રીતે મદિરાની ધૂનમાં શુદ્ધિવિહન બની રહેલા એ મંડળને તેના દુરાચરણને યોગ્ય—એવા નર્કવાસમાં પહોંચાડવા સાક્ષાત્ કાળ રૂપ મણિશંકર ત્યાં દાખલ થયો. દરવાજાપર એક માળી, ડે. એજ્યુ. ઈન્સ્પેકટરનો એક સિપાઈ અને એક મજુર—એ ત્રણ જણાઓ પણ પેલા મિત્ર મંડળની પેઠેજ “ઉલ્લુ” બની રહેલા હતા. દરવાજો જેમનો તેમ ઉઘાડોજ હતો. મણિશંકર દરવાજો પસાર કરીને બંગલાના દાદર નજીક આવી પહોંચ્યો, તો પણ તેને કોઇએ પૂછગાછ કરી નહીં. દાદરનું બારણું પણ ઉઘાડુંજ હતું. અંદર પ્રવેશ કરીને અંદરથી મણિશંકરે તે બંધ કર્યું અને પછી તે દાદર ઉપર ચઢવા લાગ્યો. દાદરને છેલ્લે પગથિયે ઉભો રહીને “અંદર કોણ કોણ છે?” તે જાણવા માટે અંદર થતી વાતચિત્તપર લક્ષ આપ્યું. “મણિયો અહીં આવ્યો છે. મિત્ર, એને એકદમ મેંદરડે જવાનો હુકમ કરો!” “સવારમાંજ; પછી છે કંઈ!” “પુષ્કળ પૈસો ખરાબ કર્યા છતાં ઘાટ બગડી ગયો!” “હજી કાંઈ વડી પાપડ વંઠયા નથી!” “કામેશ્વરજી કહે છે, તે સોળ વાલ ને એક રતિ!” ‘ગાયન ચલનેદોજી!” વેશ્યાઓએ ગાયનની પુનઃ શરૂઆત કરી અને “તેઓ સર્વ મારા વેરી છે—તે પતિવ્રતાના અપરાધી છે. શિવાય વેશ્યાઓએ અને કેટલાંક બીજાંઓએ મારો કે તે પતિવ્રતાનો અપરાધ કરેલો નથી, તો પણ અધમ લાલભાઇ અને પાપી કામેશ્વરના દુષ્ટવૃંદમાં તેઓ સામેલ થયાં, માટે તેઓને તેની પ્રતિમારૂપજ સમજવાં જોઇએ! ઉપર ગમે તેટલાં મનુષ્યો હોય પણ મણિગવરીનો નાશ કરવાનું કારણ આપનાર નરાધમોનું બળિદાન, તે પતિવ્રતાને અત્યારે આપવાનોજ! પછી એ બળિદાન આપવામાં બીજાંઓ હડફેટમાં આવી જાય તો તેના નસિબ! ઠીકજ છે; વિચાર કરવામાંજ વ્યર્થ વખત શા માટે ગા-

જોવા જોઇએ ? એ. દુષ્ટોને, તેઓએ જે જે દુષ્ટ કૃત્યો કરેલાં છે તે દુષ્ટ કૃત્યોનું પ્રથમ સ્મરણ કરાવવું અને પછીથી તેઓનો પ્રાણ લેવો; પરંતુ એમ કરવાથી તેઓ પલાયણ કરી ન જાય, તે માટે તેઓને પ્રથમ પગમાંથીજ ટુંકા કરી નાંખવા જોઇએ. હવે વિલંબ લગાડવો ઉપયોગનો નથી. પ્રાણપ્રિયે! હું હવે તને શ્રીદેવી કહું છું! અહો શ્રીદેવી! હું તારો દાસ, મને તારો નાશ કરવાનું કારણ આપનાર દુષ્ટોનું બળિદાન આપવા તૈયાર થાઉંછું, માટે આ કાર્યમાં મને સહાય આપી, દાસની સેવાનો સ્વિકાર કર!" એટલું બોલી મણિશંકર માસ્તર દાદરનું છેલ્લું પગથિયું ચઢિને નગ્ન તલવારે દીવાનખાનામાં ગયો. મદ્યપાનથી "ટં" બની રહેલાં તે દુષ્ટવૃંદ પૈકી કોઇનું પણ લક્ષ મણિશંકર તરફ ગયું નહીં. વ્યાઘ્ર બકરાપર જે રીતે છાપો મારે, તે રીતે મણિશંકરે તે દુષ્ટવૃંદપર કૂદી પડી, "પ્રાણ સખીનો જય!" એમ પોકારી લાલભાઈ, કામેશ્વર, ડે. એજ્યુ. ઈન્સ્પેકટર અને પુરાણીનો અકેક પગ ઝપોઝપ ઝખમી કર્યો. રસોઈ કરનારી બુઢ્ઢી ડોસી, બે વેશ્યાઓ અને નરવાં સારંગી બજાવનાર ત્રણ પુરૂષો—એ રીતે છ માણસોપર તેણે ઘા કર્યો નહીં; પરંતુ તેઓ પ્રત્યેકને પિસ્તોલનો અકેક ઠોંસો એવો તો જોરથી માર્યો કે તેઓ સર્વે "અરેરે!" અને "ઓય માય!" કરતાં ઢળી પડયાં. ત્યાર પછી પુરાણીને ઘસડીને તે દીવાનખાનાની વચ્ચમાં લાવ્યો, સઘળા જખમી થયેલાઓએ "અરેરે મરી ગયા! ખૂન, ખૂન, ખૂન!" ઇત્યાદિ પ્રકારોથી બરાડા પાડી કાંગારોળ કરી મૂકયો. મણિશંકરે ક્રોધથી પગ પછાડીને કહ્યું,—"દુષ્ટો, તમારા દહાડા ભરાઇ ચૂકયા છે! તમારા રાઈરાઈ જેટલા તુકડે તુકડા કરી નાંખવા માટેજ હું અત્યારે અહીં આવ્યો છું! ચૂપ રહો! ચૂપ રહેશો, તોજ થોડો વખત જીવવા પામશો! ડોસીને ચૂપ રહે રંડા! બૂમ પાડ નહીં, નહીંતર તારી પણ એવીજ વલે થશે! (સર્વને) અધમો, ચૂપ રહો, નહીંતર ફેંકી દઇશ બારીમાંથી નિચે! સઘળા ચૂપ રહી હું જે કહું છું તે સાંભળો. ગમે તેટલા બરાડા પાડશો તો પણ અત્યારે ઉંચેથી પરમેશ્વર પણ તમારી વારે આવે તેમ નથી! ચૂપ રહો!!" મણિશંકરે સઘળાંઓને ચૂપ રહેવાનું કહ્યું. પરંતુ જખમીઓને અસહ્ય વેદના થતી હોવાથી તેઓ શી રીતે ચૂપ રહી શકે? "ચૂપ રહીશું તો હજી પણ કદાચ બચીશું; નહીંતર એ ઠાર મારશે!" એવા

ભયથી તેઓએ બરાડા પાડવા બંધ કર્યા, તો પણ થતી વેદનાના ઉદ્ગારો તો તેમના મુખમાંથી નિકળતાજ રહ્યા, તેમનાં નેત્રોમાંથી વહેતો અશ્રુપ્રવાહ તો જેમનો તેમ ચાલુજ રહ્યો. એ ઘાયાળ થયેલા પૈકી એકાદબે જણાઓ બોલી ઉઠયા,—"અમારાથી કશું બોલી શકાતું નથી. અમે તમારા મહાન અપરાધો કરેલા છે. અમોને ક્ષમા કરો. અમે તમારે શરણે આવ્યા છીએ, અમોને કરવામાં આવેલી શિક્ષા પૂરતી છે. હવે જીવતાં સુધી તમારી વાટે જઈશું નહીં. તમારા ઘર તરફ હવે પછી કદી પણ ઉંચી નજરે નિહાળીશું નહીં. અમે ઝખ મારી ! અમોને ક્ષમા કરો !" મણિશંકરે ડોળા ઘૂરકાવીને કહ્યું,–"દુષ્ટો, અત્યારે સપડાયાછો માટે કરગરવા લાગ્યા છો; પરંતુ તમો પ્રત્યેકે જે અનર્થ અને પાપ કર્મ કરેલાં છે, તેને અનુરૂપ પૂરતું સાસન તમોને ત્યારેજ મળેલું કહેવાય, કે તમો પ્રત્યેકનો એકવાર રીબાવીરીબાવીને પ્રાણ લેવો, પુન: અમૃતસંજીવિની આપીને જીવતા કરવા, પુન: રીબાવી રીબાવીને પ્રાણ લેવો–એમ જ્યારે સહસ્ત્ર વખત કરવામાં આવે ! પણ કરવું કેમ ? મારી પાસે અમૃતસંજીવિની નથી ! જો હોત તો આ પ્રસંગે તે બહુજ ઉપયોગી થઇ પડત ! (પુરાણીને લાત મારીને) કુતરા, બોલ, સાચું બોલ ! તને તે શાલ, સાડી અને ચોળી શી રીતે મળી હતી ? મારી સ્ત્રી કનેથી તે તને લાલભાઇએ અપાવી હતી ખરૂં ? અને ગઇ અષ્ટમીની રાત્રીએ આજ બંગલામાં મારી પ્રાણપ્રિય પત્નિને બતાવવા તુંજ મને લઇ આવ્યો હતો નહી ? નિચ, કેમ કશું બોલતો નથી ?" "ખરી હકીકત આપના સમજવામાં આવી ગઈ છે, એ શાલ, સાડી અને ચોળી આપની સ્ત્રી કનેથી ગોમતી નામની બાઇદ્વારા મેળવીને મને લાલભાઇએ આપેલી હતી અને છળકપટથી આપના મનમાં આપની સ્ત્રી વિષે ખોટો વિચાર ઉત્પન્ન કરી દેવા માટે મને મેંદરડે મોકલવામાં આવ્યો હતો. હું મારો અપરાધ કબૂલ કરૂંછું. હું મહા પાપી–અધમ અપરાધી છું ! આપને પગે પડું છું ! મને ક્ષમા કરો !" નાગેશ્વર પુરાણીને મણિશંકરે કહ્યું,–" હવે પગે પડવાનો સમય રહ્યો નથી. તારા કર્મનું પ્રાયશ્ચિત ભોગવવા માટે તને નર્કમાં મોકલ્યા શિવાય તારા છૂટકારાને માટે અન્ય રસ્તો રહ્યો નથી ! " મણિશંકરનું એ કૃત્ય ચાલી રહેલુંછે, તેવામાં દરવાજાપરના " ઉસ્તુ " બનેલા મનુષ્યો પૈકી ડે૦ એજયુ૦ ઇન્સ્પેકટરનો સિપાઇ શુદ્ધિપર આવ્યો. તેણે બંગલાપર થઇ રહેલા કળાહોળના

સંબંધમાં બીજાઓને ચેતવણી આપી સચેત બનાવવાનો યત્ન કર્યો. તે સઘળાઓ "બંગલામાં શો દંગો થયો છે?" તે જાણવા માટે બંગલાના બારણાંમાં આવ્યા; પરંતુ દાદરપરનું બારણું બંધ હોવાથી તેઓ ઉપર જઇ શક્યા નહીં. તેઓએ "દોડો, દોડો, દોડો,! ખૂન, ખૂન, ખૂન!" તેમ મોટેથી બૂમો પાડવા માંડી. ડે૦ એજ્યુ૦ ઇન્સ્પેકટરના સિપાઇએ રસોડાના છાપરાપર ચઢી બંગલાની બારીમાં આવીને અંદર પ્રવેશ કરવા માંડયો; પરંતુ તેપર મણિશંકરની દૃષ્ટિ પડતાં વાર તેણે તેને ત્યાંથી એવો તો પછાડયો કે લાગલાજ તેના રામ રમી ગયા! નિચે રહેલા માળી વગેરેએ ભયભિત બનીને બૂમરાણ પાડી મૂકયું. "દોડો, દોડો દોડો! ખૂન, ખૂન, ખુન!" એમ પોકારણ પાડતો એક જણ શેહેર તરફ ચાલી ગયો. પોકારણ પાડતો તેને શેહેરમાં જતો જાણી "મણિશંકરે હવે વિલંબ કરવામાં સાર નથી" એમ સમજી,–"પતિવ્રતા મણિગવરી! તારો પ્રાણ લેવા મને ઉદ્યુકત કરનાર આ પેહેલો નરાધમ! તેનું તને પ્રથમ બળિદાન દઉંછું!" એમ બોલીને પુરાણી નાગેશ્વરની ચોટલી પકડી,–"પ્રાણ સખીનો જય!" એમ પોકારી તેનું ડોકું ઉડાવી દીધું! પછી તેણે કામેશ્વરને ઘસડી દીવાનખાનાના મધ્ય ભાગમાં આણ્યો. "ચંડાળ! આ કપટાડમ્બર નાટચપ્રયોગનો તું સૂત્રધાર છે! નહીં કરવા યોગ્ય કાર્યો કરી, નહીં કરવા યોગ્ય કુભાંડો રચી મારા મનમાં મારી પ્રાણપ્રિયાનો નાશ કરવાની ખૂરી ઇચ્છા તેં ઉત્પન્ન કરાવી હતી. એ પોસ્ટના સિપાઇને ફોડી લાલભાઇની ઈચ્છા મુજબ અમારા પત્રો ચોરાવવા સારા લાગ્યા હતા ખરૂં? તારાં કેટલાં દુષ્ટ કૃત્યોનું તને સ્મરણ કરાવું? તારો પ્રાણ લેવામાં સહસ્ર મહાયાત્રા કરવા સરખું પુણ્ય છે, સમજયો! મહા પતિવ્રતા સાધવી દેવી! આ તારો મુખ્ય છળ કરનારો! એનું બીજું બળિદાન આપુંછું!" એમ બોલીને,–"પ્રાણ સખીનો જય"! એમ પોકારી તેનાપર તલવારના ઝટકા મારી જોતજોતાંમાં તેની કાયાને છિન્નવિચ્છિન્ન કરી નાખી. "આવો મારા વિષયલંપટ શેઠિયા!" લાલભાઇ શેઠનું બાવડું પકડીને તેને મણિશંકરે જોરથી પટકયો. "આવો મદનજી, હવે તમારો વારો! તમારો સ્નેહી નર્કમાં પહોંચ્યો! ત્યાં તે તમારી રાહ જુવે છે! દુષ્ટ, દ્રવ્યના બળપર નિચ કામવૃત્તિને તૃપ્ત કરવા માટે તેં સેંકડો ગરીબ કુટુંબને નીતિ-

ભ્રષ્ટ બનાવી મૂકયાં છે ! સેંકડો સ્ત્રીઓનો વિનાકારણ છળ કરી તેને તેં કલંકિત બનાવી દીધી છે ! સેંકડો જનોની આબરૂનો–ખોટા તર્કટો બનાવીને તેં નાશ કરેલો છે ! સેંકડો મનુષ્યોના સંસારનું તારા દુરાચરણ વડે તેં સત્યાનાશ વાળેલું છે ! દુષ્ટવાસના તૃપ્ત કરવા માટે સેંકડોના તેં પ્રાણ લીધાં છે ! આ સર્વ અનર્થ કરતાં, મારી નિઃસિમ પતિવ્રતાપર બદધાનત કરી, તેનો નાશ કરાવવા તું યત્નવાન થયો હતો, એ મોટો અનર્થ ! તેનું તને પ્રાયશ્ચિત આપી, તારાથી દુઃખ સંતાપ પામેલાં લોકોના મનનું સમાધાન કરવા તથા મારી શ્રીદેવી સ્વરૂપ પ્રિય પત્નિને સંતુષ્ટ કરવા તેને તારૂં બળિદાન આપું છું ! કપટાડમ્બર નાટયપ્રયોગનો તું મુખ્ય નાયક ખરૂં ?! પ્રિયે, તારાપર પાપવાસના કરનારા આ લાલ ! તેનો એકદમ પ્રાણ લેવો ઉચિત્ત નથી; તેનો પ્રાણ તો તેને લાંબો સમય રીબાવી રીબાવીને લેવો જોઇએ; પણ તેમ કરવાની અનુકૂળતા નથી એટલે લાચાર ! હમણાંજ "એક ઘાથી બે ટુકડા" કર્યા વિના છૂટકો નથી ! એમ કહી,–" પ્રાણ સખીનો જય !" એમ પોકારી તેના ધડ અને શિરને એકેકથી જુદાં કરી નાંખ્યા ! ત્યાર પછી ડે. એજ્યુ. ઇન્સ્પેકટર કને જઈને,–" આપની સાથે અહીં પણ મારે અદબથીજ વર્તવું જોઇએ ખરૂં રાવસાહેબ ! આપ મારા ઉપરી ! અને વળી નીતિના નમુના ! દુષ્ટ, તેં કેળવણીખાતાને લાંછન લગાડયું ! જો તને જીવતો મૂકું તો પણ જગતને મ્હોં દેખાડવા જેવું તેં કયાં રહેવા દીધું છે ? " "મણિશંકર, મને ક્ષમા કરો. તમારો મેં મહાન્ અપરાધ કરેલો છે. પ્રથમ જ્યારે લાલભાઇનો મને સહવાસ થયો, ત્યારે હું દુરાચારીને તેમણે રીજવી તમારી મેંદરડે બદલી કરાવેલી હતી. હું તે માટે ક્ષમા માગું છું. કૃપા કરીને મને જીવતો જવા ઘો !" ડે. એજ્યુ. ઇન્સપેકટર પ્રત્યે મણિશંકરે આવેશથી કહ્યું,–"દુષ્ટ, આ પરિતાપ કરવાનો સમય નથી. તાબાના નોકરોનો છળ કરતાં, વિના કારણે તેઓને નાનાપ્રકારનું કષ્ટ આપતાં, તેઓના વિષે ખોટા રીપોર્ટ કરી તેમને હેરાન કરતાં તને કેમ શરમ નહીં આવી ? ગુદસ્ત વર્ષમાં તેંજ લાલભાઈની મિજબાની લઇને મારાપર કઠોર શબ્દપ્રહાર કરી તેની મરજી અનુરૂપ મારી બદલી કરી હતી ખરૂં ? અધમ, મારા દુઃખનું કારણ તુંજ છે. મારાપર દુઃખ પાડનારને ઉત્તેજન આપનાર તુંજ છે ! જલદી લે હવે નર્કપુરીનો રસ્તો !"

એટલું બોલી,–'પ્રાણ સખીનો જય!" એમ પોકારી મણિશંકરે તેનો પ્રાણ લીધો! આ સર્વ પ્રકાર નિહાળી બેશુદ્ધ થઈ પડેલી પેલી ડોસી આ વેળાએ શુદ્ધિપર આવી મણિશંકરને કાલાવાલા કરવા લાગી,—"રઘા લાલભાઇની શિખવણીથી મણિગવરી કને જઇને ફોસલાવવાનો મેં યત્ન કર્યો હતો, પણ તે પતિવ્રતા–ધન્ય છે તેને, તે જરાપણ ડગી નહોતી અને ત્યારબાદ કામેશ્વરે તથા લાલભાઇએ પુષ્કળ વાર તેને સમજાવવાનું કહેલું છતાં મેં કદી પણ તમારા ઘર તરફ દૃષ્ટિ કરેલી નથી. ખરૂં કહું છું કે બીજાના જેટલો મારો ગુન્હો નથી. હું જીવી જીવીને હવે કાંઇ ઘણાં વર્ષ કહાડવાની નથી. પણ આમ કમોતે મારશો નહીં; દયા રાખો!" "દુષ્ટા, દયાની વાત છોડી દે! મારી પ્રિયપતિને જુઠું ભંભેરવાનો તેં બહુ ખૂબ યત્ન કર્યો હતો, તો કહે જોઉં, મેંદરડામાં તેં મને ક્યારે નિહાળ્યો હતો? તારી કઇ કન્યા સાથે મેં આડો વ્યવહાર ચલાવ્યો હતો! હડહડતું જુઠું બોલી મારી ધર્મપત્નિનું મન દૂષિત કરવું ધાર્યું હતું નહીં? તારૂં પણ તેને બળિદાન આપું છું!" એટલું બોલી મણિશંકરે,–"પ્રાણ સખીનો જય!" એમ પોકારી એક ઝટકાએ ડોસીને નર્કમાં પહોંચાડી દીધી! દુષ્ટોનો સંહાર થઇ રહ્યો કે તુરત પ્રભાતના પાંચ વાગ્યા, વેશ્યાઓ તથા સારંગી નરઘાં વગાડનારાઓને નિર્દોષ સમજી મણિશંકરે તેમનો નાશ કર્યો નહીં. બંગલાના દરવાજાપરના માણસો પૈકી એક જણ શેહેરમાં પોકારણ પાડતો ગયેલો હોવાથી શેહેરમાંનાં પુષ્કળ જનો લાલભાઇ શેઠના બંગલા તરફ દોડતાં આવતાં હતાં. પોલીસ અમલદાર પણ ત્યાં રજુ થઇ ગયો હતો. બંગલાના દાદરપરનું બારણું અંદરથી બંધ કરેલું હોવાથી તેને તોડી પાડવાની ભાંજગડ ચાલી રહેલી હતી. બંગલાના ચોગાનમાં ત્યાં એકઠાં થએલાં માનવિયોનો ઘોંઘાટ મણિશંકરના સાંભળવામાં આવવાથી,–"હવે ત્વરા કરવી જોઇએ!" એમ સમજી લાગલોજ તે બે ગોળીની પિસ્તોલ હાથમાં લઈ બોલ્યો,—"અહો શ્રીદેવી સ્વરૂપ પ્રાણપ્રિયે, તું નિરપરાધી છતાં તારાપર મેં કલંક મૂકી તારો નાશ કરવા માટે તને વિષ આપ્યું! અને તું તારા પોતાના પુણ્યથી જીવતી રહી; પણ હુંતો તારો અપરાધી ઠરી ચૂકયો છું. હું માનું છું કે તારા સરખી પતિપ્રેમી મહા પતિવ્રતાનો નાશ કરવાનો તર્ક હું પ્રેમભ્રષ્ટ બન્યો, ત્યારેજ મારા મનમાં ઉત્પન્ન થવા પામ્યો! મારા સરખા પ્રેમભ્રષ્ટને

તારા નિરંતરના વિયોગી થઇ રહેવાનું સાસન થવું જોઇએ. તારો છળ ક-રનારા અને મને તારો પ્રાણ લેવા ઉદ્યુક્ત કરનારા નિચ કર્મભ્રષ્ટ માનવી-ઓની, તારો નાશ કરવાના પાપોપશાંત્યર્થે કરેલા “દુષ્ટમેધ” નામના યજ્ઞ-માં-મારા ક્રોધાગ્નિના કુંડમાં આહુતિ આપી છે. હવે છેવટે હું સ્ત્રી હત્યા-રો, મહા પાપી, ઘોરકર્મી, જગતમાના સર્વ પ્રાણી કરતાં અત્યંત દુઃખી પોતાના જીવથી કંટાળેલો, તારો પ્રાણ લેવાને તૈયાર થઇ ગયેલો—એવો હું મારા પોતાના પ્રાણની પૂર્ણાહુતિ આપું છું, તે તું સ્વિકાર અને શાન્ત થા ! મારા અપરાધની ક્ષમા કર !” બોલવું બંધ કરી તે માળપરની જ-મીનપર બેઠો અને પોતાના બંને પગ લાંબા કરી, પિસ્તોલના બંને નળા પોતાની છાતી સામે રાખી પગના અંગુઠાવતી પિસ્તોલની ચાંપ દબાવી કે તુરત મોટો અવાજ થતાની સાથે બે ગોળીઓએ તેનું શરીર વીંધી નાંખ્યું ! ! બહાર એકઠાં મળેલાં લોકો દાદરનું બારણું તોડી ઉપર ચઢી આવ્યાં. બે વેસ્યાઓ તથા સારંગી તબલાવાળા ત્રણ પુરૂષો જીવતાં છતાં મૂર્છિત થઇ પડ્યાં હતાં અને બાકીનાં સર્વ જણાંને રહેંસી મારવામાં આવેલાં હતાં, તે સર્વેકોની દૃષ્ટિએ પડ્યાં. એ ભયંકર પ્રકાર નિહાળતાંવાર કેટલાંકો મૂર્છાખાઇ ધરણીપર ઢળી પડ્યાં. કેટલાકો ડરીને દૂર જઇ બેઠા, કેટલાકો તે વેસ્યાઓને તથા પેલા ત્રણ પુરૂષોને સાવધ કરવા લાગ્યા. પોલીસ અ-મલદારે તે વેસ્યાઓની તથા ત્રણ પુરૂષોની તેઓ સાવધ થયાબાદ જુબાની લેવા માંડી.

આ ભયંકર કૃત્યના વર્તમાન શેહેર આખામાં પવન વેગે પ્રસરી ગયા. ટોળે મળીને માનવીઓ લાલભાઇ શેઠના બંગલામાં આવવા લાગ્યાં. મૃત્યુ પામેલાં માનવીઓના આપ્ત મંડળે ત્યાં હાજર થઇ અતિશય કલ્પાંત કરી મૂક્યું. જીવતી રહેલી વેશ્યાઓએ તથા તબલા સારંગી વાળાઓએ આપેલી જુબાનીપરથી આ ભયંકર કૃત્યનું કારણ સર્વ કોઇના સમજવામાં આવ્યું. છ સાડા છ વાગતાને સુમારે મણિશંકરના પ્રિય મિત્ર વકીલ બેહેચરલાલે ત્યાં પ્રવેશ કર્યો. દરબારી નાના મોટા અધિકારીઓ પણ દોડતા આવ્યા. માનવ દળમાં માર્ગ કરી વકીલ બેહેચરલાલ જ્યાં મણિશંકર પડયો હતો, ત્યાં ગયો. “અરે મિત્ર, તને આ શું સૂજ્યું ? દુષ્ટો તો એજ લાગના હતા, તેઓના ભૂંડા હાલ થવા જોઇતા હતા, પણ તે આવી રીતિએ ! નિર્દોષ,

પરમ પવિત્ર પતિવ્રતા મણિગવરીનું અરે હાય! હવે શું થશે!! દુષ્ટોને સાસન આપવાને તું જેટલે દરજ્જે આતુર બની રહ્યો હતો, તેટલે દરજ્જે મણિગવરીના ભવિષ્યનો શું તારે વિચાર કરવો જોઇતો નહોતો? એ મહા પતિવ્રતાના સંબંધમાં દુષ્ટોએ તને જુઠું ભંભેરી તારૂં મન દોષિત કરી નાંખ્યું, તેં તેને ઝેર આપ્યું; અને એટલું કર્યા છતાં તે જ્યારે પ્રભુ કૃપાથી પોતાનું નિર્દોષપણું સિદ્ધ કરી આપવા જીવતી રહેવા પામી, ત્યારે તારે તેને ઉલટું વિશેષ સુખ આપવું જોઇતું હતું કે તેના સૌભાગ્યને સમૂળગું નષ્ટ કરી તેને જીવતાં સુધી દુઃખી બનાવવી જોઇતી હતી? અરે, તને આ શું સૂઝયું! દુષ્ટોના કાપટ્યમાં ફસાઇને તું પ્રેમભ્રષ્ટ બન્યો હતો! તેં તે મહા પ્રતિવ્રતા પર આળ મૂકી તેનો અપરાધ કર્યો હતો, તો તે અપકાર માટે તને થતો પરિતાપ શું પૂરતો નહોતો? વેહેમ ખાઇને તેં તેને વિષ આપી, તથા તેનાપર કઠોર શબ્દપ્રહાર કરી તેને દુઃખી બનાવી હતી, તો તેના પરિતાપને અંતે તેને અપૂર્વ સુખ આપવું એ તારૂં કર્ત્તવ્ય તું છેક વિસરીજ ગયો! આમાં દુઃખને અંતે સુખ કયાં રહ્યું? પોતે દોષ કર્યો અને દોષ ટાળવા માટે વળી બીજો મહાદોષ કર્યો! એ પતિપ્રેમી મણિગવરીને જન્મની દુઃખિયારી બનાવી દીધી! અરેરે! તારૂં શિક્ષણ અને ડહાપણ કયાં ગયું!" એટલું બોલતાં વકીલ બેહેચરલાલનાં ચક્ષુઓમાંથી અશ્રુપ્રવાહ ચાલી નિકળ્યો "દુષ્ટોનો લય! પ્રાણસખીનો જય!!" એવો ધીમો અવાજ મરણોન્મુખ થઇ પડેલા મણિશંકરના મ્હોંમાંથી નિકળતાં વાર પોતાનું બોલવું બંધ કરી,–"અરે, ડાકતરને બોલાવો! આ હજી જીવતો છે; તેના શરીરમાંથી ત્વરાએ ગોળીઓ કહાડવામાં આવે તો ઠીક!" એટલું બેહેચરલાલે મોટેથી કહ્યું કે તુરત દરબારી સત્તાધિશો મણિશંકર કને આવ્યા; પરંતુ અફસોસ! "દુ–ષ્ટો–ઓ–નો–લ–આ–ય! પ–રા–આ–ણ–સ–સ–ખી–નો–નો–જ–જ–યા!" એ વાકય મહા કષ્ટે પૂરૂં કરતાં વાર મણિશંકર માસ્તરનો પ્રાણ ઉડી ગયો!! તે નિહાળી તેનો વકીલમિત્ર મૂર્છા ખાઈ જમીનપર પછડાઈ પડયો. કરવા જોઇતા ઉપચાર કરીને અન્ય માણસોએ તેને સાવધ બનાવ્યા પછી તેણે આવેશથી લાલભાઈ, કામેશ્વર, પુરાણી, ડે. એજયુ. ઈન્સ્પેકર અને પેલી ડોસી વગેરેએ મણિગવરી તથા મણિશંકર પ્રત્યે ચલાવેલી વર્ત્તણુંક અસરકારક વાણીમાં કહી સંભળાવી. તે વિશેષમાં બોલ્યો,–

"પાપ કદી પણ ઢાંક્યું રહી શકતું નથી. પાપીઓને પાપનું ફળ કદી પણ મળ્યા વિના રહેતું નથી. આજે જે દુષ્ટોને રહેંસી મારવામાં આવેલાં છે, તેઓને માટે મને બિલકુલ ખેદ ઉપજતો નથી, દુષ્ટોને મણિશંકરે પોતેજ સંહારવા કરતાં અન્ય રસ્તે સાસન અપાવવું જોઇતું હતું. દુષ્ટોને સંહારી છેવટે પોતે પોતાનો ઘાત કરી લીધો—એ ઘેલું સાહસ છતાં–અમર્યાદ ક્રોધનું પરિણામ છતાં ન્યાયને ખાતર કહેવું જોઇએ કે તેવી સ્થિતિએ પહોંચેલા માનવીઓ તેવું કૃત્ય કરે તેમાં વિશેષતા નથી. ખચિત તેણે "પોતાની સ્ત્રી કેવળ નિર્દોષ છે." એવી ખાત્રી થયા પછી તે પતિવ્રતાને અપૂર્વ સુખ આપવામાં નિમગ્ન થઇ રહેવું જોઇતું હતું; પરંતુ સતિને છળવામાં જેઓએ મણા રાખી નહોતી, પોતાનું મન દોષિત કરી પોતાની પ્રિય પત્નિનો જીવ લેવા પોતાને જેઓએ ઉદ્યુક્ત બનાવ્યો હતો, દુષ્ટોનો નાશ રવા તરફ તેનું લક્ષ લાગી રહેલું હોવાથી ક્રોધાગ્નિએ તેનું ભાન ભૂલાવ્યું હતું અને તેથીજ તેણે આ કૃત્ય આવેશથી કરેલું છે. થયા કાળ ! જેવી હરી ઇચ્છા ! હવે અન્ય ઇલાજ શો ? મણિગવરી શુદ્ધ પતિવ્રતા છે અને મારો મિત્ર મણિલાલ પતિધર્મજ્ઞ હતો, પણ હાયહાય ! કાળે તેને ભૂલાવ્યો !!" બેહેચરલાલથી એ કરતાં અધિક બોલી શકાયું નહીં. મળેલી માનવમેદની ત્યાં દુષ્ટોપર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગી, અસુરનો વધ કરનાર મણિશંકરની પ્રસંશા સાથે તેણે કરેલા આપઘાત માટે ત્યાં મળેલા પુષ્કળ લોકો અતિ શોક કરવા લાગ્યા, "દુષ્ટોને મળેલું સાસન યોગ્યજ છે ! " એવું એકે અવાજે સર્વે કોઈ ત્યાં બોલવા માંડયું, દુષ્ટોના સગાં સંબંધીઓએ પણ તેમના અનાચારની વાર્ત્તા શ્રવણ કર્યા પછી તેમના મૃત્યું વિષેનો ખેદ કરવો તજી દીધો, મણિગવરીનું સૌભાગ્ય નષ્ટ પામ્યું તે માટે સઘળાંઓ ત્યાં "અરેરાટ" ના ઉદ્દગારો કહાડવા માંડયાં. એવાં બની રહેલા હૃદયભેદક પ્રકાર વચ્ચે એક અતિ કરૂણાજનક–વિલક્ષણ બનાવ બન્યો ! જેણે શુભ્રવસ્ત્ર પરિધાન કરેલું છે, જેણે કપાળમાં કુંકુમની પીળ કહાડેલી છે, જેના હરતની હાથેળીઓ કુંકુમવર્ણી બની રહેલી છે, જેની મુખમુદ્રા દ્દઢ નિશ્ચયવાળી અને વિકાળ બની રહેલી છે, મનોધર્મના પ્રેમલક્ષણની જે સાક્ષાત્ પ્રતિમા બની રહેલી જણાય છે, ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી જે પારલૌકિક સુખનું ચિંતન કરવા લાગી છે, જે "પ્રાણ વિના જેવું શ-

રીત, તેવું સ્વામિ વિના સ્ત્રીનું અસ્તિત્વ!" એવું શ્રીમુખે ઉચ્ચારણ કરી રહેલી છે, તેવી એક સુંદરીએ ઉતાવળે ત્યાં પ્રવેશ કર્યો. સઘળાઓનું તેના પ્રત્યે લક્ષ લાગી રહ્યું. એ સ્ત્રી કોણ હતી? મહા પતિવ્રતા મણિગવરી!!

# પ્રકરણ એકવીશમું.

## કઠણ પ્રસંગ.

"કર્મ અરે અતિ ગહન ગતિ તારી
કઠણ પ્રસંગે રાખવું મન વાગ."
મોરોપત) (ભા૦)

સઘળા નોકરો ઉપર આવ્યા કે તુરત,–"મારા સૂવાના ઓરડાની કુંચી કોની પાસે હતી? એ ઓરડો કોઈએ ઉઘાડયો હતો? મોહનલાલ વ્યાસનાં પેટીઓ તથા પાકીટો વગેરે કોઇએ તપાસ્યાં હતાં? બે ત્રણ દહાડામાં અહીં કોઇ નવિન માણસ આવેલું હતું? સાચેસાચુ કહી દ્યો! અહીં એક એવો ગુન્હો બન્યોછે કે,–ગુન્હેગારનો શોધ નહીં લાગે તો સંશયના આધારે તમો સઘળાઓને પોલીસ કોર્ટમાં રજુ કરવાની મને ફરજ પડશે!" એમ અનંતરાયે ધમકાવવા માંડયું. ગીરધરે કહ્યુ,–'સાહેબ, અમો સઘળા નિર્દોષ છીએ. પરમદિવસે સાંજના મૂળીઓ આપના સૂવાના ઓરડામાં મોહનલાલ વ્યાસનો સામાન ફેંદતો હતો. મને શક ઉપજવાથી તેમ કરવાનું કારણ પૂછયું ત્યારે તેણે જણાવ્યું કે,—"જુના કાગળોની ફાઇલ શોધું છું!" આશરે પોણા કલાક પછી ઓરડામાંથી તે બહાર નિકળ્યો. તે વેળાએ એક રૂમાલનું પોટકું તેની બગલમાં હોવાથી મેં,–"આમાં શું છે?" એમ કહી તે જોવા માગ્યું. મારા બોલવા તરફ લક્ષ નહીં આપતાં લાગલોજ તે દોડી ગયો. વેહેમ પડવાથી હું પણ તેની પાછળ પડયો. ફિરંગીના દેવળ નજીક એક વિકટોરિયા ગાડી ઉભેલી હતી ત્યાં જઇ મૂળીઓ ઉભો રહ્યો. મેં થોડે દૂર ઉભા રહી જોયું તો તે ગાડીમાં કોઇ બે બાઈઓ બેઠેલી હતી. મૂળીઆએ પેલું પોટલું આપ્યું કે તુરત એક

બાઇએ તેને કેટલીક નોટો આપી. તે લઇ મૂળીઓ પાછો વળી નિકળ્યો અને તે ગાડી પણ લાગલીજ ત્યાંથી રવાના થઇ. ગાડી ગયા બાદ મૂળીઆને મેં પકડી પાડયો,-' બોલ, આ તેં શું કર્યું ?" મેં એમ કહ્યું કે તુરત મારા હાથમાં બસો રૂપિયાની નોટો મૂકીને તે બોલ્યો,-" મેં કાંઈ શેઠની ચોરી કરી નથી, ફક્ત મોહનલાલ વ્યાસ ઉપર લખેલા કાગળો તેના સામાનમાંથી શોધીને એ પાર્વતિબાઇને આપી દીધા છે, અને તેમ કરવાથી પાંચસો રૂપિયા મળ્યા છે. તને બસો રૂપિયા આપું છું ભલો થઈને કોઇને પણ આ વાત કહીશ નહીં." મેં પૂછયું,-" મોહનલાલ વ્યાસ ઉપર કોણે કાગળો લખેલા ? પાર્વતિબાઇ કોણ ? એ કાગળો સાથે તેનો સબંધ શો ?" તેણે જવાબ આપ્યો,-" તે પાર્વતિબાઇએજ મોહનલાલ વ્યાસ ઉપર કાગળો લખેલા હતા, અને એ કાગળોની જરૂર પડવાથી તે લેવા આવી હતી. પાર્વતિબાઇ પ્રથમ મોહનલાલ સાથે પરણનાર હતી અને પરણુતાં પેહેલાં સ્નેહ થવાથી તેણે મોહનલાલ ઉપર કેટલાક કાગળો લખેલા હતા; પણ મોહનલાલે દગો કરી સુંદરબાઈની સાથે લગ્ન કર્યું અને તે ચીન ગયો; આથી પાર્વતિબાઇને એક બીજા ગૃહસ્થ સાથે લગ્ન કરવાની ફરજ પડી. મોહનલાલ દેશમાં આવ્યાના ખબર મળવાથી એ કાગળો તેની પાસેથી માગી લેવા તે અત્રે આવી, પણ મોહનલાલ અહિંયાં નથી, એવા મેં ખબર આપ્યા કે તુરત તે નિરાશ થઇ ગઈ; મોહનલાલનો સામાન અહીં હોવાથી કદાચ તે કાગળો બીજાના હાથમાં જશે, અને પોતાની ફજેતી થશે, એવું ધારી પાર્વતિબાઇએ તે કાગળો લાવી આપવા માટે મને પાંચસો રૂપિયા આપવાનો ઠરાવ કર્યો, અને મેં તે શોધી, તેને સ્વાધિન કરી, પાંચસો રૂપિયા મેળવી લીધા." એ હકીકત સાંભળી તેણે આપેલી બસો રૂપિયાની નોટો તેના તરફ ફેંકીને મેં તેનો તિરસ્કાર કર્યો અને તેના બાપ કને જઈને તેને સઘળી હકીકત નિવેદન કરી તેનો બાપ પ્રમાણિક અને આબરૂદાર ગૃહસ્થ છે. તેણે તેને પુષ્કળ માર માર્યો. મને તેના બાપે કહેલું છે કે, શેઠ સાહેબ પધારે ત્યારે મને ખબર આપજ્યો. માટે આપની આજ્ઞા હોય તો તેમને હમણાંજ બોલાવી લાવું."

"જા, બોલાવી લાવ જલદી!" ક્રોધ અને શોકથી વ્યાકુલ બનેલા અનંતરાયની એ આજ્ઞા ઉઠાવી ગીરધર લાગલોજ મૂળિયાના બાપને બોલાવી

લાગ્યો. "ક્ષમા કરો. એ અજ્ઞાન બાળકની ભૂલ થઇ. તેને મળેલા આ પાંચસો રૂપિયા રજુ કરૂં છું." મૂળીઆનો બાપ પાઘડી ઉતારી પગે લાગ્યો. "એ રૂપિયાં તમારી પાસેજ રાખો. અમારે તેની જરૂર નથી. તમારા છોકરાએ બહુજ બૂરૂં કર્મ કરેલું છે. તેને અણુસમજુ માનીને જવા દઇએછીએ; પણ જરૂર પડે ત્યારે તમારા છોકરાએ અમારી સાથે આવી, જે બાઇ કાગળો લઈ ગઈ છે, તેને ઓળખાવી પુરાવો આપવો પડશે." કુમાર શિવસિંહજીના બોલવાનો મૂળીઆના બાપે સ્વિકાર કર્યો કેતુરત તેની કનેથી એકલેખ લખાવીલઇ અનંતરાય વકીલે તેને ત્યાંથી જવાનીરજા આપી.

બપોરના જમી પરવાર્યા પછી અનંતરાય પોતાના સૂવાના ઓરડામાં ગયો. કુમાર શિવસિંહજી પણ એક બીજા ઓરડામાં આરામ લેવા પધાર્યા. અનંતરાય પોતાના સૂવાના ઓરડામાં જઇ ખિસ્સામાંથી કુંચીનો ઝુમખો કહાડી, મોહનલાલ વ્યાસની પેટીઓ એક પછી એક ઉઘાડી, તેમાંની પ્રત્યેક વસ્તુઓ તપાસવા લાગ્યો. મોહનલાલના સામાનમાં કેટલાંક જુનાં કપડાં, જાહેર ખબરો અને હસ્તપત્રિકાઓ, ચિનાઈ માટી કામના નમુનાઓ, કેટલીક અત્તરની શીશીઓ અને કેટલાંક ફાટેલાં–જુનાં પુસ્તકો હતાં. આ સર્વ વસ્તુઓ તળે ઉપર કર્યા છતાં અનંતરાયને જે જોઇતું હતું તે મળ્યું નહીં ! તેને મોહનલાલની સ્ત્રીના પત્રોની જરૂર હતી, પોતાની સ્ત્રીના પત્રો પોતાની કને હોવાનું મોહનલાલે અનંતરાયને પુષ્કળવાર કહેલું હતું અને એકાદવાર તે પત્રો વાંચતાં મોહનલાલને અનંતરાયે નિહાળ્યો પણ હતો. અનંતરાયે દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને, "ખચિત એ રંડાએજ પત્રો ઓળવી લીધા !" એટલું બોલી સર્વ પેટીઓ સામાનથી પૂર્વવત્ ભરીને બંધ કીધી. ત્યારબાદ પાકીટો ઉઘાડી તેમાંનો સામાન તેણે તપાસવા માંડયો. પેહેલું, બીજું અને ત્રીજું પાકીટ તપાસતાં મુદ્દાના કાગળો સાંપડયા નહીં. હવે તપાસવાનું એકજ પાકીટ બાકી રહ્યું. એ છેલ્લું પાકીટ માત્ર પુસ્તકોથીજ ભરેલું હતું એ પાકીટમાંનાં સઘળાં પુસ્તકો બહાર કહાડી, એક પછી એક તે તપાસવા લાગ્યો. સર્વ પુસ્તકો પૈકી ફક્ત બે પુસ્તકો તપાસવાનાં બાકી રહ્યાં, અને એટલેથીજ તે તપાસવાપરથી તેનું ચિત્ત ઉઠી ગયું. નિરાશાથી તેના દિલમાં જબરદસ્ત દુઃખ થવા લાગ્યું. તે જમીનપરથી ઉઠીને આરામ ખુરશીપર પડયો. થોડો સમય વિચારમાં પડી તે પોતા પ્રત્યે કહેવા

લાગ્યો,–"અરે હું આ શું કરૂંછું? પદે પદે, મિનિટે મિનિટે ગુપ્ત વાર્તા પ્રકાશમાં લાવવાનો હું એક સરખો યત્ન કરવા લાગ્યોછું અને એ રસ્તે મને યશ પણ મળવા માંડયો છે; પણ હું આવી રીતે શા માટે કરૂંછું, તેની મને પોતાનેજ કશી ગમ પડતી નથી. જાણે હું એક ચક્રને મજબૂત બંધાઇ તેની સાથે વેગથી ફર્યા કરતો હોઉં, એવી મારી હાલત થઇ પડી છે! મને આ થયું છે પણ શું? અત્યાર સુધી મેં બનતા યત્નથી મારા મિત્રનો શોધ કર્યો, પણ તે યત્ન વ્યર્થ જવાથી હવે એ શોધ કરવાની વાતને પડતી મૂકું, તો તે વ્યાજબી ગણાય? એથી મારૂં કર્તવ્ય કર્મ મેં પૂર્ણપણે બજાવેલું કહેવાય? કદી નહીં. મને લાગે છે કે હવે મારો મિત્ર મને કદી પણ દૃષ્ટિએ પડશે નહીં! એ દુષ્ટ રંડાએ તેનો ઘાત કરી નાંખ્યો છે? તેમ ન હોત તો પત્રો ચોરાવી લેવાની તથા બીજી અનેક પ્રકારની ધૂર્તતા કરવાની તેને શી જરૂર હતી વારૂ? ગયો બિચારો! છૂટયો આ જગતમાંથી! અને જે અર્થે તે જીવતો રહ્યો નથી, તે અર્થે તેનો શોધ કરવો વ્યર્થ નથી શું? તે મરણ પામ્યો છે એમ માનવાને હવે હરકત શી છે! તે શી રીતે મરણ પામ્યો, કયાં મરણ પામ્યો, એ શોધી કહાડવાનું કામ મારૂં નથી? અને તે મારૂં કામ છે, તો તે કામ બજાવવાના માર્ગ ઉપરજ હું છું કે નહીં? આ છે પણ શું? હું હવે શું કરૂં—અરે, પ્રભુ મને કશું સૂજતું નથી.–કેવો કઠણ પ્રસંગ!!" થોડીવારે અનંતરાય આરામ ખુરશીપરથી ઉઠીને નિચે બેઠો અને ન્હાના બાળકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો! પુષ્કળ વખત એ રીતે રડવામાં ગુજાર્યા બાદ તે ત્યાંથી એકદમ ઉભો થયો. તે વેળાએ તેનાં ચક્ષુઓ લાલચોળ બની રહ્યાં હતાં. તેના ચેહેરાપર નિશ્ચયનાં ચિન્હો જણાતાં હતાં. "પ્રથમ મૃત મનુષ્યનો ન્યાય અને પછીથી જીવતા મનુષ્ય પર દયા!" એટલું બોલી, બાકી રહેલાં પુસ્તકો લઇ તે આરામ ખુરશીપર પડયો. પ્રથમ તેણે સંસ્કૃત વ્યાકરણ હાથમાં લઇ તપાસવા માંડયું. તેના પેહેલા પાનાપર "મો૦ વ્યા૦" એવા અક્ષરો લખેલા હતા. તે અક્ષરો કાચા–કોઇ ઓછા ભણેલા બાળકે લખ્યા હોય, તેવા જણાતા હતા. એ પુસ્તક પૂરૂં તપાસી રહ્યા પછી અનંતરાયે મોટો નિશ્વાસ નાંખ્યો. હવે એકજ પુસ્તક તપાસવાનું રહ્યું. તે રહેલું પુસ્તક અનંતરાયે હાથમાં લીધું. તેના મુખપત્રની અંદરની બાજુએ

એક કવિતા લખેલી હતી, તે કોઇ સ્ત્રીએ લખેલી હશે, એમ તે કવિતાના અક્ષરોપરથી જણાઈ આવતું હતું. તેણે એ કવિતાપર વિશેષ લક્ષ આપ્યું નહીં. પુસ્તકની અંદર કંઇ કાગળપત્ર રહી ગયો હોય તો તે શોધવા માટે તેનું પ્રત્યેક પાનું તપાસ્યું પણ કશું સાંપડ્યું નહીં. અનંતરાય એ છેવટનું પુસ્તક પણ જેમનું તેમ પાછું મૂકી દેવાનો હતો; પરંતુ એટલામાં એ પુસ્તકનાં પેહેલાં બે પાનાંઓ અકેકને ચોંટી ગયેલાં જણાયાં, કાગળ ફાડવાની હાથીદાંતની છરી લઇ લાગલાંજ તે બે પાનાં તેણે નિરાળાં કર્યાં. તેમાં કંઇ હાથનું લખેલું વાંચી પોતાના શ્રમનું સાર્થકય થયેલું તે સમજવા લાગ્યો. એ લખાણ ત્રણ પારિગ્રાફથી લખાયલું હતું અને તે ત્રણે પારિગ્રાફો નિરનિરાળાં માણસોના હાથથી લખેલા જણાતા હતા. પેહેલો પારિગ્રાફ, એ પુસ્તક જે સાલમાં છપાયું તેજ સાલમાં લખાયલો છે, એમ તેની તારીખપરથી સમજાતું હતું. તેમાં,–"મુકામ–અમદાવાદ. ગોદાવરીને મિસ લિટલે તેના સદાચરણથી ખુશ થઈ આ પુસ્તક બક્ષીસ આપ્યું." એમ લખેલું હતું. બીજો પારીગ્રાફ એ પછી પાંચ વર્ષે લખાયલો છે, એમ તેની તારીખપરથી જણાતું હતું. એ પારિગ્રાફ ગોદાવરી બાઈએજ લખેલો જણાતો હતો. તેમાં,–" ફિમેલ ટ્રેનિંગ કોલેજની મારી મૈત્રિણી સુંદરબાઇને પ્રેમપૂર્વક ભેટ." એમ લખેલું હતું. ત્રીજો પારિગ્રાફ સુંદરબાઇના હાથથી લખેલો દેખાતો હતો, અને તેણે એ પુસ્તક પોતાના,–" પ્રિય મોહનલાલ વ્યાસ" ને ભેટ આપેલું હતું. "પ્રિય મોહનલાલ વ્યાસને, તેમની આજ્ઞાધારક થઇ રહેવાને ઉત્કંઠિત–એવી સુંદરબાઈ તરફથી ભેટ." એ વાકય વાંચતાંજ તથા તે વાકયના અક્ષરો ઓળખતાંજ અનંતરાયની મુદ્રાપર વિલક્ષણ અસર થઈ! "એમજ થવાનું! મેં પ્રમથીજ ધાર્યું હતું!" અનંતરાયથી એવું મોટેથી બોલી જવાયું કે તુરત,–" મિત્ર, તેં પ્રથમથી શું ધાર્યું હતું?" એવો પ્રશ્ન કરતા કુમાર શિવસિંહજીએ ત્યાં પ્રવેશ કર્યો. અનંતરાયે એ " શાકુન્તલ નાટક" કુમાર શિવસિંહજીના હાથમાં આપ્યું. "મોહનલાલનો સર્વ સામાન તપાસ્યો; તેમાં ફક્ત આ પુસ્તકનું આ એકજ પાનું ઉપયોગી માલુમ પડયું!" એ ત્રણે પારિગ્રાફ વાંચીને,–" પણ આ કાંઇ ઓછું ઉપયોગી નથી." એમ કુમાર શિવસિંહજીએ જણાવ્યું. વારૂ, પણ આપ મારી પહેલાં અહીં મુંબઈ શી રીતે

આવ્યા અને તે મોહનલાલના પત્રો અહીં આવીને લઈ ગઈ, એમ આપે શી રીતે જાણ્યું ?" અનંતરાયના પ્રશ્નનો કુમાર શિવસિંહજીએ લંબાણથી ઉત્તર આપવા માંડયો,—"હું અને મહારાજા રાજકોટ ગયા હતા, તે તમારા જાણવામાં છે. રાજકોટ જઇ રહ્યા પછી થોડે દહાડે કુંવરી સુજાણબાએ મારાપર ખાનગી પત્ર લખી મને ગોપુર બોલાવ્યો. આથી મહારાજાને રાજકોટ મૂકી હું એકલો ગોપુર આવ્યો. ત્યાં કુંવરી સુજાણબાએ મને જણાવ્યું કે,—"ભાયા ખવાસની મા અહીં આવી હતી અને પરમ દિવસે રાણી ચંપાબાઇ, રાધા અને ભાયાની મા,—એ ત્રણે જણા અહીંથી બહાર ગામ ગયાં છે !" મહારાજાની પરવાનગી શિવાય રાણી ચંપાબાઇ એકાએક બાહારગામ જાય અને તે વળી ભાયાની મા તથા રાધાને લઇને, તેમાં ખસુસ કંઇ ભેદ હોવો જોઇએ, એમ સમજી હું ઉંડા વિચારમાં ઉતરી પડયો. મને અનેક તર્ક વિતર્ક ઉપજવા લાગ્યા. રાધાના આશ્રમસ્થાનમાં રાણી ચંપાબાઈને,—"તેની (મોહનલાલની) સ્ત્રીના પત્રો મારે ત્યાં છે ?" એમ તેને તમે જણાવ્યું હતું, તે ઉપરથી કદાચ તે મુંબઈ ગઈ હશે એવી કલ્પના ઉપજવાથી હું પણ લાગલોજ અહીં તરફ રવાના થયો. અહીં આવીને મેં પુષ્કળ તપાસ કર્યો, પણ તેના આવ્યાના વર્ત્તમાન મળ્યા નહીં. હું જે દહાડે આવ્યો તેજ દહાડે સાયંકાળની મેલટ્રેનના સમયે હું ગ્રાંટરોડના સ્ટેશનપર ગયો. પાસ લઇને "પ્લાટફાર્મ" પર થોડીવાર અહીંથી તહીં ફર્યા કર્યું, એટલામાં ત્યાં પુષ્કળ પ્રવાસીઓ એકઠા થઈ ગયા. મેલટ્રેન સ્ટેશનમાં આવી પહોંચતાંવાર સઘળા પ્રવાસીઓ તેમાં બેસવા લાગ્યા. આ વેળાએ મને કોઇનો ધક્કો લાગવાથી જેવો હું ધક્કો મારનારને નિહાળવા જાઊંછું, તેવીજ રાણી ચંપાબાઈ તથા તેની લાડકી રાધા દૃષ્ટિએ પડી ! "કોણ ? કુમાર શિવસિંહજી !" એટલું રાધાએ અચરતીથી કહ્યું કે તુરત રાણી ચંપાબાઈનું વદન ઝંખવાણું પડી ગયું ! "તમે રાજકોટ ગયા હતા ને ? અહીં આવવાનું પ્રયોજન ?" એમ રાણી ચંપાબાઇએ મને પૂછ્યું કે તરત મેં જવાબ આપ્યો,—"પ્રયોજન તો તમે જાણોજ છોને ! જેવી રીતે મામા સાહેબની પરવાનગી શિવાય કોઈ અગત્યના કારણસર આપનું અત્રે આવવું થયું, તેવીજ રીતે તેવા કોઇ અગત્યના કારણસર મારૂં પણ અત્રે આવવું થયું છે !" રાણી ચંપાબાઈ બોલી,—"તેઓની પરવાનગી શિવાય હું કદીપણ કોઈ સ્થળે જાઊં નહીં—

તેઓને માઠું લાગે તેવું કૃત્ય હું કદીપણ કરૂં નહીં; પણ અગત્યનું કામ હોવાથી અહીં તાબડતોબ આવ્યા વિના ઈલાજ નહોતો.” મેં કહ્યું,–“તેમને માઠું લાગે તેવું કૃત્ય કદીપણ કરો નહીં તેવાંજ તમે છો!” એ માર્મિક વચન સાંભળી તેણે હાસ્ય કર્યું. એ હાસ્યથી,–“તમારા બોલવામાં કશ્યો પણ અર્થ નથી!” એવું તેણે મને સૂચવ્યું, અને થોડી વારે,–“તેઓને માઠું લાગે તેવું કૃત્ય હું કદી પણ કરૂં નહીં!” એવું તે પુનઃ બોલી હસવા લાગી. ત્યારબાદ મેલટ્રેન રવાના થઇ, એટલે હું શેહેરમાં આવ્યો.” કુમાર શિવસિંહજીએ વિશેષમાં જણાવ્યું,—“રાણી ચંપાબાઇ બહુ પહોંચેલી–મહા ધૂર્ત્ત છે, તેના પાપનો ઘડો હવે ફૂટવા આવ્યો છે. મોહનલાલ ભાવનગરના રહેવાસી છે અને તેથી ત્યાં જઈએ તો શું વિશેષ પુરાવો, ન મળી શકે?” “હું લાંબો સમય થયાં ભાવનગર ગયો નથી. મોહનલાલની માતા ઘણાં વર્ષપર ગુજરી ગયેલ છે. તેનો બાપ બીજી સ્ત્રી પરણનાર હતો એવું મેં સાંભળ્યું હતું, અને તેજ કારણસર મોહનલાલને તેની સાથે વિક્ષેપ થયો હતો. મોહનલાલની મણિગવરી નામની એક બેહેન છે, તેનું લગ્ન કયાં થયું છે અને તે કેવી હાલતમાં છે તે મારા જાણવામાં નથી. મોહનલાલ ચીન ગયો અને ચીનથી આવ્યા પછી તેની શોકપ્રદ સ્થિતિના મારે પણ ભોગ થવું પડયું, તેથી ભાવનગરના આખા મંડળ તરફ હું કે મોહનલાલ લક્ષ આપવા પામ્યા નથી. હું ધારૂંછું કે મોહનલાલનું લગ્ન થયા બાદ મણિગવરી સાથે મોહનલાલની સ્ત્રીએ પત્ર વ્યવહાર ચલાવ્યો હશે, અને તેટલા માટે આપણે ભાવનગર જઇ શોધ કરીએ તો ઠીક.” અનંતરાયને કુમાર શિવસિંહજીએ કહ્યું,–“જો અડચણ ન હોય તો આવતી કાલેજ આપણે ભાવનગર જઇએ.” ભાવનગર જવાનો તે બન્ને મિત્રોએ નિશ્ચય કર્યા બાદ કુમારશ્રી શિવસિંહજી ગાડી જોડાવી કંઈ કારણસર શેહેરમાં ગયા અને અનંતરાયે દિવાનખાનામાં જઇ ત્યાંના એક કબાટમાંથી “મોહનલાલ નંદલાલ વ્યાસના સંબંધમાં મહત્વનું ટાંચણ” એ મથાળાવાળો કાગળ કહાડી તેમાંની કલમો નિચે પુષ્કળ નવિન કલમો ઉમેરી. એ નવિન કલમોને પણ તેણે પ્રથમની કલમોની પેઠે અનુક્રમ નંબરો નાખ્યા. સુમારે પંદર મિનિટ એ રીતે તેણે લખ્યા કર્યું. પછીથી લખવું બંધ કરી તે કાગળ તેણે કબાટમાં મૂકયો. “મોહનલાલ ગુમ થયો, તેને આજ

કેટલા બધા દિવસ થયા ? વખતને જતાં વાર શી ? અરેરે, હવે મારો એ વહાલો મિત્ર મને કયારે મળશે ? પુરાણોમાં પણ એવું કલ્પિત વર્ણન છે કે પુણ્ય પ્રાણીપર જે વેળાએ સંકટ આવે છે, તે વેળાએ તેને પૃથ્વિ દુભંગ થઇ પોતાના પેટમાં સમાવી લે છે; કિંવા પાતાલમાંની નાગકન્યા સુંદર પુરૂષને પોતાના ઉપભોગને માટે ગુપ્ત રીતે લઇ જાય છે ! તો શું મારા મિત્રની તેવી ગતિ તો નહીં થઈ હોય !" એકલો બેસીને અનંતરાય એવી અનેક કલ્પના કરી દુ:ખી થવા લાગ્યો.

"મોહનલાલના પુત્રને સાથે લેવાથી તેની ફોઇને બહુ આનંદ ઉપજશે." એમ સમજી તેને સાથે લઇ બીજે દહાડે અનંતરાય તથા કુમાર શિવસિંહજી ભાવનગર તરફ રવાના થયા. ત્રીજે દહાડે બપોરના ભાવનગર જઈ પહોંચ્યા અને નમતા પહરે ગાડી જોડાવી, મોહલાલના પુત્રને સાથે લઇ કુમાર શિવસિંહજી તથા અનંતરાય નંદલાલ વ્યાસને મળવા ગયા. " આવો બેસો. કયાંથી આવ્યા ?" એમ નંદલાલ વ્યાસે પૂછયું કે તુરત ત્યાં પાથરેલી ફાટેલી સાદડીપર બેસીને અનંતરાયે કહ્યું,—"તમારો પુત્ર મોહનલાલ મારો મિત્ર થાય છે." "વારૂ, પણ તમે શું કહેવા માગો છો? મૂઓ એ દીકરો !" નંદલાલ વ્યાસનું એ અભદ્ર—કઠોર વાકય સાંભળી અનંતરાયને તથા કુમાર શિવસિંહજીને બહુ ક્રોધ ઉપજ્યો. "અમે જે કહેવા માગીએ છીએ તે એટલુંજ છે કે તમારા તે દિકરાનો આ જગતમાંથી નાશ થયો છે. તે તમારા કહેવા પ્રમાણે મરણજ પામ્યો છે ! !" કુમાર શિવસિંહજી બોલવું બંધ કરેછે, તેવામાં નંદલાલ વ્યાસ ઉતાવળે બોલી ઉઠયો,—" હું પ્રથમથીજ જાણતો હતો કે તેનું અંતર્થાળ મોત થશે ! મેં તો એ કૂળદિપક દિકરાનું અને એ કૂળદિપક દિકરીનું ક્યારનુંએ સ્નાન કરી નાંખ્યું છે ! " તમારા સરખા બાપને સહસ્રવાર ધિક્કાર હજો ! પોતાના પુત્રની મૃત્યુ વાર્ત્તા શ્રવણ કરતાં શોકથી હૃદય ચિરાઇ ન જાય, ચક્ષુએ ઉષ્ણ આંસુડાંની એક સરખી ધારા ન વહે, એવો બાપ તો આ અવનિમાં આજેજ નિહાળવામાં આવ્યો !" એટલું કહીને કુમાર શિવસિંહજીએ ઉભા થઇ ચાલવા માંડયું. અનંતરાય પણ મોહનલાલના પુત્રને લઇ તેમની પાછળજ ચાલી નિકળ્યો. રસ્તાપર ઉભી રહેલી ગાડીમાં બેઠા કેડે ગાડી ચાલતી થયા પછી અનંતરાયે કુમાર શિવસિંહજીને કહેવા માંડયું,—" એ નિર્દય બાપને

નિહાળવાનો કઠણ પ્રસંગ આવ્યો ! શું એનું મ્હોં જોવું પણ ઉચિત્ત છે? એ નિર્દય બાપની પલાંઠીપર બાળપણમાં મોહનલાલ કેટલીવાર બેઠો હશે ! એજ બાપે તેને તે વેળાએ પ્રેમથી કેટલીવાર ચુંબન કર્યું હશે! અરેરે!! અત્યારે એ સર્વ વ્યર્થ! પ્રત્યક્ષ બાપ! તેને પણ પુત્રની મૃત્યુ વાર્ત્તા શ્રવણ કરતાં દુઃખ ઉપજતું નથી! કોઇ રાક્ષસીજ અવતાર કે નહીં? એવા કેટલાકોના દુષ્ટ બાપ વિષે આપણે ઇતિહાસમાં વાંચેલું તે આજે પ્રત્યક્ષ અનુભવવામાં આવ્યું ! પ્રભુ તું આવા પાષાણ હૃદયનાં મનુષ્યોને જગતમાં શા માટે ઉત્પન્ન કરે છે? એવાંઓને સંતત્તિ પણ શા માટે આપે છે? એવાં માણસો જન્મ થતાંવારજ કેમ મરણ પામતાં નથી? એવાં માનવીઓ જન્મ્યાં ન જન્મ્યાં સરખાંજ! એવાં માણસો પોતાની માતાનું તારૂણ્ય હરણ કરવા માટેજ જન્મે છે. "मातुः केवलमेव यौवन वनच्छेदे कुठाग वयम्" એ કવ્યુકિત કેવળ ખરી છે. હાલના તત્વવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે જો પ્રજા કમી થતી રહે તો વધારે સારૂં! એમ થવાથી નિદાન એવાં માણસો વધારે નિપજવાનો સંભવજ કમી ! તેનો બાપ જ્યારે આવો મહા મૂર્ખ-ઘાતકી સ્વભાવનો છે, ત્યારે મોહનલાલનો સ્વભાવ ઉદાર, દયાળુ અને મળતાવડો-એમ સર્વવાતે શી રીતે સારો થયો? "બાપ એવો બેટા" એ કેહેવત તેના સબંધમાં કેમ ખોટી પડી? બહુધા બાળકોનો ચેહેરો બાપ સરખોજ જોવામાં આવે છે, અવાજ પણ બાપનાજ સરખો કેટલાક બાળકોનો હોય છે, અને તેમ છતાં સ્વભાવમાંજ શી રીતે અંતર પડયું ! ગમે તેમ હોય, પણ મોહનલાલ ખરેખર ભાગ્યહિન !!" અનંતરાય બોલવું બંધ કરે છે, તેવામાં તેના ઘર આગળ જઇને ગાડી ઉભી રહી. તેઓ ત્રણેએ ગાડીમાંથી ઉતરી ઘરમાં પ્રવેશ કર્યો.

પ્રિયવાચકવૃંદ, કેવો વિલક્ષણ સંજોગ ! કેવો કઠણ પ્રસંગ !! અનંતરાય વગેરે ભાવનગરમાં આવી રહ્યા, તેને બીજેજ દહાડે મણિશંકર માસ્તરે દુષ્ટોને સાસન આપ્યું ! શેહેર આખામાં હાહાકાર થઈ રહ્યો !" ખૂન, ખૂન, ખૂન !" એવા પોકારો સ્થળે સ્થળે થવા લાગ્યા. કુમાર શિવસિંહજી તથા અનંતરાય પણ એ પ્રકાર વિષે વિશેષ જાણવા સારૂ પરોઢિયામાં ઉઠી લાલભાઇ શેઠને બંગલે દોડી ગયા. ત્યાં તેમણે શું નિહાળ્યું? શું નિહાળ્યું, તે પ્રિયવાચકોના જાણવા બહાર નથી. રહેંસી મારેલાં દુષ્ટોના પ્રેતો, ચિતરી ચડે

તેવી રક્તની નિકો અને ઉતાવળે આવી મણિશંકર માસ્તરનું મસ્તક ખોળામાં લીધાબાદ મૂર્છા ખાઇ ધરણીપર ઢળી પડેલી ભાગ્યહિન મણિગવરી, ઇત્યાદિ પ્રકાર તેના નિહાળવામાં આવ્યો. કેવો કઠણ પ્રસંગ ! મણિગવરી ઉપરા ઉપર બે ચારવાર બેશુદ્ધ બની ગઈ ! શુદ્ધિમાં આવીને તે કાળું કલ્પાંત કરી મુકતી અને પાછી બેશુદ્ધ બની જતી હતી. તેના આક્રંદનું વિશેષ વર્ણન કરી પ્રિય વાચકોને શોકાતુર બનાવવા, એ ઠીક નહીં લાગવાથી એટલુંજ કહેવું બસ થશે કે તે પોતાના પ્રાણનાથની સાથે પરલોકગમન કરવાને કેવળ સજ થઇ ગઇ ! તેની સૂજી ગયેલી આરક્ત આંખો, તેનું અડવું–ફિક્કું કપાળ, તેનું કરમાઈ ગયેલું રડતું વદન, અરેરે, તે સર્વાંગે વિલક્ષણ બની ગઇ ! તે દેહનું ભાન ભૂલી ગઈ, તેના મનની શુદ્ધિ જતી રહી. શુદ્ધિમાં અને બેશુદ્ધિમાં તે સ્વામિનુંજ રટન કરવા લાગી, "નાથ, મને તજી જશો નહીં એમ કરવું આપને ઘટતું નથી. ઉભા રહો, હું આ આવી !" એટલું બોલતાંવાર મણિગવરી મૂર્છાખાઇ જેવી પાંચમીવાર કાષ્ટવત પછડાઈ જવા લાગી, તેવીજ તેને અધર ઉપાડી લઈ બેહેચરલાલ વકીલે મંગાવેલી પાલખીમાં સૂવાડી પોતાને ઘેર પૂરતા બંદોબસ્તથી મોકલાવી દીધી. ત્યાં એકઠાં થયેલાં માણસોને પોલીસના સિપાઇઓએ વિખેરી નાંખવા માંડયાં, અને દરબારી અધિકારી તરફથી પરવાનગી મળ્યા બાદ સર્વ પ્રેતોને વિધિપૂર્વક દહન કરવા માટે તેનાં સગાં સંબંધીઓ લઈ ચાલ્યાં. " મોહનલાલની બેહેન મણિગવરીનુંજ સૌભાગ્ય નષ્ટ થયું !" એવું કુમાર શિવસિંહજી તથા વકીલ અનંતરાયના જાણવામાં આવતાં વાર તેઓના શોકનો પાર રહ્યો નહીં.

કુમાર શિવસિંહજીએ તથા અનંતરાયે ભાવનગરમાંજ એક મહિનો ગુજાર્યો. તેટલા અવધિમાં તેઓ વારંવાર બેહેચરલાલ વકીલને ઘેર જઇ મણિગવરીની ખબર લેતા હતા. મણિગવરી સૂકાઈ કેવળ રૂધિર વિનાની-હાડપિંજર સરખી બની ગઈ. દિનપ્રતિદિન તેની પ્રકૃતિ વિશેષ બગડવા લાગી. ક્ષુધા અને નિદ્રાએ સમૂળગી તેને તજી દીધી. તેને હાડજ્વર આવવા લાગ્યો. કુમાર શિવસિંહજીએ તથા અનંતરાયે મોહનલાલનું દુઃખદાયક વૃત્તાંત બેહેચરલાલ વકીલને કહી સંભળાવેલું હોવાથી તે વાર્તા કર્ણોપકર્ણે મણિગવરીના સાંભળવામાં આવી અને તેથી તે બાપડી દુઃખસમુદ્રમાં ડુબી મરવા લાગી. એક દહાડે બપોરના અનંતરાય તથા કુમાર શિવસિં-

હજી બેહેચરલાલ વકીલને ઘેર આવ્યા ત્યારે મણિગવરીએ,–"મારા ભાઇના તમે મિત્ર છો, તો કૃપા કરીને કહો કે તેની શી અવસ્થા થઇ?" એમ આંખમાં આંસુ લાવીને પૂછ્યું કે તુરત અનંતરાયે કહ્યું,–"બેહેન, થવા કાળ કદી પણ મિથ્યા થતો નથી, ઇશ્વરેચ્છા બળવાન છે! પરંતુ દુઃખદાયક વર્તમાન કહી સંભળાવવાનો અત્યારે કઠણ પ્રસંગ પ્રાપ્ત થવાથી મને બહુ માઠું લાગે છે. તમારો ભાઈ મોહનલાલ–મારો પ્રિય મિત્ર; તેનો અને મારો એક જીવ થવાનાં પુષ્કળ કારણો છે. તેના કરતાં આ જગતમાં કોઇ પણ મને અધિક પ્રિય નથી. તેના ઉપર કેવાં કેવાં સંકટો ગુજર્યાં, તે મારા તથા શિવસિંહજી વિના કોઇ પણ અધિક જાણતું નથી. ચીનથી મુંબઇ આવ્યો ત્યારે તેની સ્ત્રી મરણ પામ્યાના વર્તમાન સાંભળી તે બાપડાની જે સ્થિતિ થઇ હતી, તેનું વર્ણન મારાથી થઈ શકે તેમ નથી! તેનો ગોઝારા ગોપુરમાં એકાએક નાશ થયો! આ બાળક (મોહનલાલના પુત્રને બતાવીને) ની હવે શી અવસ્થા! અરેરે બહુજ કઠણ પ્રસંગ!! જો તે મારે ત્યાંજ એમ ઝુરી મર્યો હોત તો તેના પ્રેતની પણ યોગ્ય વ્યવસ્થા થઇ શકત; પરંતુ તે એકાએક ગુમ થયો અને કોઇએ તેનું ખૂન કર્યું, એવો વિચાર મનમાં આવતાં વાર મને અતિશય દુઃખ ઉપજે છે. તેનું કોઇએ ખૂન કરેલું હોવું જોઈએ, એવી મારી ખાત્રી થઇ ચૂકી છે!" "શું? ખૂન!" મણિગવરીને સર્વાંગે ધ્રુજ છૂટી. તેના હોઠ થરથરવા લાગ્યા. તેનાથી શુદ્ધ સમજી શકાય તેવું બોલી શકાયું નહીં. "મારા ભાઈનું જેણે ખૂન કર્યું હોય, તેને તાબડતોબ શોધી કહાડો! શોધી કહાડીને મારા ભાઇનું વેર વાળો, નહીંતર—" મણિગવરી આવેશમાં આવીને બોલવા લાગી,–"મેં સાંભળ્યું છે; હા, કાલેજ મારા વકીલ ભાઈજીની વહુ કહેતાં હતાં કે મારા ભાઇની સ્ત્રી જીવતી છે અને મારોભાઈ ચીન ગયો ત્યારે તે ગોપુરના રાજા વેરે પોતાનું પૂર્વનું નામ ઠામ બદલી નાંખીને પરણી છે! એ રંડાએ રાણી બનીને મારા ભાઇનું ખૂન કર્યું છે! શું આ સાચી વાત? તમે તેનો શોધ ચલાવો છો ખરૂં? કૃપા કરીને સાચું કહો." અનંતરાયે ટુંકામાં મણિગવરીને સર્વ હકીકત નિવેદન કરી. મણિગવરીએ તે સાંભળી લીધા પછી કહ્યું,–"કૃપા કરીને હવે ત્વરાથી ખૂનીનો શોધ કરો. અરેરે, હવે શું મારો ભાઈ મને મળશે! એવો સોનાનો દિવસ હવે પછી ઉગવા પામશે? મારા ભાઇનું ખૂન કરના-

રીનું સત્યાનાશ જજો !" " બ્હેન મણિગવરી, જરા શાંત થાઓ. આમ રડો નહીં. જરા ધીર ધરો. તમારા ભાઇના ખૂનનો શોધ કર્યાવિના મને ચેન પડનાર નથી. મારા પર વિશ્વાસ રાખો." અનંતરાયે એટલું કહીને મણિગવરીને પૂછ્યું,–" તમારા ભાઇના કે તમારી ભોજાઇના તમારાપર આવેલા કોઇ કાગળો તમારી પાસે છે ?" મણિગવરીએ જવાબ આપ્યો,– "હા, એક ભાઇનો અને એક ભાભીનો–એવી રીતે બે પત્રો મારી જમના-માસીને મેં સાચવી રાખવા માટે આપેલા છે અને તે હું મારા વકીલ ભાઇજીની મારફતે તમારા ઉપર મોકલાવીશ." પોતાના વ્હાલા ભાઇનું ખૂન થયેલું જાણ્યા પછી મણિગવરીને ઉપજેલો કમકમાટ હજી પણ કમી થયો નહીં. તેના શરીરે પુષ્કળ ઘામ વળ્યો હતો. બોલતાં બોલતાં તેની જીભ અટકતી હતી. " પ્રાણનાથ સ્વર્ગવાસી થયા અને ભાઇના મૃત્યુની ભયંકર વાર્તા શ્રવણ કરવામાં આવી અને તેમ છતાં આ પાપી જીવ કેમ જતો નથી !" મણિગવરી એટલું બોલીને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. " બાઇ રડો નહીં. તમારો ભાઈ જીવતો નથી, તેની ખાત્રી શી ? અમે અનુમાનથીજ તેના મૃત્યુની કલ્પના કરીએ છીએ અને તેથી તેનું મૃત્યુજ થયું છે, એમ નિશ્ચયપૂર્વક શી રીતે કહી શકાય ?" મણિગવરીના મનનું સમાધાન કરવા માટે કુમાર શિવસિંહજીએ એટલું કહ્યું કે તુરત મણિગવરી બોલી,–" ત્યારે શું મારો ભાઇ જીવતો હશે ! એમ બને ખરૂં? એવો સોનાનો દિવસ હું કયારે નિહાળીશ ! તમારૂં બોલવું પ્રભુ કરેને ખરૂં પડે !!" મણિગવરીએ મોહનલાલના પુત્રને પોતાની કને લઇ, પોતાના ખોળામાં બેસાડી ચુંબન લીધું. " આ કીકાને ઉછેરી હવે હું મોટો કરીશ. તેને મારી કનેજ રહેવા દો. તે અહીં નિશાળમાં ભણશે." અનંતરાયને મણિગવરીની એ ઇચ્છા બહુજ રૂચી. " અમે બે ચાર દહાડામાં અત્રેથી ગોપુર જવાનો ઈરાદો રાખીએ છીએ અને ત્યારે આ કીકાને અહીં તમારી પાસે ખુશીથી મૂકી જઇશું." અનંતરાય એટલું કહે છે તેવામાં તેના એક નોકરે ત્યાં આવી, ટપાલમાં આવેલા કાગળો તેના હાથમાં આપ્યા. તેમાં એક કાગળ કુમાર શિવસિંહજીનો હોવાથી તેણે તે તેમને આપ્યો. કુમાર શિવસિંહજીએ પત્ર વાંચીને દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. " જોઉં, એવું એ પત્રમાં શું છે ?" " કુંવરી સુજાણબાનો આ પત્ર છે. તેમાં લખ્યું છે કે,–" બાપુની પ્રકૃત્તિ

બહુજ બગડી છે; પણ ગભરાવા સરખું નથી. તેમને એકાંતરીઓ તહા-ડીઓ તાવ આવે છે. તાવ આવ્યા પછી પરસેવો જલદી વળતો નથી. તેઓ બિછાનાપરજ પડ્યા રહેછે. આપને પુષ્કળવાર યાદ કરે છે. એકવાર ખચિત મળી જવું જોઇએ. રાણીશ્રીએ પ્રપંચથી જનાનામાં જવાની મનાઇ કરાવી તેમાં બાપુનો દોષ શો ? બાપુપર ગુસ્સે થવું જોઇતું નથી. આપણે બાપુ તરફ નિહાળવાનુંછે. આ પત્ર વાંચતાંવાર આ તરફ નિકળી આવો. અહીં આવ્યા પછી,–"મેં પત્ર લખ્યો હતો." એમ કોઇને પણ કહેશો નહીં."

કુમાર શિવસિંહજીએ કુંવરી સુજાણબાનો પત્ર વાંચી સંભળાવ્યો કે તુરત,– "ત્યારે હવે શું ધાર્યું ?" એવો અનંતરાગે પ્રશ્ન કર્યો. કુમાર શિવસિંહજીએ પોતાના મનની બહુ અસ્વસ્થતા થઇ રહેવાથી તે પ્રશ્ન તરફ લક્ષ આપ્યું નહીં. તેને અતિશય દુઃખ ઉપજ્યું. તે લાગલોજ મોટેથી બોલી ઉઠ્યો,–"મેં જે કર્યું તે શું ઠીક કર્યું ? મારી શકાનો યોગ્ય પ્રસંગે ઉપયોગ કરવાનો મેં નિશ્ચય કર્યો એ શું ઠીક કર્યું ? જેઓને હું પિતા પ્રમાણે સમજું છું તેમને પુરતી ચોકસી કર્યા શિવાય, એ વાર્તા કહીને દુઃખમાં પાડવા નહીં, એવી મેં કરેલી ખટપટ શું વ્યર્થજ જવા લાગી ? હું હવે ગોપુર જઇશ, ત્યારે દૈવયોગે તે આખર અવસ્થાએ હશે. તો પછી કેમ કરવું ? ધારો કે તેઓ મરણોન્મુખ થઇ પડ્યા હોય, ને દુષ્ટા તેમનું મસ્તક ખોળામાં લઈ બેઠી હોય અને હું ત્યાં જઇ પહોંચું કે,–"રામ બોલો ભાઇ રામ !" એવો ધ્વનિ મારા સાંભળવામાં આવે તો પછી શું કરવું ? ખચિત બહુ કઠણ પ્રસંગ આવ્યો !"

# પ્રકરણ બાવીશમું.

## " એમાં શુ ? "

"નિર્જીવ વાતમાં નિકળે, ગર્ભિત સાર અપાર;
" એમાં શું ? " એમ બોલતાં, જન કન જરા વિચાર. "
[ ગણપતરામ ]

" જવું કે ન જવું ? " તે વિષે કુમાર શિવસિંહજીએ પુષ્કળ વિચાર કર્યો. " મોહનલાલનો પુત્ર તેની ફોઇ સાથે હળી જાય ત્યાં સુધી તમે અહીંજ રહો અને હું ગોપુર જઇને પત્ર લખું તે પ્રમાણે વ્યવસ્થા કરો. " " જેવી ઈચ્છા. " અનંતરાય તરફથી ઉત્તર મળ્યા પછી મણિગવરી કનેથી ઉઠીને એ બન્ને મિત્રો ટ્રેનનો વખત થયેલો હોવાથી ઉતારે થઈ ઝડપથી સ્ટેશનપર ગયા. કુમાર શિવસિંહજીને વિદાય કરી અનંતરાય શેહેરમાં આવ્યો. કુંવરી સુજાણબાનો પત્ર પહોંચ્યા પછી અગિયાર કલાકે કુમાર શિવસિંહજી નવાગઢના સ્ટેશનપર ઉતર્યા, અને ત્યાંથી બીજા ત્રણ કલાકે ગોપુરમાં તેણે પ્રવેશ કર્યો. એકાદા આપ્તજનના મંદવાડનો પત્ર આવવાથી તેને મળવા જતાં જેમ જેમ તેનું સ્થાન નજીક આવતું જાયછે, તેમ તેમ ધાસ્કો પડી મનમાં માઠી કલ્પના ઉપજવા લાગેછે. કુમાર શિવસિંહજીની પણ તેવીજ શોચનિય સ્થિતિ થઈ પડી. શેહેરનો રાજમાર્ગ છોડી તેણે દરબારગઢ તરફ વળવા માંડયું. દરબારગઢ નજીક આવેલો જાણીને તે ગાડીમાંથી ઉતરી પડયો; પણ તે " નજીક " ને બદલે " ઘણોજ વેગળો " થઇ પડયો ! તેના પગ ભારે થઈ પડ્યા. તેને ઉપરા ઉપર બગાસાં આવવા લાગ્યાં. તેનાં ચક્ષુઓમાંથી ઉષ્ણ આંસુડાં ટપકવા લાગ્યાં. " મારા મામા જો આજેજ મૃત્યુ પામ્યા, તો આ દરબારગઢની કેવી હાલત થાય ? વારસ નથી અને મારા વિષે એ ધૂર્ત ચંપાબાઇએ કેમ જાણ્યું કે મામાના મનમાં હલકો વિચાર ઉત્પન્ન કરાવી દીધો નહીં હોય ? આજેજ મામા મૃત્યુ પામે તો કાલેજ જપ્તી ! પોલિટિકલ એજન્ટનું થાણું કયાં દૂર છે ! પ્રભુ કરેને તેવો સમય ન આવે !! " કુમાર શિવસિંહજીએ ચાલતાં ચાલતાં એક મોટો નિશ્વાસ નાંખ્યો. દરબા-

રગઢની ત્રીજી ચોકી વળોટયા પછી તેને સર્વાંગે ધ્રુજ છૂટી, તે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા માંડશે કે શું ? એવો શક તેની મુખમુદ્રા ઉત્પન્ન કરાવવા લાગી. તેણે લાગલોજ ખિસ્સામાંથી હાથ રૂમાલ કહાડી ચક્ષુઓ સાફ કર્યાં અને તેણે ચોકીદારને પૂછયું,–" મામા સાહેબની પ્રકૃત્તિ–" તેનાથી વાકય પૂરૂં કરી શકાયું નહીં. "પ્રકૃત્તિ સુધરતી જાયછે. ધારતી જેવું કશું નથી. આપને બહુ યાદ કરેછે." સિપાઈ તરફથી જવાબ મળતાં વાર મેહેલ તરફ કુમાર શિવસિંહજીએ ચાલવા માંડયું. કુમાર શિવસિંહજીની બાલ્યવસ્થામાંજ માતા ગુજરી ગયેલી, મામાને ત્યાંજ તે ઉછરેલો, પ્રત્યક્ષ પિતાની પણ મામાના જેટલી માયા નહીં, અને જ્યારે એમ હોય ત્યારે મામાના મંદવાડથી કુમાર શિવસિંહજીને કેમ માઠું ન લાગે ? પ્રત્યક્ષ તેના પિતાના મંદવાડનો પત્ર તેના ઉપર આવ્યો હોત, તો પણ તે આટલી કાળજીથી અને આટલી ત્વરાથી ત્યાં ગયો ન હોત–એ નક્કી ! રાજમેહેલમાં દાખલ થયા બાદ જમણા હાથપરના દાદર તરફ વળી દીવાનખાનામાં કુમાર શિવસિંહજીએ પ્રવેશ કર્યો. ત્યાં મહારાજા અભયસિંહની નિત્ય બેસવાની કિન્નખાબથી મઢેલી આરામ ખુરશી ખાલી નિહાળી તેને બહુ દુઃખ ઉપજયું. જ્યારે ત્યારે એ ખુરશીપર મહારાજા અભયસિંહ પડ્યા પાથર્યા રહેતા હતા, તો અ- ત્યારે તે તેની પ્રિય ખુરશીને અનાશ્રિત નિહાળી કુમાર શિવસિંહજીને કેમ દુઃખ ન ઉપજે ? જતાં જતાં કુમાર શિવસિંહજી ઠેઠ રાણી ચંપાબાઈના વસ્ત્રપરિધાનગૃહ સુધી જઇ પહોંચ્યો. તેને ત્યાં સર્વ ઉદાસ સરખું ભાસ્યું. જાણે અંજાણ્યા સ્થળમાં તે પ્રવેશ કરતો હોય, અને ત્યાં જેમ સઘળું નવું અને અંજાણ્યું લાગે. તેમ અત્યારે તેને દીસવા લાગ્યું. રાણી ચંપાબાઈના રંગ મેહેલમાં જતાં વાર " કુલટા ! " એ શબ્દ તેના મુખમાંથી હોઠના ફડફડાટ સાથે નિકળી પડયો ! શાથી ? ત્યાં લટકાવેલી રાણીની તસબિર નિહાળવામાં આવવાથી ! ! દીવાનખાનાની જોડના ઓરડામાંજ મહારાજા અભયસિંહ પોઢેલા હતા. કુમાર શિવસિંહજી ઓરડાના દ્વારમાં આવીને ઉભો રહ્યો. મહારાજા અભયસિંહને નિદ્રા આવી ગઇ હતી. રાણી ચંપાબાઇ પલંગની જોડમાં એક ખુરશીપર બેઠેલી હતી. મહારાજા અભયસિંહનો એક હાથ ઉઘાડો પલંગની ઈસપર પડેલો તે સાધવી (!) ચંપાબાઇએ પોતાના કોમળ હાથથી પકડી રાખ્યો હતો ! બાજુપરના એક કોચ ઉપર

કુંવરી સુજાણબા આડે પડખે પડીને પિતા તરફ નિહાળી રહી હતી. એ ઓર-ડામાં સર્વ સામાન ઉત્તમ વ્યવસ્થાથી ગોઠવવામાં આવેલો જણાતો હતો. એક વૃદ્ધ પુરૂષ પલંગપર નિદ્રાધિન થઈ પડ્યો છે, તેનો એક હાથ એક તરૂણ અને સર્વાંગે સુંદર-એવી સ્ત્રીએ પોતાના સુકુમાર કરથી પકડી રાખ્યો છે, ત્યાંજ વળી બીજી યુવતિ એક સુંદર કોચપર પડી પડી તે વૃદ્ધ પુરૂષ પ્રત્યે એક સરખી નિહાળી રહી છે, અને ત્યાં એક સરખી શાન્તતા પ્રસરી રહી છે; એ દેખાવ ચિતરવાની વાર્ત્તા જો એકાદો કુશળ ચિતારો મનમાં લાવે, તો ખરેખર તે ચિત્ર ઘણુંજ ચિત્તકર્ષક થઇ પડે ! અધૂરામાં પૂરૂં તે દિ-વસે રાણી ચંપાબાઇએ માથાબોળ સ્નાન કરેલું હોવાથી તેના તે છૂટા-વિખરાયલા કેટલાક ગળામાં આવેલા અને કેટલાક ઠેઠ કમરથી પણ નિચે લટકી રહેલા ભુજંગ સરખા કાળા કેશ, તથા રત્ન કંકણથી યુક્ત એવા એક હડપચી ઉપર ટેકાવેલા નાજુક હસ્તને નિહાળતાંવાર લાગલીજ પૌરાણિક સમયની એકાદિ પતિવ્રતા સાધ્વી વિષેની કલ્પના ઉપજે એવો તેનો દેખાવ થઇ પડ્યો હતો ! પગલાંના ધબકારાથી કદાચ મામા સાહેબ જાગૃત થઈ જશે, એવું વિચારી કુમાર શિવસિંહજી હળુ હળુ ડગલાં ભ-રતો આવીને ઉમરામાં ઉભો રહ્યા હતો; પણ તેનો પડછાયો પડતાંવાર તેના તરફ નિહાળી,–' કોણ ? કુમાર શિવસિંહજી !" એમ રાણી ચંપાબાઇએ અચરતીથી પૂછ્યું "હળવે બોલ, અબોલ રહે." એમ જણાવવાના હેતુથી કુંવરી સુજાણબાએ ચક્ષુઓ ચકળવકળ ફેરવી પોતાના નાકની દાંડીપર પોતાના હાથની આંગળી ઉભી અરાડી. ત્યાર પછી તેણે કુમાર શિવસિં-હજીને અંદર આવવાની ઈશારત કરી અને પાસે આવ્યા પછી,–" આવ્યા! ઘણું સારૂ થયું" એમ ધીમે અવાજે કહ્યું. કુમાર શિવસિંહજી ખુરશી લઇ પલંગની પાંગત તરફ જઇ બેઠો અને પોતાના મામાની પુત્રીને પોતા-ની જોડમાં ખુરશી લઇ આવી બેસવાની ઇશારત કરી. તે પ્રમાણે થઇ ચુક્યા પછી માત્ર ક્ષણમાં રાણી ચંપાબાઇનો ચેહરો ઉતરી ગયો અને તે નિહાળવામાં આવતાંવાર કુમાર શિવસિંહજી પણ વિચારમાં પડી ગયો. "વધારે નથી ને ? ફિકર કરવા જેવું નથી ને ?" એમ કુમાર શિવસિંહજીએ હળવેજ પૂછ્યું. પોતાના સ્વામિ તરફ નિહાળી નિશ્વાસ નાખી રાણી ચંપા-બાઇએ જવાબ વાળ્યો,–" તેવુ કશું લાગતું નથી; પણ બાઇ મને બહુ

ચિંતા થાય છે. મારૂં મન બહુ વિલક્ષણ છે!" "મને નિહાળતાંવાર એનો ચેહેરો કેમ ઉતરી ગયો? એજ વિચાર કુમાર શિવસિંહજીના મનમાં ઘોળાયા કરતો હતો "હું અંદર આવ્યો ત્યારથી તે નિચું નિહાળીનેજ કે આડું નિહાળીનેજ બોલે છે. મારા તરફ દૃષ્ટિ કરતીજ નથી. પણ હમણાંજ યુક્તિથી તેને મારા તરફ નિહાળવાની ફરજ પાડું છું. એકવાર દૃષ્ટિ મિલાપ થયો એટલે બસ. તેના મનનો ભાવ સમજવો કાંઈ કઠણ નથી. તેના મનનો ભાવ સમજી લીધા વિના મને બિલકુલ ચેન પડનાર નથી. મારી આગળ તેના એવા છક્કાપંજા ચાલી શકનાર નથી, તે તેણે સમજવું જોઇએ!" ઓરડામાં કેવળ શાન્તતા હતી. ફક્ત મહારાજા અભયસિંહને ઓશીકે પડેલા સોનાના નાનકડા ઘડીઆળનો થતો "કટકટકટકટ" અવાજ તથા મહારાજા અભયસિંહનો થતો હ્રસ્વ દીર્ઘ શ્વાસોચ્છવાસ માત્ર એ શાન્તતામાં નહીં સરખું વ્યસય લાવતો હતો. કુમાર શિવસિંહજીએ રાણી ચંપાબાઇ તરફ ધારી ધારીને નિહાળતાં કહ્યું,–" મામી, તમોને ચિંતા કેમ ન ઉપજે? તમારે તેના કરતાં અધિક માયાનું કોણ છે? તમોને ચિંતા ન થાય ત્યારે કોને થાય? તમારૂં સર્વ સૌખ્ય, તમારો સર્વ વૈભવ અને વિશેષે કરીને તમારા જીવની નિર્ભયતાનો આધાર મારા મામાસાહેબના ઉપરજ છે." "હા, મને તે સર્વ માલુમ છે. મારે કોઇનું કાંઈ અનિષ્ટ કરવું હોય તો તે તેમના (પોતાના પતિ તરફ આંગળી કરીને) મારફતજ થવું જોઇએ, એમજ કે નહીં?" એમ કહી 'તેમના મારફત" કહેતાં રાણી ચંપાબાઇએ મહારાજા અભયસિંહ તરફ આંગળી કરેલી હતી. તે તેમજ રહેવા દઈ, કુમારશિવસિંહજી તરફ મોટી ઉત્સુકતાથી નિહાળ્યું અને,– " તમારા બોલવામાં કશો અર્થ નથી, એમ દર્શાવવા માટે તે થોડી ગાલમાં પણ હસી. કુમાર શિવસિંહજી પોતાનું મસ્તક ખુરશીના પાછલા ઓઠીંગણપર ટેકાવી પોતાના બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી સ્વસ્થ થઇ બેઠે. આથી કુમાર શિવસિંહજી શું બડબડે છે, તેના ચેહેરાપર કેવી અસર થાય છે, તે રાણી ચંપાબાઇ જોઇ શકી નહીં. કુમાર શિવસિંહજી તો આડી નજરે રાણી ચંપાબાઈ પ્રત્યે એક સરખો નિહાળી રહ્યો હતો. તેના વિષે કાંઇ વિચાર કરવા લાગ્યો હતો. તે શો વિચાર કરતો હતો, તે તેનું મન જાણે, કે પછી પ્રભુ જાણે!

એવી રીતે પલંગપાસે પોણો કલાક બેઠા પછી મહારાજા અભયસિંહ જાગૃત થયા. પોતાના ભાણેજને નિહાળી તેમના મનનું સમાધાન થયું. તેઓ બોલ્યા,-"કુમાર, તમે આવ્યા! બહુ સારૂં થયું. આજારી થઈ પડ્યા પછી તમે મને રોજ યાદ આવતા હતા. તમોને મારે જે શિખામણ આપવાની છે તે એજ છે કે આની સાથે ( રાણી ચંપાબાઈ તરફ આંગળી બતાવીને ) હવેથી સારી રીતે વર્તતા જાઓ. તેના પ્રત્યે ઉંચું મન શા માટે રાખવું જોઇએ ? અરે એ શું કોઈ પરાઈ છે ? તે જોકે તરૂણ, સુંદર અને—અને—અને—તોપણ—તમારી—છે સમજ્યા ?" કુમાર શિવસિંહજી એ ઉભા થઇ પોતાના મામાનો હસ્ત મમતાથી પોતાના હસ્તમાં લીધો અને નિચું નિહાળી ગંભિર સ્વરથી કહ્યું,-" સમજ્યો, મામા, તમારૂં સઘળું કહેવું સમજી ગયો! મારાં મામીશ્રીનું ગમે તેમ હોય, પણ મને તો તે માતુશ્રી તૂલ્યજ છે. તેમનામાં ગમે તેવી વશક્રીયા હોય અને તેમનામાં ગમે તેટલું ચિત્તવિલોભનત્વ હોય, તેમાં મને શું ?" એ સાંભળી રાણી ચંપાબાઇએ પોતાનો નિચલો હોઠ દાંતથી દાબી કુમાર શિવસિંહજીને ઉત્તર આપ્યો;-"અરે, આ ઘેલા સરખું શું બોલોછો ? બોલવામાં તો કાંઇ ઢંગધડો રાખો ? મને યાદ નથી કે મારા સરખી તરૂણ સ્ત્રીને તમારા સરખા ભાણેજ શોભે નહીં, એવું હું પૂર્વે કદી પણ બોલી હોઊં! અને કદાચ કોઇ કારણસર એમ બોલી જવાયું હોય તો તે શું હૃદયમાં કોતરી રાખવું જોઇએ ? મ્હોંડે ગોખી રાખવું જોઇએ ? આવા તમે મેલા મનના હશો, એમ હું જાણતી નહોતી! મારા મનમાં કાંઇ—" હજી તેનું બોલવું પૂરૂં થયું નથી, તેટલામાં મહારાજા અભયસિંહની પ્રકૃત્તિ નિહાળવા માટે નવાગઢથી સામત ખુમાણ સુપ્રસિદ્ધ જંડુભટજીને સાથે લઇ આવ્યાના ખબર મળવાથી તે તથા કુંવરી સુજાણબા ત્યાંથી ઉઠીને બીજા ઓરડામાં ગયાં. સામે જઇને કુમાર શિવસિંહજી સામત ખુમાણને તથા જંડુભટજીને ઉપર લઈ આવ્યા. " આવો પધારો. " થયા બાદ વૈદ્યરાજે મહારાજા અભયસિંહની નાડી તપાસી, અને બે ત્રણ પ્રશ્નો પૂછ્યા પછી આજ પ્રકૃત્તિ સારી છે. થોડાજ વખતમાં આરામ થશે એમ લાગે છે. ફિકર કરવા સરખું કશું નથી. " એવો અભિપ્રાય જણાવ્યો. સામત ખુમાણ, મહારાજા અભયસિંહને,-"ગભરાશો નહીં, પથ્ય પાળવામાં બેદરકાર

રહેશો નહીં. જલદી આરોગ્ય થશે." એમ ઉપદેશના આકારમાં ધીરજ આપી, થોડા વખત બેસી,–" હવે ત્યારે રજા લઉંછું." એમ કહી વૈદ્ય જંડુભટ સહિત ઉઠી નિકળ્યા. કુમાર શિવસિંહજી તેમને વળાવવા માટે તેમની સાથેજ ચાલી નિકળ્યો. ત્રણે જણાએ દાદર ઉતરી નિચેના દિવાન ખાનામાં પ્રવેશ કર્યો. વૈદ્યરાજ સર્વની આગળ ચાલતા હતા અને, "હવે એકદમ ગાડીમાં બેસવા માટે સામતખુમાણ આવશે." એમ સમજી તેઓ ઉતાવળે ચાલીને મેહેલની બહાર રસ્તાપર જઈ પહોંચ્યા. વૈદ્યરાજ બહાર ગયા અને હવે ત્યાં પોતે તથા સામતખુમાણ–બન્નેજ રહ્યા છે, એમ જાણી,–" મારે આપની સાથે કાંઇ ખાનગી વાત કરવી છે. કૃપા કરી બેસો આ ખુરશીપર. કંઈ ગુપ્ત રીતે પૂછગાછ કરવાની હોવાથી તસ્દી આપવી પડી છે. વાત અન્યના જાણવામાં ન આવે તે માટ આપ સાવચેતી રાખશો તો આભારી થઇશ. આપ કાંઇ કોઇને કહો તેવા નથી, પણ પ્રથમથી સૂચના આપેલી સારી." કુમાર શિવસિંહજીનું બોલવું બંધ થતાંવાર સામતખુમાણે ખુરશીપર બેસતાં બેસતાંજ કહ્યું,–"મારી કનેથી કદી કોઈની વાત ગયેલી સાંભળી છે? એવું કદી બનવા પામ્યું છે? તમે જો તમારા મામા વિષે પૂછવા માગતા હો, તો હું ખાતરીથી કહુંછું કે આ મદવાડથી તેમના જીવને ધોક્કો પહોંચે તેમ નથી. તે સંબંધે કશી કાળજી કરવા સરખું નથી. જો ધાસ્તી જેવું હોત તો તાર કરીને મુંબઈથી કોઇ પ્રખ્યાત ડાકતરને બોલાવ્યા વિના કેમ રહેત વારૂ?" કુમાર શિવસિંહજી બોલ્યો,–" આપ મારા મામાશ્રીને માટે આટલી કાળજી રાખો છો તેથી હું આપનો ઘણોજ આભાર માનુંછું. આપના કરતાં તેમની કોણ અધિક સંભાળ લઈ શકનાર છે? પરંતુ મેં મારા મામાના સંબંધમાં પૂછવા માટે આપને તસ્દી આપેલી નથી. મારે બીજાજ એક માનવી વિષે પૂછવાનું છે?" "બેલાશક પૂછો." "જે માનવી વિષે હું પૂછવા માગું છું તે કેટલાક દિવસ પેહેલાં આપને ત્યાં સ્ત્રી શિક્ષક હતી—આપની કન્યાને શિખવતી હતી, અને હાલ તે,–"રાણી ચંપાબાઇ" ના નામથી ઓળખાય છે! હાલ ગોપુરાધિશની પટરાણી થઇ પડેલી છે!" સામતખુમાણે કુમાર શિવસિંહજી તરફ આશ્ચર્યચકિત મુદ્રાથી નિહાળીને કહ્યું,—" કુમાર શિવસિંહજી, આ તમે શું બોલો છો? આમ બોલવાનું પ્રયોજન શું? રાણી ચંપાબાઇ વિષે તમે મને શું પૂછવા

માગો છો? તેના વિષે પૂછગાછ કરવાનો તમારો શો હેતુ છે? મહારાજા અભયસિંહનું કાંઈ.....થયું તો પછીથી મન ધાર્યું કરી લેવા માટેજ હકીકત પૂછવા માગતા હશો ખરૂં? અને એવા કાર્યમાં મારી મદદ? તમે મને તેના વિષે કાંઇ પણ પૂછશોજ નહીં. મહારાજા અભયસિંહની પરવાનગી શિવાય હું કશું પણ કહી શકીશ નહીં. મારા હાથથી તેવો પ્રકાર કદી પણ બની શકનાર નથી, એ ખાત્રીથી સમજવું." "કૃપા કરી તેવો ખોટો વિચાર મનમાં લાવશો નહીં." કુમાર શિવસિંહજીએ ઉતાવળે બોલવા માંડ્યું.— "મને રાજ્યની અપેક્ષા નથી. મારા મામાશ્રીની હયાતીને હું રાજ્ય કરતાં વધારે પ્રિય માનું છું. રાણી વિષે હું એટલુંજ કહીશ કે હું તેને માતુશ્રી તુલ્ય પરમપૂજ્ય સમજું છું. તે કેવળ એક રાજાની રાણી બની ગઈ. માટેજ તેને પૂજ્ય માનું છું એમ નથી, પણ તે મારા મામાની પત્ની થઇ છે એ-ટલાજ વાસ્તે હું તેને વિશેષ પૂજ્ય માનુંછું. તેના વિષે મારામાં કદી પણ પાપબુદ્ધિ ઉત્પન્ન થનાર નથી. અત્યારે હું આપને તેના સંબંધમાં જે કાંઇ પૂછવા માગું છું, તેનો કોઈ નિરાળોજ હેતુ છે અને તેથી આપે કૃપા કરી મને ઘટતો ખુલાસો આપવોજ પડશે !" "આપવોજ પડશે ?" તિરસ્કારથી એટલું કહીને સામતખુમાણે મૌન્ય ધારણ કર્યું. કુમાર શિવસિંહજીએ પોતાનું બોલવું આગળ ચલાવ્યું,—"હા, હું પૂછું, તેનો ઘટતો ખુલાસો આપે આપવોજ પડશે. આપ મારા મામા સાહેબના મિત્ર છો. મારા મામાની સાથે લગ્ન થયાં પહેલાં રાણી ચંપાબાઇ આપને ત્યાંજ હતી. આપેજ તેના લગ્નનું ચોકઠું બેસાડી આપ્યું હતું ! "આ જગત-માં મારે કોઇનો આશ્રય નથી." એમ તે આપને કહેતી હતી અને "આ જગતમાં મારૂં પોતાનું કોઇજ રહ્યું નથી." એમ મારા મામા સાહેબને પણ તેણે જણાવ્યું હતું, એવું સાંભળવા ઉપરાંત તેનું અધિક વૃત્તાંત હું જાણતો નથી." "અધિક જાણીને તમારે શું કરવું છે ? અધિક જાણવાની ઇચ્છા ઉત્પન્ન થવા જોગ કયું મજબૂત કારણ તમોને મળેલું છે ?" કુમાર શિ-વસિંહજીએ કહ્યું,—"કારણ ! કારણ બહુજ મજબૂત—ઘણું મોટું છે. કેટ-લાક દિવસથી સંશયને લીધે મારૂં મન ઘેલું બની ગયું છે અને દિનપ્રતિ-દિન તે સંશયમાં વધારો થતો ચાલ્યો છે. "એમાં શું ?" એમ કહેવાથી તથા કાંઈ પણ પોકળ પાંડિત્ય બતાવવાથી મારા એ સંશયનું નિવારણ થાય

તેમ નથી. સંશય ઉત્પન્ન થયા પછી તેને દૂર કરવા માટે હરેક પ્રયત્ને મનનું ખાત્રી ભરેલી રીતે સમાધાન કરી લેવાને કેટલાકો ઉત્સુક બને છે. હું પણ તેવીજ સિસમનો માણુસ છું. મારા મામાએ જે સ્ત્રી સાથે લગ્ન કરેલું છે, તે સ્ત્રીના સંબંધમાં મને સંશય ઉપજ્યો છે અને એ સંશયના આધારે "એમાં શું ?" એમ કહી તેને જતી કરવી—એ તેની યોગ્યતાને અનુરૂપ નથી! એકતો ગોપુરાધિશની પટરાણી બનવાની તેનામાં યોગ્યતા નહોતી અને બીજું તેણે જે નિંદ્ય સાહસકર્મ કરેલું છે, તે "મનુષ્યત્વ" ને છાજતું નથી! તેમ છતાં કદાચ મારો અભિપ્રાય ભૂલ ભરેલો હોય તો પ્રભુ જાણે! ઇશ્વર કરેને તેમજ બને! અનુમાનિક પુરાવાની મેં તથા મારા એક મિત્રે મળીને જે એક સાંકળ તૈયાર કરેલી છે, તે સાંકળનો ફાંસો એકાદા નિરપરાધી માણસને ન આપવો પડે એટલે થયું! કાંતો એકવાર મનના સંશયનો નાશ કરવો અને કાંતો એકવાર એ સંશયને પૂર્ણ બળવાન બનાવવો, એવી મારી ઇચ્છા છે. એમ કરવાનો એકજ ઈલાજ છે. તે ઇલાજ એજ કે આજની ત્રણ કલાક રાત્રિથી તે ગયાં છ વર્ષ સુધી મારાં મામી સાહેબનું યથાસ્થિત વૃત્તાન્ત મને મળવું જોઇએ. આજ ૧૮—ના × × × મહિનાની–૨૪ મી તારીખ છે, તો ૧૮–ની સાલના × × × × મહિનાની ૨૩ મી તારીખ સુધીની તેની વર્તણુંક મારા સમજવામાં આવવી જોઇએ." "અને એ સમજી લેવાનો યત્ન શું તમે શુદ્ધબુદ્ધિથીજ કરો છો ?" કુમાર શિવસિંહજીએ સામત ખુમાણને ઉત્તર આપ્યો,–"હા; હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તેના વિષે મને ઉપજેલો સંશય દૂર કરવા માટેજ હું આટલો યત્ન કરૂં છું." "તમારા જેવો સંશય બીજા કેટલાઓને ઉપજ્યો છે ?" "મારા શિવાય બીજા બે જણાઓને!" તેઓ પ્રત્યેકનું નામ શું ?" એકનું નામ મારા પરમપ્રિય મિત્ર અને ગોપુરના મુંબઈ ખાતેના એજન્ટ વકીલ અનંતરાય અને બીજાનું—" કુમાર શિવસિંહજીએ જીભ કચરીને બોલવું બંધ રાખ્યું. સામત ખુમાણે,–"કહો જોઉં, કહેવાને શી અડચણ છે ?" એટલું કહ્યું કે તુરત કુમાર શિવસિંહજી બોલી ઉઠ્યો,–"હું એ બીજા ગૃહસ્થનું નામ આપી શકતો નથી. મેં હમણાં આપને જે કાંઇ જણાવ્યું તે કરતાં હવે હું અધિક કંઈ કહી શકતો નથી. પુષ્કળ બાબતોમાં મારાથી દૃઢ નિશ્ચય કરી શકાતો નથી એ ખરી વાત છે;

પણ આ બાબતમાં મારા મનનો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો છે. મારૂં મન બહુ ચંચળ છે એ પણ સાચું છે, તથાપિ આ બાબતમાં હવે તે ચલિત થઈ શકનાર નથી. આપે ચંપાબાઇની સર્વ હકીકત કૃપા કરી મને કહેવીજ પડશે. આપ આ કાર્યમાં મને બનતી મદદ કરશો નહીં, તો મારે બીજા કોઇનો ઘટતો આશ્રય લેવો પડશે! થવું હોય તે થાઓ; પણ સંશયમાં-ને સંશયમાં રહીને સંતાપ પામવા કરતાં ખૂદ મામા સાહેબનેજ પૂછી ઘટતો ખુલાસો મેળવી લીધો હોય તો કેમ ? હા, તેમ કરવાથી તેઓને માઠું લાગવાનો સંભવ છે; પણ તે વિના અન્ય ઇલાજ શો ?" "કુમાર શિવસિંહજી, તમારા આ પ્રશ્નથી મને કેટલું બધું ભયાશ્ચર્યઉપજ્યું–તે મારૂં મન જાણે છે! તમારાં મામી વિષે મારાથી કશું પણ કહી શકાય તેમ નથી. તમે તે બાબતને અંગે મને દુરાગ્રહી કહેશો–પણ તેમ કર્યા વિના મારો ઉપાય નથી. તેના વિષે મારો સારો અભિપ્રાય બંધાયો છે, અને હવે તેના વિષે મારા મનમાં ખોટા વિચારો ઉપજે તેમ નથી. આજની મિતિથી તે ગયાં છ વર્ષ સુધીની તેની હકીકત તમારે જાણવી છે ખરૂં ?" "હા." "પરારના વર્ષના × × × × મહિનામાં તેનું તમારા મામા સાથે લગ્ન થયું, તે પહેલાં છ સાડાછ મહિના સુધી તે મારે ત્યાં હતી. ૧૮—ના × × × × મહિનાની × × × × તારીખે કિંવા તે અરસામાં તે મારે ત્યાં આવી રહેલી હતી." "અને તે કયાંથી આવી ?" "રાજકોટથી. "કાઠિયાવાડ ટાઇમ્સ" માં મેં નોટીસ આપી હતી અને તે ઉપરથી તે આવેલી હતી. વળી "ફિમેલટ્રેનિંગ કોલેજ" ની લેડી પ્રિન્સિપાલનું સર્ટિફિકેટ પણ લાવેલી હતી. રાજકોટમાં મારૂં વખતો વખત જવું આવવું થવાથી કેટલીકવાર મેં "ફિમેલટ્રેનિંગ કોલેજ" ની મુલાકાત લીધેલી હતી અને તેથી તેની લેડી પ્રીન્સિપાલને હું સારી રીતે ઓળખતો હતો." "તે વેળાએ આપ એ લેડી પ્રીન્સિપાલ મીસ......ને મળ્યા હતા ?" "મળવાનું પ્રયોજન શું? તેની પાસે જે સર્ટિફિકેટ હતું તેમાં મિસ........એ જણાવ્યું હતું કે,–"તેની ચાલચલગત ઘણી સારીછે. હોશિયાર છે. ગરીબ છે. મળતાવાડા સ્વભાવની છે." "વિશેષ શું જોઇએ ?" "એ સર્ટિફિકેટ શિવાય તેની કનેનાં બીજાં સર્ટિફિકેટો આપે જોવા માગ્યાં હતાં ?" "હા, બીજાં પણ તેના અભ્યાસના સંબંધનાં

સર્ટિફિકેટો તેણે મને બતાવ્યાં હતાં?" "એ સઘળાં સર્ટિફિકેટોમાં શું તેને "ચંપાબાઇ" તરીકેજ જણાવવામાં આવેલી હતી? એ સર્ટિફિકેટો ઉપરથી તેનું મૂળ નામજ "ચંપાબાઇ છે" એવું શું સિદ્ધ થઇ શકતું હતું?" કુમાર શિવસિંહજીના આ પ્રશ્નથી સામતખુમાણે થોડી વાર વિચાર કરીને કહ્યું,–"કેટલાંક સર્ટિફિકેટમાં "ચંપાબાઇ" અને કેટલાંક સર્ટિફિકેટમાં "સુંદરબાઇ" લખેલું હતું!" "બસ્સ. મારે એટલુંજ જાણવું હતું! દગલબાજ મનુષ્યો પોતાનું નિંધકર્મ ઉઘાડું ન થાય, તેટલા માટે પોતાનું નામ બદલાવી નાંખે છે, એટલુંજ નહીં, પણ એવા અનેક પ્રપંચો કરે છે!" "એમાં શું?" કુમાર શિવસિંહજીએ વિલક્ષણ મુદ્રા કરીને કહ્યું,–"એમાં શું?" એમ આપ પુનઃ કહેશો નહીં એમાં તો બહુ ગર્ભિત અર્થ સમાયલો છે!" "પણ ઘણાં જણનાં બે નામો હોય છે–એમાં શું? કેટલાંક જનોનું નાનપણનું નિરાળું અને મોટપણનું નિરાળું–એવી રીતે બે નામો હોય છે. કેટલીક સ્ત્રીઓનું પિયરનું નિરાળું અને સાસરિયાનું નિરાળું એવી રીતે બે નામો હોય છે–એમાં શું?" "એમાં શું–" એમ આપ કહો છો; પણ એમાંજ સત્યાનાશ વળી જાય તેમ છે! એમાંજ સઘળું ભોપાળું ખુલ્લું થઇ જાય તેમ છે! એમાંજ મામીસાહેબને ફાંસો ખાઇ મરણ પામવાનો અવસર આવે તેમ છે! માટે "એમાં શું!" એમ આપ ફરીને કહેશોજ નહી!" સામત ખુમાણે ખેદથી કહ્યું,–"તમારા કહેવાનો ભાવાર્થ મારા સમજવામાં આવતો નથી. ભોપાળું શું? ફાંસોખાઈ મરવાનું શું? જાણી જોઇને નામ બદલાવવામાં રાણી ચંપાબાઇનો શું કાંઇ નઠોર હેતુ હશે?" "સર્વ હકીકત જાણવામાં આવતાં પહેલાં હરકોઇને એમજ લાગે! વારૂ, પણ આજથી બીજા વર્ષપર × × × મહિનાની × × તારીખના "હિતેચ્છુ" પત્રમાં "પેથાપુર મુકામે મો૦ન૦ વ્યાસની ભાર્યા સુંદરબાઇ મરણ પામી," એવી મતલબનું લખાણ હતું–તે તમારા જાણવામાં છે?" "ના; તે હું જાણતો નથી. મને સ્પષ્ટપણે કહો કે રાણી ચંપાબાઇના વિષે કેવા પ્રકારનો તમોને સંશય ઉપજ્યો છે?" "હાલ હું તે આપને જણાવી શકતો નથી." "પણ એમાં શું? કહેવાને હરકત શી? વિશ્વાસ રાખો કે મારી કનેથી એ વાત બીજા કોઇને કાને જવા પામશે નહીં." "હાલ એ વાત કહેવાનો અવસર નથી. અવસર આવશે, ત્યારે હું ઘણી ખુશીથી તે વાત આપને

જણાવીશ. વારૂ; પણુ તે મીસ........નું ઠેકાણું જણાવશો કે ?" "હા, તે એ વેળાએ રાજકોટમાં બ્રહ્મપુરી ઉપરના નવમા નંબરના બંગલામાં રહેતી હતી." કુમાર શિવસિંહજીએ (એકદમ યાદ આવ્યા સરખું કરીને) હા, આગળ......મહિનામાં તે મિસ......નો તાર, તે આજારી થઇ પડવાથી, મળી જવા બાબતનો મારાં મામીશ્રી ઉપર આવ્યો હતો; પરંતુ મામી સાહેબ મામા સાહેબને લઇને રાજકોટ પધાર્યા છતાં તેનો શોધજ લાગ્યો નહોતો ! તે નોકરી છોડીને જતી રહેલી હતી અને અસલના ઠેકાણા ઉપર પણુ તે તે વેળાએ રહેતી નહોતી—એમ મામી સાહેબે જણાવેલું હતું." "તેના સંબંધમાં તેઓ મારી કને કશું બોલ્યાં નથી." "કદાચ નહીં બોલ્યાં હોય. તે સમયે હું અહિંયાજ હતો. આપે ચંપાબાઇની આટલી હકીકત કહીને મને બહુ આભારી બનાવ્યો છે. આપે કહેલી હકીકતથી તેનું અઢી વર્ષનું વૃત્તાંત મને મળેલું હું સમજું છું. હજી ત્રણુ વર્ષનું વૃત્તાંત જાણુવાની આવસ્યકતા છે. આપને મેં વધારે વખત અહીં રોકી રાખ્યા. વૈદ્યરાજ બહાર રાહ જોતા હશે. તસ્દીને માટે ક્ષમા કરશો. રામ રામ !" કુમારશ્રી શિવસિંહજીનું બોલવું પૂરૂં થતાંવાર સામતખુમાણુ ત્યાંથી વિદાય થયા.

કુમાર શિવસિંહજી, ઉપર પોતાના મામાના ઓરડામાં આવ્યા. આ વેળાએ મહારાજા અભયસિંહ પુનઃ નિદ્રાવશ થઇ ગયા હતા. રાણી ચંપાબાઇએ મચ્છરદાનીથી પલંગને ઢાંકી દીધો હતો. રાણી ચંપાબાઇના વસ્ત્ર પરિધાન ગૃહમાં તે મા દિકરી—બન્ને કાંઇ ફળ તથા મેવો ખાવા બેઠાં હતાં. મહારાજા અભયસિંહને નિદ્રાધિન થયેલા જાણી કુમાર શિવસિંહજી પણુ રાણી ચંપાબાઇ તથા કુંવરી સુજાણુબા જ્યાં બેઠાં હતાં, ત્યાં—વસ્ત્રપરિધાનગૃહમાં આવ્યા. રૂપાની થાળીમાં મેવો તથા ફળ લઇ રાણી ચંપાબાઇ બેઠેલી છે, તે કોમળ હસ્તથી મીઠાં લીંબુ સમારતી વક્રદૃષ્ટિએ કુંવરી સુજાણુબા પ્રત્યે નિહાળી રહેલી છે, છૂટા વાળો મ્હોંપર તથા ગળાપર આવતા હોવાથી તેને હાથથી બાજુપર નહીં કરતાં નાજુક ડોકું વારંવાર ધૂણાવી રહી છે, તેવા સમયમાં કુમાર શિવસિંહજીએ ત્યાં પ્રવેશ કર્યો. "આવો; બરોબર વખતસર આવ્યા. આ મીઠાં લીંબુ બહુ ઉત્તમ છે, લ્યો આમાંથી. બીજાં પણુ ફળ અને રૂચે ? મેવો આરોગો." એમ રાણી ચંપાબાઇએ કુમાર શિવસિંહજીને

અતિ વિનયથી કહ્યું. તે આ વેળાએ બહુજ મનોરમ્ય જણાતી હતી, તેમાં વળી ફળ મેવો સુધારવા–સમારવાના નાજુક કામમાં વ્યાપ્ત થઈ રહેવાથી તે અધિક સુંદર જણાતી હતી. "આપની જેવી ઇચ્છા." એટલો ઉત્તર આપી કુમાર શિવસિંહજીએ રાણી તથા કુંવરી સુજાણબાની જોડમાં આસન લીધું. "પણ અરે, તમો ભૂખ્યા હશો. ખાણું પિરસવા માટે રસોડામાં કહેવરાવી મોકલાવું ?" રાણી ચંપાબાઇને કુમાર શિવસિંહજીએ ઉત્તર આપ્યો,–"નહીં, મને બિલકુલ ભૂખ નથી. થોડો ચહા મંગાવો એટલે થયું." ચહા મંગાવી આપ્યા પછી તે પીને કુમાર શિવસિંહજી એક કોચપર આળોટાયા. કુંવરી સુજાણબા એક પુસ્તક વાંચતી હતી. તે વાંચવામાં કેવળ નિમગ્ન થઇ રહેલી જણાતી હતી. પિતા આજારી થઇ પડયા પછી કુંવરી સુજાણબાની મુખમુદ્રાપર ચિંતા છવાઈ રહેલી નિહાળવામાં આવતી હતી. તેના ઉચ્છ્રંકળ સ્વભાવે જરા સ્વાસ્થ્ય ધારણ કરેલું હોવાથી તે વધારે નમ્ર બની ગયેલી જણાતી હતી. તે ન જાણી શકે તેવી રીતે પુષ્કળ વાર તેના તરફ નિહાળીને કુમાર શિવસિંહજીએ કહ્યું,–"તું હમણા કેવળ કૃશ બની ગયેલી જણાયછે." કુંવરી સુજાણબાએ તેના બોલવા તરફ બિલકુલ લક્ષ આપ્યું નહીં. કુમાર શિવસિંહજીએ પુનઃ "તું હમણા કેવળ કૃશ બની ગયેલી જણાય છે. બહુજ ખરાબ દેખાય છો!" એમ કહ્યું કે તુરત કુંવરી સુજાણબાએ કહ્યું,–"ખરાબ દેખાઉં છું તો તેમાં તમારે શું ? તમારી પેઠે તત્વવેત્તા બનવાની ફિકરમાં હું પડી ગઇ છું ! હું ખરાબ દેખાઉં છું, તે બાબતની તમારે. શાની ચિંતા હોય !" "કેવો ચમત્કારિક સ્વભાવ !" કુમાર શિવસિંહજીએ કહ્યું,–"મેં તો સહજ પૂછ્યું. મને તારી કેમ ચિંતા નહીં ? વારૂ; પણ તું શું વાંચે છે ?" "દૈવ અને તેનો ખેલ." "વાર્ત્તાનું પુસ્તક છે ખરૂં ?" "હા." "શી બાબતની વાર્ત્તા છે ?" "મૂર્ખાઇ અને તેનું પરિણામ." "ઘણી રસિક છે ?" "ના, એટલી બધી રસિક નથી." "તો પછી હું ઘણે દહાડે આવેલો છતાં મારી સાથે કેમ બોલતી નથી. તારો મારા ઉપર આવોજ પ્રેમ ! પણ સુજાણબા, મારૂં સાંભળ તો ખરી; હું આવતી કાલે પ્રભાતમાં બહારગામ જવાનો વિચાર રાખું છું." "શું ? આવતી કાલેજ !" એમ રાણી ચંપાબાઇએ એકદમ આશ્ચર્યથી પૂછ્યું. એટલું પૂછતાં પૂછતાં તેની મુખમુદ્રાપર આનંદની કળા

આવી રહી અને તે ક્ષણિક છતાં કુમાર શિવસિંહજીના જાણવામાં આવ્યા વિના રહી નહીં. "હા; મારે આવતી કાલે પ્રભાતમાંજ જવું પડશે. કંઇ અગત્યનું કામ છે. પુનઃ પરમ દહાડે પાછો આવીશ અને ત્યારથી મામા સાહેબને સારી રીતે આરામ થતાં સુધી અત્રેજ રહીશ." રાણી ચંપાબાઈએ કાળજીપૂર્વક કહ્યું,–" તેમની કાંઈ ગભરાવા સરખી પ્રકૃત્તિ તો નથી ને? તમોને કેમ લાગે છે?" "ગભરાવા જેવું કશું નથી. એવી બૂરી કલ્પના શા માટે મનમાં લાવો છો? પ્રભુ કરે અને ગભરાવાનો પ્રસંગ ન મળે!" રાણી ચંપાબાઇ ત્યાર પછી ગહન વિચારમાં પડી ગઇ અને થોડીવારે નિશ્વાસ નાંખી પુનઃ બોલી,—"સામત ખુમાણને વિદાય કરતાં તમોને બહુ વખત લાગ્યો. એટલો વખત તેમની સાથે વાતચિત્ત કરવામાં નીચે ગુજાર્યો હશે, તમારી તે વાતચિત્તથી મને બહુ ચિંતા ઉપજી! એમની પ્રકૃત્તિ વિષેજ વાતચિત્ત કરતા હશો ખરૂં ?" "નહીં. તે શિવાય અમારા વચ્ચે બીજી પણ વાતચિત્ત થઈ હતી." કુમાર શિવસિંહજીએ રાણી ચંપાબાઇ તરફ નિહાળ્યું કે તુરત તેના ચેહેરામાં ફેરફાર થયેલો જણાયો. તે થોડીવાર થોભીને બોલી,–" કંઇ બીજો વિષય નિકળ્યો હશે! તમે સામતખુમાણના વિશેષ સહવાસમાં આવેલા નથી અને તેમ છતાં એટલો બધો સમય વાત કરવા જોગ એવી શી ગુપ્ત બાબત હતી?" "કંઇ નહીં. એકાદા વિલક્ષણ પ્રકરણના સંબંધમાં મારે તેમને કાંઇ પૂછવું હતું!" કુમાર શિવસિંહજીએ એટલું કહ્યું કે તુરત રાણી ચંપાબાઈએ ભ્રમર ચઢાવી નિચલો હોઠ દાંતથી દાબ્યો અને,–"તમે પોતેજ વિલક્ષણ છો, તો પછી ગમે તેવી બાબતને "વિલક્ષણ પ્રકરણ" સમજી તેના વિષે જેને તેને પૂછ્યા કરો, એમાં શું? એમાં નવાઇ શી?" મહારાજા અભયસિંહે રાણીને બૂમ મારવાથી તેઓની વચ્ચે ચાલી રહેલા સંભાષણનો તે વખતેજ અંત આવી ગયો.

બીજે દિવસે કુમાર શિવસિંહજી નવાગઢ જઇ બાયાખવાસને તથા રાણી ચંપાબાઇની લાડકી રાધાને મળી આવ્યા. ત્યાં જવાથી કાંઇ નવિન જાણવામાં નહીં આવવાને લીધે ફોકટ ફેરો પડ્યા જેવું થયું. ત્રીજે દિવસે બપોરના કુમાર શિવસિંહજી રાણી ચંપાબાઇના રંગમેહેલના ઉપરના દીવાનખાનામાં એકલા બેઠેલા છે, તે વેળાએ સિપાઈએ ટપાલમાં આવેલો એક પત્ર રજુ કર્યો. તેનું પડબીડિયુ ફોડતાંવાર તેમાંથી ત્રણ પત્રો નિકળ્યા.

તેમાં એક પત્ર અનંતરાયનો હતો. તેમાં જણાવ્યું હતું કે,–"મણિગવરીપર મોહનલાલે પૂર્વે લખેલા બે પત્રો મણિગવરીએ આપવાથી આ પત્ર સાથે રવાના કરૂં છું." મણિગવરીના એ બે પત્રો પૈકી એક મોહનલાલે ચિન જતી વખતે લખેલો, તેમાં,–"અહિંયા વ્યાપાર ધંધામાં કે નોકરી ચાકરીમાં ટાંકી લાગે તેમ નથી, તેથી ચિન જાઉંછું." એટલીજ હકીકત જણાવેલી હતી. બીજો પત્ર પોતાનું લગ્ન થતાંવાર મોહનલાલે મણિગવરી ઉપર લખી મોકલાવેલો હતો, અને તેમાં તેણે પોતાની પ્રિય પત્નિનું પૂર્ણપણે વર્ણન કરેલું હતું. પ્રથમનો સમાગમ–પ્રેમનાંફૂટતાંઅંકુરો અને તેવા સમયે પોતાની પ્રિયાના કરેલા વર્ણનમાં તેણે શી મણા રાખી હોય ? કુમારશિવસિંહજીએ એ પત્ર ત્રણચાર વાર વાંચ્યો. "હવે ક્યાં છૂટવાની છે! તેને બાંધી લેવા માટે મેળવવામાં આવતા બંધનમાં દિન પ્રતિદિન વૃદ્ધિજ થતી રહે છે. આ પત્ર બહુ ઉપયોગી થઈ પડે તેવો છે. તેણે કરેલા વર્ણન મુજબ તે સર્વાંગે બરોબર મળતી આવે છે !" કુમાર શિવસિંહજી છેવટનું વાક્ય પૂરૂં કરે છે, તેવામાં,–"એમાં શું ?" એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો અને તે હાંફળો હાંફળો બની કાગળો ખિસ્સામાં નાંખી,–"એમાં શું ?" એમ બોલનારનો ત્યાં શોધ કરવા લાગ્યો.

---

# પ્રકરણ તેવીશમું.

## આનંદ રૂપ પક્ષી અને મુખ રૂપ આરસી.

"પણ શોકાનંદ ઉપજી, ઘડિ ઘડિ બદલે રંગ;
મુખ મુદ્રા છે આરસી, જુઓ હૃદયના ઢંગ."

[ પ્રેમાનંદ. )

---

"મહારાજાની પ્રકૃત્તિ સુધરતી જાય છે. અત્રે આવ્યા બાદ મારાં મામી સાહેબની તથા સામત ખુમાણની મુલાકાત લેવાથી કેટલુંક નવું જાણવાનું બની આવ્યું છે. સામત ખુમાણને ત્યાં રાણી ચંપાબાઈ કઇ તારીખે આવી રહી, તે પેહેલાં તે ક્યાં હતી, અને તેણે તેનું નામ બદલાવેલું છે

કે નહીં ? તે સમજવામાં આવ્યું છે. તેનું પૂર્વનું નામ "સુંદરબાઇ" છે, એવું વાતચિત્તને અંગે જણાવ્યા વિના સામત ખુમાણુનો છૂટકો થયો નથી ! મારે અહીં હજી કેટલાક દહાડા રહેવું પડશે. માટે આ પત્ર વાંચતાંવાર તમારે રાજકોટ જવું અને ત્યાં "ફિમેલ ટ્રેનિંગ કોલેજ" ની લેડીપ્રીન્સિપાલ મિસ .........ની મુલાકાત લઈ, રાણી ચંપાબાઈ વિષેની વિશેષ માહિતી મળે તેવો યત્ન કરવો. એ મીસ.........અગાઉ બ્રહ્મપુરી ઉપરના નવમા નંબરના બંગલામાં રહેતી હતી. રાજકોટમાં ગયા બાદ જરૂર જેવું જણાય તો મને પત્ર લખી બોલાવી લેશો." કુમાર શિવસિંહજીનો ગોપુરથી આવેલો પત્ર વાંચી અનંતરાય વકીલે રાજકોટ જવાની તૈયારી કરી. મોહનલાલના પુત્રને મણિગવરી કને મૂકી, તેની ઘટતી સંભાળ રાખવાની ભલામણ કરી ટ્રેનના સમયપર તે સ્ટેશનપર આવ્યો. તે દિવસે વઢવાણ કાંપમાંજ રાત ગુજારી બીજે દહાડે બપોરના બાર વાગતે રાજકોટના સ્ટેશનપર ઉતર્યો. ઉતરતાંવાર ગોપુરના મહારાજાના ઉતારા તરફ નહીં જતાં ભાડાની શિગરામ કરી તે બ્રહ્મપુરી તરફ વળ્યો. "કુમાર શિવસિંહજીએ મને એકવાર કહ્યું હતું કે એજ મિસ.........એ મળી જવા વિષેનો રાણી ચંપાબાઇ ઉપર તાર કર્યો હતો; પરંતુ રાજકોટમાં રાણી ચંપાબાઇ તથા તેની સાથે ખુદ મહારાજા અભયસિંહ પધાર્યા છતાં, અને તે મિસ...ના ઠેકાણાનો તપાસ કર્યા છતાં, તેનો શોધજ લાગ્યો નહોતો ! પણ તેથી થયું શું ? તેમની વાત નિરાળી હોવાથી તેમને તેનો શોધ ન લાગી શકે, એ બનવા જોગ છે ! વારૂ; પણ રાણી ચંપાબાઇ ઉપરના તારમાં શું લખેલું હતું ? (જરા વિચાર કરીને) કુમાર શિવસિંહજી કહેતા હતા કે એ તારમાં પોતે ઘણી આજારી થઇ પડેલી છે, એમ તે મિસ .........એ જણાવ્યું હતું. જો તે લેડી પ્રીન્સિપાલનો મને મિલાપ થાય, તો તે તાર તેણેજ મોકલાવ્યો હતો કે બનાવટી હતો ? તે વિષે પ્રથમ ખાત્રી કરી લીધા બાદ બીજી વાત !" અનંતરાય વકીલનું આત્મગત બોલવું પૂરૂં થાય છે, ત્યાં શિગરામે બ્રહ્મપુરીમાં પ્રવેશ કર્યો. ગાડીને એક બાજુ પર ઉભી રાખવા કોચમિનને આજ્ઞા કરી લાગલોજ તે મિસ ......ના બંગલાનો શોધ કરવા લાગ્યો. નવમા નંબરના બંગલાની પડશાળમાં એક બાળકને રમાડતી એક "આયા" બેઠેલી હતી તેને

પૂછગાછ કરતાં તેણે જણાવ્યું કે,–"મિસ......થોડા દહાડા પેહેલાં અત્રે રહેતી હતી ખરી; પણ હાલ તે કયાં રહેછે, તે અમારા જાણુવામાં નથી." એ સાંભળતાંવાર અનંતરાય નિરાશ થયો. "હવે ત્યારે કરવું શું ? તેનો શોધ શી રીતે લાગશે ? આવા પ્રકારની આપદામાં મારે શા માટે પડવું જોઇએ ? હું હાઇકોર્ટપ્લીડર થયો છું, અને વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવવાની મારામાં યોગ્યતા કે મને દ્રવ્યાદિની જોઈતી અનુકૂળતા કયાં નહોતી ? ખરૂં કહું છું કે મી. ફિરોજશાહ મેહેતા સરખો હોશિયાર બેરિસ્ટર બન્યો હોત તો મને પાણી પીવાની પણ ફુરસદ મળત નહીં, "એક મિનિટની એક મહોર !" એવી મારી સ્થિતિ થઇ રહેત, અને પછી શું આવી ભાંજગડમાં હું પડત ખરો કે ? મલ્હારરાવના મુકરદમામાં, કિંવા વિલસનના કે ક્રાફર્ડના કમિશનમાં અમુક એક પક્ષ તરફથી મને રોકી દેવામાં આવત ! પણ તેનું હવે શું ? અરે, મને આ કેવા વિચારોઉપજેછે ! અત્યારે હું "મિત્ર ધર્મ" બજાવવા માટે યત્ન કરૂં છું. પુષ્કળ પૈસો મેળવેલો શા અર્થનો ? પરાર્થ કરી, પોતાનું કર્ત્તવ્ય બજાવી મનુષ્ય માત્રે પોતાની શોભા મહત્તામાં વૃદ્ધિ કરવી જોઇએ." એવો વિચાર કરતો કરતો અનંતરાય જ્યાં ગાડી ઉભી રખાવેલી હતી, ત્યાં તરફ આવવા લાગ્યો. સાહેબ લોકોના બાળકોને લઇ ફરવા ગયેલી પુષ્કળ "આયાઓ" ને સામેથી આવતી નિહાળી તેઓને પુછગાછ કરવાના ઈરાદાથી તે રસ્તામાં ઉભો રહ્યો જેમજેમ "આયાઓ" પોતાની કનેથી રસ્તો પસાર કરતી ગઇ, તેમ તેમ તે અકેકને મિસ .........વિષે પૂછગાછ કરવા લાગ્યો. આખરે એક "આયા" ને અનંતરાયે,–"વેલ, આયા, મિસ.........કયાં રહે છે તે તારા જાણુવામાં છે ? એમ પૂછ્યું. તે આયાએ કહ્યું,—"તમે શું તે નવમાં નંબરના બંગલાના માલેક છો ? તમારૂં એ વર્ષનું ભાડું તેની કને લેહેણું રહેલું છે ખરૂં ?" એથી વધારે એ આયાથી બોલી શકાયું નહીં. તે અનંતરાય તરફ સાશંક દૃષ્ટિએ નિહાળવા લાગી. અનંતરાયે કહ્યું,—"ગભરાય છે શા માટે ? હું કાંઇ બંગલાનો માલેક નથી. કાંઇ ખાનગી કામ હોવાથી હું મિસ......ને મળવા માગુંછું." "મેં માત્ર થોડો વખત મિસ......ની નોકરી કરેલી છે, મારે શા માટે કોઇનું બૂરૂં બોલવું જોઇએ !" "આવા ઉડામણીના ઉત્તરો શા માટે આપે છે ? હું કાંઈ કોઈ સરકારી અમલદાર નથી, મારે ખાનગી

કામ છે. આગળ હું એકવાર તેની કને આવ્યો હતો. મને તે સારી રીતે ઓળખે છે," "તેને અને પેલા બંગલામાં રહેનારા સાહેબને ઘણી દોસ્તી; તે રાત દહાડો તેને ત્યાંજ પડયો પાથર્યો રહેતો હતો. બીજા પણ પુષ્કળ સાહેબો ત્યાં જતા આવતા હતા. ઘણીવાર શાળામાં પણ એ પનોતાંબાઇ પધારતાં નહોતાં! સરકારી કામમાં તેણે કરેલા નાના મોટા ઘણા ગુન્હાઓ પકડાયા અને મોટા સાહેબે ખૂબ ઠપકો આપ્યો, આથી તેઓ રાજીનામું આપી પરવાર્યાં અને પેલા તેના દોસ્ત સાથે તેમણે લગ્ન કર્યું! મને તે રંડાએ લગ્ન પછી તુરતજ રજા આપી, એ દુષ્ટાએ મારો પાંચ મહિનાનો પગાર ઓળવ્યો! હાલ તે કિટિંજપરામાં રહે છે." "કિટિંજપરામાં કયાં આગળ?" "કાળા બંગલામાં." અનંતરાયે ખિસ્સામાંથી આઠ આના કહાડી,—"લે આ ચેરીમેરી! તેં આપેલા ખબરથી હું બહુ ખૂશ થયો છું." "આપ તો સરદાર છો!" એટલું બોલી લળીને સલામ કરી તે આયાએ લાગલોજ રસ્તો માપ્યો. શિગરામ નજીક જઇ, તેમાં બેઠા પછી,—"કિટિંજપરા"માં ગાડી લઈ જવાનો કોચમિનને તેણે હુકમ કર્યો. ચાલતી ગાડીએ અનંતરાયે મનમાંજ કહ્યું,—"ઠીક થયું. "આયા" સરખા હલકાં લોકોથી પણ કોઇ વેળાએ મન ધાર્યું મેળવી શકાય છે. કયે પ્રસંગે કોણ કેટલું ઉપયોગી થઇ પડશે, તે કાંઇ કહી શકાય નહીં. માત્ર યુક્તિ પ્રયુક્તિથી હલકાં જનો કનેથી તાળવે ગોળ ચોંટાડી માહિતી મેળવી લેવી જોઇએ." કેટલોક વખત ગયા બાદ શિગરામ કિટિંજપરામાં જઈ પહોંચી. ગાડીમાંથી ઉતરીને અનંતરાયે લાગલોજ "કાળો બંગલો" શોધી કહાડયો. "સામત ખુમાણને ત્યાં રહેલી સ્ત્રી શિક્ષક ચંપાબાઇનો એક સંબંધી" એવું એક કાર્ડપર લખી બંગલાની પરશાળમાં બેઠેલા એક ચાકરને તે કાર્ડ આપી મિસ......ને આપવાનું તેણે ફરમાવ્યું. થોડીવારમાં ચાકરે અંદરથી પાછા આવી અનંતરાયને અંદર લઇ જઇ "ડ્રોઈંગરૂમ" માં એક ખુરશીપર બેસાડયો. ત્યાં બેઠાને દશેક મિનિટ થઇ નહીં, તેવામાં ત્યાં મિસ......એ (પણ હાલ મિસેસ...તથાપિ આપણે તેને મિસ......જ કહો. તેણે) પ્રવેશ કર્યો. અંગ્રેજી રીતિ પ્રમાણે પ્રથમ હસ્તસ્પર્શાદિ કુશળવૃત્ત વિધિ થયા બાદ તેના તથા અનંતરાયના વચ્ચે અંગ્રેજી ભાષામાં વાતચિત્ત થવા લાગી. મિસ......બોલી,—"તમારૂં નામ શું?" અનંતરાયે જવાબ આપ્યો.—

"અનંતરાય વકીલ." "બોલો જાઉં, તમારે મારી સાથે શી વાતચિત્ત કરવાની છે ?" "ચંપાબાઇ નામની સ્ત્રીને આપ ઓળખોછો ?" "હા. હું તેને સારી રીતે પિછાણુંછું." "તે આપને તજી ગઈ, તે પેહેલાનું તેનું વૃત્તાંત આપ જાણોછો ?" "ઘણું થોડું; વાસ્તવિક કહું, તો કશુંજ નહીં. "કાઠિયાવાડ ટાઇમ્સમાં" આવેલી નોટીસ ઉપરથી તે મારૂં સર્ટિફિકેટ લઇ નવાગઢ ગઈ, ત્યાર પછીની તેની વિશેષ હકીકત મારા જાણવામાં આવી નથી." "પણ આપના તથા તેના વચ્ચે પત્રવ્યવહાર તો ચાલ્યો હશેને !" "ના, બિલકુલ નહીં." અનંતરાય થોડો વખત અબોલ રહ્યો. નિરાશાની છાયા તેના ચેહેરાપર જણાવા લાગી. "કેટલાક વખત પેહેલાં, "હું બહુ આજારીછું, મને મળી જા." એવી મતલબનો આપે તેના ઉપર તાર કર્યો હતો નહીં?" મિસ........એ ખડખડ હસી પડીને કહ્યું.-"મેં એવો તાર તેનાપર કદીજ મોકલાવ્યો નથી. હું અહીં અત્યાર સુધી કદીજ આજારી થએલી નથી." અનંતરાયે ખિસ્સામાંથી નોટબૂક કહાડી તેમાં કંઇ લખીને,-"આપને કેટલાક મહત્વના પ્રશ્નો પૂછવાનો મારો ઇરાદો છે. તેના ઉત્તરો આપે મેહેરબાની કરીને આપવાજ પડશે; પણ મને મેહેરબાની કરીને, તે પ્રશ્નો પૂછવાનું કારણ માત્ર પૂછશો નહીં." એવી વિનતિ કરી. "ઠીક છે; પણ ચંપાબાઇની ગેરવર્ત્તણુંક કદી પણ મારા જાણવામાં કે સાંભળવામાં આવી નથી, અને મારાથી તેને નુકશાન થાય-તેવું વર્ત્તન પણ કદીપણ કરી શકાય તેમ નથી !" "વારૂ ત્યારે, પેહેલવેહેલાં તે આપની કને કયારે કઇ તારીખે આવી ?" ડોકું ધુણાવી તથા હસીને મિસ......બોલી,-"આવો પ્રશ્ન પૂછવામાં શો અર્થ છે ? હું ઘણીજ નિષ્કાળજી મનુષ્ય છું. મને કોઈપણ વાત બન્યાના સંબંધમાં તારીખવાર યાદ રહેતાં નથી. હું તે યાદ રાખવાની કાળજી પણ રાખતી નથી. હા, એ ખરૂં છે કે શાળામાં કન્યાઓને ઇતિહાસિક તારીખો યાદ રાખવાની હું હમેશાં ભલામણ કરૂંછું,-શહાબુદ્દિનગોરી સાથે પૃથુરાજ ચુહાણને પેહેલી લડાઇ કયારે થઇ? ભોળોભીમ કયારે ગાદીપર બેઠો? તે જાણવું જોઈએ-તે તારીખ, માસ અને સન ગોખી રાખવાં જોઇએ, એમ હું હમેશાં કન્યાઓને કહુંછું, પણ ચંપાબાઈ અહીં કયારે આવી, એ મને મુદ્દલ યાદ નથી. તેને અહીંથી ગયાને પુષ્કળ વખત થયો, અને તેની તારીખ મને યાદ નથી,

તો તે પેહેલવેહેલાં અહીં કયારે આવી, તેને અહિં આવ્યાને કેટલો વખત થયો, તે શી રીતે યાદ હોય ? કદાચ " ટોન્કસ " સાથે " કનસલ્ટ " કરતાં તારીખ જણાઈ આવે તો કોણ જાણે ! " " ટોંકસ " નામનું કોઈ મનુષ્ય છે કે તે નામની કોઇ વસ્તુ છે ? તે અનંતરાયના સમજવામાં આવ્યું નહીં. તે સમજ્યો કે " ટોન્કસ " એટલે કાંતો તેની સ્મરણવહી ( નિત્યનોંધ—ડાયરી ) હશે અને કાંતો ખાનગી કાગળોની ફાઇલ હશે. તેવામાં તો મિસ..........એ ટેબલ પરની " આવ્હાનઘટિકા " વગાડી કે તુરત એક નોકરે ત્યાં પ્રવેશ કર્યો. "ટોન્કસને બોલાવ." એવી મિસ......એ આજ્ઞા કર્યાને વધારે વખત થયો નહીં, એટલામાં એક પોર્ટુગીઝ જાતિની સ્ત્રી ત્યાં હાજર થઇ. એજ મિસ...... ની " ટોન્કસ, " એવું સમજવામાં આવતાં વાર અનંતરાયથી મુખમાંજ હસી દેવાયુ ! મિસ...... એ અનંતરાય તરફ આંગળી કરીને ટોન્કસને કહ્યું,—" આ ગૃહસ્થ ચંપાબાઇના સંબંધી થાય છે. તેઓને ચંપાબાઈનું વૃત્તાંત જાણવું છે. તે પેહેલ પેહેલી આપણે ત્યાં કયારે આવી, તે તને યાદ છે ? તને તે કયાંથી યાદ હોય ? તું મહા મૂર્ખ છે. ઘણું કરીને તને યાદજ નહીં હોય !" ટોન્કસે કહ્યું,—" તે ૧૮ ...ના......મહિનામાં અહીં આવેલી હતી. તે દહાડે ઘણું કરીને ૧૭ કે ૧૮ મી તારીખ અને મંગળવાર હતો. " વારૂ, અનંતરાય, આના કરતાં તમારે વધારે માહિતી મેળવવી છે ? મારા કરતાં મારી ટોન્કસની સ્મરણ શક્તિ ઉત્તમ છે. " અનંતરાય મિસને કંઈ કહેવા જતો હતો તેવામાં ટોન્કસ વચ્ચે બોલી ઉઠી,—" ચંપાબાઈએ મને કદી કંઈજ કહેલું નથી. જો કે તે દેખાવમાં ભોળી સરખા જણાતી હતી, તો પણ પોતાની ગુપ્ત વાર્ત્તા છૂપાવી રાખવાની તેનામાં ઘણી ચતુરાઈ હતી. મહા ધૂતારી !" અનંતરાય બોલ્યો,—" તેવી તેની શી ગુપ્ત વાર્ત્તા હતી કે જેને છૂપાવવાનો તેને યત્ન કરવો પડતો હતો ?" ટોન્કસે કહ્યું,—" હા તે મારા જાણવામાંછે. તેની ગુપ્ત વાર્ત્તા હું સારી રીતે જાણું છુ. જો કોઇમોટાએ તેની સિફારસ કરી ન હોતતો મેમસાબ કોલેજમાં તેને જગ્યાજ આપત નહીં, સમજ્યા!" અનંતરાયે મિસ......તરફ નિહાળીને કહ્યું,—" આ ઉપરથી જણાય છે કે આપજ તેના વિષેની હકીકત પૂર્ણપણે જાણો છો !" મિસ......એ કહ્યું,— "મેં કાંઇ તેના સંબંધમાં એટલી બારીક ચોકસી કદી પણ કરી નથી. માત્ર તે

પોતેજ એકવાર કહેતી હતી કે–" મારી મોટીમા સાથે ટંટો થવાથી હું અહીં આવતી રહેલી છું. હું બાલ્યાવસ્થાથીજ અભાગણી–બહુ દુઃખી છું, અને તેમાંથી છૂટવાના હેતુથી અહીં આવેલી છું." મારે તેને વિશેષ પૂછવાનું પ્રયોજન શું? જો કોઇ હલકી સ્ત્રી હોય, તો તેને અલબત પૂછવું જોઇએ પણ તે કેવી સંભાવિત અને મર્યાદાશીલ સ્ત્રી! મને તેનો સ્વભાવ અને તેની રીતભાત બહુ ગમે છે." અનંતરાયે મનમાં કહ્યું,–"એની મોટી મા તે પેલી ગંગાડોસીજ હોવી જોઇએ! વારૂ પણ, ટોન્કસ કહેછે તેમ કયા મોટા માણસે સિફારસ કરીને તેને કોલેજમાં શિક્ષક તરીકે નિમવાની મિસ......ને ફરજ પાડી હશે? રંડાઓના લફરાંઓનો પણ પાર રહ્યો નથી તો!!" ટોન્કસે મિસ......તરફ વળીને કહ્યું,–" આપ ભલે તેને સારા સ્વભાવની કહો; પણ યાદ રાખવું કે મિઠું બોલી રાજી રાખનારાં માણસો મહાઘાતકી હોય છે!" "તારે અને તેને કાંઇ દુશ્મનાઈ થઇ હશે, તેથી તું તેનું ખોટું બોલતી હોઇશ." "અમારા વચ્ચે તેમ બન્યું નથી; પણ જે સત્યછે તે મારે કહેવુંજ જોઇએ. તે કાંઇ એટલી હોશિયાર નથી. ફક્ત તેને સારી રીતે ટાપટીપ ને ડોળડમાક કરતાં આવડે છે. માત્ર તે ડ્રોઇંગરૂમમાં પિયાનો વગાડવાના કામમાંજ ઉપયોગી થઇ પડે તેવી છે. કોઇ સરદાર કે કોઈ રાજા મહારાજા શાળાની મુલાકાત લેવા આવે ત્યારે તે આગળ કરવા લાયક છે, એમ ઘણીવાર આપજ નહોતાં કહેતાં?" ટોન્કસને ચંપાબાઇ સાથે કાંઇ પણ અણબનાવ થયેલો હોવો જોઇએ, એમ સમજી અનંતરાયે તેને બીજા બે ચાર પ્રશ્નો પૂછ્યા; પરંતુ તેના તરફથી જાણવાજોગ માહિતી મળી શકી નહીં. " તે બહુજ દુઃખી. દારિદ્રથી ઘેરાયલી, આપ્ત જનથી કંટાળેલી હતી." એટલુંજ તેના જાણવામાં આવ્યું. છેવટે અનંતરાયે મિસ...ને કહ્યું,–" હવે હું આપને એટલુંજ પૂછુંછું કે ચંપાબાઇ આપની શાળામાંથી ગઈ, ત્યારે તેનાં પુસ્તકો તથા તેનો કાંઇ સામાન આપની પાસે મૂકી ગઇ છે? આપને ત્યાંજ મૂકી ગયેલી હોવી જોઈએ; કારણ કે અહીં તેને બીજા કોઈની પણ ઓળખાણ નહોતી." ટોન્કસે ઉતાવળે જવાબ આપ્યો,–" માત્ર એક ભાગેલી પેટી તે અહીં મૂકી ગઇ છે, અને મેં પણ તેને અત્યાર સુધી સાચવી રાખી છે. જો આપ તે જોવા માગતા હો, તો લાવી આપું." અનંતરાયે,–"લાવી આપો તો મોટી મેહેરબાની." એટલું કહ્યું કે તુરત

થોડી વારમાં તે પેટી લાવીને ટાન્કસે ત્યાં રજુ કરી. પેટીપર કેટલીક ચીઠીઓ મારેલી હતી તથા કેટલાંક નામો લખેલાં હતાં, તે અનંતરાય બારીકીથી તપાસવા લાગ્યો. કેટલીક ચીઠીઓ ફાટી ગઇ હતી, અને એકાદ બે પરાવાં માણુસોનાં નામો ઉકલી શકે તેવાં નહોતાં. એક ચીઠી ઉપર "આર. એમ. રેલવે" એમ છાપેલું હતું, અને સ્ટેશનનું નામ ફાટી ગયેલું હતું; પણુ તે ઉપરથી ચંપાબાઇએ તે રેલવે રસ્તે મુસાફરી કરેલી હોવી જોઇએ, એવી અનંતરાયની ખાત્રી થઇ. બીજી ચીઠી કે જે પીળા કાગળની હતી. તેના પરથી રેલવેના નામના અક્ષરો ફાટી ગયા હતા. અને "આબુરોડ સ્ટેશન" એટલું વંચાતું હતું. અનંતરાયે ટાન્કસ કને પાણી અને "સ્પંજ" મંગાવી એ બંન્ને ચીઠીઓ ઘણી મેહેનતે પેટી ઉપરથી આબાદ ઉખેડી લઇ પોતાની નોટબૂકમાં સંભાળીને મૂકી દીધી, અને ત્યારબાદ મિસ........તરફ વળી ને,–"આપને મેં ઘણો વખત રોકયો છે. માફ કરજયો. આપનાથી મને જે માહિતી મળી, તે માટે હું આપનો બહુ આભારી થયો છું. રજા લઉં છું. સલામ." એટલું કહી રસ્તે પડવા માંડયું. મિસ...હસીને,–"મિલાપથી આનંદ થયો." એવી મતલબનું હળુજ કાંઇ બોલી. તે ટાન્કસ અનંતરાયના તરફ એક સરખી નિષ્ઠાપૂર્વક નિહાળી રહી હતી. અનંતરાય કિટિંજપરામાંથી ગોપુરના મહારાજાના ઉતારામાં ગાડી લઇ જવાની ગાડીવાનને [illegible] કરી ગાડીમાં બેઠો. તેને અનેક વિચારો ઉપજવા લાગ્યા. "સ્ત્રીઓ કેવી મહા ધૂર્ત હોય છે! મારા પ્રશ્નોનો સીધો અને સાચો ઉત્તર આપવાથી ચંપાબાઇને નુકશાન થશે, એમ સમજી મિસ...... એ મને ઉડાવા કર્યો. કેવો આ સંસાર! સ્ત્રીઓ કેવી રીતે પુરૂષને દાવપેચમાં લઇ લે છે! કેવી રીતે પોતાનાં અને પોતાની મૈત્રિણીનાં છિદ્રોને છૂપાવવાનો નઠોર યત્ન કરે છે! તે ગંગાબાઇ, તે ચંપાબાઈ, તે જશોદાબાઇ અને તે ટાન્કસ કાંઇ અકેકથી ઉતરે તેવી છે કે? મોહનલાલ ગુમ થયો ત્યારથી સંજોગ પણુ એવો બન્યો કે હાલતાં ચાલતાં સ્ત્રીઓ સાથેજ સંબંધ! મેં જે આજે ટાન્કસે બતાવેલી પેટી ઉપરથી ચીઠીઓ ઉખેડી લીધી છે, તે પુરાવામાં શું ઓછી ઉપયોગી થઈ પડશે? ન્યાયાધિશના અને આસેસરોના મનનું એથી લાગતુંજ સમાધાન થઇ શકે તેમ છે અને વળી એ ચીઠીઓપરથી,–"મેં કેવળ નીચ સ્ત્રી સાથે લગ્ન કરેલું છે." એવી મહા-

રાજા અભયસિંહની પણ ખાત્રી ન થઇ શકે? અલબત થવીજ જોઈએ."

"એ સર્વ મેં મારી સ્મરણવહીમાં લખી રાખેલું છે. "હિતેચ્છુ" પત્રમાં જે સ્રીના મૃત્યુ વિષેના વર્તમાન છપાયલા હતા, અને જે સ્રી અત્યારે ગોપુરાધિશની પટરાણી બની ગયેલી છે, તે બન્ને કાંઇ એકેકથી નિરાળી નથી, એવું સિદ્ધ કરી આપવાને મારી સ્મરણવહીજ પૂરતી છે. મિસ......ની કારકીર્દીમાં તે ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં હતી, ત્યાં સુધીની ચંપાબાઇની હકીકત મળી શકી છે. પ્રથમ તેની કને તે કયારે આવી, તે મિસ......ટોન્કસદ્વારા કહી શકે છે, પણ તે કયાંથી આવી તે જણાવી શકતી નથી. ટોન્કસે પણ તે વિષે કશું કહ્યુંજ નહીં, ચંપાબાઇ જન્મી ત્યારથી તે બારટન ફિમેલટ્રેનિંગ કોલેજમાં દાખલ થઈ, તેટલા સમયમાં, માત્ર મોહનલાલ સાથે તેણે લગ્ન કર્યું, અને મોહનલાલ તેને તજીને ચીન જતો રહ્યો. એટલીજ હકીકત હું જાણું છું. તે શિવાયની હકીકત હવે શી રીતે મેળવવી? મને કશી ગમ પડતી નથી ! મોહનલાલ ચીન ગયો ત્યારથી તે પેથાપુરમાં સુંદરબાઇના મૃત્યુ પર્યંતની સવિસ્તર હકીકત મેળવવાની આવસ્યકતા છે. "આબુરોડ સ્ટેશન" સુધી ચંપાબાઇનું જવું આવવું થયેલું હોવું જોઇએ; કારણ કે પેલી પેટીપરથી ઉખેડી લીધેલી ચીઠી એ બાબતની શાક્ષી આપે છે. કુમાર શિવસિંહજીને પત્ર લખી હું આજેજ તે તરફ ઉપડી જાઉં તો વધારે સારૂં; કારણ કે કર્યું તેજ કામ !" એવો વિચાર કરી અનંતરાય વકીલ ગોપુરાધિશના ઉતારાના દિવાનખાનામાં એક ટેબલ કને જઈ, એક પત્ર લખીને તે પોસ્ટઓફિસમાં નાંખી આવવાનો એક નોકરને હુકમ કર્યો, એ પત્રમાં શું લખ્યું હતું ? "અહીં મિસ......ને મળ્યો. જે હકીકત જાણવામાં આવેલી છે, તે આપણો મિલાપ થયાબાદ રૂબરૂમાં કહીશ. ચંપાબાઈ મિસને ત્યાં મૂકી ગયેલી પેટી મિસની દાસીએ બતાવવાથી તેનાપરની બે ચીઠીઓ મેં ઉખેડી લીધી છે, અને તે ઉપરથી ચંપાબાઈનું કોઈવાર "આબુરોડ સ્ટેશન" સુધી જવું આવવું થયાની પ્રતિતિ મળી શકતી હોવાથી હું આજરોજ તે તરફ ઉપડી જાઉંછું. મહારાજાને આરામ થયો હોય તો આપ તાકીદથી "આબુરોડ સ્ટેશન" ઉપર મને આવી મળવાની તસ્દી લ્યો. મુસાફરીમાં મને એકલા ગમતું નથી. આપ સાથે હો તો આપણા યત્નમાં સત્વર મન ધાર્યું મેળવી શકાય." બીજે

દહાડે પ્રભાતની ગાડીમાં બેસી સાયંકાળે મેલમાં અનંતરાય અમદાવાદ આવી પહોંચ્યો અને રાતવાસો અમદાવાદ રહી બીજે દહાડે સવારના નવ વાગતાની મેલમાં ઉપડી પાછલા પ્રહરના પાંચ વાગતે " આબુરોડ સ્ટેશન" પર ઉતરી પડયો. સ્ટેશન નજીક આવેલા એક ઉપહાર ગૃહમાં તેણે ઉતારો કર્યો. ચહા પીધા પછી તેણે ત્યાંના એક નોકરને પોતાની કને બોલાવ્યો. " શો હુકમ છે સરકાર ?" એમ પૂછ્યું કે તુરત અનંતરાયે કહ્યું,–"બેસ, નિચે બેસ; અને હું પૂછું તેનો–જો તને માલુમ હોય તો જવાબ આપ. અહીં કેટલાક દિવસ પેહેલાં અમદાવાદની ગંગાબાઈ નામની કોઇ ડોસી પોતાની એક જુવાન છોડી સાથે આવી રહેલી હતી ?" નોકરે જવાબ આપ્યો,–"હા, એ ગંગાબાઇ અહીં લગભગ આઠ મહિના રહેલી હતી. ખરેડીમાં રખમાબાઇ નામની એક વિધવા રહે છે તેના ઘરમાં તે ભાડે રહેતી હતી. હું તે વેળાએ રખમાબાઇને ઘેર નોકરી રહ્યો હતો. એ ગંગાડોસી કહેતી હતી,–"અમારો જમાઇ અમોને નિરાધાર મૂકીને જતો રહ્યો, તેથી ધંધા ઉદ્યોગને અર્થે અહીં આવી રહેલાં છીએ." તેની જુવાન દીકરીનું નામ સુંદરબાઈ ! હા, નકી સુંદરબાઈજ. એ સુંદરબાઈને આશરે વર્ષ દોહોડ વર્ષનો દિકરો હતો." "ઠીક. તને લખતાં વાંચતાં આવડે છે ?" "એટલે ! હું આ ઉપહારગૃહનો હિસાબી કારકુન છું. સર્વ હિસાબ હુંજ રાખું છું. ઉપયોગ જેટલું અંગ્રેજી પણ મને આવડે છે." "ત્યારે કહે જોઉ. ૧૮– ની સાલથી તું અહિંયાં છે ખરૂં ?" "હા, ૧૮–ના નવેમ્બર મહિનાથી હું અહિંયાં છું. તે પેહેલાં રખમાબાઇને ત્યાં હતો." " તું ગંગાબાઈની દિકરી સુંદરબાઇને સારી રીતે ઓળખે છે ?" "હા; કેમ ન ઓળખું ? રખમાબાઇનાજ ઘરમાં તે રહેતી હતી અને રખમાબાઈને ઘેરજ હું નોકર હતો. સુંદરબાઈ રૂપમાં નામ પ્રમાણે ઘણીજ સુંદર. સ્વભાવ બહુ મલતાવડો. 'તેનો પતિ તેને તજીને જતો રહ્યો એવું જાણવામાં આવતાંવાર અમોને બહુ માઠું લાગ્યું હતું." "સુંદરબાઇના પતિનું નામ ક્યાંથી તારા જાણવામાં હોય ?" " એક વખતે સુંદરબાઇ "સદ્દગુણીવહુ" નું પુસ્તક વાંચતી હતી તેના પેહેલા પ્રષ્ટ ઉપર " મોહનલાલ નંદલાલ વ્યાસ" એમ લખેલું હોવાથી " આ કોનું નામ છે ?" એમ મેં સુંદરબાઇને પૂછ્યું, ત્યારે તે શરમાઈ ગઈ હતી; પણ તે વેળા ગંગાડોસી જોડમાંજ બેઠેલી

હોવાથી તેણે કહ્યું કે,-"તે નામ તેના પતિનું છે." એ પુસ્તક વાંચવા માટે માગી લાવેલો તેથી તે અદ્યાપિ મારી કને રહી ગયેલ છે." "એ પુસ્તક મને કાલે જોવા આપજ્યે; પણ હું પૂછુંછું કે પોતાના જમાઇના સંબંધમાં કદી ગંગાડોસી કંઇ કમી અધિક કહેતી હતી ?" "તે પ્રસંગો-પાત કહેતી હતી કે,-"અમારો જમાઇ જતો રહ્યો, સુંદરબાઈને બહુ દુ:ખ દેતો હતો. ઘણોજ ખરાબ માણસ. તેણે ફોસલાવીને સુંદરી સાથે લગ્ન કરી લીધું અને પાછળથી દગો દીધો." "મને લાગે છે કે રખમાબાઇ તેના વિષેની હકીકત તારા કરતાં વધારે જાણતાં હશે અને તેથી મારે તેને મળવું જોઈએ." "આપની ઇચ્છા હશે તો આવતીકાલે ખરેડીમાં તેમને ઘેર હું આપને લઈ જઇશ." "મારે એટલુંજ જોઇએ છીએ; પણ તને સુંદરબાઈ બતાવવામાં આવે, તો હાલ તું તેને ઓળખી શકે ખરો ?" "બેશક ઓળખી શકું !" ત્યાર પછી બીજે દહાડે રખમાબાઇ કને જવાનો ઠરાવ કર્યા બાદ તે નોકરને અનંતરાયે પોતાની કનેથી વિદાય કર્યો. રાત્રીએ જમી પરવારી પોતાના ઉતારાવાળા ઓરડામાં એકલોજ તે બિછાનાપર પડી નિદ્રા દેવીની માર્ગપ્રતિક્ષા કરવા લાગ્યો; પરંતુ તેને મોડી રાત્ર સુધી તર્કવિતર્ક ઉપજવાથી નિદ્રા આવી નહીં. "અહીં ગંગાબાઇ સુંદરબાઇ ઉર્ફે ચંપાબાઇને લઈને આવી રહેલી હતી, એ તો ખાત્રી થઈ ચૂકી! પેલો તેનો ઓળખીતો-માણસ મળવાથી વધારે ભાંજગડમાં પડવું પડયું નહીં, એ પણ વિલક્ષણ સંજોગ! પ્રભુનીજ કૃપા! ગંગાબાઈ અને સુંદરબાઇ-એ બન્ને મા દિકરી કેટલી ફરંદી! કયાં કયાં પહોંચી વળી!" એવો તર્ક ઉપજ્યા પછી તુરતજ અનંતરાયના મનમાં મોહનલાલ આવી વસ્યો. "મારા એ વહાલા મિત્રનો શોધ હવે શી રીતે લાગશે ? તે કયાં ગયો હશે ? જાય કયાં ? એ રંડાએજ તેનો ઘાટ કરી નાખેલો હોવો જોઇએ ! ત્યારે હવે તેનો મેલાપ થવાની આશા શી ? ગયો બિચારો ! આશા અમર છે, એ ખરૂં છે, પણ તેના મિલાપની આશાએ—તે વળી તેનો ઘાત થઇ ગયાનો માનવા જોગ સંભવ છતાં વલખાં મારવામાં સાર શો ? આયુષ્ય બહુ અમૂલ્ય છે. આયુષ્ય એ એક અવર્ણનિય ઇશ્વરી પ્રસાદ છે. આયુષ્ય એ એક મહાનંદો પૈકી એક આનંદ છે. એકાદા માનવીને પોતાની આયુષ્યમાં કેટલું સુખ છે, તે જાણવું હોય તો તેણે એક

કાગળ લેઇ તેપર તેણે પોતાની આયુષ્યના ગયેલા દિવસો લખવા. પછી એ દિવસો પૈકી જે દિવસમાં યત્કિંચિત્ પણ દુઃખનું મિશ્રણ ન હોય એવા સુખના દિવસો કિંવા કલાકો લખવા, અને પછી તે એકંદર ગુજરેલી આયુષ્યના વખતમાંથી એ સુખના દિવસો બાદ કરવા. આમ કરવાથી હરકોઈને સ્પષ્ટ જણાશે કે પોતાની આયુષ્યનો મોટો ભાગ દુઃખમાંજ ગુજર્યો છે! બિચારા મોહનલાલે તેની ત્રીશ વર્ષની વયમાં ભાગ્યેજ એક અઠવાડિયું સુખમાં પસાર કર્યું હશે! પોતાની ત્રીશ વર્ષની વયમાં ફક્ત સાત દહાડા સુખમાં ગયેલા જાણી કોણને હસવું ન આવે? પ્રત્યેક માનવી જે કાંઇ પોતાની આયુષ્યમાં સુખના દિવસો ગુજરેલા હોય છે, તેને વારંવાર યાદ કરે છે, અને તેવું સુખ પુનઃ પ્રાપ્ત કરવાની વ્યર્થ આશા કરે છે! સુખથી થનાર આનંદ એ એક સ્થિત્યંતર પ્રિય પક્ષી છે, એમ માનવામાં હરકત શી? એ આનંદરૂપ પક્ષી ઉડવામાં અનિયમિત છે. અમુક સ્થળેજ અમુક વખતેજ તે નિવાસ કરશે, તેવો કશો નિયમ હોતો નથી; તે પક્ષી નિત્ય પોતાની પાસે રહેતો ઠીક, એવી પ્રત્યેક મનુષ્યની ઇચ્છા હોય છે; પરંતુ તે આનંદરૂપ પક્ષી ક્યારે આવી મળશે, કિંવા આવી મળેલું ક્યારે પાછું જતું રહેશે, તે કોઇથી પણ ખાત્રી પૂર્વક કહી શકાતું નથી. ઉદાહરણાર્થે, વેગળું શામાટે જવું જોઇએ? લગ્ન પ્રસંગનેજ આપણે તપાસીએ. લગ્નવડે અન્ય કોઇપણ પ્રસંગથી ન મળી શકે તેવું અપૂર્વ સુખ પ્રાપ્ત થાય છે, અને એ સુખનો આનંદ કંઇ અલૌકિકજ હોય છે, પરંતુ મોહનલાલનો તે આનંદ કેવો ઉડી ગયો! લગ્ન પછી ઉદર પોષણાર્થે તેને ચીન જવું પડયું અને સારી પુંજી મેળવીને જ્યારે પાછો આવ્યો ત્યારે ભાર્યાના મૃત્યુની વાર્ત્તા લાગલીજ તેના વાંચવામાં આવી! એથી તે બાપડો શોકાગ્નિમાં બળી મરવા લાગ્યો. જેમ તેમ કરતાં વર્ષ વીતિ ગયું. અને અફસોસ—ત્યાર કેડે તે પોતેજ વિલક્ષણ રીતે ગૂમ થઇ ગયો! કાળનો કાંઇ ભરોંસો છેકે?"

અનંતરાયને ગયા ત્રણ દિવસ થયાં બિલકુલ વિશ્રાંતિ મળેલી નહોતી. થાક પરિશ્રમથી કંટાળેલું તેનું મન વિચાર કરવામાંજ એક સરખું ટકી રહ્યું નહીં. મોડી રાત્રના તે નિદ્રાવશ થઇ ગયો; પણ તેને શું શાંત—સુખકારક નિદ્રા આવેલી હતીકે? મુદ્દલ નહીં. ઉપરાઉપર વિલક્ષણ સ્વપ્નાઓ આવવાથી તેની તે

વેળાની નિદ્રા કેવળ "શ્વાન નિદ્રા" સરખી થઇ રહી! આવતાં સ્વપ્નના ભાવ પ્રમાણે તેની મુખમુદ્રાપર જેમ આનંદ અને શોક છવાઇ રહેતો હતો, તેમ તે મુખમુદ્રા પ્રફુલ્લિત અને મ્લાન પણ બની રહેતી હતી. કદી પણ નહિ નિહાળેલા પ્રસંગોની વાર્ત્તા સ્વપ્નામાં આવેલી છતાં સ્વ-પ્નાધિન થઇ પડેલું માનવી જાણે પોતે પ્રત્યક્ષ અનુભવેલું હોય તેવી રીતે તેના ચેહેરા ઉપર આવેલા સારા માઠા સ્વપ્નનું પ્રતિબિંબ પડયા વિના રહેતું નથી. મનનું પ્રતિબિંબ દેખાડનાર મુખમુદ્રા એ એક અતિ ઉત્તમ આરસી છે. એવી સ્વચ્છ આરસીની ઉપમા મુખમુદ્રા વિના બીજા કોઇને પણ આપી શકાય તેમ નથી. સાક્ષાત્ કાચની આરસી પણ તેની આગળ કશી વિસાદમાં નથી!

અનંતરાયને જે છેવટનું સ્વપ્નું આવ્યું હતું તે બહુ જાણવા જોગ છે. તેણે છેવટના સ્વપ્નમાં શું નિહાળ્યું હતું? "ગોપુરનો દરબારગઢ કેવળ નિર્મનુષ્ય થઇ ગયો. તે સ્થળ કેવળ ઉદાશ અને ભયંકર બની ગયું. રાજ્ય-મેહેલમાં સામેના બાગમાંનાં પુષ્પવૃક્ષો અને ફળ વૃક્ષો સમૂળગાં બળી જઇ, તેની જગોએ ધુંટણભર ઘાસ ઉગી નિકળ્યું. દરબારગઢમાંનો પાતાળ કુવો પા-ણીથી ઉભરાઇ જઇ બાજુપરથી ફાટવાને લીધે સઘળી સુંદર ઇમારતોમાં પાણી પેસી ગયું અને તેથી તે ગળી પડવાની અણીપર આવી ચુકી. એ સુંદર ઇમારતો પૈકી એક અત્યુત્તમ હવેલીની બારીમાં ડોકિયું કરીને એક સુંદર–મનોહર સ્ત્રી "બચાવો! મને કોઇ બચાવો!" એમ પોકારણ પાડી રહી અને તેને નિહાળતાંવાર કુમાર શિવસિંહજી બોલી ઉઠયો,–"એજ મારી મામી, તેણેજ સર્વ ઘાત કર્યો!" એ સાંભળતાં અનંતરાયથી પણ બોલ્યા વિના રહેવાયું નહીં. તેણે લાગલુંજ કહ્યું,–"એજ સુંદરબાઇ ઉર્ફે ચંપાબાઇ! એજ મોહનલાલ નંદલાલ વ્યાસની પૂર્વની સ્ત્રી અને એજ ગોપુરાધિશની હાલની પટરાણી!" "રંડા છો મરણ પામતી! એજ લા-ગની!!" એમ અનંતરાય તથા કુમાર શિવસિંહજી એકે અવાજે બોલી ઉઠયા. તેવામાં તો ઝડપથી પાણી ઉતરી ગયું. પાતાલ કુવો પાછો અસલ સ્થિતિમાં આવી ગયો. રાજમેહેલ અને દરબારગઢને જરા પણ ધોકો પહોંચ્યો નહીં. બાગ પણ લીલોછમ પુષ્પવૃક્ષો અને ફળવૃક્ષોથી પૂર્વવત્ સુ-શોભિત બની રહ્યો, દરબારગઢમાંનું સઘળુંજ સાબુત રહી ગયલું જણાયું!"

પ્રિય વાચકવૃંદ ! આ વિલક્ષણ સ્વપ્નથી અનંતરાયનું આનંદરૂપ પક્ષી ઉડી ગયું અને તેની મુખરૂપ આરસીપર તેના હૃદયનું પ્રતિબિંબ સ્પષ્ટપણે જણાવા લાગ્યું. કેવો ચમત્કાર ! !

---

# પ્રકરણ ચોવીશમું.

## " અબલા " નહીં, પણ " પ્રબલા ! "

" કોમળ કાયા, મધુર વાણી, મૃદુ મનડાની " અબલા " ( ! )
છેદે છળાથી, શિર સ્વામિનું, " અબલા " નહિં, પણ " પ્રબલા ! "
( શ્યામજી. )

---

પ્રિય વાચકવૃંદ, હવે આપણે કુમાર શિવસિંહજી તરફ વળીએ. "એમાં શું ?" એમ બોલનારનો તે શોધ કરવા લાગ્યો. રાણી ચંપાબાઇના રંગમેહેલના દીવાનખાનામાંથી ઉઠીને તે આસપાસના સઘળા ઓરડાઓ તપાસી વળ્યો; પણ " એમાં શું ? " એમ બોલનારનો શોધ લાગ્યો નહીં! રાણીના " વસ્ત્રપરિધાનગૃહમાં તો " એમાં શું ? " એમ બોલનાર નહીં હોય ? " કુમાર શિવસિંહજીએ શકની નજરે વસ્ત્રપરિધાનગૃહમાં ઝડપથી પ્રવેશ કર્યો કે તુરત ત્યાં ઉભેલી રાણી ચંપાબાઇએ ચેષ્ટાયુકત હાસ્યથી સૂચવ્યું કે,–" તમારાથી મારો વાળ વાંકો થઈ શકનાર નથી ! " " એમાં શું ? " એમ રાણી ચંપાબાઈજ બોલી હતી. " એવી ખાત્રી થતાંવાર કુમાર શિવસિંહજી મુંગે મ્હોડે ત્યાંથી પાછો ફરી વળ્યો. દરબારગઢમાંના પોતાના મેહેલમાં જઇ, દીવાનખાનામાં એક આરામ ખુરશીપર બેસી તે ઊંડા વિચારમાં ઉતરી પડયો,–" રંડાએ મને હંફાવ્યો ! તે મશ્કરીમાંજ મને મૂર્ખ બનાવે છે ! કેવી કુટીલ ! મોહનલાલનો પત્તો ગમે તે પ્રકારે મેળવવો, એજ પ્રતિજ્ઞા ! પછી પરિણામ ભલે સારૂં આવે કે માઠું. એ રંડાથી શું થઇ શકવાનું હતું ? હું ધારૂંછું કે મારા ઉપર અનેક પ્રકારનાં અરિષ્ટો લાવવાને તે ચૂકશે નહીં; પણ એમ હારી જવું એ પુરૂષત્વને શોભતું નથી. યાહોમ કર્યા પછી " શું થશે ? " એવો વિચાર કરવો એ

મૂર્ખાઇજ તો! બંદા કદી પણ સપડાય તેમ નથી. અનુભવથી ઘણા પુરૂષો કહે છે કે સ્ત્રી " અબળા " કહેવાય છે; પણ તેની કૃતિ, કાનની બૂટ પકડાવીને " પ્રબલા " તરીકે તેનો સ્વિકાર કરાવે છે! સ્ત્રીના સપાટામાં સપડાયલા ઘણા પુરૂષો કાયર અને નરમ બની ગયેલા મેં નિહાળ્યા છે. પુરૂષ ક્રોધી હોય, મનમોજી હોય, શૂરવીર હોય, વિદ્વાન હોય, ઘાતકી હોય, દુર્ગુણી હોય, સદાચારી હોય, પણ એકવાર સ્ત્રીને આધિન થયો એટલે સર્વે પતી રહ્યું! સ્ત્રીના સપાટામાં કદી પણ સપડાયો ન હોય, તેવો પુરૂષ એક પણ નજરે પડશે ? સ્ત્રી એ મોહની મૂર્તિજ છે, તો પછી એમ કેમ બને ? કાપટ્યની ખાણ, કેવળ વિષકુંભ,-એવી એ સ્ત્રી! સ્ત્રીના મુખપર માત્ર પુરૂષોને ફસાવવા માટેજ વિધિએ અમૃત સૂકેલું હોવું જોઈએ. મારા મામા-બાપડા ફસાયા! સર્વ દુઃખનું મૂળ એક સ્ત્રી, એમ જે વિરકત મહાજનોએ કહ્યું છે તે શું ખોટું ? અનુભવથીજ તેઓએ એવો અભિપ્રાય આપેલો હોવો જોઇએ. સ્ત્રીઓ " કાપટ્ય " અને " ચાંચલ્ય "-એ બે મૂળ તત્વોથીજ બનેલી છે. સ્ત્રીઓના હાથથી વારંવાર જગતમાં જે મોટા મોટા ખોપ ખોદાય છે, જે મહા અનર્થો વારંવાર નિપજે છે, તેનું મૂળ તેનું ચાંચલ્યજ છે. શાંતતા તો સ્ત્રીઓના સ્વભાવની પક્કી શત્રુ! " कर्तुंअकर्तुंअन्यथाकर्तुं " શકિત સ્ત્રીઓમાં છે. સ્ત્રીઓ કાંઈ પુરૂષ કરતાં ઓછી ઉતરે તેમ નથી. ગુર્જરપતિ સિદ્ધરાજની માતા મિનળદેવીને, ઝાંસીની રાણી લક્ષ્મીબાઇને, અને અહલ્યાબાઇ હોલકરણીને લક્ષમાં લેતાં સ્ત્રીઓ કેવી છે તે જણાઈ આવે છે. સ્ત્રીઓ વખતે શું કરી નાંખશે, તે કાંઇ કહી શકાય નહીં. સ્ત્રીઓની અતિ આશ્ચર્ય ઉપજાવે તેવી-અતિ ધારિષ્ટની, અતિ કાપટ્યની, અતિ સાહસની, અતિ ધર્તતાની કૃત્તિ નિહાળવી હોય તો તે યુરોપિયન સ્ત્રીઓમાં છે, અને આપણી સ્ત્રીઓમાં તે કયાં નથી? સ્ત્રીઓ ગમે તે દેશની હોય, પણ તે સરખીજ; અમેરિકાની શું, યુરોપની શું, અને આપણા ભરતખંડની શું ? એકાદિના મનમાં પુરૂષને ઘોંટાળામાં પાડવાનું આવ્યું એટલે બસ્સ! સર્વ સાહિત્યોની લાગલીજ તૈયારી! લીધો એકાદને દાવપેચમા! પેચમાં લીધા પછી પુરૂષ ગમે તેટલા તરફડિયાં મારે પણ પોતાનો હેતુ સિદ્ધ કર્યા વિના સ્ત્રી તેને છોડેજ શાની? રાઈ જેવડી કાંકરીને પર્વત બનાવવાનું સ્ત્રીઓમાંજ સામર્થ્ય

છે અને તેમ છતાં કહેવાય છે તો તે અબલા ! ! " સૂર્યમાં ઉષ્ણતા નથી," એમ બોલવું એ જેટલું ડહાપણ ભરેલું છે, તેટલુજ "સ્ત્રી એ અબલા છે" એમ બોલવું એ ડહાપણ ભરેલું મને લાગે છે! સ્ત્રી "અબલા" નહીં પણ "પ્રબલા" છે. હા, "પ્રબલા" છે! મહત્વાકાક્ષા અને મનથી કરવા ધારેલું કાર્ય ગમે તેવું અઘરૂં હોય તો પણ તે પુરૂષોની આંખો આંજીને પાર પાડી શકે છે અને તેમ છતાં આપણા દેશની સ્ત્રીઓને હવે તો પોતાની પશ્ચાત્ય ભગિનીઓના જેવું વિચાર સ્વાતંત્ર્ય અને શારીર સ્વાતંત્ર્ય જોઈએ છીએ! હા, તેટલું તેમને મળવા દો, કે પછી આપણા દેશના પુરૂષોને તેમના વસીલાથી કલેકટરની, જજની અને વધારે તો શું, પણ એકાદીવાર ગવરનરની જગ્યા પણ ખાસ મળી જાય! વધારે તો શું, પણ ઇંગ્લાંડની પાર્લામેન્ટના મેમ્બરની પણ લાગલીજ જગ્યા મળી શકે! ઘણું સારૂં; સ્ત્રીઓને એવું સ્વાતંત્ર્ય મળવા દો, કાંઇ હરકત નહીં. સ્ત્રીઓને બેરિસ્ટર થવા દો, ડાકતર થવા દો, પંડિત થવા દો, પ્રોફેસર થવા દો, સેનાપતિ થવા દો, ધારાસભાની સભાસદ થવા દો, ભલે તેમની ઇચ્છા મુજબ તેમને જોઇએ તે થવા દો; પરંતુ તેમણે માત્ર પોતાના સ્વભાવનું તેવડું ચાંચલ્ય છોડવું જોઇએ. છોડયા પછી ભલે ગમે તેમ થવાદો." કુમાર શિવસિંહજી, દીવાસળી ઘસીને ચીરૂટ સળગાવી પીવા લાગ્યો; પણ એક બે ફુંક મારતાંજ તે પુનઃ કાંઇ વિચાર કરવા લાગ્યો. ચિરૂટ લાગલીજ હાથમાંથી પડી ગઈ. "હું સ્ત્રીઓનો તિરસ્કાર કરૂંછું. પુરૂષ જાતિનો નાશ કરવા માટેજ પ્રભુએ તેમનામાં એટલું બધું ધૈર્ય, એટલું બધું કાપટ્ય, એટલી બધી મહત્વાકાંક્ષા, એટલું બધું ચાંચલ્ય ઇત્યાદિ દુર્ગુણો ઉત્પન્ન કર્યા હશે; પરંતુ આ વાર્ત્તા, શું વિલક્ષણ નથી, કે પુરૂષોનાં જે આચરણો "સદ્ગુણ" તરીકે મનાય છે, તેજ આચરણો સ્ત્રીઓમાં હોય તો તે " દુર્ગુણ " ગણાઇને મહા હાનિનું કારણ થઈ પડે છે! ખચિત સ્ત્રીઓ બહુ નિંદાસ્પદ છે. ઉદાહરણ કાંઈ શોધવું પડે તેમ નથી. તે બાપડાએ હલકી જ્ઞાતિની સ્ત્રી સાથે લગ્ન કર્યું. તેના મોહમાં તે એવો તો લુબ્ધ થઇ રહ્યો કે ભવિષ્યના ચરિતાર્થનો પણ તેને કશો વિચાર સૂજ્યો નહીં, ખાવાના સાંસાં પડવ માંડયા અને સ્ત્રીએ મ્હેણું માર્યું ત્યારે ભાઈ સાહેબની આંખ ઉઘડી! ઉદ્યોગ અર્થે વહાલી સ્ત્રીને અને પ્રિયબાળકને તજી એકલો ચીન ગયો અને

કેટલીક મુદતે પુષ્કળ પૈસા મેળવી સ્વદેશમાં પાછો આવ્યો. સ્વદેશના કિનારામાં પગ મુકતાં વાર પ્રિય પત્નિની મૃત્યુ વાર્ત્તા તેના સાંભળવામાં આવી અને અરેરે, તે શોકાકૂલ-કેવળ બેશુદ્ધ બની ગયો ! વયમાં તરૂણ, શરીરે મજબૂત, દેખાવમાં વાઘ સરખો, પણ પ્રિયપત્નિની મૃત્યુ વાર્ત્તા શ્રવણ કરતાંજ તેની કેવી વિલક્ષણ સ્થિતિ થઇ પડી ! કેટલોક વખત વિતિ ગયે ગોપુર આવ્યો અને ત્યાં તે "હતો નહતો" થઇ ગયો ! ! ચંપા-અરે ચંપા ! તેં બહુ કરી ! ! તું સ્ત્રી જાતિજ કે નહીં ? સ્ત્રી જાતિપર મને આટલો બધો ધિક્કાર ઉપજ્યો છે અને તેનું કારણ એકલી રાણી ચંપાબાઇજ છે, પણ હવે પછી, સ્ત્રી જાતિમાંનીજ સુજાણબા છતાં, તેનો હું કેવળ કલ્પાગરો થઈ રહીશ. તેનું કેમ ? મારી સાથે લગ્ન કરવાનો તેનો પૂર્ણ મનોદય છે. મામા સાહેબની પણ એવીજ ઇચ્છા છે. સુજાણબા સાથે લગ્ન કર્યા વિના મારો છૂટકો થનાર નથી. તેની મારા ઉપર બહુજ પ્રીતિ છે. તેનો સ્વભાવ ઉત્તમ છે. રૂપમાં પણ મણા નથી. તેના તારૂણ્યના તેજથી મારી આંખો અંજાઇ ગઇ છે. તેના અપ્રતિમ લાવણ્યથી અને તેના અત્યુત્તમ ગુણોથી મારૂં મન બહુ મોહિત થઈ ગયું છે. સગા મામાની દીકરી, કાંઈ તે દૂરનું સગપણ નથી. મારી પણ તેના ઉપર, તેના જેવીજ મમતા છે. આ સર્વ ખરૂં, પણ વિચાર કરતાં, સ્ત્રીઓના સપાટામાં કોઇએ સપડાવું નહીં, એમ મને લાગે છે." એટલામાં કુંવરી સુજાણબાએ ત્યાં પ્રવેશ કરવાથી કુમાર શિવસિંહજીના મનના વિચારો મનમાંજ સમાયા.

બીજા બે દિવસમાં કાંઈ કમી અધિક બનવ. પામ્યું નહીં. ત્રીજે દિવસે પ્રભાતમાં ઉઠીને કુમાર શિવસિંહજી પ્રાતર્વિધિ પરવારી ચહા પીતો બેઠો છે, તેવામાં એક સિપાઈએ ટપાલમાં આવેલો પત્ર તેના હાથમાં આપ્યો. પત્ર વાંચતાંવાર "આબુરોડસ્ટેશન" જવા માટે તે તૈયારી કરવા લાગ્યો. પ્રિય વાચકો જાણી ચૂક્યા હશે કે એ પત્ર અનંતરાય વકીલે મોકલાવ્યો હતો. તેજ દિવસે બપોરના કુમાર શિવસિંહજીએ નવાગઢના સ્ટેશનથી રેલવે ગાડીમાં બેસી "આબુરોડસ્ટેશન"નો રસ્તો લીધો. રસ્તામાં બે રાત્ર ગુજારી ત્રીજા દિવસના પાછલા પ્રહરમાં તે "આબુરોડસ્ટેશન" પર ઉતર્યો. તેને અનંતરાય વકીલનો ઉતારો શોધવો પડયો નહીં. અનંત-

રાય વકીલ તે વેળાએ સ્ટેશનપર હાજરજ હતો. તેઓ બન્ને સામેના ઉપહારગૃહમાં ગયા. ત્યાં થોડો વિશ્રામ લીધા બાદ કુમાર શિવસિંહજીનાં પૂછવાથી અનંતરાયે સવિસ્તર હકીકત કહીને છેલ્લે જણાવ્યું કે—"ખરેડીમાં પરમ દિવસે રખમાબાઈને ઘેર હું ગયો હતો, પણ તે કંઈ કામ પ્રસંગે બાહાર ગામ ગયેલી હોવાથી તેનો મિલાપ થઈ શકયો નહોતો. આવતી કાલે તે બહાર ગામથી આવનાર હોવાથી, પ્રથમથી તેના આવ્યાનો તપાસ કરાવી, પછીથી આપણે સાથેજ ત્યાં જઇશું." "ઠીક છે." એટલું કહ્યા બાદ કુમાર શિવસિંહજીએ, સામતખુમાણ સાથે થયેલી વાતચિત્તથી મળેલી માહિતીના સબંધમાં કહેવા જોગ હકીકત અનંતરાયને નિવેદન કરી. બીજે દહાડે સાયંકાળના ઉપહારગૃહનો પેલો નોકર–કે જેનું નામ ધનજી હતું, તેને સાથે લઇને કુમાર શિવસિંહજી તથા અનંતરાય ખરેડી તરફ સિધાવ્યા. ત્યાં પહોંચ્યા પછી ધનજીએ જે ઘર બતાવ્યું તેમાં તેઓએ પ્રવેશ કર્યો. રખમાબાઈ ઘરની પરશાળમાં બેઠી બેઠી ધાન્ય સાફ કરતી હતી. "આવો બેસો." કહી તેણે પાથરી આપેલી ધાબળીપર કુમાર શિવસિંહજી તથા અનંતરાય વકીલ બેઠા. "તમોને જગ્યા જોઇએ છીએ ? તમારે અહીં કેટલા દિવસ રહેવું થશે ?" રખમાબાઇના એવા પ્રશ્નથી વિસ્મય લાગવા જેવું કશું નહોતું; કારણ કે ઘર મોટું, ઘરમાં તે એકલીજ, અને માત્ર ભાડાપર તે બાપડી પોતાનો નિર્વાહ ચલાવતી હોવાથી કોઈ અંજાણ્યું માણસ આવે કે "ઘર ભાડે લેવા આવ્યા હશે." એવું તેને લાગે તેમાં વિશેષતા શી ? અનંતરાયે રખમા ડોસીને ઉત્તર આપ્યો,—"અમે ઘર ભાડે રાખવા આવ્યા નથી. અમો માત્ર તમોને એટલુંજ પૂછવા આવ્યા છીએ કે થોડા વખતપર ગંગાડોસી પોતાની દિકરી સુંદરબાઇને લઇને અહીંથી કયારે ગઈ ?" "પ્રથમ સુંદરબાઇ ગંગાડોસીને તજી ગઈ અને ત્યાર પછી ચોથે પાંચમે મહિને ગંગાડોસી અહીંથી ગઇ હતી. ગંગાડોસી ગઇ, તે વેળાએ હું તેની કને ભાડાના કેટલાક રૂપિયા માગતી હતી અને તેથી તેણે મને એક કાગળ લખી મોકલાવ્યો હતો. એ કાગળ શોધીને તમોને આપું છું. તે જોવાથી, તે કયારે ગઇ, તે જણાઇ આવશે." " સુંદરબાઈ ગંગાડોસીને તજી શા માટે જતી રહી હશે ?" " શા માટે જતી રહી હશે, તે હું જાણુતી નથી, પણ ગરીબ બિચારી ! તેનો ધણી નહાસી ગયા પછી તેને લઇને

ગંગાડોસી અહીં આવી રહેલી હતી. ગંગાડોસીનો સ્વભાવ ઘણો તામસી. હમેશાં તે સુંદરબાઇ સાથે લડતી હતી, એક દહાડો ગંગાડોસીએ તેને વધારે પડતું કહ્યું હતું અને હું ધારૂંછું કે તેજ કારણથી તે પોતાના બાળકને છોડીને નિર્દયપણે ચાલી ગઇ હશે! કેવી કઠણ કાળજાની!!" રખમાબાઈએ એટલું કહી ઘરની અંદરથી એક રૂમાલ લાવીને તેમાંના કાગળો અનંતરાયના હાથમાં આપ્યા. તે તપાસતાં તેમાંથી બે ઉપયોગી કાગળો સાંપડ્યા એક ગંગાડોસીએ જતી વેળાએ કોઇની કને લખાવી રખમાબાઇને મોકલાવ્યો હતો તે; અને બીજો ગંગાડોસીને તજી જતાં સુંદરબાઈ લખી ગયેલી હતી તે. ગંગાડોસીએ રખમાબાઈ ઉપરના કાગળમાં લખાવ્યું હતું કે,–"મારા ઉપર તમે મોટો આભાર કરેલો છે, અને તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. વખતસર તમારા ઘરનું ભાડું પણ મારાથી આપી શકાયું નથી. મારી દિકરી મને એકાએક તજીને ચાલી ગઇ. હવે વૃદ્ધાવસ્થામાં હું શું કરૂં? ગઈ તો ગઈ પણ નિર્દય બનીને આ ગભરૂ બાળકને પણ ટળવળતું મૂકી ગઇ! મારા સંતાપનો કાંઇ પાર રહ્યો નથી. હું પણ બાળકને લઇને આજે જાઉં છું. તમારા ભાડાના રૂ ૧૧) મને મળશે ત્યારે જરૂર મોકલાવીશ. મારી સ્થિતિ તમારા સમજવા બહાર નથી. મારી દિકરીને મેં નસાડી મૂકી નથી, પણ તેજ નમેરી બનીને જતી રહી છે, તે વિષે તમારી ખાત્રી થવા માટે આ કાગળ સાથે, તેણે જતી વેળાએ મારાપર લખેલી ચીઠી સામેલ રાખું છું. તા૦ ૧૦–૨–૮૪." સુંદરબાઈએ પોતાની મોટી મા ઉપર લખેલી ચીઠીમાં લખેલું હતું કે,—"મને મારા પોતાના જીવનો હવે બહુ કંટાળો ઉપજ્યો છે. આવી દુઃખદાયક સ્થિતિમાં રહેવા કરતાં કાંતો સૂજતું કરી લેવું, અને તેમ નહીં તો પછી પ્રભુ પાસે મોત માગી લેવું, એ મને વધારે ઉત્તમ લાગે છે. હું અત્યારે કૂળની લજ્જા લોપીને બહાર પડી છું. મને તજી જતાં જ્યારે મારા ભરથારને કશો વિચાર ઉપજ્યો નહીં, ત્યારે તેની સાથનો સંબંધ છોડતાં હવે મને શાનો વિચાર ઉપજે? યત્ન કરતાં જો મારૂં ઠેકાણું પડશે, તો તમોને દુઃખી થવા દઇશ નહીં. કીકાનું થાય તેટલું રક્ષણ કરજ્યો. મારા મનની વિલક્ષણ સ્થિતિ થઈ પડવાથી અત્યાર સુધી મારા હાથથી જે જે અપરાધો થયા હોય, અને

હવે પછી જે જે થાય, તે માટે હું માનું છું-મારી ખાત્રી છે કે તમે કશું પણ મારું લગાડશો નહીં. જેવો સમય તેવું વર્તન ચલાવ્યા વિના બીજો કશો લાભકારક ઈલાજ નથી. તમે મને ક્ષમા કરશોજ: કેમકે હું આવી રીતે શામાટે વર્તવા માગું છું, તે તમારા જાણવામાં છે. જેના ઉપર મારા જીવનનો આધાર છે એવું જે-તે તમારા સમજવામાં છે! તા. ૧૫-૬-૮૪ લી૦ તમારી લાડકી." કુમાર શિવસિંહજીએ ચીઠીના અક્ષરો ઓળખી કહાડીને કહ્યું,–" આ અક્ષરો મારાં મામી સાહેબનાજ છે, કેમ ખરૂં કે નહીં ? " અનંતરાયે " હા " કે " ના " કંઈ કહ્યું નહીં; પણ થોડી વાર વિચાર કરીને પછીથી તે બોલ્યો,–" આ છેવટનાં બે વાક્યોનો અર્થ શો ? " તમે મને ક્ષમા કરશોજ; કેમકે હું આવી રીતે શા માટે વર્તવા માગું છું તે તમારા જાણવામાં છે. જેના ઉપર મારા જીવનનો આધાર છે એવું જે-તે તમારા સમજવામા છે." આપણો એ વકીલમિત્ર પોતાની હતી તેટલી અક્કલ ખરચીને એ બે વાક્યોનો અર્થ બેસાડવાની માથાકૂટ કરવા લાગ્યો; પણ એ વાક્યો આગળ તેના તર્કશાસ્ત્રનો કશો ઉપાય ચાલ્યો નહીં. તેણે પુષ્કળ વિચાર કર્યો પણ એ બે વાક્યનો અર્થ તે બેસાડી શકયો નહીં. પોતે કોલેજમાં હતો તે વખતે........સાહેબે શિખવેલા તર્કશાસ્ત્રના નિયમનુંજ અત્યારે તેણે પુનઃ પારાયણ કર્યું, પણ સર્વ વ્યર્થ ! સુંદરબાઇની ચીઠી ઉપરથી ૧૮૮૪ના જુન મહિનાની પંદરમી તારીખે તેણે ખરેડી છોડયું એમ ઠરેછે. તેજ સાલના એજ મહિનાની સતરમી કિંવા અઢારમી તારીખે ટોન્કસના કહેવા પ્રમાણે તે રાજકોટ બારટન ફિમેલ ટ્રેનીંગ કોલેજમાં જઇ હી રહતી. એટલે ખરેડીથી તેનું વિદાય થવું અને રાજકોટમાં તેનું જઇ રહેવું-તેમાં માત્ર બે દિવસનુંજ અંતર પડે છે. અનુભવિક પુરાવાની સાંકળમાં આ બહુજ નાની કડી જોડાયલી છતાં, તે સાંકળને ઘણી મજબૂતી આપશે તેમાં કશો પણ શક નથી."

અનંતરાયે ત્યાર પછી તે રખમાબાઇને વિશેષ કાંઇ પૂછ્યું નહીં. તેણે તે બે કાગળો તેની પાસેથી માગી લઇ પોતાની સ્મરણ વહીમાં મૂકીને રજા લીધી. પોતે, કુમાર શિવસિંહજી અને ધનજી-એ રીતે તે ત્રણે જણા ઝડપથી સ્ટેશનપરના ઉપહારગૃહમાં જઇ પહોંચ્યા. રાતની રાત ત્યાં ગુજારીને બીજે દહાડે પ્રભાતમાં કુમાર શિવસિંહજી અને અનંતરાય " માઉન્ટ

આવ્યુ" નિહાળવા ગયા. ચાર દહાડા ગમતમાં ત્યાં પસાર કરી પાંચમે દહાડે પાછા આવી તેઓએ ઉપકારગૃહમાં ઉતારો લીધો, કે તુરત ધન-જીએ કુમાર શિવસિંહજીના હાથમાં એક પત્ર આપ્યો. "વિનતિ વિશેષ —બાપુની પ્રકૃતિ હવે સુધરતી જાયછે. ગમે તેમ હોય, પણ હમણાં હમણાં લાડકાં નવી રાણી તમોને બહુજ યાદ કરે છે. તમે ગમે ત્યાંથી જલદી ઘેર આવો તો ઠીક, એવી તે વારંવાર ઇચ્છા બતાવવા લાગ્યાંછે. તમે હાલમાં ક્યાં છો? શા માટે આમ જ્યાં ત્યાં ફર્યા કરો છો? વગેરે પ્રશ્નો વારંવાર પૂછીને તેઓ મારો જીવ લેવા માંડ્યાં છે! માટે ગમે તેમ કરીને એકવાર અહીં આવી તેમના મનનું સમાધાન કરો! ગોપુર તા૦—લી૦ આપની સુજાણબા." એક કોચપર પડીને ચીરૂટ પીતાં પીતાં કુમાર શિવસિંહજીએ આત્મગત કહ્યું,—"તો પછી હું શું કરૂંછું, ક્યાં ફરૂંછું, એ સમજવાની મામી સાહેબ બહુ કાળજી રાખવા માંડ્યાં છે! તેનું મન બહુ ઉત્સુક બન્યું છે, અને તે ઉપરા ઉપર પ્રશ્નો પૂછીને સુજાણબાને બેજાર કરેછે. અરેરે! ગરીબ બિચારી! નશરૂની ગાદીપર આળોટતાં પણ તેને સુખ નથી! સૌંદર્યનો સાળુ ઓઢીને જેને તેને ફસાવનારી તે મહા પાતકીને શાની શાંતતા હોય!! હવે તેના રામ રમાડી દેવાને વધારે વખત લાગે તેમ નથી. શા માટે ભુંડી પોબારાં ગણી જતી નથી? મેં તેને મર્મમાં અનેકવાર સૂચવ્યા છતાં શા માટે તે તેનું કાળું કરી જતી નથી?" કુમાર શિવસિંહજીએ એ પ્રશ્ન પુષ્કળ વાર ઉચાર્યા કર્યો. "તે શા માટે જતી રહેતી નથી, તે સમજાતું નથી. મારા મામાની આબરૂને ધોક્કો પહોંચે, તેવું કૃત્ય મારાથી કદી પણ બની શકે તેમ નથી. એમના કરતાં મને અધિક માયાનું કોણ છે? પણ મારા નાશ પામેલા મિત્રને શોધી કહાડવો એ મારૂં મુખ્ય કર્તવ્ય કર્મ છે અને તે મારે બજાવવુંજ જોઇએ. તે બાપડાએ જે અતિ નિચ કપટપટુ સ્ત્રી સાથે ફક્ત સૌંદર્યથી મોહાંધ થઇને ક્ષણિક સુખ માટે લગ્ન કર્યું, અને જેના યોગે તેના ઉપર આટલાં સંકટો ગુજર્યાં અને આખરે જેના કારસ્થાન વડે તે જીવથી ગયો, તે નફટ પરાક્રમી—તે 'અબલા' નહીં. પણ "પ્રબલા" ને મારે શોધીજ કહાડવી જોઇએ. એકાદા મનુષ્યને વિના પ્રયોજને દાવ પેચમાં લેવું, એ મને છાજતું નથી. તેમ કરવાની મારી ઇચ્છા નથી. પણ વાસ્તવિક જે અપરાધી છે તેને શોધી કહાડી ઘટતું સાસન

આપવામાં હું કદી પણ પછાત પડનાર નથી. વેર વાળવાનો મારો સ્વભાવ નથી. અમારા કૂળમાં—પિતૃપક્ષમાં કે પછી મોશાળપક્ષમાં આવી નિચવાર્ત્તા કદી પણ બનવા પામી નથી; પરંતુ શું કરૂં ? વચનથી બંધાયો છું. પ્રેમબંધનમાં સપડાયો છું. ઇલાજ નથી. મિત્રધર્મ પાળવો એ મારૂં જેમ ભુષણ છે, તેમ મિત્રદ્રોહી બનવું એ મારૂં શીલ નથી. થતું હોય તે થાઓ, પણ તે કપટપટુ " પ્રબલા " નેએકવાર ખુલ્લી રીતે સખ્ત ચેતવણી આપી જોઉં અને પછી—" એટલામાં તેના વિચારો એકદમ બદલાયા. વિચારના યોગે તેનું મન બીજી દિશાએ વળ્યું. મોહનલાલની લાડકી —અરેરે તે દુઃખિયારી બેહેન મણિગવરી આ વેળાએ તેનેયાદ આવી, તથાપિ તેના સંબંધનો વિચાર પણ તેના મનમાં વધારે વખત ટકી રહ્યો નહીં. તેનું ચિત્ત એકદમ પેથાપુરમાં દોડી ગયું. " આપ એવા શા ગહન વિચારમાં પડયા છો કે કયારના કશું બોલતાજ નથી ? " અનંતરાયને કુમાર શિવસિંહજીએ ઉત્તર આપ્યો,—" સામાન્યપણે સ્ત્રી માત્ર કહેવાય છે તો " અબલા; " પરંતુ સુંદરબાઈ ઉર્ફે ચંપાબાઈની કૃત્તિ ઉપરથી તે "અબલા" નહી પણ "પ્રબલા" છે, એવી શું આપણી ખાત્રી થતી નથી ? " " ખાત્રી થાય છે; પણ હવે આપણે કયો રસ્તો લેવો ? જોઇનો પુરાવો મળવામાં હવે શી ખામી રહેલી છે ? કહો તો રાધા તથા ભાયાખવાસ પાસે જઇને યુક્તિ પ્રયુક્તથી કિંવા તેને લાલચમાં નાંખીને " પેથાપુરમાં વાસ્તવિક કોણ મરણ પામ્યું છે ? " તે જાણી લઈએ. ભાયાની બેહેનજ પેથાપુરમાં મરણ પામેલી છે, અને તેમ છતાં " ગંગાડોસીની દિકરી સુંદરબાઇ મરણ પામી, " એવું ઠરાવી દીધું—એ તો જાણે ચોકસ છે; તો પણ અનુમાન કરવા કરતાં જેઓ તેવાં કૃત્યમાં સામેલ હોય, એવાં મનુષ્યોની કબૂલાત લેવી બહુ ઉપયોગી થઇ પડશે. એવી કબુલત લેવી એ કાંઈ કઠિન બાબત નથી. द्व्येणसर्वेवशाः ॥ એ આધુનિક કાળમાં વ્યવહાર શાસ્ત્રનું મુખ્ય સૂત્ર થઇ પડયું છે ! માટે કહો તેમ કરીએ. " અનંતરાયને કુમાર શિવસિંહજીએ કહ્યું,—" એવું હલકું કર્મ આપણે શા માટે કરવું જોઈએ ? બીજા ઉપાયો કાંઇ થોડા નથી. " " ત્યારે કહોનો ગંગાડોસી કને જઇને " તેંજ મોહનલાલનો નાશ કર્યો છે, તુજ તેનો નાશ કરવાનાં કાળાં કૃત્યમાં સામેલ છે માટે ખરી હકીકત કહી દે, નહીંતર પછી તને અને બીજાં લાગતાં વળગતાંઓને મહા

હાનિ થશે !" એવો ભય આપીને તેનાપર આરોપ સાબિત કરીએ !" "એવું કશું કરવાની જરૂર નથી. તમે મારી સાથે ગોપુર આવીને રહો. હું તે કપટપટું, તે જોકે પોતાના સૌંદર્યનો બુરખો ચઢાવી, સંભાવિતપણાનો ડોળ ઘાલી, ખૂન સરખા મોટા મોટા અપરાધોને છૂપાવી રહેલી છે, તો પણ હું હવે તેનાથી ફસાનાર નથી. હું તેની કનેજ તેણે કરેલા અપરાધો કબૂલ કરાવું ત્યારેજ ખરો ! ત્યારેજ ખરો રજપૂત બચ્ચો ! માત્ર અપરાધો તેની કને કબૂલ કરાવીનેજ હું બેસી રહી શકે ? નહીં, કદી નહીં ! તે રંડાએ મારા જે સંભાવિત, સભ્ય, અને પ્રતિષ્ટિત દરબારગઢને કલંકિત બનાવ્યો છે, તેજ દરબારગઢમાંથી, નાક કાન ને ચોટલો કાપી, અવળે ગધેડે બેસાડી તેને કહાડી મૂકીશ !" ત્યાર પછી વિશેષ વાતચિત્ત નહીં કરતાં, ગોપુર જવાનો નિશ્ચય કરી તે બંને મિત્રો મોડી રાતના નિદ્રાવશ થઇ ગયા.

બીજે દિવસ પ્રભાતની ગાડીમાં તેઓ ગોપુર તરફ રવાના થયા, અને ચોથે દહાડે ગોપુર જઈ પહોંચ્યા. અનંતરાય વકીલે મુસાફરી બંગલામાં ઉતારો લીધા પછી કુમાર શિવસિંહજીએ લાગલોજ દરબારગઢનો રસ્તો લીધો. દરબારગઢમાં ગયાબાદ જણાયું કે રાણી ચંપાબાઇ કુંવરી સુજાણબાને લઇને બહાર કોઇને મળવા પધાર્યાં છે, અને તેઓ ત્યાંથી જલદીથી આવે, એવો સંભવ નથી. મહારાજા અભયસિંહ હવે સારી રીતે આરોગ્ય થયા છે, અને તેઓ આ વેળાએ વાચનગૃહમાં એકાદું પુસ્તક વાંચવામાં રોકાયલા છે. કુમાર શિવસિંહજીએ પોતાના મામાને શું મળવા જવું નહોતું જોઇતું? અલબત જવું જોઇતું હતું; પણ તેમ કરવું તેને રૂચ્યું નહીં. તેને લાગ્યું કે મળીને તેઓને કહેવું શું? મળીને શું હવે તમારા ઉપર મોટું સંકટ ગુજરનાર છે એમ કહેવું ? કિંવા આ જન્મમાં તમારા મનમાં જે વાર્ત્તાની કદીપણ કલ્પના સરખી ઉપજવા પામી નથી, તેજ વાર્ત્તા તમારા દરબારગઢમાં બનેલી છે અને તેનું પ્રાયશ્ચિત તમોને મળશે. એમ કહેવું ? મળીને તેઓને કહેવું પણ શું ?" કુમાર શિવસિંહજીને કશી ગમ પડી નહીં. " હું કદાચ તેનો અપરાધ માફ કરૂં, તો પણ તેના પ્રત્યે ઉપજેલો તિરસ્કાર મારા મનમાંથી કદી પણ જવાનો હતો કે ? તે વેશ્યાએ મારા મામાની કીર્તિને ધોઈ નાખી ! તે ભોળો અને ભલો રાજા એ ધૂર્ત્ત રંડાના કારસ્થાનો કયાંથી જાણી શકે ?" એવું કુમાર શિવસિંહજીએ પોતાના મન-

માંજ કહ્યું, અને તે લાગલોજ ગાડી જોડાવી દરબારગઢમાંથી બહાર નિકળ્યો. જતાં જતાં હજુરનાં એક સિપાઈને,–" હું આવ્યો છું. કંઇ કામ હોવાથી બહાર ફરવા જાઉંછું. સાયંકાળે પાછો આવીશ. એમ મહારાજાને કહેજે. " એટલું કહી તેણે મુસાફરી બંગલા તરફ ગાડી લઇ જવાની ગાડીવાનને આજ્ઞા કરી. ચાલતી ગાડીએ કુમાર શિવસિંહજીને અનેક વિચારો ઉપજ્યા. " મોહનલાલનો નાશ થયો, તે દહાડે અનંતરાય કેટલો બધો ગભરાઇ ગયો હતો ! મિત્રવિયોગથી કેવું તેના મ્હોંપરથી નૂર ઉડી ગયું હતું ? દરબારગઢમાંના પાતાળ કુવાપર ધાંધલથી, સાશંક મનથી, થડકતી છાતીથી કેવા અમે બન્ને ઝડપથી જઇ પહોંચ્યા હતા ?" કુમાર શિવસિંહજીને લાગલોજ બીજો વિચાર ઉપજ્યો. " મિસ......માંદી છે, એવો રાજકોટનો તાર શો ? રાજકોટમાં ગયાં છતાં રાણીએ કહ્યું કે તેનો શોધ લાગ્યો નહીં એ શું ? ભાયાની મા પેથાપુરથી ગોપુર આવી એ શું ? તેના આવ્યા પછી રાણી ચંપાબાઈ અને તેની લાડકી રાધા મુંબઇ ગયાં એ શું ? મુંબઇથી અનંતરાયના એક નોકરને ફોડી મોહનલાલપર પોતે લખેલા કાગળો લઇ આવી એ શું ? રંડા કેવી પહોંચેલી ! મહાધૂર્ત્ત ! મહા પ્રપંચી ! એને " અબલા કેમ કહેવાય ? સ્ત્રી જાતિને " અબલા " ની લગાડવામાં આવતી સંજ્ઞાને તેણે આબાદ ખોટી ઠરાવી આપી ! ખચિત તે " અબલા " નહીં, પણ " પ્રબલા ! " કુમાર શિવસિંહજીના વિચારોનું વલણ પાછું ફેરવાયું. " કેમ ? મારૂં મન અત્યારે કેમ વધારે ને વધારે ઉદ્વિગ્ન બને છે ? મારા મિત્ર મોહનલાલના નાશ થવામાં કાંઈ પણ કપટ છે, એવું મારા મનમાં વળી પાછું કેમ આવે છે ? એકના એક વિચારથી મારૂં મન વધારેને વધારે ભ્રાન્ત બને છે તેનું કારણ શું હશે ? પુરાવાની સાંકળ તો તૈયાર કરી, પણ એટલું કર્યા છતાં આખરે મારા ટાંટિયા મારા ગળામાંજ આવ્યા તો કરવું કેમ ? આખરે મારીજ ભૂલ છે એવું સિદ્ધ થયું તો પછી કરવું કેમ ? પુરાવા રૂપ સાંકળની કડીઓ એક પછી એક તૈયાર કરી અકેકમાં બંધબેસ્તી કરી તો ખરી, પરંતુ તે સાંકળ મારાજ મૂર્ખત્વનું દર્શક છે, એવું ઠર્યું તો કરવું કેમ ? એ એવડી ઇમારત મજબૂત પાયા વિના અનુભવશુન્ય બાળકે ચણી કહાડી છે, એવું પુખ્ત મનુષ્યોના મતથી ઠર્યું અને સઘળો પ્રયત્ન ધૂળ મળ્યો તો કરવું કેમ ? અરે પ્રભુ ! એવુંજ જો બીજું—"

એટલું કહીને આગળ તે વિશેષ બોલવા જતો હતો, તેવામાં તેને ખૂબ હસવું આવ્યું અને તેણે લાગલુંજ,–" બોય ધાડેના ! મારૂં પણ ચિત્ત કયાં ઠેકાણે છે ! " એમ કહી હસતાંજ તેણે ડોકું ધુણાવ્યું. " અનંતરાયની સ્મરણ—વહીમાં તેના હાથનાજ પત્રો છે, એ પત્રોમાં તે રંડાએ પોતાનાજ કાંડા કાપી આપેલાં છે, અને તે પત્રોજ તૈયાર કરેલી પુરાવારૂપ સાંકળની મુખ્ય કડીઓ છે. હવે અર્ધ કરતાં વધારે કામ થયું છે, અને અર્ધ કરતાં ઓછું કામ કરવાનું રહ્યું છે ! જીવ, તું શા માટે ખાલી ઉદ્વેગ કરે છે ! " સોમનાથ મહાદેવ નજીક ગાડી જઇ પહોંચી. મુસાફરી બંગલો ત્યાંથી કાંઇ વધારે વેગળો રહ્યો નહોતો; પરંતુ અહીંજ કુમાર શિવસિંહજીએ ગાડી ઉભી રખાવી. શા માટે ગાડી ઉભી રખાવી ? સોમનાથ મહાદેવના દેવાલયમાંથી આવતો " હારમોનિયમ " નો મધુર અવાજ તેના સાંભળવામાં આવ્યો તેથી તેણે ગાડી ઉભી રખાવી. " ઉમાવરશંકર ભોળા." એ પદ કોઇ " હારમોનિયમ " સાથે ઘણા કોમળ અને મધુર સ્વરથી ગાતું તેના સાંભળવામાં આવ્યું. કોઇ પ્રત્યક્ષ ગાંધર્વ તનયાજ સોમનાથ મહાદેવની સ્તુતિ કરે છે, એમ તેને લાગ્યું. તે એ મધુર ગાયનમાં કેવળ લોલુપ્ત થઇ રહ્યો. " આ શેહેરમાં એવી વળી બીજી કોણ ગાનારી છે વારૂ ? " કુમાર શિવસિંહજી તે ગાનારી સ્ત્રીને નિહાળવા ઉત્સુક બની રહ્યો, પણ અંદર જવાથી કદાચ તે શરમાઇને ગાયન બંધ કરી દેશે, " એમ સમજી દેવાલયમાં નહીં જતાં તે રસ્તાપરની ગાડીમાંજ બેસી રહ્યો. પદ ગાવાની તલાવટ–" હારમોનિયમ " ના સૂર સાથે અવાજ ઊંચો નિચો ઉપાડી, આલાપ લઇને, તથા ચરણને પલટાવીને ગાયન ગાવાની કુશળતાથી કુમાર શિવસિંહજી કેટલોક વખત પોતાના મનની ઉદાસિનતા વિસરી ગયો. પણ તે વિસ્મૃતિ અલ્પ કાળજ રહેવા પામી. તેની દ્રષ્ટિ એકાએક થોડે દૂર આવેલી એક સમાધ ઉપર પડતાંવાર તેનું મન મોહનલાલ વિષેના વિકારથી પુનઃ જાગૃત બન્યું. " જો મોહનલાલ અહિંયાંજ મારી કિંવા અનંતરાયની પલાંઠીપર મસ્તક રાખીને છેવટનો "રામ" શબ્દ બોલ્યો હોત તો મારે તથા અનંતરાયને આટલી કાળજીથી તેના શોધને માટે ઝુરી મરવું પડત નહીં. જો તેમ બન્યું હોત તો તેના મરણ વિષે કશી પણ ભ્રાંતી નહીં રહેતાં અમે ઉપજેલા શોકને નિવારી સ્વસ્થ

થઈ બેસત, પરંતુ એકાએક તેનો અણધાર્યો નાશ થવાથી અરેરે અમારા મનને કેટલો બધો ત્રાસ ઊપજ્યો છે વારૂ? તેના અકાળ મૃત્યુના જાલમ વિષનો વિકાર શરીરમાંથી કેમે કર્યો નાશ પામતો નથી—જ્યાં સુધી તેના મૃત્યુનું ખરૂં કારણ જાણવામાં નહીં આવે, ત્યાં સુધી અમારા મનની વ્યાધિ મટનાર નથી!" તેણે પોતાના ખિસ્સામાંની ઘડિયાળ નિહાળીને,—"અરે બે વાગી ગયા! હજી બે ત્રણ કલાક મારે ગમે ત્યાં ગુજારવા જોઈએ; કારણ કે તે પેહેલાં એ ઠઠ્ઠાની ડાકણનો મિલાપ થઈ શકે તેમ નથી! અરે પ્રભુ, કેવી એ સ્ત્રીની કપટ જાળ! આજ વળી કુંવરી સુજાણબાને લઈને બહાર કોઈને મળવા ગઈ છે. એના જેવી કપટપટું સ્ત્રી આ જગતમાં બીજી કોઈ ભાગ્યેજ હશે! પરંતુ તેણે જાણવું જોઈએ કે તેના "સ્ત્રીચરિત્ર"ના મહાત્મ્યનો હવે અંત આવી ચૂકયો છે! હું તેને અપ્રત્યક્ષ રીતિએ તો કયારનોએ સૂચના આપી ચુકેલો છું; પણ એ સૂચનાને તે કયાં ગણકારે છે? ઠીક છે. આજ સાયંકાળે સઘળું ખુલ્લે ખુલ્લું તેનાં મ્હોંપર કહું છું!" એટલામાં ગાયન બંધ થયું. "હવે તો મધુર ગાયન ગાનારી સ્ત્રીનું મ્હોં જોઈનેજ જવું." એટલું મનમાંજ કહીને દેવાલયમાંથી તે સ્ત્રી બહાર નિકળે, ત્યાં સુધી ગાડી ત્યાંજ ઉભી રખાવવાનો તેણે વિચાર કર્યો. વધારે વખત ગયો નહીં, એટલામાં એક મનોહર સ્ત્રી દેવાલયમાંથી બહાર નિકળી અને તેની તથા કુમાર શિવસિંહજીની દૃષ્ટિ એકત્ર થતાં વાર તે સ્ત્રી એકદમ ચોંકી અને તેનો ચેહેરો ઉતરી ગયો! એ તરૂણ સ્ત્રી કોણ હતી? તે ઓળખવામાં આવતાંવાર કુમાર શિવસિંહજીથી એકદમ બોલી જવાયું કે,—"અરે આ કહેવાતી "અબલા" નહીં, પણ પ્રબલા!"

---

# પ્રકરણ પચીશમું.

## "ઉલટો ચોર કોટવાળને દંડે!"

"વદે વિપરિત વાત, મારે ફાંફાં ફાવવા;
કરે કલેશ કજાત, કૂડાં કર્મ છૂપાવવા."

(જાલો ભક્ત)

પાંચમી ચોકી સામેની કમાનની અંદરના લીલા મેદાનમાં પોતાના મામીશ્રીની માર્ગપ્રતિક્ષા કરતો કુમાર શિવસિંહજી અહીંથી તહીં ફરે છે; એટલામાં રાણી ચંપાબાઈ પોતાની પુત્રી સહિત ગાડીમાં બેઠેલી ત્યાં દાખલ થઇ. ગાડી કમાનની નજીક આવી પહોંચતાં વાર કુમાર શિવસિંહજીએ તેની કને જઇ "કોણ મામી?" એમ પૂછ્યું. તુરતજ રાણી ચંપાબાઇએ ગાડી ઉભી રાખવા ગાડીવાનને ઇસારો કર્યો. રાણી ચંપાબાઇએ ગાડીમાંથી ઉતરતાં ઉતરતાં,-"સોમનાથ મહાદેવ નજીક ઉભી રહેલી ગાડી તમારીજ હતી ખરૂં?" એમ કહ્યું; પણ કુમાર શિવસિંહજીએ કશો ઉત્તર આપ્યો નહીં. તે મૌન ધારણ કરીને રાણી ચંપાબાઇ તરફ એકસરખો નિહાળી રહ્યો. તેના મનમાં રાણી ચંપાબાઈ વિષે ઉપજેલા ખોટા વિચારની આવૃત્તિઓપર આવૃત્તિઓ થવા લાગી. રાણી ચંપાબાઇએ આ વેળાએ જરીની-વાદળિયા રંગની રેશમી સાડી પેહેરેલી હતી, અને તે ઉપર કાશ્મિરી શાલનો સોનેરી ચોરસો ઓઢી લીધેલો હતો. આ પોશાકથી તે બહુજ રમણિય જણાતી હતી. કુમાર શિવસિંહજીને નિહાળતાં પોતાને અત્યાનંદ ઉપજ્યો છે, એમ બતાવીને તથા મોહક રીતિથી હસીને તે બોલી,-"ઘેલા મનડાએ એક સરખું રટન કરવા માંડયું હતું. પધાર્યા તેથી નિરાંત થઈ!" કુંવરી સુજાણબા વચ્ચે બોલી ઉઠી,-"એમનો ભરોંસો શો? વળી લહર આવે તો અત્યારે પણ ચાલ્યા જાય! એમના મનનું હમણા ઠેકાણું ક્યાં છે?" કુમાર શિવસિંહજીએ કુંવરી સુજાણબા પ્રત્યે કૌતકયુક્ત સંભ્રમથી નિહાળ્યું. તે મનમાં બોલ્યો,-"અહા, આનો સ્વભાવ મને કેટલો બધો પ્રિય લાગે છો તેની વાણી કેવી માર્મિક અને મધુર છે? ગમે તેમ હોય પણ-" "ગમે

તેમ હોય પણ–" એટલું તે ફરીથી મૂક્કો આમળતો બોલ્યો. આ વેળાએ તેના મનને ઘણી વ્યગ્રતા આવી રહેલી હતી. તેના મનમાં આવ્યું,–"કુંવરી સુજાણબાનો મારા ઉપર ખરો પ્રેમ છે. તે બહુ મોકળા મનની છે. ખરી રજપૂત પુત્રીને અનુરૂપ–ભુષણ રૂપ–એવા અત્યુત્તમ ગુણો તે ધરાવે છે, તથાપિ—" એટલામાં શંકાના અવરોધથી તે કેવળ વ્યસ્તચિત્ત બની ગયો. પોતાના મનમાં અત્યારે શું છે, તે પોતે સમજી શક્યો નહીં. ત્યાંજ–તે લીલા ઘાસપર કુંવરી સુજાણબા સાથે અહીંથી તહીં ફરતાં ફરતાં કુમાર શિવસિંહજીને ઉદ્દેશી રાણી ચંપાબાઇએ કહ્યું,—"કુમાર, હાલમાં આપની સ્વારીએ કઈ ભૂમિને પાવન કરી હતી ?" એ પ્રશ્ન સાંભળતાંવાર કુમાર શિવસિંહજીએ જાણે નિદ્રાથી એકદમ જાગ્રત થયા સરખું કરી તેના પ્રત્યે ટગરટગર નિહાળવા માંડયું. તે વખતની રાણી ચંપાબાઇની આનંદી મુખ મુદ્રા, તેની તે મધુર વાણી, તેનો તે ખૂબી ભરેલો પ્રશ્ન, અને પ્રશ્ન પૂછતાં તેણે કરેલાં નખરાં આદિથી કુમાર શિવસિંહજીએ પણ તેના પ્રત્યે ચમત્કારિક વૃત્તિથી નિહાળ્યું ! "મારા મિત્ર અનંતરાયે મને એકદમ બોલાવવાથી હું "આબુરોડ સ્ટેશન" પર ગયો હતો. ત્યાં ખરેડીમાં અમારા મિત્ર મોહનલાલ વ્યાસની સ્ત્રી પોતાની મોટી મા સહિત પૂર્વે કેટલાક દહાડા જઈ રહેલી હતી." એ સાંભળતાંવાર રાણી ચંપાબાઇની મુખમુદ્રા મ્લાન બની ગઇ. તે હસી; પણ તેનું હસવું આનંદનું નહોતું. પોતાની વૃત્તિમાં કશો પણ ફેર પડયો નથી, એવું બતાવવા માટેજ તે મુદ્દામ હસી હતી, પણ તેના તે હસવાથી તેનો હેતુ પાર નહીં પડતાં કુમાર શિવસિંહજીના મનપર ઉલટીજ અસર થઇ! હસીને લાગીજ તે રાજ્યમેહેલ તરફ જવા લાગી. કુમાર શિવસિંહજીએ પ્રત્યવાય કર્યાથી તે બોલી,—"મને જવા દો. તેઓ મારી રાહ જોતા હશે. મારે હજી પોષાક બદલવાનો છે. મારે હજી અંબોડો વાળવાનો છે. મને જવા દો. વાર લાગશે તો તેઓ કદાચ ગુસ્સે થશે." "મામી, ઘડી થોભો. તમારી સાથે મારે કંઇ અગત્યની વાતચિત્ત કરવાની છે. "શી વાતચિત્ત કરવાની છે ?" એ પ્રશ્ન પૂછતાં તેનું મન ભયભિત બની રહેલું સ્પષ્ટપણે જણાવા લાગ્યું. "શી વાતચિત્ત કરવાની છે ?" એમ ફરી પૂછતાં તેની જીભ અટકવા લાગી. "જરા થોભો, કહું છું. તમે અને હું

એકલાં હોઇએ તોજ કહેવાય તેમ છે!" કુંવરી સુજાણબા સમજીને ત્યાંથી ચાલી ગઈ. કુંવરી સુજાણબા ગયા પછી કુમાર શિવસિંહજીએ કહ્યું,—"મામી, ચાલો આપણે પેલા વડ તળેની બેઠકપર બેસીને નિરાંતે વાત કરીએ!" "વારૂ, ત્યાં ચાલો." એટલું કહેતાં રાણી ચંપાબાઈના શરીરે ધ્રુજ છૂટી. તે પોતાની આસપાસ નિહાળવા લાગી. જાણે કુમાર શિવસિંહજી રૂપ કાળસર્પની નજર ચુકાવી નહાસી જવાનો તે લાગ સાધે છે–એવો તેણે દેખાવ આપ્યો! "મામી, તમોને શું ટહાડનો ઉંકરાંટો આવ્યો? આમ એકાએક કેમ ધ્રુજી પડ્યાં!" "કોણ જાણે શું થયું, પણ મને એકાએક ધ્રુજ છૂટી. અત્યારેજ એટલી શી ઉતાવળ છે? કાલે આપણે જરૂર ક્રીડાભૂવનમાં એકાંતે વાતચિત્ત કરીશું. ભલા થઇને અત્યારે તો મને જવા ધો, હજી મારે વાળ ઓળવાના છે. શરીરપર વઆભુષણો સજવાનાં છે. આજે હરીસિંહજીને ત્યાં મિજબાનીમાં જવાનું છે. સવારના દસ વાગ્યાથી તમારા મામાને મળીજ નથી, તેઓ મારી રાહ જોતા હશે. મને જવા ધો, કાલે જરૂર એકાંતમાં વાતચિત્ત કરીશું." રાણી ચંપાબાઈ જાણે તેને કુમાર શિવસિંહજી ગળાફાંસો આપતો હોય અને તે "મને ઉગારો" એમ કાલાવાલા કરતી હોય એવા આકારમાં રડતા અવાજે બોલી! એથી કુમાર શિવસિંહજીને પણ બહુ માઠું લાગ્યું, તથાપિ તેણે જરા જોરથી અને નિશ્ચયથી કહ્યું,–"નહીં મામી, હમણાજ વાતચિત્ત કરવાની જરૂર છે. મારા આ આગ્રહથી તમે મને ભલે નિર્દય કહો, પણ મારામાં એટલી નિર્દયતા આવવાના કારણ રૂપ તમેજછો! આજ તમે એમ બ્હાનાં બતાવ્યે છૂટી શકનાર નથી. અગાઉ એ માટે હું તમોને સૂચના પણ આપી ચુકયો હતો, પણ તમે માન્યું નહીં, ત્યારે મારો ઈલાજ શો? અત્યારે તમારા ઢોંગસોંગ ચાલનાર નથી. તમારે થોડીવાર ખોટી રહેવુંજ પડશે. મારૂં કહેવું તમારે સાંભળવુંજ પડશે. તે કંઇ નહીં, અત્યારેજ તમારે મારી સાથે વાતચિત્ત કરવી પડશે." ત્યારબાદ રાણી ચંપાબાઇ કશું પણ નહીં બોલતાં મુંગી મુંગી તે વડની બેઠક તરફ કુમાર શિવસિંહજીની સાથે જવા લાગી. દિનકર તો કયારનોએ અસ્તાચલમાં જઈ પહોંચ્યો હતો. સાયંકાળના અંધારામાં રસ્તો પસાર કરી વડની બેઠક આગળ તેઓ બન્ને જઇ પહોંચ્યાં. તે સ્થળ મહા ભયાણ ભાસતું હતું. રાણી ચં-

પાબાઇએ ચોમેર દૃષ્ટિ ફેરવી રડતા અવાજે કહ્યું,—" આવી આ ભયંકર જગ્યામાં મને શા માટે લઈ આવ્યા ? દિવસે પણ હું અહીં આવતાં બહુ ભય પામું છું. તમે શું જાણતા નથી કે હું કેટલી બ્હિકણ છું ! અંધારામાં દિવા વિના એક ઓરડામાંથી બીજા ઓરડામાં પણ હું જઈ શકતી નથી. મને બહુ ભય ઉપજે છે." " શું તમે બહુ બ્હિકણ છો ? " "હા. મારા બ્હિકણ સ્વભાવની વાત પૂછશો નહીં ! સામત ખુમાણે તથા તેના વૈદ્યે મારી બ્હિક જવા માટે નાનાપ્રકારના ઇલાજો કર્યા હતા; પણ તે વ્યર્થ ! મારી બ્હિક ગઈજ નહીં." "જેનું મનજ બગડયું છે, તેને વૈદ્યોના ઇલાજો શા અર્થના ?" "મારૂં મન દુષિત થયું છે, એમ કોણ કહે છે ?" "કોણ એટલે ? હું કહું છું. તમેજ કહો છો કે "હું બહુ બ્હિકણ છું." તો એ બ્હિક શું ઔષધથી જતી હશે કે ? તમારી બ્હિકનો નાશ કરવા માટે મારા સરખોજ વૈદ્ય જોઇએ ! તમારી બ્હિકનું મૂળ મેં શોધી કહાડયું છે ! સાચું કહું છું કે તમારા ઉપર દુર્ઘટ પ્રસંગ ન આવે, એવી મારી ઈચ્છા છે, અને તે એક પ્રભુજ જાણે છે ! બીજાનો ન્યાય કરવામાં મારાથી બની શકે તેટલી હું તમોને અનુકૂળતા આપીશ; પણ ન્યાય થવોજ જોઇએ, સમજ્યાં ?" રાણી ચંપાબાઇએ પરાણે હસીને કહ્યું,–"જેમ તમારી મરજી." "તમારૂં મન દુષિત થવાનું કારણ એટલુંજ કે આ દરબારગઢમાં એક મનુષ્યની અવગતિ થવાથી પિશાચ રૂપમાં તે તમોને નડેછે–સાલે છે !" "શું મને ભૂત વળગ્યું છે ? શું મને પિશાચ સતાવે છે?" "હા. મોહનલાલ વ્યાસનું તમોને ઝોડ વળગ્યું છે ! ! કુમાર શિવસિંહજી વાક્ય પૂરૂં કરીને રાણી ચંપાબાઈ તરફ નિહાળે છે તો તે શાલનો ચોરસો શરીરે લપેટતી, સર્વાંગે ધ્રુજતી, દાંતથી હોઠ કચરતી માલુમ પડી. તે થોડીવારે મોટા ત્વેષથી બોલી,–" શું ! તમે એ કહો છો પણ શું ? મૂઆ એ મોહનલાલ વ્યાસની વાત કહાડીને મને શા માટે ત્રાસ આપો છો ? તમારી નજર ચૂકાવીને તે ગમે ત્યાં જતો રહ્યો હશે, તેમાં મને શું ? તેને માટે મને છળવાનું પ્રયોજન શું ? તમે ઘેલા તો નથી બની ગયા ? આવડો આ બડબડાટ શો ? તમારૂં મસ્તક કેમ ફરી ગયું છે ? તમે આટલા ઉન્મત્ત કેમ બની ગયા છો ? મારે તે મૂવા મોહનલાલ સાથે સંબંધ શો ! ઉંડા ભાડીયામાં પડયો હોય, મસાણમાં ખાખ થઈ ગયો હોય, કે તેનું ગમે

તેમ થઇ ગયું હોય તેમાં મારે શું ! ! જેને સ્નાન સૂતક આવતું હોય તેને પીડા ! મૂઓ તમારો તે મિત્ર ! રડો હવે તેની જપમાળ લઇને ! !” “ખૂબ કરી ! તેની અને તમારી જાણે ઓળખાણજ નહીં ! તે કોણ અને તમે કોણ ! સ્નાન સૂતક પણ હવે તમોને ન લાગે, એ બોલવું પણ ઠીકજ છે !” “હા, હા; નિઃસંશય તે કોણ અને હું કોણ ! તેનો અને મારો સંબંધ શો ?” “હવે સંબંધ છે કે નથી, તે તો જાણે ઠીકજ છે; પણ બાઇ સાહેબ, મોહનલાલ વ્યાસના ગુમ થવા વિષેની હકીકત અથથી ઈતિ પર્યંત તમોને કહી સંભળાવું?” “મને તે સાંભળવાની કશી પણ દરકાર નથી. કોઇ એક પરાયા માનવીની મૃત્યુવાર્ત્તા શ્રવણ કરતાં જેમ એકાદા ત્રાહિત માણસને જેટલું માઠું લાગે, તેમ તેટલુંજ તેના મૃત્યુની હકીકતથી મને માંઠું લાગે તેમ છે. કદાચ તે જીવતો હોય, તોપણ મારે શું તેને રડવો છે? તે ઉલમાંથી ચૂલમાં પડો ! તેના મૃત્યુથી મને શો ધોકો છે ? ચાલો બાજુપર થાઓ. મને હવે જવા દો. મારી તેઓ રાહ જોતા હશે. જો મને અહીં વધારે વખત રોકી રાખશો તો ભયથી તથા આ ફુંકાતા ઠંડા પવનથી મારો પ્રાણ જશે !” દૃઢ નિશ્ચયથી કુમાર શિવસિંહજીએ કહ્યું,—“હું શું કહું છું, તે સાંભળી લીધા શિવાય હું તમોને જવા દેનાર નથી. જરૂર કરતાં વધારે વખત અહીં હું તમોને રોકી રાખનાર નથી. મારૂં બોલવું સાંભળી લીધા પછી તમારે શી રીતે વર્ત્તવું, તે વિષે ચોકસ ઠરાવ ઉપર પણ તમારે આવવું પડશે.” રાણી ચંપાબાઇ નિષ્કાળજીપણે બોલી,—“ઘણું સારૂં જે કહેવું હોય તે જલદીથી કહો. તમારૂં બોલવું હું સર્વ–યથાસ્થિત સાંભળું છું.” ગંભિરાઇથી કુમાર શિવસિંહજીએ કહ્યું,–“ મોહનલાલ વ્યાસ ચીનથી પાછો આવ્યો તે વેળાએ તેના મનમાં પ્રમુખપણે માત્ર એકજ વિચાર ઘોળાયા કરતો હતો. તમે પૂછશો કે તે કયો વિચાર ? તો હું કહીશ કે તેની લાડકી પ્રિય પત્નિ વિષેનો !” એકદમ અનવધાનપણે રાણી ચંપાબાઈએ કહ્યું,—“જેને તે તજી ગયો હતો, તેજ સ્ત્રી વિષેનો ? (થોડો વિચાર કરીને) વારૂ પછી ?” “તે વેળાએ તેના મનમાં તેની પ્રિય પત્નિ વિષેનો વિચાર ઘોળાયા કરતો હતો. ચિનમાંથી મેળવી આણેલાં દ્રવ્યનો પોતે તથા પોતાની પ્રિય પત્નિએ આનંદથી ઉપભોગ લેવો, એજ તેના મનનો મુખ્ય ઠરાવ હતો. ચીનમાંથી

આવીને સ્વદેશના કિનારાપર પગ મૂકતાંવાર જ્યારે તે પ્રથમ મારા મિત્ર અનંતરાય વકીલને મળ્યો, ત્યારે પોતાની પ્રિય પત્નિને મળવા સંબંધે તે બાપડાને કેટલો બધો આનંદ ઉપજ્યો હતો ! અહા, તે એ વેળાએ કેટલો બધો ઉત્સૂક બની રહ્યો હતો ! અનંતરાય વારંવાર કહે છે કે તે પ્રકાર હજી પણ મારી દૃષ્ટિથી દૂર થવા પામ્યો નથી ! તેમજ પોતાની પ્રિય પત્નિના મૃત્યુની વાર્ત્તા સાંભળતાંવાર તે બાપડાના મનને એટલો તો ધોકો પહોંચ્યો કે તેનામાં દેહાવસાન પણ રહ્યું નહીં. તે વેળાએ એ અનેકવાર બેશુદ્ધ બની ગયો ! તે "હિતેચ્છુ" પત્રમાં પોતાની પ્રિય પત્નિ મૃત્યુ પામ્યાની વાર્ત્તા વાંચવામાં આવતાંવાર તેના હોશ ઉડી ગયા. તેનો ચેહેરો એકદમ કાળો શાહી સરખો બની ગયો તેનાં ચક્ષુએથી ચોધારાં આંસુડાં ચાલી નિકળ્યાં. તેનાં ચક્ષુઓ નિસ્તેજ તથા આરકત બની ગયાં. અનંતરાય કહે છે કે હજી પણ તે પ્રકાર મારી દૃષ્ટિથી દૂર થવા પામ્યો નથી ! મામી, હવે મારી ખાત્રી થઇ છે અને હું ખાત્રીથી કહું છું કે "હિતેચ્છુ" પત્રમાં છપાયલી મોહનલાલ વ્યાસની પત્નિના મરણની હકીકત કેવળ–ખોટી બનાવટી છે !" "ખરે ! શું કહો છો ? તેની સ્ત્રી જીવતી છતાં કોઈ દુષ્ટે તે મરણ પામ્યાની હકીકત છપાવી દીધી ? છપાવનાર કેવો કઠણ કાળજાનો ! અહો, પણ એમ બનેજ કેમ ? એવું છપાવે કોણ ?" "કોણ એટલે ? તેની તે જીવતી સ્ત્રીજ !" "અને તેને તેમ કરવાનું કારણ ?" "કારણ એટલુંજ કે પોતે મરણ પામી છે એવું તેની ગેરહાજરીમાં ઠરાવી બીજો શ્રીમંત પતિ પરણી લેવો !" એ સાંભળતાંવાર રાણી ચંપાબાઇને ટહાડનો ઉંકરાંટો આવ્યો, અને તેના શરીરપર ક્રોધનાં નહીં, પણ ભયનાં રોમાંચ ખડાં થઇ ગયાં. થોડીવાર થોભીને તે બોલી,–"તમારી એ કલ્પના કેવળ પોકળ છે. એ સાંભળી મને તો હસવું આવે છે, તથાપિ એવી કલ્પના ઉપજવા જોગ તમોને કાંઇ સયુક્તિક કારણ મળ્યું હોય તો તે તમે જાણો !" "તમોને માલુમ છે મામી, મુંબઇમાં પ્રકટ થતા બે પ્રત્યાહિક પત્રોની ફાઇલો હું તપાસી વળ્યો છું. તેમાં પૂર્વે છપાયલું છે કે "મોહનલાલ નંદલાલ વ્યાસ કે જે થોડાં વર્ષ પહેલાં ચીન ગયેલો હતો અને તે ત્યાં રહીને મુંબઇના કેટલાક વ્યાપારીઓના એજન્ટનું કામ કરતો હતો, તે પુષ્કળ દ્રવ્ય સંપાદન કરીને ગઇ તા૦ × × મીએ "કુમુદબાંધવ" આગબોટમાં

બેસી સ્વદેશમાં આવવા માટે રવાના થઈ ચૂકયો છે." એ પ્રત્યાહિક પત્રોના લખાણુનો "કાઠિયાવાડ ટાઇમ્સ" પત્રે પણ ઉતારો કરેલો હતો, અને એ વર્ત્તમાનપત્રો વાંચનારાં સ્ત્રી પુરૂષો એ ખબરથી કાઠિયાવાડમાં અંજાણ્યાં રહેવાનો સંભવ નહીં હોવાથી, મોહનલાલના આવતાં પેહેલાં તેની સ્ત્રીએ પોતાના મૃત્યુની વાર્તા "હિતેચ્છુ" માં છપાવી કહાડેલી હોવી જોઈએ." "તમારૂં બોલવું હું બરોબર સમજી શકી નહીં. મોહનલાલ વ્યાસની સ્ત્રીના મરણ સાથે કાઠિયાવાડનો સંબંધ શો?" "મામી, જરા સબુર કરો. ક્રમાનુક્રમે સર્વ હકીકત તમોને હું સમજાવું છું. "હિતેચ્છુ" પત્રમાં છપાયલી હકીકત કેવળ ખોટી છે એવી મારી પક્કી ખાત્રી થઈ ચૂકી છે. વળી એ કામમાં મોહનલાલની વડી સાસુ ગંગાડોસી અને મોહનલાલની પત્નિ સુંદરબાઇનો એક સંપ હોવો જોઇએ, એ નક્કી!" "શું કહો છો? એક સંપ!" "હા; નિઃસંશય એકસંપ!" કુમાર શિવસિંહજીએ આગળ બોલવા માંડયું,—"એ ધૂર્ત્ત સ્ત્રીએ પોતાની મોટી મા સાથે એકસંપ કરેલો છે. પોતાનો પ્રમાણિક, માયાળુ અને ગરીબ પતિ પરદેશ ગયો, તે લાગ સાધીને પોતાના મૃત્યુની ખોટી વાર્ત્તા પ્રકટ કરવાનો મહાન અપરાધ કરી, તે એક સંભાવિત-શ્રીમંત મનુષ્યની ધણિયાણી બની ગઇ છે. ખરેખર મામી, તે સ્ત્રી ઘણીજ ધૈર્યવાન, હોશિયાર, અને કપટી! આરંભથી તે આખર પર્યંત "ચેં ચું" થવા ન દેતાં સર્વ કામ તેણે પાર પાડયું. પોતે જેનું ગળું કાપ્યું છે, જેનો વિશ્વાસઘાત કર્યો છે, તે બાપડાને પોતાને લીધે કેટલું દુઃખ ઉપજ્યું હશે, તેનો તે દુષ્ટાના મનમાં કદીજ વિચાર ઉપજ્યો નહીં!! પણ તેનું તે પાપકર્મ છૂપું રહેવા પામ્યું નહીં. પાપનો ઘડો ફૂટી ગયો. તે પાપિણીના લક્ષમાં આવ્યું નહીં કે ગમે તેવું ગુપ્તપણે પાપકર્મ કર્યું હોય, તોપણ તે સર્વ સાક્ષીરૂપ ઇશ્વરથી છૂપું રહી શકતું નથી. ઇશ્વર ગમે તેવા સંજોગથી પાપીના પાપને પ્રકાશમાં લાવે છે. વર્ત્તમાનપત્રમાં પોતાના મૃત્યુની ખોટી હકીકત છપાવ્યા કરતાં તેણે બીજું કોઇપણ મોટું પાપ કર્યું નહીં હોય! તેણે તે ઇમાની પુરૂષનું ગળું કાપવાની છરીજ જાણે તૈયાર કરી રાખી! એવી દુષ્ટ સ્ત્રી આ જગતમાં બીજી કોઇ પણ નહીં હોય! તેણે સર્વ મનુષ્ય પ્રાણીઓના મ્હોંપર પોતાની નિચ વૃત્તિથી મેશ લગાડી!!" કુમાર શિવસિંહજીને બોલતો અટકાવીને રાણી ચંપાબાઈએ

કહ્યું,—"અહો પણ તે છપાયલી હકીકતજ ખોટી છે, એમ તમે શા ઉપર થી કહોછો? તમેજ નહોતા કહેતા કે મોહનલાલે પેથાપુરના સ્મશાનમાં તેની સ્ત્રીના સ્મરણાર્થે એક છાપરાવાળી બેઠક બંધાવેલી છે અને તે તમે અનંતરાય વકીલની સાથે ત્યાં જોવા ગયા હતા! જો મોહનલાલ વ્યાસની સ્ત્રી મરણ પામી ન હોય તો તે બેઠક, મોહનલાલે કોની, શા માટે બંધાવી ?" "મામી, આ એક મુખ્ય પ્રશ્ન છે અને તેનો જવાબ બે ત્રણ માણુસો આપી શકે તેમ છો મામી, ખાત્રીથી સમજો કે મોહનલાલના મરણનું જે મોટું રહસ્ય છે તે પ્રકાશમાં લાવ્યા વિના મને જંપ વળવાનો નથી. સ્ત્રીઓની એવી ધૂર્તતાથી હવે હું ઠગાઉં તેમ નથી. એકેક કડી મેળવીને મેં પુરાવાની મજબૂત સાંકળ તૈયાર કરવા માંડી છે. હવે માત્ર બે ત્રણ કડીઓ મેળવીને તેમાં પરોવી, એટલે એ ભયંકર સાંકળ તૈયાર થયેલીજ સમજવી! મામલો આટલી હદ પર આવ્યા છતાં હવે હું ફસાઈ પડું, એ ત્રિકાળે પણ બનનાર નથી. હવે કયો માર્ગ અંગિકાર કરવો, એ હું સારી રીતે સમજું છું. પેથાપુરમાં ગંગાડોસીની પાસે જે "જશોદાબાઇ" નામની સ્ત્રી રહેછે તે ભાયા ખવાસની માતા કે બીજી કોઇ? એ જસોદાની દિકરી—તે ભાયાની બેહેન શું જીવતી છે? એનો પણ શોધ મને લાગ્યો છે, તથાપિ—" રાણી ચંપાબાઇએ બ્હેબાકળી બનીને પૂછ્યું,—"તથાપિ, એટલે ?" "તથાપિ તે સ્ત્રીની ફજેતી ન થાય તો ઠીક, એવી મારી ઇચ્છા છે. તે સ્ત્રી જો સર્વ અપરાધ કબૂલ કરીને હું કહું તે પ્રમાણે કરવા તૈયાર થાય, તો હું આટલેથીજ થોભું! મારી સૂચના માન્ય કરવામાં તેનું અધિક હિત છે." "તે સ્ત્રી તમારા આ વકીલી ભાષણથી ઠગાઇને સઘળી સાચી હકીકત કહી દે, તો "ઉઠ પાણા પગ પર પડ!" એ કહેવત પ્રમાણે તેની સ્થિતિ થઈ પડે, એમ મને લાગે છે! અહો કુમાર, હું ધારૂં છું કે પિત્તપ્રકોપથી તમારૂં માથું ફરી ગયેલું છે, માટેજ તમે ગાંડાની માફક ગમે તેવો બડબડાટ કરવા લાગ્યા છો! મોહનલાલ વ્યાસ ગુપ્તપણે નહાસી ગયો, બસ્સ પતી રહ્યું! તેની આટલી બધી પંચાત શી? તમેજ કહો છો કે સ્ત્રી મરણ પામ્યા પછી તેનું ચિત્ત સ્થિર નહોતું, તો ગમે ત્યાં જતા રહેવાનું કારણ તેના વ્યગ્ર ચિત્તેજ તેને આપ્યું હશે, એ શું માનવા જોગ નથી? શા માટે રાઇના દાણાને પર્વત બનાવવાની ભાંજગડમાં પડો છો?

શા માટે હાથે કરીને "કાગળનો વાઘ" કરી મૂકો છો? સુંદરબાઇ મરણ પામી, "હિતેચ્છુ"માં તે મરણ પામ્યાની હકીકત છાપવામાં આવી, સુંદરબાઈની પ્રત્યક્ષ મોટી મા તે મરણ પામ્યાનું કહે છે; પેથાપુરની સ્મશાન ભૂમિમાં તેના સ્મરણાર્થે બંધાવવામાં આવેલી બેઠક તમે જાતે જોઈ આવ્યા છો; અને તેમ છતાં મોહનલાલ વિષે મારો શા માટે છળ કરો છો? મોહનલાલ વ્યાસ વિષે તમે મનેજ શા માટે પૂછપાછ કરો છો? તેની સ્ત્રી હજી જીવતી છે, એમ તમે શા ઉપરથી કહો છો?" કુમાર શિવસિંહજીએ કહ્યું,–"શા ઉપરથી એટલે? કાંઇક અનુમાનિક અને કાંઇક પ્રત્યક્ષ પુરાવા ઉપરથી!" "આનુમાનિક પુરાવો વળી કયો?" "સાંભળો; વખત, સ્થળ અને હસ્ત લેખનો પુરાવો જે વખતે આબુરોડ સ્ટેશન નજીક આવેલા ખરેડી ગામમાંથી પોતાની મોટીમાને તજીને સુંદરબાઇ જતી રહી, તે વખતે તેના ઉપર તે એક ચીઠી લખી ગઈ હતી. તેમાં તેણે,—"મને મારા પોતાના જીવનો હવે બહુ કંટાળો ઉપજ્યો છે! .........હું અત્યારે કૂળની લજ્જા લોપીને બહાર પડીછું." ઇત્યાદિ લખેલું છે. એ ઉપરથી તે સૂજવું કરી લેવાને પોબારાં ગણી ગઇ હોય, એ સિદ્ધ થાય છે. તેના હસ્તાક્ષરનો એ પત્ર મારી પાસે છે, સમજ્યાં મામી?" "અરે એ શું ખરૂં છે?" "એ અક્ષરો કોના જેવા છે તે કહું? મને જે સ્ત્રીપર શકછે, તેજ સ્ત્રીના જેવા એ અક્ષરો છે!" "એમાં શું? ઘણાં મનુષ્યોના ઓળખ્યા ઓળખાય નહીં તેવા, કેવળ સરખા અક્ષરો હોય છે." "વારૂ, પણ તેટલું છતાં તેમાં કાંઇક વિશેષપણું હોય તો કેમ?" "પણ તે વિશેષપણું ચમત્કારિક હોવું જોઇએ, સુંદરબાઈના અક્ષરો એકાદી સ્ત્રીના જેવા હોય, તે ઉપરથી તે સુંદરબાઈ જીવતી છે, એમ કેમ કહી શકાય? મૂઇ તે મૂઇજ!" "પણ સુંદરબાઇ પોતાની મોટીમાને એવી મતલબનું લખી જણાવે છે કે મને આવી સ્થિતિમાં રહેવું હવે ગમતું નથી, છતે ધણીએ હવે હું એકાદા શ્રીમાનની ધણિયાણી થવાનો લાગ શોધુંછું! રંકની રંડા રાજાની રાણી બનવાનો યત્ન કરેછે, એવોજ એનો અર્થ કે નહીં?" "તમારી એવી લવરી અર્થ વિનાની છે. હું તેનો અર્થ સમજી શકતી નથી. રસ્તો છોડો, મને હવે જવા ધો. તેઓ મારી રાહ જોતા હશે. જવા ધો, જલદી." નિશ્ચય અને કઠોરતાથી કુમાર શિવસિંહજીએ કહ્યું,–"નહીં, મામી, તે કશું ચાલનાર નથી. હું એમ જવા

દઈશ નહીં. સ્ત્રીઓની એવા પ્રકારની ધૂર્તતાથી હું કાંઇ છેતરાવાનો નથી. હું એ બાબતની યોગ્ય તાકીદ તમોને બે મહિના પહેલાં આપી ચૂકયો છું; પણ—" " અરે આ તમે શું બોલો છો ?" " રાણી ચંપાબાઈ, યોગ્ય સમયે સૂચના આપેલી તમોને રૂચી નહીં, તો પછી મારો ઇલાજ શો ? હવે સર્વ ખુલ્લી રીતે કહેવાની મને ફરજ પડીછે. તમે અત્યાર સુધી દાવપેચથી કામ લીધું છે; પણ એજ દાવપેચ અત્યારે તમારૂં પાપ પ્રકટ થતાં તમોને સપડાવવા બીજાઓને બહુ ઉપયોગી થઇ પડે તેમ છે ! આટલા દિવસ તમે નિભાવી શકયા. હવે માત્ર કઠણ પ્રસંગ આવ્યો છે. હવે તમારા અપ્રતિમ સૌંદર્યથી, તમારા ઉન્મત્ત તારૂણ્યથી, તમારી સુધરેલી રીતભાતથી, તમારા મીઠા સ્વભાવથી, તમારા તારૂણ્યની લીલા–અભિનય અને લાવણ્યથી હવે તમારો બચાવ થઇ શકે તેમ નથી. તમારો પાપનો ઘડો પૂર્ણ ભરાઇ ચૂકયો છે. હવે તેમાં પાપનું એક ટીંપું પણ સમાઇ શકે તેમ નથી ! હવે તમારાં તે સર્વ હથિયારો તમારૂંજ ગળું કાપવાને બહુ ઉપયોગી થઇ પડશે. એ હથિયારોથી રક્ષણ થવાની આશા બિલકુલ રાખશો નહી. સમજ્યાં, કે મામી સાહેબ ? સુંદરબાઇ પુનઃ ખરેડી કે અમદાવાદ આવી નથી. તે ખરેડીમાંથી નિકળી તે નિકળીજ ! નિરાળો માર્ગ સ્વિકારવાનોજ તેણે દૃઢ નિશ્ચય કરેલો હોવાથી લાગલોજ તેણે સ્થિત્યંતર પણ કરી લીધો ! એકાદા મનુષ્યને સ્થિત્યંતર કરી નવિન માર્ગ સ્વિકારવાનો હોય છે, ત્યારે તે શું કરે છે, તે તમે જાણો છો કે મામી ? સ્થિત્યંત્તરનો પેહેલો પાયો નામ બદલાવવાથી નંખાય છે ! અરે, હું શું કહું ? તે દુષ્ટા, કર્કશા, કુટિલ, વિશ્વાસઘાતકી સુંદરબાઇ પોતાના નાનકડા નિર્દોષ નિરાશ્રીત પુત્રને પણ નિરાધાર મૂકી—રઝળતો મૂકી પલાયન કરી ગઇ ! જાણે તેણે ફરીથી (બીજો) જ અવતાર લીધો ૧૮...સાલમાં......મહિનાની સોળમી તારીખે તે ખરેડી તજી ગઇ અને તે મહિનાની સત્તરમી તારીખે "ચંપાબાઇ" એવું નુતન નામ ધારણ કરી એક અમૂક સ્થળે જઇ રહી !" વચ્ચમાંજ રાણી ચંપાબાઇ મોટેથી બોલી ઉઠી,–"તમારૂં મસ્તક ફરી ગયું છે. તમે કેવળ ઘેલા બની ગયાછો. ભ્રામક સ્થિતિમાં તમે અનર્થ આદરવાનો યત્ન કરોછો. તમે કેવળ બુદ્ધિભ્રષ્ટ બન્યાછો ! અંદર જઇને તમારે માટે તેમને કહેવું પડશે. કહ્યા વિના તમારી લપમાંથી મારો છૂટકો થનાર નથી. સુંદરબાઇ એક દિવસે

નહાસી ગઇ અને તે નહાસી ગઇ તેને બીજેજ દહાડે હું એક જગોએ નોકર રહી„ તેમાં વિશેષ શું છે? તેથી મને શો બાધ લાગી શકે છે?" "એ શિવાય બીજો પુરાવો પણ મને મળી શકયો છે!" "શો પુરાવો છે, કહો જોઉં ?" કુમાર શિવસિંહજીએ કહ્યું,–"મિસ......ના તાંબાની એક પેટી ઉપર ચોંટાડેલી બે "લેબલો"માં જે જે સ્ટેશનપરથી તે ચઢાવવામાં આવી તે તે સ્ટેશનનાં નામ શિવાય એકના ઉપર "ચંપાબાઇ" અને બીજીના પર "સુંદરબાઇ" લખેલું છે !" એ સાંભળી રાણી ચંપાબાઈ સ્તબ્ધ બની ગઈ. આ વેળાએ તેની ચર્યા કેવી થઇ રહેલી હતી, તે અંધારામાં કુમાર શિવસિંહજીથી બરોબર નિહાળી શકાયું નહીં; પરંતુ ભયભિત બનીને તેણે પોતાના બંને હાથ ઉર ઉપર મૂકેલા છે, એવું તે જાણી શકયો. પોતાના બોલવાનો અમલ રાણી ચંપાબાઇ ઉપર પૂર્ણપણે બેઠેલો છે એવું કુમાર શિવસિંહજી સમજી ગયો. કશું પણ નહીં બોલતાં તે ત્યાંથી પાતાળ કુવા તરફ જવા લાગ્યો. જાણે પોતાનાપર જાદુઈ અસર થઇ હોય—તેવી રીતે રાણી ચંપાબાઇ પણ તેની પાછળ પાછળ જવા લાગી. થોડોક રસ્તો પસાર કરી ગયા બાદ વચ્ચમાં ફાનસ આવવાને લીધે તેના પ્રકાશથી રાણી ચંપબાઇની મુખમુદ્રા બરોબર રીતે કુમાર શવસિંહજીના નિહાળવામાં આવી. તે વેળાએ તેનો ચેહેરો કેવળ ચિંતાતુર થઈ રહેલો જણાતો હતો. કુમાર શિવસિંહજીએ પાતાળ કુવા નજીકની બેઠક સુધી ગયા પછી કહ્યું,—"ચંપાબાઇ, તે બંને "લેબલો" મારા મિત્ર અનંતરાય પાસે છે. અનંતરાયે રાજકોટ જઇ મિસ......ને ત્યાં જઇ તમારી પેટી ઉપરથી મિસની દાસી ટોન્કસના સમક્ષ તે "લેબલો" ઉખેડી લીધેલી છે. કહો જોઉં હવે તમે શું કહેવા માગો છો? તમારૂં નામ "ચંપાબાઇ" તેતો તમો કબૂલ કરો છો અને તેથી "સુંદરબાઇ" એ નામની સાથે મારે કશું કર્ત્તવ્ય રહ્યું નથી. તમારી પૂર્વ સ્થિતિ જેઓ જાણતા હોય તેવા શાક્ષીઓ તમો રજુ કરી શકશો ? રાજકોટ ખાતે મિસ......ને ત્યાં જઇ રહેતાં પેહેલાં તમે કયાં હતાં ? તમારૂં વૃત્તાંત તમારી ઇચ્છા પ્રમાણે સિદ્ધ કરવા માટે તમારી પાસે શો પુરાવો છે ? કોઇ તમારૂં સગું સંબંધી, કોઈ તમારૂં આપ્ત ઇષ્ટ, અને કોઈ તમારૂં ઓળખાણ પિછાણવાળું—તમારી શાક્ષી આપવા આવે એમ છે ? બોલો. એ·

મ નહીં તો કહો કે પ્રથમ તમે કયા ગામમાં રહેતા હતા ?" "ઠીક, ઠીક !" રાણી ચંપાબાઇએ ક્રોધથી કહ્યું,—" જ્યારે માજીસ્ટ્રેટ આગળ ઉભા રહેવાનો પ્રસંગ આવશે, ત્યારે સર્વ પુરાવો રજુ કરીશ, સમજ્યા કુમાર ? મારા દુષ્મનો ઝખ મારે છે ! તમારી આવા પ્રકારની ઘેલચ્છા પર માત્ર હાસ્ય કર્યા શિવાય મારો છૂટકો થતો નથી ! બીજો ઇલાજ શો ? તમે ઘેલચ્છાના માર્યા મનેજ " સુંદરબાઈ " કહેતા હો તો ભલે ! તેથી મારૂં શું નુકશાન થવાનું હતું ? પરંતુ એટલું યાદ રાખો કે તમારા જેવા ઘેલાઓને જન્મ પર્યંત "લુનાઈટિક એસાયલમ" (ગાંડાઓની ઓસ્પિતાલ)માં શડવું પડે છે ! " એ સાંભળી કુમાર શિવસિંહજીએ આશ્ચર્યચકિત બનીને આત્મગત કહ્યુ,—"હં, એમકે ?" ચોરીપર શિરજોરી," તે આનું નામ ! " ઉલટો ચોર કોટવાળાને દંડે !" તે આવીજ રીત્યે !! એક અપરાધ છૂપાવવા માટે તે રંડા હવે બીજો અપરાધ કરવા નિકળી છે! મામાસાહેબને મારા વિષે હવે તે ખોટું ભંભેરી " મ્યાડ હૌસ " માં મને મોકલાવી દેશે !! આનુંજ નામ સ્ત્રી કાપટચ! શાબાસ ! એનુંજ નામ સ્ત્રી ચાતુર્ય ! "

કુમાર શિવસિંહજી શૂરવીર છતાં, ભયના વાયરાએ તેના શરીરને કદી પણ સ્પર્ષ કરેલો નહીં છતાં, રાણી ચંપાબાઇના બોલવાથી તેનું શરીર જરા કંપ્યા વિના રહ્યું નહીં. સ્ત્રીઓ કેવાં કેવાં ભયંકર કૃત્યો કરેછે, તે તેના અનુભવ બહારની વાર્ત્તા નહોતી. સ્ત્રીઓ પોતાનો હેતુ પાર પાડવા માટે ભયંકર શ્રમ વાળાં દુષ્ટ કૃત્યો કરવામાં પછાત પડતી નથી, એવી તેના મનની પૂર્વથીજ ખાત્રી થઈ ચૂકેલી હતી. સ્ત્રીઓમાં જેમ સૌંદર્ય અને માર્દવ હોય છે, તેમ દયા, માયા કિંવા પ્રીતિ હશે કે નહીં ? એવો પ્રશ્ન કુમાર શિવશિંહજીના મનમાં ઉપજવાનો હવે સંભવ રહ્યો નહોતો. આ વેળાએ કુમાર શિવસિંહજીએ વિચાર કર્યો કે,—" મારા મનમાં જે કાંઇ હતું તે તમામ રાણી ચંપાબાઈને મેં કહી સંભળાવ્યું, પણ તે કપટપટુ સ્ત્રીએ પોતાની હકીકત જરા પણ જણાવી નહીં ! તેણે જે સંભાવિતપણાનો સ્વાંગ ધારણ કરેલો છે, તેનો નાશ થવો મુસ્કેલ છે. મારા મામા સાહેબ તેને અપરાધી ગણનાર નથી. તેઓ તો મનેજ ઘેલો કહેશે—એ નક્કી ! પણ એ રંડાની એવી ધમકીથી શું મારે ડરવું જોઇએ ? હું શું બાયલો—નામર્દ છું ? તે દહાડે પાછલા પ્રહરે મુસાફરી બંગલામાં અનંતરાયથી

છૂટા પડી દરબારગઢમાં મોહનલાલ આવેલો અને તે સમયે તે દૃષ્ટિએ પ-ડવાથી લાગ સાધીને તે યક્ષણીએ તેનો ઘડોલાડવો કરાવી નાંખ્યો, તેમાં કશો પણ શક નહીં!" કુમાર શિવસિંહજીએ થોડીવાર વિચાર કર્યા પછી રાણી ચંપાબાઈને કહ્યું,—"મામી, તેમાં બીજું કશું નથી, ખૂદ યમરાજાની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા જેવો હવે પ્રસંગ છે! જ્યારે તમે મારી સૂચનાનો અનાદર કરોછો, જ્યારે તમે તમારૂં કાળું કરીને ગમે ત્યાં જતાં રહેવાની વાતનો અનાદર કરો છો, ત્યારે શું અહીં મારી દૃષ્ટી સમિપ રહિનેજ મોજ મઝાહ ભોગવવા માગો છો? મારા મામાની આબરૂને ધોક્કો પહોં-ચાડી એશ–આરામ કરવા માગો છો? અફસોસ!" "હા, હા, તેમજ; તમારા એવા બડબડાટથી હું કાંઇ ડરી જનાર નથી! ઘેલચ્છાને અંગે મારા ઉપર અણુધાર્યું આળ મૂકવા માગશો તો તે કાંઇ ચાલી શકનાર નથી!" "ઠીક છે. હવે સુખેથી રહેજ્યો! પણ મારા બોલવા પ્રત્યે બ-રોબર લક્ષ આપો. મોહનલાલ વ્યાસ જે દહાડે ગૂમ થયો, તે દહાડે તેને દરબારગઢમાં આવતો કેટલાકોએ નિહાળ્યો છે, અને ત્યાર પછી તે કો-ઇની દૃષ્ટિએ પડયોજ નથી! તે વેળાએ દરબારગઢમાંથી પાછો જતો તેને કોઈએ નિહાળ્યોજ નથી અને તે પાછો જવા પણ પામ્યો નથી! આ દરબારગઢમાંજ—ઘણું કરીને આ પાતાળ કુવામાંજ તેને પુરવામાં આવેલો હોવો જોઈએ! અને યાદ રાખો કે મારા એક મિત્રને શોધવા માટે હું આ દરબારગઢને પાયામાંથી ખોદી નાંખીશ, આ દરબારગઢમાં-નાં પ્રત્યેક વૃક્ષોને મૂળમાંથી ઉખેડી કહાડીશ, તેમ કર્યા શિવાય મારા મન-ને ચેન પડનાર નથી!" "અરરર! રડયો ચંડાળ આ શું બકે છે? મૂઓ કેવો મને છળવા લાગ્યો છે!" એવું મોટેથી બોલીને મોટી કર્કશ બૂમ પાડી કેવળ નિરાશાથી રાણી ચંપાબાઇએ પોતાના બન્ને હાથ ઉંચા કર્યા અને પુનઃ છાતી ઉપર મૂકી, આંખો તાણીને તે કુમાર શિવસિંહજી પ્રત્યે નિહાળવા લાગી. અધિક ગુસ્સાના આવેશમાં પછી તે બોલી ઉઠી,—"જોઉં છું મૂઆ, તું શું કરે છે તે! પ્રથમ તારૂંજ કાટલું કહાડું છું. આવ્યો છે રડયો ડહાપણ શિખવવા! મને વિના પ્રયોજને છળવા લાગ્યો છે, પણ યાદ રાખ, તારાજ લોહીનો ઘુંટડો લઉં ત્યારેજ હું ખરી! હાથ ધોઇને મારી પાછળ પડયો છે પણ તેમાં તારૂં સત્યાનાશ વળશે! મેં તારો એટલો

શો અપરાધ કર્યો છે કે મને તું આમ ત્રાસ આપે છે? રંડા, તારૂં મોતજ હવે ભમેછે! તારાથી મારો વાળ વાંકો થઇ શકનાર નથી! ચલ, નિકળ અહીંથી! નહીંતર-" "નહીંતર તું શું કરવાની હતી?" કુમાર શિવશિંહજી બહુજ તપી ગયો. ક્ષત્રી બચ્ચો એવા અભદ્ર કઠોર શબ્દો કદીપણ સાંખી શકે? તેણે લાગલાજ તલવારની મૂઠપર હાથ નાંખીને અતિ ક્રોધથી કહ્યું,-"રંડા, લે હવે રામનું નામ!!"

---

# પ્રકરણ છવીશમું.

## "ત્યારે હવે કરવું શું?"

"અધર્મ કરતાં નહિ ડરે, પાછળથી સપડાય;
શું કરવું ત્યારે હવે, એમ કહી અકળાય!"

(દુર્લભદાસ.)

---

વાચનગૃહમાં એક ભવ્ય કોચ ઉપર મહારાજા અભયસિંહ પોતાની પ્રિય પત્નિની માર્ગપ્રતિક્ષા કરતા બેઠા હતા. ડાબી બાજુપરની એક ટેબલપર "અરગિન" નો મંદ દીવો બળતો હતો. પોતાની ભાર્યા ઉપર તેની કેટલી બધી પ્રીતિ? એ પ્રીતિમાં ગૌણમિશ્રતા મુદ્દલ નહોતી. એવી નિર્મળ પ્રીતિ અન્ય સ્થળે ભાગ્યેજ મળી શકે. એ પ્રીતિ કેટલી અને કેવી હતી, તેનું વર્ણન થવું પણ કઠણ છે, તથાપિ એટલું તો કહી શકાય કે એક બીજાના પ્રીતિપાશમાં બદ્ધ થયેલા જોડાને જ્યારે પ્રભુ તેની ખરી પ્રીતિનું દર્શક—એવું પ્રથમજ ફળ આપે છે, ત્યારે તે બાલકપર, તે નુતનજ "મા" એ "નામમહિમા" પામેલી સ્ત્રીનો જેવો અને જેટલો નિર્મળ પ્રેમ હોય છે, તેટલોજ કિંવા તે કરતાં પણ વધારે પ્રેમ મહારાજા અભયસિંહનો પોતાની મદનમંજરી ઉપર હતો. કયારનાએ મહારાજા અભયસિંહ તેનું એક સરખું ચિંતન કરી રહ્યા હતા. પોતાની પ્રાણપ્રિયાએ ત્યાં પ્રવેશ કર્યા પછી તેના આનંદનો પાર રહ્યો નહીં. રાણી ચંપાબાઇને મહારાજાએ પૂછ્યું,—"આટલો સમય કયાં ગુજાર્યો? હું સમજ્યો કે ક-

હાય રૂસણું લીધું હશે ?" રાણી ચંપાબાઈ દીવાના પ્રકાશમાંથી ખસીને ખુણાપર પોતાના સ્વામિને ઉત્તર આપતાં પેહેલાં કેટલોક વખત સ્તબ્ધ ઉભી રહી ! " હું કુંવરી સુજાણબાને લઈ ત્યાં તેમને મળવા ગઇ હતી તે આપ જાણો છો અને ત્યાંથી આવ્યાં પછી—" એટલું અધૂરૂં બોલી રાણી ચંપાબાઇ ગળામાંના ચંદ્રહારને બે હાથે ફેરવવા માંડી. " ત્યાંથી આવ્યા પછીનો–એટલો વખત કયાં ગુજાર્યો ? ગાડીનો અવાજ સંભળાયાને તો પુષ્કળ વખત થયો? " "હા, મને આવ્યે કલાક સવાકલાક થવા આવ્યો." રાણી ચંપાબાઈએ અટકતી જીભે ઉત્તર આપ્યો. "અને ત્યારે એટલો વખત કયાં હતી ?" મહારાજા અભયસિંહે એ પ્રશ્ન જરા પડકારાથી પૂછ્યો, તેના મનમાં આવ્યું કે—એ અજ્ઞાન બાળકીની પેઠે કોઇ સ્થળે ગપ્પાં મારતી બેઠી હશે ! "બોલ જોઉ, એટલો વખત કયાં હતી ? મારા વિના એટલો વખત તારાથી શી રીતે રહેવાયું ?" "હું આપણા કુમાર શિવસિંહજી સાથે વાતચિત્ત કરવામાં રોકાઇ રહી. " " શું કુમાર શિવસિંહજી અહીં આવેલ છે ?" "હા આવ્યા હતા ખરા " "અત્યારે તે કયાં છે ?" "પાછા કયારનાએ ગયા. " "ગયા એટલે ? તું કહે છે પણ શું ? રાતની વખતે તેમને શા માટે જવા દીધા ? તારી તેમના ઉપર મમતાજ નથી !" " મારી મમતા ? મમતા રાખવા જેવુંજ એ નંગ છે ! હું અને કુંવરી સુજાણબા જ્યારે અહીં આવ્યા ત્યારે તેઓ બાગમાં ફરતા જણાયા. તેમને જોઈને ત્યાંજ ગાડીમાંથી ઉતરી, તેમની જોડે વાતચિત્ત કરવામાં હું ગુંથાઇ. તેઓને ગયે અર્ધોએક કલાક થયો હશે. ન જવા વિષે મેં પુષ્કળ આગ્રહ કર્યો પણ કહ્યું માન્યું નહીં એટલે ઇલાજ શો ? " કંઈ અગત્યનું કામ હોવાથી અત્યારેજ હું ભાયાખવાસના આશ્રમસ્થાનમાં—અનંતરાય વકીલની સાથે જાઉં છું. " એટલું કુંવરી સુજાણબાને કહીને લાગલાજ તેઓ પલાયણ કરી ગયા." " ભાયાના આશ્રમસ્થાનમાં વળી અત્યારે રાત્રીને સમયે અગત્યનું કામ શું ? કંઈ ચિત્તભ્રમ તો નથી થઇ ગયો ? આજ લાંબી મુદત થયાં તેના મનની સ્થિતિ કંઈ વિલક્ષણ થઈ પડેલી લાગે છે ! " " ચિતભ્રમ " અને " મનની સ્થિતિ કંઇ વિલક્ષણ " એ વાકયો પોતાના સ્વામિના મુખમાંથીજ નિકળેલાં સાંભળતાંવાર રાણી ચંપાબાઇનો ચેહેરો પ્રફુલ્લિત થયો. તે પ્ર-

પ્રુલ્લિતપણું તે અંધારામાં ઉભેલી હોવાથી આપણા એ ભાર્યાનિરત વૃદ્ધ-ની નજરે પડયું નહીં. તેના જે સહજ બોલવાનો લાગ સાધીને તે મ-નમાં બોલી,–" ઠીક લાગ આવ્યો છે ! હવે એમનું મન વાળતાં વાર લા-ગશે નહીં. રજ્જા નખોદિયાનો હવે નાશ કરવાનીજ વેતરણ ચલાવવી જોઇએ ! " મહારાજા અભયસિંહ કોઇ પ્રકારના વિશેષ હેતુથી "ચિતભ્રમ" આદિ શબ્દો બોલ્યા નહોતા. એતો એમ સહજ તેમનું બોલવું થયું હતું. સાધારણ ભાષણમાં પુષ્કળવાર પુષ્કળ જનોથી એવી ચૂક થઈ જાય છે. " કુમાર શિવસિંહજી હમણા હમણા બહુજ પ્રમાદી બની ગયો છે. જ્યાં ત્યાં રઝળવું તેને હમણા હમણા બહુજ ગમે છે. હમણા હમ-ણા તે મંદબુદ્ધિનો થતો ચાલ્યો છે. " એવો અભિપ્રાય મહારાજા અભ-યસિંહનો પોતાના ભાણેજ વિષે બેસી ગયો હતો. કુમાર શિવસિંહજીના મનની અસ્થિરતા અને અસ્વસ્થતાનું વાસ્તવિક કારણ મહારાજા અભય-સિંહના જાણવામાં કયાંથી હોય ? થોડીવારે રાણી ચંપાબાઇએ કમરપરનો સાડીનો છેડો ઢીલો કરી, પોતાના પ્રાણનાથની કને જઈ, જોડના એક બીજા કોચ ઉપર મોટી લીનતાથી બેસીને કહ્યું,–" ગાડીમાંથી ઉતરતાં વાર હું આપની પાસે આવવાની હતી; પરંતુ કુમાર શિવસિંહજીએ દુરા-ગ્રહથી, વાતચિત્ત કરવા માટે મને રોકી રાખી; નહીંતર—" " તારૂં અને કુમાર શિવસિંહજીનું કયા વિષયપર બોલવું થયું ? એવો શો મહત્વનો ખાનગી વિષય હતો ? " રાણી ચંપાબાઇએ કશો ઉત્તર આપ્યો નહીં. લાગલીજ ઉઠીને, પોતાના પ્રાણનાથની જોડમાં બેસી તેણે પોતાનું મસ્તક ની-ચું નમાવ્યું અને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. મહારાજા અભયસિંહે પ્રેમથી તેની પીઠપર હાથ ફેરવીને કહ્યું,–" વહાલી, તને શું થયું ? શા-માટે રડે છે ? " આટલો વખત કયાં હતી ? " એમ મેં પૂછયું તેથી ત-ને ખોટું લાગ્યું કે શું ? હવેથી કદી પણ એમ પૂછીશ નહીં. થયું. ચક્ષુઓ સાફ કર. રડવાનું કારણ શું ? તને થયું શું ? મેં પૂછયું એ મારી ભૂલ થઇ. માફકર. કહેતો ખરી, તને થયું શું ? રડી રડીને તારી આંખો દુઃખવા આવશે. મારી લાડકી કહે જોઉં, તને થયું શું ? " રાણી ચંપાબાઇએ ઉત્તર આપવાની પુષ્કળ ખટપટ કરી; પણ પ્રથમ તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નિકળી શકયો નહીં ! પરાણે તે કંઇક

બોલીતો ખરી, પણ ઉપરા ઉપર હીબકાં આવવાથી તેનું બોલવું સ્પષ્ટ રીતે મહારાજા અભયસિંહના સમજવામાં આવ્યું નહીં. પુરૂષ ગમે તેવો ક્રૂર હોય. ગમે તેવો શૂરવીર હોય, ગમે તેવો શહાણો હોય; પણ એકવાર તે પોતાની સ્ત્રીના પ્રેમપાશમાં બદ્ધ થયો, એટલે પછી ભલે પોતાની પ્રિયા જાણી જોઇને ઢોંગ કરતી હોય, તો પણ તેના તે ઢોંગવાળા રૂદણા કે રૂદનથી તે પુરૂષના ક્રૌર્ય, શૌર્ય અને શહાણપણ આદિ ગુણોનો લાગલોજ ધબડકો વળી જાયછે! મહારાજા અભયસિંહની તેવાજ પ્રકારની સ્થિતિ થઈ હતી. અરેરે! તે દુષ્ટા—તે કપટપટુ સ્ત્રીએ ભોળા મહારાજાને ફસાવ્યો તો ફસાવ્યો; અને તે ઉપરાંત વળી રૂદનનો ઢોંગ કરી તેને પૂરો પેચમાં લેવાનો તે યત્ન કરવા લાગી છે! જુઓ! જેમ જેમ તે અશ્રુઓ નિંગાળેછે, તેમ તેમ મહારાજા અભયસિંહની તનુલતિકા એ ઉષ્ણોદકનું સીંચન થવાથી કરમાઇ જવા લાગી છે! પ્રિયપત્નિના રૂદનના હીબકાં, ધગાવેલા ચીપિયાની પેઠે તેનાં કાળજાંને ચુંટી કહાડવા માંડ્યા છે!! અરેરે! મહારાજા અભયસિંહની એવી સ્થિતિ નિહાળી કોણને દુઃખ નહીં ઉપજે? એ દુઃખમાં અધિક—ભારેમાં ભારે દુઃખ તો એ થાય છે કે લાંબા સમયથી સહવાસ-પરિચયમાં આવ્યા છતાં—પાણીગ્રહણ કરી લાંબાં સમયથી અર્ધાંગના બનાવ્યા છતાં હજી એ સ્ત્રીનું કાપટ્ય એ ભોળા મહારાજાના સમજવામાં આવ્યું નહીં! શી રીતે સમજવામાં આવે? મોટા મોટા વેદાંતી, ભર્તૃહરી સરખા સ્ત્રી મોહજાળમાં સપડાયા, તોપછી મહારાજા અભયસિંહ શી વિસાદમાં? અતિશય વિદ્વાન અને મહા મૂર્ખ, મહાન વેદાંતી અને સંસારલુબ્ધ, અત્યંત શ્રીમાન્ અને મહા દરિદ્રી—એ સર્વ એકવાર સ્ત્રી પાશમાં બદ્ધ થયા, એટલે એ સર્વની સ્થિતિ સરખીજ! સ્ત્રી પોતાના એક નેત્રકટાક્ષથી, પોતાના બે મિનિટના મૌન્યથી, કિંવા કિંચિત્ સ્મિત વદનથી જ્યારે પુરૂષના સર્વ શહાણપણનું હરણ કરી લે છે, જ્યારે પુરૂષને પોતાનો દાસાનુદાસ બનાવી દેછે, ત્યારે તે પુરૂષનાં ક્રૌર્ય, શૌર્ય, ધૈર્ય અને વિદ્વતા વગેરે ગુણો શા અર્થના? પુરૂષ સમરાંગણમાં જઇને શૌર્યથી પોતાની સમશેર વડે હજારો વીરોના મસ્તકો કાપી શકશે, પુરૂષ પોતાની વિદ્વતા વડે હજારો પંડિતને જીતીને અચળ કીર્ત્તિ સંપાદન કરી શકશે, પુરૂષ "જગત મિથ્યા

છે. એ સર્વ માયા છે—ભ્રમછે. "—એવો ઉપદેશ કરી સંસારલુબ્ધ પુષ્કળ પુરૂષોને વૈરાગી બનાવી શકશે; પણ સ્ત્રી આગળ તેના તે સર્વ પ્રયાસ રદ ! ! કેટલી બધી—કેવી વિલક્ષણ શક્તિ સ્ત્રીમાં ! !

મહારાજા અભયસિંહ ગુસ્સામાંને ગુસ્સામાં કોચ ઉપરથી ઉભા થયા. કેમ જાણે પોતાની પ્રિયાના પજવનારને ફાંસી દેવાને તે તત્પર થઇ રહ્યા હોય ! " તને કોણે, શું કહ્યું ? વધારે પડતું તને કહેનાર કોણ ? કહેનારની જીભજ કાપવી જોઇએ ! એટલો બધો કોણ ઉન્મત્ત બની ગયો છે ? નામ તો કહે, એટલો બધો તિસ્મારખાં એ કોણ છે ! " પુનઃ કોચ ઉપર બેસી, પોતાની પ્રિયાને છાતી સરસી ચાંપી, પ્રેમથી ચુંબન લઇ, સ્વહસ્તે તેનાં ચક્ષુઓ સાફ કરી મહારાજાએ કહ્યું,—" ચક્ષુઓ લાલચોળ થઈ ગયાં ! હવે શું કરવું ? મસ્તક પણ બહુજ તપી ગયું ! કહેને તને કોણે, શું કહ્યું ? " રાણી ચંપાબાઇ હીબકાં ભરતાં ભરતાં પરાણે બોલી,— " તેની એવી કૃતિથી મને બહુ ભય ઉપજ્યો ! જુઓને હજી શરીરમાંથી ધ્રુજારી તો જવા પામી નથી ! " " કોની, શી કૃતિથી તું ભય પામી ? " " કોની ! કોની એટલે ? આપના લાડકવાયા ભાણેજની ! ! " " કુમાર શિવસિંહજીની કૃતિથી ? એમ બનેજ નહીં ! " રાણી ચંપાબાઇએ કોપિત્ બનીને કહ્યું,—" હું જાણતીજ હતી કે મારૂં બોલવું આપને ખરૂં લાગશે નહીં, દેખાવમાં તો ગરીબ અને નમ્ર લાગે છે, પણ તે કેવો મેલા મનનો ધાતકી છે, તેનો તો મને આજેજ અનુભવ મળ્યો ! " કંઈ અગત્યની વાતચિત્ત કરવી છે. " એમ કહીને મને વડતળે લઇ ગયો અને ત્યાં તેણે મને નહીં કહેવા જોગ કહ્યું ! હું કેવળ ગભરાઇ ગઈ ! " " એવું શું તેણે તને વધારે પડતું કહ્યું ? તને તેણે ગાળો દીધી ? " રાણી ચંપાબાઇએ ઉત્તર આપતાં પેહેલાં, જાણે પોતાને ધ્રુજ છૂટી હોય, તેવી રીતે શરીર કરીને પોતાના પ્રાણનાથનો બાહુ જોરથી પકડી રાખ્યો. " મારી લાડકી, કહે તો ખરી કે એટલું-ભય ઉપજવા જોગ એ શું બોલ્યો ? બોલ જલદી. ખાલી શા માટે આમ ગભરાય છે ? " " કહેવાને મારી જીભજ ઉપડતી નથી ! કહેવાથી કાંતો આપને માઠું લાગશે અને કાંતો મને બેવકુફ ગણીને હસવું ઉપજશે ! " " શું મને હસવું આવશે ? ધન્ય છે, તારી કલ્પનાને

અને તને પણ !" રાણી ચંપાબાઇએ ત્યાર કેડે કશું કહ્યું નહીં. મહારાજા અભયસિંહના ગળામાં હાથ નાંખીને તે દીવા તરફ મૌન્યપણે એક સરખી નિહાળી રહી. વળી પાછી થોડીવારે કંઇ મનમાંજ બરબડીને,–" આપને કદી—નહીં, નહીં; મારે શા માટે પંચાતમાં પડવું જોઇએ ? પણ જે થાય તે ખરૂં, કહુંછું; આપને કદી—આપનો ભાણેજ થોડો–" "થોડો શું ? મારી લાડકી બોલ જોઉં. મને કહેવાને શા માટે ગળચવાં ગળેછે? મને જ્યારે નહીં કહે, ત્યારે તું કહીશ પણ કોણને ?" "થોડો ચિતભ્રમ અને થોડો મૂર્ખ-માથાનો ફરેલો—અં–" મહારાજા અભયસિંહે આશ્ચર્યથી કહ્યું,–"કુમારશિવસિંહજી ચિતભ્રમ ! મૂર્ખ-માથાનો ફરેલો ! તું આ બોલે છે શું ?!" "આપજ થોડીવાર પેહેલાં નહોતા કહેતા કે તે ચિત્તભ્રમ–" રાણી ચંપાબાઇને બોલતી અટકાવીને મહારાજા અભયસિંહે કહ્યું,–"મેં તો સહજ એમ કહ્યું હતું ! કોઇ વિશેષ હેતુથી મેં એમ કહ્યું નહોતું. શિવસિંહજી અસ્થિર મનનો થઈ રહ્યો છે તે મારા જાણવામાં છે; પણ તે ચિત્તભ્રમ થઇ ગયો છે–તે કેવળ ઘેલો બની ગયો છે, એવી વાત મેં અત્યાર સુધી સાંભળી નથી. મને લાગે છે કે ખાલી તર્ક અને અનુમાન કરીને તું તારો જીવ બાળે છે !" "આપ એમ ધારશો નહીં. "ઘેલચ્છા વંશપરંપરા ઉતરતી આવે છે." એવો વિદ્વાન વૈદ્યોનો અભિપ્રાય મને ખરો લાગે છે, અને તે મૂજબ કુમારને પણ–" "કુમાર શિવસિંહજીના વડીલોમાં કોઇ ઘેલું હતુંજ નહીં" "એમે તેમ હોય પણ તેની વર્ત્તણુંક મને તેવાજ પ્રકારની લાગે છે. મેં તેની વર્ત્તણુંક ઉપર પુષ્કળ વિચાર કર્યો અને છેલ્લે હું એવાજ નિર્ણય ઉપર આવી કે ચિત્તભ્રમ થયા શિવાય એમ તે કરેજ નહીં. મને તેણે જે જે કહ્યું છે, તે તે જો આપે સાંભળ્યું હોત તો આપ પણ તેને ચિત્તભ્રમ કહ્યા વિના રહેત નહીં !" "કહે જોઉં, તને તેણે શું કહ્યું ?" રાણી ચંપાબાઈ, પોતે જાણે ભયભિત બની ગઇ હોય–તેવો દેખાવ કરીને કહેવા લાગી,–"મારાથી તે કહી શકાતું નથી. તેણે જે કહ્યું છે, તેનું સ્મરણ થતાંવાર મને ધ્રુજ છૂટે છે! જુઓ, હું ખોટું બોલતી હોઉં તો—(પોતાના ઉર ઉપર પોતાના સ્વામિનો હાથ મુકીને) હજી મારી છાતી થડક થડક થાય છે! બીજુ શું? તેની ડાગળી ફટકી ગઇ છે ! ચિરૂટ પણ કેટલી બધી પીએ છે ? તેનાથી પણ એમ બનવાનો સંભવ છે. .વધારે

વાંચવાથી, વધારે વિચાર કરવાથી, કોઈનાપર વધારે દ્વેષ રાખવાથી પણ એમ બનવાનો સંભવ છે. ડાકતરો કહે છે તે ખોટું નથી કે મગજને વધારે શ્રમ પડવાથી માણસ ભ્રમિત બની જાય છે. આપ ગમે તેમ કહો; પણ કુમાર શિવસિંહજી ચિત્તભ્રમ બની ગયેલ છે—એ નક્કી. એ વિષે મારી પૂરતી ખાત્રી થયેલી છે. ઘેલચ્છાનું પ્રથમ ચિન્હ, ઘડિમાં કંઈ ને ઘડિમાં કંઈ બોલવું—મરજીમાં આવે તે લવવું, તે છે. કુમાર શિવસિંહજીના બોલવામાં કશો ઢંગધડો જોવામાં આવતો નથી. આગળ પાછળના સંબંધ વિનાનું તે બડબડયા કરે છે. જોઈએ તો આપ તેને ઘેલો ન કહો; પરંતુ મેં તો હવે પછીથી તેનું મ્હોં નહીં જોવાની પ્રતિજ્ઞા લીધેલી છે. જો મારા કરતાં આપને તે અધિક વહાલો હોય, આપ તેને દરબારગઢમાં રાખવા માગતા હો તો પ્રથમ મને દેશવટો આપો! કિંવા એમ શામાટે ? લ્યો એ તલવાર અને કરો મારા ધડ શિરને નિરાળાં! હું એ રડયાના ત્રાસથી મુક્ત થવા માગું છું. મને તે એક સરખો છળવા લાગ્યો છે. હાથ ધોઈને મારી પાછળ પડયો છે. મને તેણે કહ્યું કે,—" એ મોહનલાલ વ્યાસનું તેંજ ખુન કર્યું છે!" અને "મારા એ મિત્રને શોધવા માટે હું આ દરબારગઢને પાયામાંથી ખોદી નાંખીશ, આ દરબારગઢનાં પ્રત્યેક વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખીશ. તેમ કર્યા શિવાય મારા મનને ચેન પડનાર નથી!" તેની આવા પ્રકારની લવરી મને કેટલી દુઃખદાયક થઈ પડી હશે, તેનો આપ વિચાર કરો! અને તે—" એટલું બોલીને તે થોભી. અને પોતે કહ્યુ તે અક્ષરેઅક્ષર ખરૂં છે, એવું દર્શાવવા માટે કોઇ કુટીલ સ્ત્રીમાં જેટલી ધૂર્ત્તતા હોવી જોઇએ તે કરતાં પણ અધિક ધૂર્ત્તતાનો ઉપયોગ કરવામાં તેણે મણા રાખી નહીં. " શું દરબારગઢ ખોદી નાંખવાનું કહ્યું ? દરબારગઢમાંનાં વૃક્ષોને ઉખેડી નાંખવાનું કહ્યું ? એમજ કહ્યું ? શું શિવસિંહજીએ ?" " હા; મને ભય ઉજવા જોગ એવુંજ તે બોલ્યો! " " તો પછી ઘેલા સરખું એ ભાષણ ખરૂં! પણ કદાચ તેના બોલવાનો ભાવાર્થ બરોબર રીતે તારા સમજવામાં નહીં આવ્યો હોય. કદાચ તું તેના બોલવાનો નિરાળા પ્રકારનો અર્થ કરતી હોઇશ. કારણ શિવાય તે એમ બોલેજ શા માટે ? કાંઈ પણ—" " કાંઇ પણ શું ? " રાણી ચંપાબાઇએ વિલક્ષણ મુદ્રા કરીને કહ્યું,—"હું—હું—હું—તેના બોલવાનો નિરાળો અર્થ ક-

રૂ ? એવું મનમાં લાવશો નહીં. હું કાંઈ કેવળ મૂર્ખ નથી. હું કાંઈ દુધ પીતું બાળક નથી ! જો તે એવું ઘેલા સરખું બોલ્યો નહોત, તો મારે આટલું ગભરાવાનું કારણ શું હતું ? અને વળી તલવાર કહાડી મને મારવા જતો હતો–તે તો હું આપને કહેતી નથી ! રડયાનું મ્હોં જોવું હવે વ્યાજબી છે ? ગોઝારો–લાગ ફાવે તો સ્ત્રીહત્યા પણ કરી લે એવો છે, અને આપ તેને માથા–" મહારાજા અભયસિંહજી વચ્ચમાંજ બોલી ઉઠયા,–"પ્યારી જરા શાન્ત થા. મારી લાડકી આ બાબતમાં વિશેષ વિચાર કરવાની અગત્ય છે. એવી ભયંકર કલ્પના તેના મનમાં ઉપજવાનું શું પ્રયોજન હશે ? ત્યારે હવે કરવું શું ? મોહનલાલ વ્યાસનું નામ પણ મને કે તને કયાં માલુમ હતું ? કુમાર શિવસિંહજીએ તથા અનંતરાય વકીલે તે અહીં આવ્યો ત્યારે તેનું ઓળખાણ કરાવ્યું હતું અને તેમ છતાં તે હવે કહે છે કે તેનું તેંજ ખૂન કર્યું ? કેવી વિલક્ષણ આ વાર્ત્તા ! હું હમણાજ ભાયા ખવાસના આશ્રમસ્થાનમાં જઇને તેને જોઇ આવુંછું. જો તે ખરેખર ઘેલોજ થયો હશે તો તે કાંઇ મારાથી અંજાણ્યું નહીં રહે !" " એ ખરૂં છે; પરંતુ રાતની વખતે ત્યાં જવાની જરૂર નથી. હજી મંદવાડમાંથી આપ હમણાંજ ઉઠયા છો. રાત્રીનો થડો પવન આપનાથી સહન થઇ શકશે નહીં." " વારૂ ત્યારે; આવતી કાલે તે અહીં આવશે તો ઠીકછે; નહીંતર પછી ત્યાં જવાનો વિચાર–"એ પછી થોડીવાર રાણી ચંપાબાઈએ મૌન્ય ધારણ કર્યું. મહારાજા અભયસિંહે કહ્યું,—"મને તેમાં કશી ગમ પડતી નથી. ગમે તેમ હો પણ તે ઘેલો બન્યો હોય, એમ મને લાગતું નથી." "તો પછી મોહનલાલ વ્યાસના સંબંધમાં શા માટે મને તે ત્રાસ આપે ?" " મનુષ્ય જાતીપર કેવો, કયારે, કયો પ્રસંગ ગુજરશે, તેનો કાંઈ નિયમ હોતો નથી. ખાત્રીથી કેમ કહી શકાય કે તે ઘેલો નહીં થયો હોય ? તેને અહીં લાવીને કેટલોક વખત તેનું વર્ત્તન બારીકીથી તપાસવું જોઈએ. મને તેની બહુ ચિંતા થાય છે. મને અત્યારે નિદ્રા પણ આવવી કઠણ છે. પેટના પુત્રની પેઠે જેને મેં પાળેલો છે તેની આવી સ્થિતિ થયેલી સાંભળી મને અતિ દુઃખ ઉપજે છે. ત્યારે હવે કરવું શું? અરેરે શિવ, શિવ ! ! " રાણી ચંપાબાઇએ પોતાના પ્રાણપતિના દુઃખોદ્દગારને અનુમોદન આપવા માટે જ કે પછી કોણ જાણે, એક મોટો નિશ્વાસ નાંખ્યો !

"તેને અહીં લાવવાનું આપે કહ્યું કાં ?" "હા." "જો એમ હોય તો પ્રથમ મને ઠુંકી કરો ! જો તે અહીં આવશે તો મને દરબારગઢનું પાણી હરામ છે ! મારે તેનું મ્હોં સ્વપ્નમાં પણ નિહાળવું નથી. તમારા ભાણેજને તમે સુખેથી કોટે વળગાડો ! પણ એમ કરતાં પેહેલાં મને આપની નજર આગળથી વેગળી કરવી પડશે, સમજ્યા ? એક મ્યાંનમાં બે તલવાર કદી પણ રહી શકનાર નથી !" "ઠીક ત્યારે. તને જ્યારે તે અળખામણો થઇ પડયો છે, ત્યારે મારે પણ તેનું શું કામ છે ? તારી મરજી મુજબ થવા દે, પછી છે કંઈ ? તને જે વાતમાં સુખ નહીં, તે વાત મારે શા માટે કરવી જોઇએ ? એના વિષે આટલી તુચ્છ બુદ્ધિ તારામાં ઉત્પન્ન થવાનું કારણ શું હશે, તે મારાથી સમજી શકાતું નથી. પ્રથમ રાજકોટથી સીવિલસર્જનને બોલાવી તેની પરિક્ષા કરાવીશ અને શું છે તે પ્રથમ જાણી લઇશ." "આપ ભલે તેને ચિત્તભ્રમ થયેલો ન માનો; પણ તેનું મન મારા વિષે બગડયું છે તેમાં કશો પણ શક નથી !" "શું, તારા વિષે ?" "હા મારા વિષે તેનું મન બગડયું છે. તે મૂઆ મોહનલાલ વ્યાસનો નાશ થવામાં મારો સંબંધ છે, એમ એ રડયો ખુલ્લેખુલ્લું મને કહે છે ! મારા ઉપર ન સહન થઇ શકે તેવું આળ ઓઢાડે છે ! અરેરે, તે કેવો અધમ ! !" "એમ કદી બનેજ નહીં. તેના બોલવાનો અર્થ તારા સમજવામાં બરોબર નહીં આવ્યો હોય." "હું બરોબર સમજી શકીછું." "એટલી બધી જયારે તું નિઃશંક છે, ત્યારે તે ચિત્તભ્રમ બની ગયો છે, એમ માન્યાવિના છૂટકો થતો નથી !" "નાથ, મને ક્ષમા કરશો. મેં અત્યારે આ વાત કહીને આપને ચિંતાતુર બનાવ્યા છે !" "ચિંતા તો મને બહુજ થાય છે; પણ તેં ખુલ્લા દિલથી સર્વ હકીકત કહી સંભળાવી તે ઠીક થયું; કારણ કે એથી સવેળા ઘટતો ઇલાજ લઈ શકાશે." એ સાંભળીને રાણી ચંપાબાઈએ મહારાજા અભયસિંહને એકદમ આનંદમાં આવી દૃઢાલિંગન આપ્યું. મહારાજા અભયસિંહે પણ પ્રેમથી તેને ચુંબન લઈ "લાડકી, તેમાં તારે ભય પામવાનું પ્રયોજન નથી, સમજી ?" એમ કહ્યું. "બીજી કોઈ પણ બાબતનો મને ભય નથી; પરંતુ મારા વિષે ખોટેખોટું કોઇ આપને ભંભેરી આપનું મન માત્ર ન બગાડે એટલે જગજીતી ! મારી ખાત્રી છે કે બીજાઓ ગમે તેટલું—ગમે તેવું કહે તો પણ આપ તે સાચું

માનો તેવા નથી. આપનું મન કદી પણ બગડે તેમ નથી. કેમ ખરૂં કે નહીં?" "ખરૂં." "નાથ, આ જગતમાં દુષ્ટ લોકોની વર્તણુંક બહુજ વિલક્ષણ હોય છે. મારા સરખી નિરાળી ગ્નાતિની, નિર્બળ અને દુઃખી સ્રીનો ભાગ્યોદય થયેલો બહુ જણાઓ જોઈ શકતા નથી. ઈર્ષાને લીધે તેમના નેત્રમાંથી અગ્નિ ઝરે છે. કુમાર શિવસિંહજી ચિત્તભ્રમ બની ગયો છે–ખચિત તેની વર્તણુંક બહુજ માઠી છે. તે મારો ઘાત કરવાનો લાગ સાધે છે!" "પણ તેનું મારી આગળ શું ચાલનાર છે?" રાણી ચંપાબાઇને મનમાં હસવું આવ્યું. તે બોલી,–"વારૂ, પણ હરિસિંહજીને ત્યાં મિજબાનીમાં જવાનું તો આપણે વિસરીજ ગયાં! રાત્ર ઘણી ગઈ છે. અત્યારે જવું એ ઠીક નહીં. ના કહેવરાવી મોકલું! શિવસિંહજીની સાથે માથાફોડ કરી કરીને મારૂં મગજ પાકી ગયું છે! મને બિલકુલ ચેન પડતું નથી. કયારે જઇને એકવાર બિછાનાપર પડું, એમ થયું છે." "ઠીક ના કહેવરાવી મોકલ." રાણી ચંપાબાઇ આનંદથી પ્રફુલિત બનીને ના કહેરાવી મોકલવાના હેતુથી વાચનગૃહમાંથી બહાર આવી. બહાર આવતાં વાર તેણે પોતાની છાતી પર હાથ મૂકયો અને છાતીમાં હજી થડક થડક થતું જાણીને તે બોલી,–"મૂઆ શિવસિંહ! મને તેં કેવળ ભયભિત બનાવી મુકી છે ખરૂં? આજ તેં એમ કર્યું, તો કંઇ ચિંતા નહીં. મારો પણ વારો આવે છે. જોઉં છું કે હવે તારા કેવા હાલ થાય છે!"

થોડીવાર પછી બહારથી આવી, વાચનગૃહમાં પ્રવેશ કરી, રાણી ચંપાબાઇ ત્યાંથી પોતાના પ્રાણનાથને લઇ, શયનગૃહમાં ગઇ. પોતાની લાડકી સ્રીના કહ્યા પ્રમાણે સાડાદસ વાગતે મહારાજા અભયસિંહ પલંગપર સ્વસ્થ પડ્યા. પલંગપરની મચ્છરદાની પસર્યા પછી લાગલાંજ આસપાસનાં બારી બારણાંઓ બંધ કરવામાં આવ્યાં. ઝુમરની દીપમાળને ઝંખવાણી–ઓછા-પ્રકાશની કરી નાખવામાં આવી. આશરે અર્ધોએક કલાક ગયો નહીં, એ-ટલામાં રાણી ચંપાબાઇએ પોતાના પ્રાણનાથ પ્રત્યે કહ્યું,–"મને હજી નિદ્રા આવતી નથી. હું જોડના ઓરડામાં ગઈ કાલની અધૂરી રહેલી કાદમ્બરી વાંચવા જાઉં છું. વચલું બારણું ઉઘાડુંજ રહેવા દઉં છું. જરૂર જણાયતો બોલાવશો." નિદ્રામાં ઘેરાયેલા સ્વામિ તરફથી તે ધર્મપત્નિને શો પ્રત્યુત્તર મળે? તે લાગલીજ જોડના ઓરડામાં જઇ એક કોચપર પડીને કાદામ્બરી

વાંચવા લાગી. વાંચવા તરફ તેનું બિલકુલ લક્ષ નહોતું. તેના મનમાં અ-ત્યારે તેની પૂર્વની સ્થિતિનો વિચાર ઉપજવા લાગ્યો હતો. મનુષ્ય જ્યારે એકાંતમાં નિર્વ્યપાર હોય છે, ત્યારે તેને પોતાના પાપ કર્મનું કિંવા સત્કર્મનું સ્મરણ થયા વિના રહેતું નથી. સ્મરણ થવા સાથે પશ્ચાતાપ કિંવા મનનું સમાધાન પણ તેજ વેળાએ થાયછે. પોતે જે અપરાધ કર્યા, તે ખરેખર અપરાધજ છે, અને તેને માટે દેહાંત દંડ શિવાય અન્ય પ્રાયશ્ચિતજ નથી, એવું શું અત્યારે રાણી ચંપાબાઈને લાગ્યું હતું ? ખચિત નહીં. જો એમ લાગ્યું હોત—જો તેને એવો વિચાર ઉપજ્યો હોત, તો આ વેળાએ તેને કેટલું—કેવું માઠું લાગતું જોઇએ વારૂ ? પણ એમ બનેજ શાનું ? પાપનો ઘડો તો પૂર્ણ ભરાઈ ગયો છે; પણ હજી તે ફૂટવા પામ્યો નથી ! મહત્વાકાંક્ષા, વૃથાભિમાન અને ખૂરી આદત—એ ત્રણ પિશાચ હજી તેની સહાયતા કરી રહેલા છે. તેઓ કોઈ માંત્રિક મળે તો અત્યારે એમ કહ્યા વિના રહે તેમ નથી કે,—" એ સ્ત્રી પૂર્ણ રીતે અમારા તાબામાં છે. કોની મગદુર છે કે તેને અમારા કબજામાંથી છોડાવી શકે ! " જેમ જેમ રાણી ચંપાબાઇ પોતાના કૃતકર્મ વિષે વિચાર કરવા લાગી, તેમ તેમ પોતે કશું પણ ખોટું કર્યું નથી, એમ તેને લાગવા માંડયું ! કોચપર પડીને દિવા તરફ નિહાળતાં નિહાળતાં, પોતાના હાથની આંગળીઓના નખ દાંતથી ઉખેડતાં તેના મનમાં આવ્યું,—"બાળપણમાં મારો સ્વભાવ શું દુષ્ટ હતો ? મુદ્દલ નહીં. તે વેળાએ મારામાં થોડો અવિચાર હતો ખરો. મેં કદી પણ કો-ઇને ઉપદ્રવ કર્યો નથી. નિદાન મેં મારી ખુશીથી તો કદી પણ કોઇને ઉપદ્રવ કર્યો નથી. મેં શું કદી દુષ્ટ કૃત્ય કર્યું છે ? મેં જે કૃત્યો કર્યાં, તે કૃત્યોને જો દુષ્ટ કહેવામાં આવે તો તે માત્ર તારૂણ્યના મદમાં થયેલી ભૂલ છે ! એવી ભૂલો તારૂણ્યમાં સઘળાંઓથી થાય છે, મેં મુદ્દામ કપટથી બી-જાનો નાશ કરવા જેવું કદી પણ કર્યું નથી. નહીંતર બીજી સ્ત્રીઓ તો નાનાપ્રકારનાં કપટકૃત્યમાં અને બીજાનો ઘાત કરવામાં અહોરાત્ર ગુજારેછે, એ મારાથી શું અજાણ્યું છે ? હજારો ખૂન કર્યાં છતાં તે બાબતનો પ-રિતાપ કે ધોખો પણ પુષ્કળ સ્ત્રીઓને થતો નથી ! હું કહુંછું કે તેવી સ્ત્રીઓને તે બાબતની શિક્ષા કેમ નહીં થતી હોય ? જેણે મહાન અપરાધો કરેલા, એવી સ્ત્રીઓ કશી પણ શિક્ષા ભોગવ્યા વિના જ્યાં ત્યાં આનંદમાં

મહાલતી જોવામાં આવે છે, તો તેના કરતાં મેં શું અધિક કરી નાંખ્યું છે? કદાચ શિક્ષા ભોગવીને પણ—" તેનો તે વિચાર એકદમ બદલાયો. કોચ ઉપરથી ઉઠીને બારણાં નજીક જઇને આસપાસ તે ટગર ટગર નિહાળવા લાગી, અને થોડીજ વારમાં પાછી આવીને પુનઃ તે કોચ ઉપર બેઠી. "શિવસિંહજી, ખરેખર તું ઘેલો છે, તારી સર્વ કલ્પના ઘેલચ્છાથી ભરેલી છે. ઘેલચ્છા એટલે શું, તે હું સારી રીતે સમજું છું. ઘેલચ્છાનાં સર્વ ચિન્હો મારા સમજવામાં છે, અને તેથી કહું છું કે તું ઘેલો છે. એકવાર ઘેલો બનાવી દીધા પછી તારૂં કોણ માનવાનું હતું? પછી તારાથી અને તારા વકીલમિત્રથી શું થવાનું હતું? રજ્યા, ઝખ મારોછો સઘળા!" એવો વિચાર કરી તેણે બન્ને હાથથી પોતાનું મસ્તક મજબૂત પકડયું. જાણે તે, એ વિષયપર પૂરતો વિચાર થઇ ચૂકયો, હવે વિશેષ વિચાર કરવાની જરૂર નથી, એમ સમજી અંદરના મગજના વિચારતુંતુના ચાલી રહેલા વ્યાપારને તે બંધ કરવા લાગી! "મને એ વાતનું શું ન ઝેર આવે? રડયો હવે મારી મૂઠીમાં આવી ગયેલો ગણાય કે નહીં? હવે પછી તે વધારે "તીનપાચ" કરશે ખરો? શું તેને મારો કશો પણ ભય નહીં ઉપજતો હોય? તે હવે શું આટલેથીજ નહીં વિરામે? તે એમ થોભે શાનો? એક મૃત્યુજ તેને તેવા પ્રકારની હિલચાલ કરતો થોભાવી શકશે!!" "મૃત્યુ" એ શબ્દ તેણે મ્હોમાંથી બહાર કહાડયો નહીં—માત્ર મનમાંજ બડબડી. "મારા હાથથી એવું દુષ્ટ કૃત્ય થઈ શકે? નહીં. એકાદાનો નાશ મારા હાથથી થઈ શકે!! મારામાં તેવું-તેટલું ધૈર્યજ કયાં છે? તેવું મારામાં જો ધૈર્ય હોત તો એવી સાયંકાળે—ઘોર અંધારામાં તે વડની નિચે રડયો મને લઈ ગયો અને તેવો લાગ મળ્યા છતાં મેં—મેં—" એટલામાં ઓરડાની સામેના બારણાપર કોઈએ ટીચકી (ટકોરી) મારવાથી તેનો તે વિચાર એકાએક બંધ પડયો અને તેનું લક્ષ બારણા તરફ લાગી રહ્યું. એકદમ ચોંકીને તેણે પગ પાસે પડેલી શાલ ઓઢી, પુસ્તક હાથમાં લઇ તે બારણા તરફ નિહાળવા લાગી. બારણાપર પુનઃ હળુજ કોઇએ ટીચકી મારી. "કોણ એ? બારણું અમસ્થું વાસેલું છે. તે હળુજ ઉઘાડીને અંદર આવો." એમ કોચપર પડ્યાં પડ્યાં રાણી ચંપાબાઇએ, શયનગૃહમાં પોતાના પતિની નિદ્રાનો ભંગ ન થાય,

તેવા ધીમા સ્વરથી કહ્યું. શ્રીમંતોને ત્યાં કે રજવાડામાં રહેનારાં નોકર લોકો જેમ અદબથી હળુજ બારણું ઉઘાડી જ્યારે ત્યારે મંદિરમાં પ્રવેશ કરેછે, તેવીજ રીતે કોઈ એક તરણ સ્ત્રી બારણું ઉઘાડીને ઉંમરામાં આવી ઉભી રહી. તેણે ચોળીની કસેથી છોડીને મુંગે મ્હોંડેજ રાણી ચંપાબાઇના હાથમાં એક પત્ર આપ્યો. તે જોતાંવાર રાણી ચંપાબાઇનો ચેહેરો ફિક્કો પડી ગયો, અને તે વાંચતાં વાર તો નખથી શિખા પર્યંત તેને આગ લાગી—ખચિત ક્રોધાગ્નિથી તે તરફડવા ને ફડફડવા લાગી! એ પત્રમાં એટલો બધો શો ચમત્કાર હતો? એ પત્ર એવા કયા ચમત્કારિક જન તરફથી તે સ્ત્રી લાવી હતી? પ્રિય વાચકોની અધિરાઈ અળગી કરવા માટે કહેવાની આવસ્યકતા છે કે એ પત્ર રાણી ચંપાબાઇના એક પ્રચંડ શત્ર તરફથી તે તરૂણ સ્ત્રી લાવેલી હતી અને તે પત્રમાં લખેલું હતું કે,—"વ-ર્તમાન પત્રમાં તે મરણ પામ્યાના વર્તમાન પ્રકટ થયાં છતાં, પેથાપુરમાં તેનાં સ્મરણાર્થે સ્મશાનમાં બેઠક બંધાવવામાં આવેલી છતાં, તે સમય પછી સુંદરબાઇ જીવતી હોય, અને તે તથા, આ પત્ર લખનારને જેને માટે સંશય ઉપજ્યો છે અને જેના ઉપર તે હિમતથી—ખુલ્લી રીતે આળ મૂકે છે, તે સ્ત્રી એકજ હોય, તો પછી પુરાવાની વધારે પંચાત પડે તેમ નથી. "આબુરોડ સ્ટેશન" પરના ઉપરહારગૃહનો હાલનો નોકર ધનજી કે જે પૂર્વે ખરેડીમાં જશોદા બાઇને ત્યાં નોકરી કરતો હતો, તે સુંદરબાઇને બરોબર ઓળખી શકે છે તે અહીં આવ્યો, એટલે સંશયની નિવૃત્તિ થઇ એમ સમજવું!" રાણી ચં-પાબાઇએ ક્રોધથી તે પત્ર લાગલોજ ફાડીને દીવાપર સળગાવી દીધો! અને પછી તે મોટા ત્વેષથી બોલી,—"જો તે મૂઓ નખોદિયો, આ વેળાએ મારી દૃષ્ટિ સમિપ હોત તો હું જરૂર તેનો જીવ લેત! હું તેના લોહીની બહુજ તરસી થઈ રહી છું! કયારે લાગ આવશે, કયારે શાન્તિ વળશે—કોણ જાણે! જો અત્યારે તે અહીં હોત તો તેને મારીને ભોંયમાં ભંડારી દીધો હોત! (થોડો વિચાર કરીને) પણ ત્યારે હવે કરવું શું?! અરેરે, ત્યારે હવે કર-વું શું?!" રાણી ચંપાબાઈ એકદમ ઉઠી હાથમાં દીવો લઈ બીજા એક ઓરડામાં ગઇ. પેલી સ્ત્રીને ઇશારતથી બોલાવી લઈ તેણે તે ઓરડાનાં બારણાં અંદરથી બંધ કરી લીધાં.

---

# પ્રકરણ સતાવીશમું.

## આગ લાગી!

"હા વેરણ છું તેની હું, મારૂં શોધી લાગ;
ઓલવવા ઉપાય એ, અંતર લાગી આગ!"
(શામળ)

જે પત્રથી રાણી ચંપાબાઇના મન ઉપર વિલક્ષણ અસર થઈ હતી, તે પત્ર કુમાર શિવસિંહજીએ મોકલાવ્યો હતો; તથા તે પત્ર લઇ આવનાર તે તરૂણ સ્ત્રી બીજી કોઇજ નહીં, પણ બાયા ખવાસની ભાર્યા–તે રાણી ચંપાબાઈની લાડકી રાધા હતી; એ કાંઈ પ્રિય વાચકોને સમજાવવું પડે તેમ નથી. રાધા સાથે ગુપ્ત વાર્ત્તા કરવાના હેતુથી રાણી ચંપાબાઇ તેને બીજા ઓરડામાં લઇ ગઈ. ત્યાં જતાંવાર "રંડા સત્યાનાશ વાળ્યું! તું શા માટે અત્યારે ત્યાં તારા ધણીને એકલો મૂકીને અહીં આવી? મૂઓ એ ચંડાળ, હવે તારા ધણીને ફોસલાવી મારી ગુપ્ત વાર્ત્તા જાણી લેશે! અત્યારેજ તેનો પત્ર લઇ આવવાની શી જરૂર હતી? તારે તેની એટલીબધી શી ઓશિયાળ હતી? ઓ વિશ્વાસઘાતકી, તેં આ શું કર્યું?" એટલું તેણે રાધા પ્રત્યે ક્રોધથી કહ્યું. "બામાસાહેબ, હું કાંઇ મારી ખુશીથી આવી નથી. પ્રસંગજ દુઃખદાયક આવ્યો, ત્યાં ઈલાજ શો? આજે બે દહાડા થયા અમારે આંગણે અમારો એક લેણિયાત લાંઘવા બેઠો છે, અને એમણે–" "એમણે એટલે શું તારા ધણીએ અત્યારે પૈસા લેવા મોકલી? કંઇ ફિકર નહીં, ધૂતાય તેટલું ધૂતો! તમારે લીધેજ મારે બે દાગીના ગુપ્તપણે વેચી નાંખવા પડયા. આ સર્વ તારા જાણવામાં છે, અને તેમ છતાં–" "બાઇ સાહેબ, આપે વખત સંભાળી લેવો ઘટે છે; અત્યારે મારા ધણીને છેડવામાં સાર નથી." "સાર નથી માટેજ હું વારંવાર મ્હોંએ માગ્યું ધન આપુછું!" એટલું બોલીને રાણી ચંપાબાઈ રાધાને લઇ પોતાના વસ્ત્રપરિધાનગૃહમાં ગઇ. ત્યાં એક પેટીમાંથી રાધાના કહેવા પ્રમાણે તેણે ધન કહાડયું. "રાધા મને શક ઉપજે છે! સાચું કહે, કુમાર શિવસિંહજીનો

કાગળ–" રાણી ચંપાબાઇને બોલતી અટકાવીને રાધા એકદમ બોલી ઉઠી,– "મારા ધણીએ " જા, હમણાજ ગોપુર જા." એમ મોટેથી કહ્યું, તે કુમાર શિવસિંહજીના સાંભળવામાં આવવાથી તેમણે,–" હું પત્ર લખી આપું, તે મામાસાહેબને આપજે." એમ જણાવ્યું; તો પછી તેમની એ આજ્ઞાનો મારાથી શી રીતે અનાદર થઈ શકે ? અનાદર કરવાથી ઉલટા તેઓ વધારે વેહેમાય, સમજ્યાં ?" "એ પણ ખરૂં, અને વળી તમારો તે લેખિયાત બાયાની પાસે બેઠેલો હોવાથી કુમાર શિવસિંહજીનું કશું પણ વળે તેમ નથી !" "એ બાબતની આપ ચિંતાજ ન રાખો." એટલી વાતચિત્ત થયા પછી રાણી ચંપાબાઇ રાધા સાથે શયનગૃહની જોડના ઓરડામાં પ્રથમ જ્યાં તે કાદમ્બરી વાંચવા બેઠી હતી–ત્યાં ગઈ. એ ઓરડાની અને શયનગૃહની વચ્ચેનું બારણું ઉઘાડુંજ રહેવા દીધું. શયનગૃહમાં મહારાજા અભયસિંહ આ વેળાએ સ્વસ્થાંતઃકરણથી પલંગપર પોઢેલા હતા. સમાંતર અને મંદ–એવો તેમનો શ્વાસોચ્છવાસ ચાલી રહેલો હતો. આ વેળાએ તેમનું સ્મિતવદન સ્પષ્ટરીતે દૃષ્ટિગોચર થતું હતું. એવાજ સ્મિત વદનથી તેઓ પોતાની પ્રિયતમા પ્રત્યે હમેશાં નિહાળતા હતા. નિદ્રાવશ થયેલા પોતાના સ્વામિની એવી મુખમુદ્રા નિહાળી તે તરૂણ રાણીના મનના પાપ–અવગુંઠિત વિચારો જરા ઢીલા પડ્યા. પ્રાણનાથનું સ્મિતવદન નિહાળતાં વાર તેના વિચારો એકદમ ફેરવાયાં; પણ અફસોસ, તે ફેરફાર કેવળ ક્ષણિક ! " આ મારાં કારસ્થાનો તેઓના જાણવામાં આવે, તો તેમને કેટલું બધું દુઃખઉપજે ? " એવું તે પોતાના પતિનું સ્મિતવદન નિહાળી મનમાંજ બોલી. તુરતજ રાધાને ત્યાં બેસાડી શયનગૃહમાં ગઇ. પ્રેમપાશબદ્ધ થયેલા વૃદ્ધ મહારાજા અભયસિંહ હજી બીજા સો વર્ષ જીવે, અને તેટલી મુદતમાં રોજ રોજ તેઓને કોઈ રાણી ચંપાબાઇના સંબંધમાં અનેક દુષ્ટ હકીકત કહે, તો પણ તેના તે લાવણ્ય, તેના તે મંદ હાસ્ય અને તેની તે અંતઃકરણનું આકર્ષણ કરનારી અલૌકિક લીલા વડે તેઓ કેવળ ઘેલા બની ગયેલા હોવાથી તેઓને તે હકીકત કદી પણ ખરી લાગે ? કદી નહીં. ખચિત પોતાની ભાર્યા વિષે ગમે તે, ગમે તેવી ખરાબ વાર્તા કહે અને તેને પોતાને ગમે તેટલો તેના ઉપર તિરસ્કાર ઉપજે, તો પણ એકવાર તે ગજગામિનીને મંદહાસ્યયુકત તેમણે નિહાળી–એ-

ટલે તેમનું તે તિરસ્કારથી ઉદ્વિગ્ન બનેલું મન લાગલુંજ શાંત! રાણી ચંપાબાઇ કને કેવી આ વશીકરણ વિદ્યા!!

શયનગૃહમાંથી રાણી ચંપાબાઇ પોતાના વસ્ત્રપરિધાનગૃહમાં ગઇ. ત્યાં તે દીવાના મંદ પ્રકાશમાં રાધાએ આપેલા કુમાર શિવસિંહજીના પત્રપર વિચાર કરતી અહીંથી તહીં ફરવા લાગી. નાનાવિધ વિચારોથી લુબ્ધ થયેલા મનને સ્થિર કરવા માટે ત્યાં તેને એવી રીતે પુષ્કળવાર કરવું પડયું. અમુક એક વિચાર મનમાં આવતાંવાર તેને અનુસરતા ઉદ્ગારો પણ હોઠના ફડફડાટ સાથે તેના મ્હોંમાંથી નિકળી પડતા હતા. "તે એમ કર્યા વિના કદી રહેવાનો નથી. તેને ઘેલાઓની ઑસ્પીતાલમાં પૂર્યા વિના તે તેની બૂરી ખટપટ બંધ કરનાર નથી; પણ—" રાણી ચંપાબાઇથી એ વાકય પૂરૂં કરી શકાયું નહીં; કારણ કે એ પ્રકારના વિચારથી અત્યારે તેનું મન એટલું તો લુબ્ધ બની રહ્યું હતું કે તેનું શરીર પરસેવાથી રેબઝેબ બની ગયું, તેનો ચેહેરો એકદમ ઉતરી ગયો, તેની છાતીમાં મોટો ધાસ્કો પડયો, તેના હાથ પગ થંડા થઈ રહ્યા, અને તે અહીંથી તહીં ફરવું બંધ કરી લાગલીજ "ઓય મા!" એટલું બોલી લમણે હાથ મૂકીને નિચે બેઠી. થોડોક વખત એવી ભ્રમિષ્ટ સ્થિતિમાં ગુજાર્યા કેડે તે પુનઃ ઉભી થઈ. પગમાં સ્ટોકિંગ ચઢાવી બૂટ પહેર્યા અને શરીર ઉપર શાલ લપેટી તે જેવી રાધા કને આવવા લાગી, તેવાજ ઘડિયાળમાં બાર ટકોરા થયા. "હજી પુષ્કળ વખત છે. મનની મુરાદ પાર પાડી શકાશે." રાધા કને જઇને તે જેવી ઉભી રહે છે, તેવીજ રાધા અચરતીથી બોલી ઉઠી,—"બાઇ સાહેબ, શું અત્યારે આપ બહાર જવાનો—એટલે મારી સાથે આવવાનો વિચાર રાખો છો?" રાણી ચંપાબાઇએ રાધા તરફ કરડી નજરે નિહાળીને કહ્યું,—"તારા ધણીને તેનો લેણિયાત તગાદો કરી મુંજવી મારે છે, એ લેણિયાત તમારા બારણામાં ત્રાગુ કરવા બેઠો છે, અને તેવે સમયે હું તમોને—એટલે તારા ધણીને પૈસાની મદદ કરવા જાઉં તેમાં મને શી હિણપત છે? મારૂં કોણ નામ લેનાર છે? હું બેધડક અત્યારે ગુપચૂપ તારી સાથે આવીને ઝડપથી અહીં પાછી આવીશ. મારા સરખી શ્રીમંત સ્ત્રીએ પોતાના આશ્રિત જનને મદદ આપવી એ તેનું ખરૂં કર્તવ્ય છે." "પણ અત્યારે બાર વાગ્યા છે, બાઈ સાહેબ!" "ગમે તેટલા વાગ્યા, તે માટે તારે ચિંતાતુર થવાનું

પ્રયોજન નથી. તું કંઇ વાહન લાવી છે ?" "ઘોડાનો એકો લાવેલી છું, અને તે દરબારગઢની બહાર ઉભો રખાવ્યો છે." "તું હમણાજ જા અને બહાર બાગની પશ્ચિમ દિશાએ એકાને લઇ જઈ ત્યાં મારી રાહ જો. હું પાએક કલાકની અંદર આવી પહોંચ્યું છું." ત્યાર પછી રાધાએ વગર બોલ્યે ત્યાંથી રૂખસદ લીધી. રાણી ચંપાબાઈ શહનગૃહમાં પોતાના પ્રાણુનાથ કને ગઇ. તેઓ તો ઘોર નિદ્રાને આધિન થયેલા હતા. રાણીએ તેમને એકાદ બેવાર ધિમે અવાજે બોલાવી જોયા, પરંતુ તેમના તરફથી કશો પણ ઉત્તર નહીં મળવાથી "ભાવતું હતું ને વૈદ્યે કહ્યું" એ કહેવત મુજબ તેના હૃદયનો હર્ષ તેનું મુખડું જણાવી આપવા લાગ્યું ! તે હાથમાં દીવો લઇને દાદરો ઉતરવા લાગી. તેણે એક પછી એક—અનેક બારણાઓ સ્વહસ્તે ઉઘાડયાં. તે છેક નિચે આવી. વાચનગૃહમાં પ્રવેશ કરીને તેણે હાથમાંનો દીવો ત્યાંની એક ટેબલપર મૂકયો. આ વેળાએ દરવાજાપરની "ખડી ચોકી" માંથી તે ગુપ્તપણે જઈ શકે તેવું નહીં હોવાને લીધે બાગમાં પડતી વાચનગૃહની બારીમાંથી ભૂસ્કો મારીને પલાયન કરી જવાનો તેણે ઠરાવ કર્યો ! હળુજ બારી ઉઘાડી, પુનઃ તે બંધ કરી, ત્યાંથી ભૂસ્કો મારીને બાગમાં આવી અને ત્યાંથી કોટની રાંગે રાંગે પશ્ચિમ દિશા તરફ જયાં રાધાએ એકો ઉભો રાખ્યો હતો, ત્યાં જવાનો તે વિચાર કરવા લાગી. બાગમાં આવતાંવાર તેનાં સર્વાંગે ધ્રુજ છૂટી, તેના આખે શરીરે ઘામ વળ્યો, અને તેના પગ લથડિયાં લેવા લાગ્યા. તેનાથી એક ડગલું પણ આગળ ભરાયુ નહીં. જલદી જવા માટે તે બહુજ આતુર બની રહી હતી; પણ તેના પગ તેના કહ્યામાં રહ્યા નહીં. તે ઉપરા ઉપર કપાળ પરનો પરશેવો લુંછવા લાગી. તે અત્યારે કેવળ ભયભિત બની રહી. તેના મનમાં આવ્યું,—"અરે મને આ શું થયું ! મને કેવા ભયંકર તર્કો અત્યારે ઉપજવા લાગ્યા છે ! હાય હાય, જાણે હું અત્યારે નહાસી જવા માટેજ આ દરબારગઢ તજી દેતી હોઉં, એમ મને લાગે છે ! જાણે એકવાર અહીંથી ગયા પછી ફરીને અહીં નહીં આવવાના ઇરાદાથીજ હું અત્યારે ચાલી નિકળી હોઉં. એમ મને લાગે છે ! ખચિત કુમાર શિવસિંહજીના કહેવા પ્રમાણે નહાસી જાઉં તો ઠીક; કારણ કે પછીથી એ રાજ્યના સપાટામાં તે ન સપડાવવું પડે ! તે–તો–તે, મોહનલાલ વ્યાસ, હવે તેનો અને મારો શો સંબંધ ? મૂઓ

હવે તો તેનુ નામ પણ જલદી યાદ આવતું નથી. એમ કેમ થાય છે વારૂ? મોહનલાલ વ્યાસ જેમ નહાસી ગયો હતો, તેમ હું પણ—નહીં-કદી નહીં, હું કોઈ જગોએ નહાસી જાઊં શું? અને નહાસી—શું? પણ નહાસીને જવું કયાં? મને એમ ગુપ્ત પણે રાખી શકે એવું માયાનું હવે મારે કોણ છે? સઘળું ખરૂં; પણ કદાચ તેમ છતાં ગમે ત્યાં નહાસી જાઊં તો પેટને માટે ઉદ્યમ શો? શું પેટમાં બીલ્લામાં ભરૂં? જો સઘળાં ઘરેણાંગાંઠાં લઇને નહાસી જાઉં તો તે પણ શી રીતે છાનું રહી શકે? ગમે ત્યાં વેચવા ગયાં કે તુરત ચોરી પકડાઇ ગયા વિના રહેજ નહીં! ત્યારે બીજો ઇલાજ શો? તેઓની પેટીમાંથી રૂપિયા આદિ રોકડ લઇ જાઉં તો તે કેટલો વખત ચાલે! શું તેટલો અવેજ મારા મરણ પર્યંત પહોંચવાનો હતો? અને ન પહોંચે એટલે પૂર્વની પેઠે ભિખારીનીજ દશા!! અરેરે, એવી સ્થિતિ મારે નહીં જોઇએ! પ્રભુ. મને તેનાથી બચાવો!" તેનો તે પ્રકારનો વિચાર લાગલોજ બદલાયો. તેના મનમાં એકાએક કોઇ બીજો વિચાર આવવાથી તેની મુખમુદ્રાપર દૃઢ નિશ્ચયનાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. તે એકદમ સચેત બનીને બોલી ઉઠી,—"નહીં, નહીં; કદી પણ એમ બનવાનું નથી. કુમાર શિવસિંહજી, તારી વર્ત્તણુકથી અને અત્યારના તારા પત્રથી મને આગ લાગી છે! સજ ત્યારે હવે તું પણ શસ્ત્રો! ઉતર હવે લડાઇના મેદાનમાં! આપણ બન્ને પૈકી એકનો ભોગ લેવાયા વિના હવે છૂટકો થનાર નથી. હવે તો "મારવું કાં મરવું," એજ નિશ્ચય!" તે ઝડપથી ડગલાં ભરીને રાધા તરફ જવા લાગી. આશરે પાંચેક મિનિટમાં રાધાએ જોડીને તૈયાર રખાવેલા એકા નજીક તે જઇ પહોંચી. "ગાડીવાનને સમજાવવામાં આવેલો છે. બિરાજો એકામાં." "પણ સપાટાબંધ એકો ચલાવવો જોઇએ. મારે ત્યાં જઇને ત્રણ વાગતે પાછું આવવું છે." "કંઇ ચિંતા નહીં તેમ થશે." એકામાં રાણી અને રાધા જેવાં બેઠાં કે તુરત તે પૂરપાટ દોડાવવામાં આવ્યો "રાધા, આજ મને બિલકુલ ચેન પડતું નથી. રજ્જા કાળદાસીઆનો પત્ર વાંચ્યા પછી મારા તન—મનમાં એક સરખી આગ લાગી છે! મને કશી ગમ પડતી નથી. તેણે શું કરવું ધાર્યું છે, તે મારા સમજવામાં આવતું નથી." "તેનાથી શું થવાનું છે? ખાલી શા માટે આપ ચિન્તાતુર બનો

છો ? " " ઝખ મારે છે મૂઓ ! પણ મને ચિંતા એટલીજ થાય છે કે તારા ભોળા ધણીએ તો ધબડકો નહીં વાળ્યો હોય ? " " રામ રામ કરો; એમ બનેજ નહીં." " વારૂ, પણ રાધા, કુમાર શિવસિંહજી ત્યાં એકલોજ આવેલો છે ? " " ના; તે અનંતરાય વકીલને સાથે લઇને આવેલા છે." " તેઓ અત્યારે તો ઘોંટાઇ ગયા હશે ખરૂં ?" "હા; હું તેઓને બિછાના બિછાવી આપીનેજ ગોપુર આવી હતી." એ વિગેરે બીજી પણ કેટલીક વાતચિત્ત થતાં થતાં રસ્તો પસાર થઈ ચૂકયો. આશ્રમ-સ્થાન નજીક જઇ પહોંચતાંવાર,—"હજી બારણું ઉઘાડું છે, અંદર દીવો બળે છે અને તે ઉપરથી લાગેછે કે હજી ભાયો જાગે છે." " હા, બાઇ સાહેબ, તેવુંજ જણાય છે." એકો ઉભો રહ્યો, એટલે રાણી ચંપાબાઇ અને રાધા નિચે ઉતર્યાં. રાધાએ અગાઉથી દો'ડતાં જઇને પોતાના ધણીને "બામા સાહેબ પધાર્યાં " ના ખબર આપ્યા કે તુરત આશ્ચર્યચકિત બનીને,—"શું એ ખરૂં કહે છે ?" એમ ભાયા ખવાસે પ્રશ્ન કર્યો. રાધાનું "હા" કહેવું અને રાણી ચંપાબાઇનું ત્યાં આવવું એકજ વખતે થવાથી, જેમ નાટકની રંગભૂમિપર એકાદું ચપળ પાત્રજન સમયોચિત્ત શબ્દો-ચ્ચારણ થતાંવાર પડદામાંથી બહાર આવે છે, તેમ આ વેળાએ પણ થયું ! " હા; તમારા લેણિયાતનો ચૂકાદો કરવા માટે—તમોને દુઃખમાંથી છોડવવા માટે હું આવી છું." રાણી ચંપાબાઇને,-" મોટી મેહેરબાની કરી." એમ ભાયાએ કહ્યું. "તારે કેટલું દેવું છે? તારો લેણિયાત અત્યારે કયાં છે ?" "મારે તેનું દોઢસો રૂપિયાનું દેવું છે અને તે લેણિયાત જુઓ આ અહીં સૂતો છે." રાણી ચંપાબાઇએ પોતાના "જાકિટ" ના ખિસ્સામાંથી એક રેશમી કોથળી કહાડીને તેમાંથી સો રૂપિયાની એક નોટ તથા પચાસ રૂપિયા રોકડા ભાયાના હાથમાં આપ્યા. "જલદી તેને ઉઠાડ અને ચૂકતે હિસાબે તારૂં દેવું વાળીને-તેના હાથની પહોંચ લઇને હમણાંજ હું ગોપુર જવા માગું છું." રાણી ચંપાબાઇને બેસવા માટે પરસાળમાં એક ખુરશી લાવી આપી, અને ત્યાર બાદ પોતાના લેણિયાતને ઉઠાડી, તેને રૂપિયા આ-પવાની તથા તેની કનેથી પહોંચ લખાવી લેવાની ભાંજગડમાં ભાયો તથા તેની ભાર્યા પડયાં. આશરે પંદરેક મિનિટ થઇ નહીં એટલામાં રાધાએ બહાર આવીને લખાવી લીધેલી પહોંચ રાણી ચંપાબાઇ આગળ રજુ કરી.

તેણે તે પોતાના ખિસ્સામાં મૂકયા પછી રાધાએ તેને કહ્યું,—"બાઇ સાહેબ, શું આપ, આટલી અપરાત્રીએ ગોપુર એકલાં જશો ? એકલાં હું જવાજ કેમ દઉં ! એકાને બીજો ઘોડો જોડાવવાનું કહ્યું છે, એટલે ઝડપથી આપને ગોપુર પહોંચાડી પરોઢિયામાં હું અહીં ખુશીથી પાછી આવી શકીશ." "હા બાઈ, જો તુ સાથે આવે તો વધારે સારૂં." એકો જોડાવી લાવીને રાધાએ,—"બાઇસાહેબ ત્યારે હવે તૈયાર થાઓ," એમ કહ્યું. રાણી ચંપાબાઇ તરફથી તેને કશો ઉત્તર મળ્યો નહીં. તે ઉંડા વિચારમાં ઉતરી ગયેલી તેના જોવામાં આવી. આથી રાધા આશ્ચર્યચકિત બનીને પોતાની આશ્રયદાત્રી તરફ એક સરખી નિહાળી રહી. એટલામાં બે વાગ્યાનો અવાજ શ્રવણ થતાંવાર રાણી એકદમ ચોંકીને થરથર ધ્રુજવા લાગી. "મને બાઇ અત્યારે કંઇ થાય છે. મારો જીવ ચગડોળે ચઢયો છે. મારૂં મસ્તક બહુજ તપી ગયું છે. હું હમણાંજ બેશુદ્ધ થઇ જઇશ એમ મને લાગે છે. માટે મને હમણાં માથાપર છીપવા થોડું થડું પાણી મળે તો ઠીક." "માળ ઉપર મારી સૂવાની ઓરડીમાં પાણીની ગાગર ભરેલી છે. તેમાંથી લાવું પ્યાલો ભરીને ?" રાધાને જતી અટકાવીને રાણી ચંપાબાઇએ કહ્યું—"નહીં બાઇ, નહીં; હું જાતેજ જાઉંછું. હું મારા માથાપર આખી ગાગર રેડીશ ત્યારેજ મને ચેન પડશે. મારે આખે શરીરે એ મૂવાનો પત્ર વાંચ્યા પછી આગ લાગીછે, અને માથું તો હાય હાય સળગી ઉઠયું છે ! કુમાર શિવસિંહજી અને વકીલ અનંતરાય કયાં સૂતા છે વારૂ ?" એવો વિસંગત પ્રશ્ન સાંભળતાંવાર રાધાને અતિ આશ્ચર્ય ઉપજ્યું. તેણે જવાબ આપ્યો,—"માળપરની નંબર ત્રણની ઓરડીમાં—એટલે મારી ઓરડીની જોડની ઓરડીમાંજ તેઓ બન્ને પોઢેલા છે." "તારા હાથમાંનો તે દિવો મને આપ. હુંજ તારી ઓરડીમાં જઈ માથાપર પાણી છીપીને પાછી આવુંછું. તું અહીંજ ઉભી રહે. તારા ધણીનું મ્હોં દુર્ગંધ મારે છે, રખાએ દારૂ પિધેલો છે, અને એવા છાકટાનો ભરોંસો શો ? કદાચ મને ઉપર ગયેલી જાણીને તે મારી પાછળ આવશે; માટે સાવચેત રહેજયે. સંભાળ. અહીંથી આડી અવળી જઇશ નહીં." એટલું બોલીને રાણી ચંપાબાઇ રાધાના હાથમાંથી દીવો લઇ દાદર ચઢીને માળપર ગઇ. માળપરની ઓરડીઓના નંબર નિહાળતી નિહાળતી નંબર ત્રણની ઓરડીના બારણા પાસે જઈને તે ઉભી રહી. એ ઓરડીના બાર-

ણાં બંધ હતાં. કોઇ પ્રકારની ગડબડ અંદર હોય—તેવું કશું જણાતું ન હોતું. બારણા નજીક જઇને ઉભી રહી કે તુરત તેનું શરીર થરથરવા લાગ્યું. હાથમાંનો દીવો નીચે પડે છે કે શું, એવી તેની સ્થિતિ થઇ પડી. તે બારણાંની સાંકળ તેણે હાથમાં લીધી કે તુરત તેનો હાથ પણ ધ્રુજવા લાગ્યો. તેના ધૈર્યનો કેવળ નાશ થયો. તેના મ્હોંમાંનું અમિ સૂકાઇ ગયું. તેના સર્વાંગે ધામ વળ્યો ! તેની છાતી જોરથી ધડકવા લાગી. આમ છતાં તેણે હજુજ બારણાને ઉપરથી સાંકળ વાસી દીધી ! સણી ચંપાબાઇએ રંગ રાખ્યો ! રંગ રાખીને તે લાગલીજ ઝડપથી જોડની—રાધાની ઓરડીમાં દાખલ થઈ ગઈ. ત્યાં તેણે પોતાના કૃષ્ણવર્ણના સુવાસિક વાળ છૂટા કરી, પછીથી ગાગર હાથમાં લઇને તેમાંનું પુષ્કળ પાણી મસ્તક ઉપર રેડયું. તેમ કર્યા પછી તે કેવળ નિસ્તેજ બનીને આસપાસ નિહાળવા લાગી. રાધાની ઓરડીમાં વિશેષ સામાન નહોતો. ઓરડીના બારણાં આડે રાખવાના એક "મદરાસી"ના કપડાનો પડદો હતો. એક ગાદી—મેલીદાટ ઓછાડ વિનાની પાથરેલી હતી. એ ગાદીની નજીક એક ફાટેલું "બ્લંકેટ" પડેલું હતું. ખીંટી ઉપર બે ત્રણ સાડીઓ અને એકાદ બે ચોળીઓ લટકતી જોવામાં આવતી હતી. ત્યાંજ એક ખુણામાં એક લાકડાની પેટી, એક "ગ્યાસલેટ"થી અર્ધા કરતાં પણ ઓછો ભરેલો ડબ્બો, અને કેટલાંક માટીનાં વાસણો પડેલાં જણાતાં હતાં. ભીંતપર અર્ધો પારો ઉખડી ગયેલો—એવો એક આરસો જોવામાં આવતો હતો. એક પેટી ઉપર બે ત્રણ ફાટેલાં પુસ્તકો પડેલાં હતાં. બાયા ખવાસનો એક ફેંટો, અને બે સુરવાળ પણ ગાદીને ઓશિકે મૂકેલાં જણાતાં હતાં. રાધાની સાડીઓ અને ચોળી તથા બાયાની સુરવાળો, ફેંટો અને બ્લંકેટ વગેરે લુગડાંઓ રાણી ચંપાબાઇએ ગાદી ઉપર એકઠાં કર્યા, અને પછી તેના ઉપર ગ્યાસલેટનો ડબ્બો ઉંધો વાળ્યો ! ત્યાર પછી તે આરસામાં પોતાનું મ્હોં નિહાળી અંબોડો બાંધી નિચે ઉતરવાને સજ થઇ રહી. બીજે મૂકવાની તેને જગ્યા મળી નહીં, કે પછી પોતાનો હેતુ પાર પાડવા માટે તેણે તે ગાદી ઉપરના ગ્યાસલેટથી ભીંજાયલા કપડાં ઉપરજ બળતો દીવો મૂક્યો !—દીવાની જ્યોતીનો તે કપડા સાથે જલદીથી સ્પર્શ થઈ શકે તેવી વ્યવસ્થા કરી તે ઝડપથી નિચે આવી. રાધા ત્યાં તેની માર્ગપ્રતિક્ષા કરતી ઉભી હતી. રાણી

ચંપાબાઇના હાથમાં દીવો નહીં હોવાથી રાધાના મનને બહુજ વિલક્ષણ લાગ્યું. " બાઇસાહેબ, દીવો ક્યાં છે ? ઉપર વિસરી આવ્યાં કે શું ?" શાન્તપણે રાણી ચંપાબાઇએ ઉત્તર આપ્યો,—"દીવો હું નિચે લાવતી હતી; પરંતુ પવનથી તે ઓલવાઇ ગયો, તેથી—કોડિયું ત્યાંજ મુકીને આવી." "ક્યાં, મારી ઓરડીની અંદર કોડિયું મૂક્યું ? બારણું બરોબર બંધ કર્યું છે કે કરી આવું ? " " અરે બાઈ શા માટે ઘેલા સરખા પ્રશ્નો પૂછીને કંટાળો ઉપજાવે છે ? હું સઘળું ચોકસ કરીને આવેલીછું. મારો જીવ હાલકહોલ થયો છે. ક્યારનાએ બે વાગી ગયા ! ચાલ બેસ જલદી એકામાં. " રાણી ચંપાબાઈ રાધાને ખેંચીને એકા તરફ લઇ ચાલી અને એકામાં બેઠા પછી તે ઘણોજ ઝડપથી ચલાવવાની સુચના આપવા સાથે ઈનામ આપવાનું પણ તેણે ગાડીવાનને જણાવ્યું. એકો ઘણાજ વેગથી ચલાવવામાં આવ્યો. આશરે અર્ધા કલાકમાં અઢી ગાઉનો પંથ કાપી નાંખ્યો.

રાણી ચંપાબાઇ સરખી "નવે નિદ્ધ ને અષ્ટમા સિદ્ધ"ની અનુકૂળતાવાળી—સુખસમૃદ્ધિવડે અનેક પ્રકારના કોડ પરિપૂર્ણ કરવાવાળી, અને અતિ નાજુક પ્રકૃતિવાળી સ્ત્રીએ આવી ઘેર અંધારી રાત્રીએ ગુપ્તપણે જવું, એ ખરેખર મહા ધૈર્યનું કામ ! કોઇ જાણી જોઇને આંખમાં આંગળી નાંખવા આવે તો પણ સૂજે નહીં, એવું અંધારૂં ! પવનનો—સુસવાટ પણ કાંઇ ઓછો નહોતો. રસ્તો કાપતાં કાપતાં એકો ગોપુરની સીમ નજીક આવી પહોંચ્યો. ગોપુર માત્ર હવે ત્રણ માઈલજ છેટે રહ્યું. માર્ગમાં આવેલી વાવના હવાડામાંથી ઘોડાને પાણી પાવા માટે એકો ઉભો રાખવામાં આવ્યો અને તેટલામાં રાધાની દ્રષ્ટિ નવાગઢ તરફ પડતાંવાર તે મોટેથી પોકારી ઉઠી,—"જુઓ, જુઓ; બાઈસાહેબ આગ લાગી ! અરેરે આગ લાગી ! જુઓ તો ખરાં આગ લાગી ! " રાણી ચંપાબાઇએ તેના બોલવા તરફ દુર્લક્ષ દાખવ્યા સરખું જણાયાથી રાધાએ તેની સાડીનો છેડો પકડીને પુનઃ કહ્યું,—"જુઓ તો ખરાં બાઈ, આગ લાગી ! " રાણી ચંપાબાઇએ સાડીનો છેડો એકદમ ઝુંટાવીને કહ્યું,— " વારૂ, પણ તેનું હવે શું છે? આગ લાગી, એતો જણાય છે: પણ તું હવે શું કહેવા માગેછે ? " " બાઈ સાહેબ, હું કાંઇ મશ્કરી કરતી નથી. ખચિત એ આગ લાગી છે ! " " હા, મને પણ લાગે છે કે એ આગ લાગીછે. નવાગઢની સીમમાં ખડકી રાખેલી કોઇની ગંજીમાં કોઇએ લા·

લબાઇ મુકી હશે, તેમાં આપણે શું ? ચાલ એકામાં બેસીએ. ઘણી રાત્ર ગઈ છે. ત્યાં આગ લાગી છે, તો તેનું આપણને શું ?" "હા, બાઇ સાહેબ, આગ લાગી,—સીમમાં કે ગામમાં લાગી હોય એમ લાગતું નથી; આગ તો પેલી બાજુએ જણાય છે. જુઓ જુઓ, હવે તો મોટી મોટી જ્વાળા નિકળવા લાગી. અરેરે, મારા આશ્રમસ્થાનમાંજ એ આગ લાગી હોય એમ મને લાગે છે !" રાણી ચંપાબાઇએ રાધાના તે બોલવા પર કશો ઉત્તર આપ્યો નહીં. "આશ્રમસ્થાનમાંજ એ આગ લાગી" એ શબ્દો શ્રવણ કરતાંવાર રાણી ચંપાબાઈનું શરીર કંપવા લાગ્યું. હા, રાત્રીનો તે સમય, જોસભેર ફુંકાતો થંડો પવન, તેથી કદાચિત્ ટહાડ વાયાથી તે ધ્રુજવા લાગી હોય, તો એ પણ શું બનવા જોગ નથી ? રાણી ચંપાબાઇના સબંધમાં જેટલું ન બને, તેટલું થોડુંજ ! ! રાધા મોટેથી રડતાં સ્વરે બોલી,—"ગમે તે કહો; પણ જરૂર મારા આશ્રમસ્થાનમાંજ આગ લાગી છે ! તેનેજ ! હા, તેનેજ આગ લાગી છે ! તમે દીવા વગર નિચે ઉતર્યાં ત્યારેજ મારા મનમાં આગ વિષે ભ્રાન્તિ ઉપજી હતી, અને ત્યારથીજ મારૂં મન ચમત્કારિક બની રહ્યું હતું ! અરે, તે આશ્રમસ્થાન બળીને ખાખ થઈ જાય તો તેની ચિંતા નથી; પણ હાય હાય ! તેમાં માણસો છે ! ! સત્યાનાશ વાળ્યું મારી બાઈ ! સઘળાંઓ બળીને ખાખ થઇ જશે હો હમણા ! અધૂરામાં પૂરૂં તેઓએ વળી આજે મદ્યપાન કરેલું છે ! હવે તેઓ મને જીવતા દૃષ્ટિએ પડશે ? મારૂં નસિબ ફૂટ્યું ! મારા સુખનો સૂર્ય અસ્ત પામ્યો ! હાય હાય દાટ વળ્યો ! અહો, પણ માળ ઉપરની ઓરડીમાં કુમાર શિવસિંહજી અને અનંતરાય વકીલ સુતેલા હતા ! હવે–હાય હાય !" એટલું બોલીને રાધા હિબકાં ભરવા લાગી. "બાઈ અરે મારી બાઇ ! ગજબ ગુજર્યો ! મારૂં ઘર બૂડ્યું ! પ્રસંગ બહુજ ભયંકર !" રાણી ચંપાબાઇએ જરા કરડાકીમાં કહ્યું,— "શું, ભયંકર શું ?" "મારા મનનો વિચાર, બીજું શું બાઇ ?" રાધાને રાણી ચંપાબાઇએ ક્રોધથી કહ્યું,—"શું કહેછે રંડા ! કર્કશા, રાંડ નકટી, આ તું શું બકે છે !" રાધા બંને હાથ જોડી નિચે બેસીને રડતી રડતી બોલી,—"અરે પ્રભુ ! મારો અપરાધ હોય, તો ક્ષમા કર. ( રાણી ચંપાબાઇ તરફ વળીને ) મારી બાઇ, તુંજ આજ રાત્રે તારી

ખુશીથી મારી સાથે અમારે ત્યાં આવી ખરૂં? કુમાર શિવસિંહજી સાથે તારે દુશ્મનાઈ અને મેં ના કહ્યા છતાં તું વેર વાળવા આવી ખરૂં? "તેના પત્રથી મને આગ લાગી છે" એમ તેંજ કહ્યું હતું ખરૂં? તારો એવો મેં શો અપરાધ કર્યો હતો, કહે જોઉં? શા માટે મારા ગરીબનું ઘર—અરે એકલું ઘર ફુંકી બાળ્યું હોત, તો મને આટલો શોક થાત નહીં, પણ મારા વહાલા ભરથારને અને બીજાં મનુષ્યોને તેં સળગાવી માર્યાં! અરે મહામાયા! ઓ પિશાચણી! તેં મારૂં ગળું કાપ્યું! મને નિરાધાર–જીંદગી સુધીની ઓશિયાળી–હાયહાય કેવળ ભિખારી બનાવી મૂકી! મારો ઘરસંસાર પૂરો કર્યો! મારૂં નખોદ કહાડી નાંખ્યું! એવો મેં તારો શો અપરાધ કર્યો હતો? અવદશા, તું આટલી કેમ નિર્દય થઇ? ઓઝારી, હત્યારી, પૂર્વ જન્મની મારી વેરણ, લાલબાઈ મૂકતા તું કેમ ન ફાટી પડી! તારૂં પણ હવે તેવુંજ થશે! યાદ રાખ કે પાપ કાંઇ કોઇથી જીરવાતું નથી! અનાથનો બેલી ઈશ્વર છે! રંડા, તેં મારૂં ખેદાન મેદાન કરી નાખ્યું! તારૂં પણ તેવુંજ થશે! પ્રભુ તને રીબાવી રીબાવીને મારશે! તને રોમ રોમ કીડા પડશે! તું કમોતે–અંતર્યાળ મરીશ! તું નર્કમાં સબ્બાં કરીશ!!" "રંડા, તને પણ હું શું કહું?" રાણી ચંપાબાઇએ અતિ ક્રોધયુક્ત બનીને કઠોર સ્વરે કહ્યું,–"દુષ્ટા તું કેવળ ઘેલી બની ગઈ છે, તેથીજ આવો તેં બકબકાટ આદર્યો છે, ખરૂં? તને ચિતભ્રમ વાયુ થયું છે, તેથીજ ગમે તેવી તેં અત્યારે લવરી કરવા માંડી છે ખરૂં! ઉઠ રંડા ચાલતી થા અહીંથી! બિહકણ રાંડ! ઉઠ, અહીંથી ચાલતી થા! દીસતી રહે તારૂં કાળું કર! લુણહરામી, મને માલુમ છે કે તું તારા ધણીની કેટલી કાળજી રાખનારી છે! મોટી પતિવ્રતા નહોતી જોઇ! અવલચંડી, રાંડ પાછી પરગજુ! પારકાઓની પણ પીડા! જાણે પોતેજ અત્યારે આગમાં બળીને તરફડી મરતી ન હોય! તારે શું એટલું બધું એ શિવસિંહનું! તે આગમાં બળી મરે તો તારે સ્નાન કરવું પડે એમ છે કે! અનંતરાય શું તારો બાપ થાય છે? આટલી બધી મ્હોંવાળીને રડે છે, પણ રાંડ કાંગલી, કાલુડી–તારા ઢોંગથી હું કાંઇ હવે છેતરાઉં તેમ નથી! એ આશ્રમસ્થાનનેજ આગ લાગી છે, એમ તું શા ઉપરથી કહેછે? તે ગામમાં કોઇ જગોએ, કિંવા વગડામાં કોઇ જગોએ આગ લાગી હશે.

તેમાં આટલું કલ્પાંત શાનું કરેછે? મુંગી મુંગી ચાલતી થા રાંડ અહીંથી ! જા તારા ધણીનો, શિવસિંહનો અને અનંતરાયનો જીવ બચાવ ! જા, જા, જા, ચાલતી થા અહીંથી ! તારા આશ્રમમાંની દોલત હોય તો ત્યાં જઇને બહાર કહાડ ! જા તારા સંસારનું ખેદાનમેદાન થતું અટકાવ ! જા તારાં બળી મરતાં વહાલાંઓને બચાવ ! જા, ઉઠ, કર્કશા ! જાય છે, કે લાત મારૂં ? મને હવે તારી કશી જરૂર નથી. મારે હવે તારો ખપ નથી. ચાલતી થા અહીંથી ! " રાધા રડતી રડતી બોલી,–" બાઇસાહેબ, ક્ષમા કરો. આતો પેટે બળતાં ગામ બાળવા જેવો ઘાટ બન્યો ! ભલે, આપને મેં જે કહ્યું તે કદાચ ખોટું ઠરે અને ભલે અમારા આશ્રમસ્થાનમાં આગ લાગી નથી, એ સાચું પડે ! તમારા મ્હોંમાં સાકર ! પણ કહોને મેં આપનો એવડો શો અપરાધ કર્યો હતો કે–" રાધાને બોલતી અટકાવી રાણી ચંપાબાઇએ ડોળા ઘુરકાવીને કહ્યું,–" ચૂપ રહે. વધારે બોલી છે, તો તારી વાત તેં જાણી ! ચાલતી થા અહીંથી ! ડાહીમાની દિકરી આવી છે રાંડ વેવલી ! મને તારી હવે કશી ગરજ નથી. ચાલ નિકળ અહીંથી. " " બાઇ, " ગરજ સરી ને વૈદ્ય વેરી ! " એ ખરૂંજ છે ! હવે તને મારી શી ગરજ હોય ! " રાણી ચંપાબાઇએ રાધાને એક મોટો હડસેલો માર્યો ! ગાડીવાન વચ્ચમાં ન પડયો હોતતો ત્યાં તે બન્ને તરૂણીઓ વચ્ચે જોયા જેવો મામલો મચત ! રાણી ચંપાબાઈ ગાડીવાનને કંઈ કાનમાં કહીને એકામાં બેઠી કે તુરત ગોપુર તરફ તેણે ઘોડો મારી મૂકયો. રાધા રડતી રડતી તે અંધારી રાત્રીએ પોતાના આશ્રમસ્થાન તરફ લાગેલી આગના ભડકા નિહાળતી ઝડપથી ચાલવા લાગી. પાછું વાળી નિહાળે તો ગગન પર્યંત પહોંચેલી અગ્નિજ્વાળા અને આગળ નિહાળે તો પ્રસરેલું ઘોર તિમિર, એવી સ્થિતિમાં ગોપુરાધિશની પટરાણી પોતાના પ્રિયપતિને દઢાલિંગન દેવા માટે પોણાચાર કલાકમાં નવાગઢ જઇને પાછી આવી ! એકાને તેણે દરબારગઢની પશ્ચિમ દિશા તરફ ઉભો રખાવ્યો અને પોતે નિચે ઉતરી, ગાડીવાનને સારૂં ઈનામ આપી, કોટની રાંગે રાંગે બાગમાં પ્રવેશ કર્યો. બાગમાંથી હજુજ વાચનગૃહની બારી ઉઘાડીને તે અંદર દાખલ થઈ. ત્યાંજ તેણે બુટસ્ટાકિંગ ઉતાર્યાં અને પછી.ત્યાંથી ટેબલપરથી બળતો દીવો હાથમાં લઇને તે માળ ઉપરના પો-

તાના શયનગૃહમાં જવાના ઇરાદાથી દાદર ઉપર ચડવા લાગી. નિર્વિઘ્ને તેણે શયનગૃહમાં પ્રવેશ કર્યો. " પ્રાણનાથ, પ્રાણનાથ, આપ જાગો છો ? " મહારાજા અભયસિંહને એવા બે ત્રણ સાદ કર્યા પછી,–" કહે જોઉં શું છે! કેમ જાગી ? આશરે એક દોઢ વાગતે તને મેં બોલાવી હતી, પણ તેં જવાબ આપ્યો નહીં, તેથી હું સમજ્યો કે પેલા ઓરડામાંજ વાંચતા વાંચતાં તું નિદ્રાધિન થઇ પડી હોઇશ! " " હા, નાથ, તેમજ થયું હતું !" એટલું બોલી રાણી. ચંપાબાઈ પોતાના સ્વામિને દૃઢાલિંગન આપી પોઢી ગઈ! પોઢી ગઈ એટલે ! શું તેને પડેલા થાક પરિશ્રમને લીધે સ્વસ્થ–સુખકારક નિદ્રા આવી ? ના, ના; એમ બનેજ કેમ ? તેતો પલંગમાં પડી પડી શત્રુવટ વળ્યા વિષેની કલ્પના કરીને હર્ષઘેલચ્છા કહાડવા લાગી ! " છૂટી હવે રજાના ત્રાસથી ! રડયો અત્યારેતો કયારનોએ બળીને ખાખ થઇ ગયો હશે ! હવે મારૂં કોણ નામ લેનાર છે ? હવે આ દુનિઆમાં મારા કોઈ પણ શત્રુનું ઠીંટ રહેવા પામ્યું નથી ! ધન્ય છે મારી હિંમતને ! કોની મગદૂર છે કે આવું મહત્વનું કાર્ય પોતાના હિતને અર્થે કરી શકે ! સો પુરૂષને પૂરી પડે, એવી વિધિએ માત્ર મને એકનેજ નિર્માણ કરી છે ! ! રાંડ રાધા કદાચ દાઝે બળતી બોપાળું ખુલ્લું કરી દેશે ! તે રંડાને પ્રથમ ઠુંકી કરી નાંખવી જોઇએ; પણ હાય હાય, હવે તેમ કરવાનો વખત કયાં રહ્યો છે ? પ્રભાતમાં તો સર્વત્ર હાહાકાર વરતાશે. એને ત્યાં જવા દેવી જોઇતી નહોતી. અરે જીવ, શામાટે ચિંતા કરેછે ? હું અપરાત્રીએ નવાગઢ ગઇ હતી, તે શું કોઇના માનવામાં આવે તેવું છે ? પ્રથમ તો એ વાત શ્રવણ કરતાંવાર મારા સ્વામિજ રાધા પ્રત્યે ફિટકારનો વરસાદ વરસાવશે. હવે હું કેવળ નિર્ભય બનીછું ! હવે મારો કોઇનાથી વાળ પણ વાંકો થઇ શકનાર નથી ! પ્રભુ તેં આજે મારે માટે સુવર્ણનો સૂર્ય ઉગાડયો ! !" પરોઢિયાના સાડાપાંચ વાગતે રાણી ચંપાબાઇને માંડમાંડ નિદ્રા આવી. પ્રભાત થયું. સાડાપાંચના છ, છના સાત, અને સાતના આઠ વાગ્યા; પણ રાણી ચંપાબાઇની નિદ્રા પૂરી થઇ નહીં. મહારાજા અભયસિંહ તથા કુંવરી સુજાણબા વાચનગૃહમાં રાણીની ચહા માટે રાહ જોતાં બેઠાં હતાં. શયનગૃહમાં બે તેડાં ગયા પછી આંખો ચોળતાં ચોળતાં રાણીશ્રી, વાચનગૃહના બારણામાં ડોકિયું કરી, "મુખમાર્જન આદિ પ્રાત વિધિ કરીને આવું છું." એટલું કહીને બારોબાર "સ્નાનગૃહ" માં પધાર્યા. પાએક

કલાક પછી તેઓ જ્યારે પાછાં પધાર્યા, ત્યારે મહારાજા અભસિંહ અને કુંવરી સુજાણબા ચહાનો પ્યાલો મ્હોંડે માંડી શક્યાં ! આતેં રાણી ચંપાબાઇનો આટલો બધો તાપ કે તેનો આટલો બધો માનમર્તબો ! ! તરૂણ અને સુંદર સ્ત્રીનું પછી રંકના કે રાજાના ઘરમાં—જ્યાં ત્યાં આવુંજ માન હોય ! તે ત્રણે જણાંઓએ અરધો અરધો પ્યાલો ચહાનો પીધો હશે, તેવામાં કુંવરી સુજાણબાની દાસીએ ત્યાં પ્રવેશ કરી કહ્યું,—"નામદાર મહારાજાને તેડવા માટે નવાગઢથી સ્વાર આવ્યો છે. સામત ખુમાણે કેહેવરાવ્યું છે કે ગઇ રાત્રીએ ભયંકર આગ લાગવાથી ભાયા ખવાસનું આશ્રમસ્થાન બળીને ખાખ થઇ ગયું છે અને જણાવવામાં આવે છે કે તેમાં કુમાર શિવસિંહજી તથા ગોપુરના મુંબઇ ખાતેના એજંટ અનંતરાય વકીલ ઉતર્યા હતા !" આ હૃદયભેદક-દુઃખદાયક વર્તમાન શ્રવણ કરતાં વાર કુંવરી સુજાણબાના હાથમાંથી એકદમ ચહાનો પ્યાલો ભોંયપર પડી ગયો ! તે પણ લાગલીજ મુર્છાખાઈ એકદમ ધરણીપર ઢળી પડી ! તેની સારવાર કરવાનું પોતાની ભાર્યાને ફરમાવી મહારાજા અભયસિંહ પોશાક પહેરીને લાગલાજ નવાગઢ તરફ રવાના થયા. કુંવરી સુજાણબાની સ્થિતિ અતિ વિલક્ષણ થઇ પડી. ત્રણ કલાકના અવધિમાં તે પાંચવાર બેશુદ્ધ થઈ પડી. રાણી ચંપાબાઈના હૃદયમાં શોક હોવાનાં ચિન્હો તેની મુખ મુદ્રાપર બિલકુલ જોવામાં આવ્યાં નહીં ! જે બનાવે કુંવરી સુજાણબાને શોકાગ્નિથી મરણોન્મુખ બનાવી દીધી, તેજ બનાવે રાણી ચંપાબાઇને નિર્ધાસ્ત અને આનંદી કરી મૂકી ! કેવો ચમત્કારિક એ બનાવ ! ! પાછલા પ્રહરના સાડાચાર વાગતે મહારાજા અભયસિંહે નવાગઢથી ગોપુર આવીને દરબારગઢમાં કાળું કલ્પાંત કરી મૂક્યું, અને એ ઉપરથી સર્વ કોઇ સમજી ગયું કે કુમાર શિવસિંહજી વગેરેનો ભાયાના આશ્રમસ્થાનમાં લાગેલી આગે ભોગ લીધો ! !

---

# પ્રકરણ અઠાવીશમું.

## "જેને રામ રાખે, તેને કોણ ચાખે ?"

"ગમે તેમ દુષ્ટો બુરી જાળ નાંખે;
ભલા રામ રાખે તહીં કોણ ચાખે !"

(દુર્લભ.)

"આજે બરોબર એક અઠવાડિયું પૂરું થયું. મારો વેરી બળીને ખાખ થઈ ગયો ! હવે હું નિર્ભય–કેવળ નિર્ભય થઇ. આ એક અઠવાડિયામાં મારે શરીરે પંદર શેર લોહી ચઢયું ! એમનો ભાણેજ ઉપર કેટલો બધો પ્રેમ ! તેના મૃત્યુથી તેઓના શોકનો પાર રહ્યો નહીં; પણ એ પ્રેમ અને શોક વિસારે પડતાં વખત શો ? સુજાણબાને કારી જખમ થયો. એ રૂઝાવો માત્ર મુશ્કેલ ! છોકરી કદાચ જીવની જશે ! તેમાં મારે શું ? બી જાતું ગમે તે થાય; પણ હું તો ત્રાસમાંથી છૂટી !" રાણી ચંપાબાઇ પોતાના શયનગૃહમાં એકલી કોચપર પડી પડી એવા પ્રકારનો વિચાર કરીને ગાલમાં હસવા લાગી. બપોરના બાર વાગ્યાનો એ વખત હતો. દાદરાપર કોઇ ચઢતું હોય, એમ લાગવાથી રાણી ચંપાબાઇએ તે તરફ દૃષ્ટિ કરી. એટલામાં કુંવરી સુજાણબાએ ત્યાં પ્રવેશ કર્યો. "માજી, અત્યારની મારી આવી કુશળવૃત્તિ નિહાળી આપ કદાચ આશ્ચર્ય પામશો ! આશ્ચર્ય પમાડવા માટેજ પ્રથમ હું આપની પાસે આવી ! કુમાર શિવસિંહજી—પ્રભુ એમને દિર્ઘાયુ—" "હેં, હેં, હેં ! કોણે કહ્યું !" "કહેશે કોણ ? મારો પ્રભુ કહે છે—મારો મનોદેવતા કહે છે—મારૂં સુભાગ્ય કહે છે ! અને જેણે રાધાના આશ્રમસ્થાનમાં આગ લગાડી હતી, તેજ હવે આગમાં બળી મરશે !" "કોણે આગ લગાડી હતી ? તું આ શું બકે છે ? સનેપાત તો નથી થયો ?" "ચિત્તભ્રમનું બીજું નામ સનેપાત ! બુદ્ધિભ્રષ્ટનું બીજું નામ સનેપાત ! અને હા, સનેપાત, સનેપાતજ તમને લાગુ થયો છે !" એટલું બોલીને કુંવરી સુજાણબા સડસડાટ ચાલી ગઇ. "હું દુષ્ટાના દુઃખનો હજી અંત આવ્યો હોય, એમ જણાતું નથી !"

એક મોટા નિશ્વાસ સાથે એટલા ઉદ્દ્ગારો કહાડી રાણી ચંપાબાઇ ઉંડા વિચારમાં ઉતરી પડી. "એ શું જીવતો રહ્યો હશે? પ્રચંડ આગમાંથી શું તે બચ્યો હશે? ત્રીજા નંબરની કોટડીમાં તે અને અનંતરાય સૂતા છે, એવું શું રંડા રાધાએ મને જુઠુંજ જણાવ્યું હશે? જો જીવતો રહ્યો હોય તો બીજે દહાડે મહારાજાને કેમ તેનો પત્તો લાગ્યો નહીં? કદાચ તે તેના વકીલમિત્રની સાથે પલાયણ પણ કરી ગયો હોય! દુષ્ટ દૈવ, મારા દૈવતનો પણ હવે અંત આવ્યો! "રામ રાખે તેને કોણ ચાખે!" એ કહેવત શું ખરી ઠરી? મારૂં દૈવ અનુકૂળ નથી. શત્રુનો પ્રત્યેક વખતે જય થાય છે. હું શિક્ષાને લાયક છું—એવી સૂચના વેરીનો થતો વિજય જ આપે છે! પરાણે જીવવા સરખી મારી સ્થિતિ થઈ પડી છે! સાહસ કર્યું. રાધા સરખી વિશ્વાસુ દાસી પણ ગુમાવી! હવે કદી પણ તે મારી થવાની છે?" દાસીએ હાક મારવાથી રાણી ચંપાબાઇના એક સરખા ચાલી રહેલા મનોવ્યાપારમાં વ્યત્યય આવ્યું. "જા, બાઈ જા. અત્યારે અંબોડો વાળવાનો નથી. મારૂં માથું દુઃખે છે. હું સૂઇને ઉઠું ત્યારે વાત. સુમારે ચાર વાગતે આવજયે; પણ બાઈ—" "શો હુકમ છે?" રાણી ચંપાબાઇએ કશો ઉત્તર આપ્યો નહીં. શ્રીમંતોના ઘરમાં—વિશેષે કરીને રાજ—મહારાજાના રણુવાસમાં બાઇ સાહેબની ગુપ્ત વાર્તા જાણુવાને તેની દાસી વિશેષ હકદાર હોયછે. પતિ રીસાયા તેની પંચાત દાસી કને. રાત્રીએ શોકને ત્યાં પોઢવા ગયા, એ વાત પણ દાસી સાથે. અંગ વસ્ત્ર રાખ્યું અને તેથી પોતે અળખામણી થઇ-તેનું નિરાકરણ પણ દાસીથીજ થવાની આશા. સ્વામિને વશ કરવાના ચાતુર્યની વાર્તા પણ દાસી સાથે. રણુવાસમાં દાસી સાથેજ રાણીઓનો સઘળો વ્યવહાર! સ્વામિ સાથે કેવા પ્રકારનો કેટલો વ્યવહાર રાખવો, તેનો નિશ્ચય પણ દાસીની અનુમતિથીજ થઇ શકે. વળી બાઈ સાહેબે પોતાના પતિ સાથે હસવું કયારે, રડવું કયારે, વિનોદ કરવો કયારે, ગંભિરતા ધારણ કરવી કયારે, એ સર્વ શિક્ષણ કાંતો તેને દાસીથીજ મળ્યું હોય, અને તેમ નહીં તો તે બાઈ સાહેબની તે વિદ્યાથી દાસી પૂર્ણપણે માહિતગાર હોય! સારાંશ રાજા મહારાજાના રણુવાસમાં—અંતરગૃહમાં દાસી એ એક મુખ્ય ચાલક પાત્ર થઇ પડેલી હોય છે! દાસી વિના બાઈ સાહેબનો સર્વ વ્યવહાર બંધ!

હતી; પણ રાણી ચંપાબાઈએ તેની હાલની દાસી સાથે તો "કામ જેટ-લોજ વ્યવહાર" રાખ્યો હતો. "પણ બાઇ—" એટલું બોલીને તે અચાનક તે અટકીજ! "જા, બાઇ, અત્યારે કશું કામ નથી." દાસીને તેણે ઉભે પગેજ પાછી વાળી અને ત્યાર પછી પોતે વસ્ત્રપરિધાનગૃહમાં જઇને સર્વ બારણાંઓ બંધ કર્યાં. એક કબાટ ઉઘાડી તેમાંથી એક સુંદર, નાજુક પેટી કહાડીને તેણે ટેબલ ઉપર મૂકી. પેટી ઉઘાડતાં વાર તેમાંની પંદર વીશ "સ્ટાપર્ડ" બાટલીઓ દેખાવા લાગી. એ બાટલીઓમાં "રેડ લવ્હેન્ડર," "ક્લોરોફાર્મ," "ક્લોરોડાઇન," "ઇથર," 'સાલવ્હોલેટાઇલ," એવાં નામની કેટલીક દવાઓ ભરેલી જણાતી હતી, એ સર્વ બાટલીઓ પૈકી જેમાં કાળા રંગનો અર્ક હતો, તે બાટલી હાથમાં લઇને તે વિચાર કરવા લાગી. એ બાટલી ઉપર "અફીણનો અર્ક–વિષ" એવી અંગ્રેજીમાં છાપેલી ચીઠી ચોંટાડેલી હતી. તેણે તે બાટલી બૂચ ઉઘાડી નાકે અરાડી—સુંઘી જોઇ, અને ભયભિત બનીને લાગલીજ તે પેટીમાં પાછી મૂકી દીધી! "જો હું આ–જો હું આ–" એમ તે બેવાર બોલી. "પણ પ્રથમ થોડી નિદ્રા." એટલું બોલી, ઔષધની પેટી જેમની તેમ ટેબલ ઉપરજ રહેવા દઈ, તે લાગલીજ ઉઠી. જમણા હાથ તરફની બારી ઉઘાડીને તે રસ્તા તરફ નિહાળવા લાગી. "આજનો દિવસ બહુજ લાંબો થઈ પડયો છે. કશું ગમતું નથી મને લાગે છે કે શિવસિંહજી જીવતો હોવાના વર્તમાન સાંભળવાથીજ સુજાણબા નિરોગી બનીને મારી કને આવી હશે; પણ મેંજ આગ લગાડી હતી, એવું એણે શી રીતે જાણ્યું? જાણતી ન હોયતો મર્મનાં વચનો બોલી મને બાળવાનું સામર્થ્ય તેનામાં શી રીતે આવી શકે?" એવાજ વિચારમાં ત્યાં ઉભાં રહેવામાં તેણે પુષ્કળ વખત ગુજાર્યો. આ-ખરે કંટાળી–થાકીને તે કોચ ઉપર પડી, નિદ્રાની આરાધના કરવા લાગી. દુઃખ અને શોકની પરિહારક જે નિદ્રા, તે કુમાર શિવસિંહજીની સહાયક–એ-ટલે રાણી ચંપાબાઈની વેરણ થઇ પડી હતી. "ગમે તેમ કરીને નિદ્રા, લેવી જોઇએ. તેમ કર્યા શિવાય મારા જીવને ચેન પડનાર નથી." તેણે ઉઠીને ઔષધની પેટીમાંથી પેલી બાટલીકહાડીને–તેમાંથી કાળા અર્કના બે ત્રણ ટીપાં લીધાં અને થોડીજ વારમાં તે નિદ્રાધિન થઈ પડી.

કેટલોક વખત ગયા પછી એકદમ જાગૃત બનીને તે જુએ છે તો

ચાર વાગવામાં પંદરમિનિટ બાકી. ઉઠતાં વાર તેણે પરસેવાથી ભીજાયલું મ્હોં સાફ કર્યું. " અરેરે આ શું ? કેવું સ્વપ્ન ! પરસેવાથી આખી ચોળી પલળી ગઈ ! " એમ બોલીને તેણે આળસ કહાડવા અંગ મરડયું. " કુંમાર શિવસિંહજીએ તેને અપરાધી ઠરાવી અને તે જીંદગી પર્યંતના કાળા મ-હની શિક્ષા પામી. " એવું તેને સ્વપ્ન આવ્યું હતું ! કેટલોક વખત મુઝારાના ભયંકર રોગની પીડામાં તેણે પસાર કર્યો અને ત્યાર પછી દાસીએ આવી તેના વાળ ઓળ્યા. વરસાદની આવતી ફરફર બંધ થઇ. આકાશ કેવળ સ્વચ્છ બની રહ્યું. દિનરાજ પશ્ચિમ તરફ ચમકવા લાગ્યો. પોતાની પ્રિયાને મળવા માટે સૌમ્ય રૂપ ધારણ કરી અતિ ઉત્સુકતાથી દિનકર જતો જણાયો. આ વખતે ( સાયંકાળે ) રાણી ચંપાબાઈ પણ પોતાના પ્રાણપતિને મળવાની ઉત્સુકતાથી બણીઠણીને નિચે વાચનગૃહમાં આવી. મહારાજા અભયસિંહ ત્યાં નહોતા. તેઓ બહાર ફરવા પધાર્યા હતા. કુંવરી સુજાણબા ટેબલપરનાં ન્યુસપેપરો ઉથલાવતી બેઠી હતી. તેની નજીક જઇને રાણી ચંપાબાઇએ કહ્યું,–"બેહેન, કુમાર શિવસિંહજીનું શું થયું ? " " આગ લાગ્યા પછી શોધ ન લાગ્યો, ત્યારે તમે શું ધાર્યું હતું ? " કુંવરી સુજાણબાના પ્રશ્નનો સીધો જવાબ નહીં આપતાં રાણી ચંપાબાઈ બોલી,– "એકદમ તમે આરોગ્ય શાથી થયાં ? કુમાર શિવસિંહજીના પ્રત્યક્ષ દર્શન વિના કિંવા ખાત્રી ભરેલા કુશળ વર્ત્તમાન મળ્યા વિના એમ બનેજ કેમ ?" " હું આરોગ્ય બની છું એ તો ચોકસ; પણ આપ મારી આરોગ્યતાનું કારણ જાણવાને આટલાં બધાં આતુર કેમ બની ગયાં છો ? જાણી જોઇને રોગી કે દુઃખી બનવાની ઉત્કંઠા તો મેં તમારામાંજ જોઇ ! " "બાઈ, બધું ડહાપણ તજીને જલદીથી કહો કે કુમાર શિવસિંહજી શું એ ભયંકર આગમાંથી બચી ગયા છે ? " " જેને રામ રાખે, તેને કોણ ચાખે ? " " ત્યારે તેઓ હાલ કયાં છે ? " " જુઓ તમારી પાછળ ઉભા ! " રાણી ચંપાબાઇએ ચોંકીને પાછળ નિહાળ્યું કે તુરત એકદમ તે થરથર ધ્રુજવા લાગી. કુમાર શિવસિંહજી તરફ જોવાને તેનાં ચક્ષુઓએ કહ્યું કર્યું નહીં. તેનો ચેહેરો કાળો શાહી સરખો બની ગયો. તેનાથી ત્યાં ઉભા રહીશકાયું નહીં. તેને ઝાંઝવાં વળ્યાં. તે લથડિયાં ખાવા લાગી, તે ત્યાંજ એકદમ નિચે બેસી ગઇ ! તેનાં સર્વાંગે ધામ વાળ્યો. ફકત એક ક્ષણમાંજ તેની એવી વિલ-

ક્ષણુ—અતિ ભયંકર સ્થિતિ થઈ પડી! "મામી સાહેબ, કેમ છે? રાધાના આશ્રમસ્થાનમાં આગ લાગતાં પેહેલાં મધ્ય રાત્રીએ આપજ ત્યાં પધાર્યાં હતાં ખરૂં? મામી, આવી રીતે કેમ અહીં નિચે બેસી ગયાં! ચાલો ઉઠો. તમારો પ્રયત્ન નિષ્ફળ થયો. શોધી કહાડો વળી બીજી કોઇ યુક્તિ! શત્રુને સંહારવો એ—રજપૂતાણીને કાંઈ ભારે નથી. તમે રજપૂતાણી નથી, પણ રજપૂતના આણેલાં—રાણી થઇ પડ્યાં છો. રાજવંશીના રણવાસમાં સર્વોપરી, બની ગયેલાં છો. તમારામાં પણ રજપૂતાણી સરખા ગુણો કેમ ન આવે? તે દહાડે તો તમે હદ કરી નાંખી! સર્વ સામર્થ્યજ ખરચી નાખ્યું!! હવે તમોને તેવા પ્રકારનો શ્રમ કરવાની તસ્દી લેવી પડશે નહીં! ઘણી ખુશીથી હું હવે તમોને મુક્ત કરવા માગું છું." કુમાર શિવસિંહજીએ એટલું કહી રાણી ચંપાબાઇને બાવડું પકડી ઉભી કરી. વાચનગૃહની જોડની "ડ્રોઇંગરૂમ" માં તે તેને લઇ ચાલ્યો. રાણી ચંપાબાઈ ગુપચૂપ ન્હાના બાળકપેરે તેની સાથે ગઇ. કુંવરી સુજાણબા અંદર ગઈ નહીં, પણ "ડ્રોઇગરૂમ"ના બારણામાં બેઠી, તે ઉપરથી આપણે અનુમાન કરી શકીએ કે કુમાર શિવસિંહજી સાથે થયેલા સંકેત પ્રમાણે કદાચ તે ત્યાં ચોકી રાખવા પણ બેઠી હોય!

તે કૈકયા ત્યાં એક કોચ ઉપર બેઠી. કુમાર શિવસિંહજી ડાબો હાથ કમરપર મૂકી, જમણો હાથ ટેબલપર ટેકાવી તેની સામે ઉભો રહ્યો. "અત્યારે તમારે મારૂં સાંભળવુંજ પડશે. મારા પ્રશ્નનો ઉત્તર આપવોજ પડશે, સમજ્યાં મામી સાહેબ?" કુમાર શિવસિંહજીને રાણી ચંપાબાઇ તરફથી કશો જવાબ મળ્યો નહીં. આ વેળાએ રાણી ચંપાબાઇનું મન દુઃખથી કેવળ ક્ષુબ્ધ બની ગયું હતું. તેણે મોટો નિશ્વાસ નાંખી હીબકાં ભરી રડવાની શરૂઆત કરી. "સુંદરબાઇ ઉર્ફે ચંપાબાઈ, અઠવાડિયાં પેહેલાં રાધાના આશ્રમસ્થાનમાં આગ લાગી હતી, તે તમે જાણો છો? એ આશ્રમસ્થાનમાં તેજ રાત્રીએ હું અને અનંતરાય સુતેલા હતા, તે તમારા જાણવામાં છે?" "ના, હું કશું જાણુતી નહોતી. જ્યારે તમારા મામાને ખબર મળ્યા ત્યારેજ મેં જાણ્યું કે ત્યાં આગ લાગી અને ત્યાં તમે પણ હતા." "પ્રભુની કૃપાથી હું અને અનંતરાય બચી ગયા. પ્રસંગ આવ્યે હતો પણ કાળ ખૂટયો નહોતો! રાધાએ નંબર ત્રણની ઓરડીમાં અમા-

રાં બિછાનાં પાથર્યાં હતાં; પરંતુ અમે બંને મિત્રો તેના એક સેવિકાના પ્રત્યેની તેમની હિલચાલ તપાસવાના હેતુથી નિચેની એક કોટડીમાંજ ગુપચુપ ભરાઈ બેઠા હતા ! પ્રથમ અમે નંબર ત્રણની ઓરડીમાં સુતા હતા; પણ રાધા તમારી કને આવવા માટે આશ્રમસ્થાન છોડી ગઈ, ત્યારે અમોએ નિચેની કોટડીમાં અડિંગા લગાવ્યા !" એ સાંભળતાંવાર રાણી ચંપાબાઇએ ઉભડક બેસીને પોતાનું મસ્તક બે પગ વચ્ચે ઝુકાવ્યું. "એ આશ્રમસ્થાન ફુંકી બાળવાની કોણે ખટપટ કરી તે કહું કે, બાઈ સાહેબ ?" એ પ્રશ્નનો રાણી તરફથી કશો ઉત્તર મળ્યો નહીં. "કહું કે બાઇ સાહેબ ?" ફરી પૂછયા છતાં જવાબ નહીં મળવાથી કુમાર શિવસિંહજીએ મોટેથી પોકારીને કહ્યું,—"અહો, ચંપાબાઈ, તમેજ એ આગ લગાડી હતી ? તમેજ ત્યાં મધ્યરાત્રીએ આવ્યાં હતાં ! મને, અનંતરાયને અને ભાયા ખવાસને બાળી મૂકવાના હેતુથીજ તમે આગ લગાડી હતી ! અમારા જીવ લેવાથી તમોને કોઈ અલભ્ય લાભ મળવાનો હતો ખરૂં ? તમારા ઉપર દયા કરવાનો વખત તમારા દુષ્ટ કૃત્યથી વધારેને વધારે દૂર જવા માંડયો છે ! તમારા વિષે દયા હવે કદી પણ મારા હૃદયમાં ઉપજનાર નથી. હા, એટલું ખરૂં કે તમારાં બુરાં કૃત્યને અંગે કોઇ અન્યની આબરૂ જતી હશે; તો તેનું હું રક્ષણ કરીશ; પણ તમે—તમે તો ગરદન મારવા જોગ છો ! કોઈ બીજાના સમક્ષ અપરાધ કબુલ કરવાની તમારી ઇચ્છા હોય તો તેમ કરો; પરંતુ તમારાં દુષ્ટ કૃત્યનું પ્રતિબિંબ જેનાપર પડેલું છે અને જેને પૂર્ણ ગ્રહણ લાગનાર છે, વાસ્તવિક જોતાં તમે જેના કીર્તિચંદ્રને રાહુ સમાન થઇ પડયાં છો, તે ગૃહસ્થને અહીં બોલાવવાની મને ફરજ પાડશો નહીં !" પોતાના મામા વિષે વિચાર ઉપજવાથી કુમાર શિવસિંહજીને બહુજ માઠું લાગ્યું, તેનાં નેત્રમાંથી ઉષ્ણ આંસુડાં ટપકવા માંડયાં. તેને અતિશય દુઃખ ઉપજ્યું. તે સંતાપથી બોલ્યો,—"તે આગમાં કોઇના જીવને ધોકો પહોંચ્યો નહીં, એ પ્રભુની મહાન કૃપા સમજવી. બાઈસાહેબ, મારા મનને અતિ ત્રાસ ઉપજવાથી મને અને મારા મિત્ર અનંતરાયને આજ લાંબી મુદત થયાં બિલકુલ નિદ્રા આવતી નથી. તે દહાડે પણ અમે જાગૃતજ હતા. આગ લાગેલી પ્રથમ અમારાજ જાણવામાં આવી. મેં અને અનંતરાયે મહા મહેનત કરીને સર્વેના જીવ

બચાવ્યા. અનંતરાયે ભાયા ખવાસને અગ્નિમાંથી મહા મુસીબતે બહાર કહાડયો. ગરીબ બિચારો! તેનું અર્ધું અંગ બળી ગયું છે. આવે પ્રસંગે તેને મદદ કરવાના હેતુથી તથા "અમારો નાશ થયો છે." એવું તમારા દિલમાં ઠસાવવા અને તમોને કેટલોક કાળ ગર્વાનંદમાં રાખવાના હેતુથીજ હું અને અનંતરાય ભાયા તથા રાધા સહિત નવાગઢમાં અમારા એક સ્નેહિની તાત્કાળિક મદદથી અત્યાર સુધી ગુપ્ત રહી શકયાં. સમાચાર મળ્યા કે મારા મૃત્યુની વાર્ત્તા શ્રવણ કરી ત્યારથી કુંવરી સુજાણબા મરણોન્મુખ થઈ પડી છે! આથી પ્રકટ થવાની મને ફરજ પડી. કુંવરી સુજાણબાને વાસ્તેજ ગુપ્ત રહેવાનો નિશ્ચય અમારે ફેરવવો પડયો. આજે પરોઢિયામાં અનંતરાયને ભાયા તથા રાધા સાથે ભાવનગર રવાના કરી હું અત્રે આવ્યો. તે દહાડે ઘોર અંધારી રાત્રીએ આવીને જેણે આગ લગાડી હતી, તેનાથી અમે અંજાણ્યા રહ્યા નથી. રાધાએ તથા ભાયાએ અમોને કેટલીક જાણવાજોગ વિશેષ હકીકત પણ કહેલી છે. હજી પણ તેમના દ્વારા તમારી કેટલી ગુપ્ત વાર્તા બહાર આવશે તે કાંઈ અત્યારે કહી શકાતું નથી! પરંતુ એવા પ્રકારની ભાંજગડમાં પડવા મારી ઇચ્છા નથી. મોહનલાલ વ્યાસનો નાશ કરવામાં જેનો સંબંધ છે, તે મનુષ્યને શોધી કહાડવાના મેં સોગન લીધા છે, અને તેથી તેના શોધને અનુસરતી તજવીજ મારે કરવી જોઇએ. હવે હું ખુલ્લી રીતે કહુંછું કે મોહનલાલ અદૃષ્ય થવામાં તમારૂં મુખ્ય અંગછે! પ્રથમ મને અતિ આશ્ચર્ય ઉપજ્યું હતું કે તમારા સરખી સુંદર અને નાજુક સ્ત્રીને હાથે એવું ભયંકર કૃત્ય શી રીતે બની શકે? પણ હવે મારી ખાત્રી થઇ ચૂકી કે એવા હજારો દુષ્ટ કૃત્યો કરવાની નાજુક સ્ત્રીઓ સક્તિ ધરાવે છે! તે દહાડે તમે આશ્રમસ્થાન બાળી મૂક્યું, તો કહો જોઈં, એ કરતાં મોટો અપરાધ કરવાનો હવે કયો રહ્યો? આજથી તમોને "માનવી સ્ત્રી" તરીકે ઓળખવાં વ્યાજબી નથી. ખરેખર તમે કોઈ "રાક્ષસી માયાનાં" છો! હવે અહીં રહીને આ દરબારગઢ ભ્રષ્ટ કરવો એ તમારે માટે મહા પાપછે! તમે આટલા દહાડા વૃથા પ્રેમ બતાવીને તથા સ્ત્રી કાપટયથી પ્રેમપાશમાં નાંખીને જે નિર્મળ અંતઃકરણના પુરૂષને ફસાવ્યો છે, તેને તમે જાણો છો, તમારી ખરી સ્થિતિ શી છે, તે જણાવ્યા વિના હવે તમારો છૂટકો થાય તેમ નથી. પછી તમારા ઉપર દયા કરવી કિંવા ન કરવી,

એ કામ અમારૂં છે. તમારૂં ખરૂં સ્વરૂપ બતાવવા માટે જે જે શાક્ષી પૂરાવાની જરૂર છે, તે તે રજુ કરવા હું પણ તૈયાર છું, અને તે કર્યા પછી તમે તમારો અપરાધ કદાચ નહીં કબુલ કરો, તોપણ તમે અપરાધી ઠરી ચૂકશો, સમજ્યાં ?" રાણી ચંપાબાઈ એકદમ ઉઠીને કુમાર શિવસિંહજીની સામે કાષ્ટવત્ દૃઢ નિશ્ચયથી ઉભી રહી. આંખમાં આંસુ આણી, મ્હોંપર લાલી ચઢાવી તે બોલી,—"શી હરકત છે ! હમણાજ બોલાવી લાવો તેમને. તમારે મારૂં વૃતાન્ત શા માટે કહેવું જોઇએ ? હું જાતેજ તે કહેવાને તૈયાર છું. તેમાં મને શો ભય છે ? તમારા તરફથી મને કેટલો ત્રાસ પડયો છે, તે એક ઈશ્વરનેજ માલુમ ! પણ ખરેખર ઈશ્વરે તમનેજ જય આપ્યો ! જય મેળવીને મોટો મીર માર્યો ખરૂં શિવસિંહજી ? તમે તમારા શાંત અને ધિમા સ્વભાવનો બહુ સારો ઉપયોગ કર્યો ખરૂં શિવસિંહજી ? એક ઘેલી થયેલી સ્ત્રીને જીતવામાં—અબલાપર જય મેળવવામાં તમે મોટી બહાદુરી કરેલી કહેવાશે ખરૂં શિવસિંહજી ? તેમ કરવામાં તમારા હાથમાં શું આવ્યું ? સ્ત્રી જાતિ અને વળી ઘેલી, તેને જીતવામાં મહત્વ શું !" "શું ઘેલી ! મારા જેવા સત્તરને જે ઘેલા બનાવે, તે અત્યારે પોતેજ પોતાને ઘેલી કહે છે !" "હા, ઘેલી. નક્કી ઘેલી શિવસિંહજી, મેં તેનો વિશ્વાસઘાત કર્યો અને મેં તેને ક્રૂરપણે ઠાર માર્યો, એમ તમે કહોછો ખરૂં ? જો એમ કહેતા હો તો તે કેવળ જુઠું છે. મને રઝળતી મૂકીને તે ચાલ્યો ગયો, ત્યારે મારૂં માથું ફરી ગયું હતું. હું કેવળ ઘેલી બની ગઇ હતી અને તેથી મેં અપરાધ કર્યો. ઘેલચ્છામાં મારા હાથથી જે કૃત્યો થયેલાં છે, તેને માટે હું અપરાધી નથી." "તમે મોહનલાલ વ્યાસનાંજ પત્નિ સુંદરબાઈ, એ અત્યારે તમારા મ્હોંમાંથીજ સિદ્ધ થયું ! હવે કહો જોઉં, ગોપુરમાં મોહનલાલનો તમેજ નાશ કર્યો છે કે તે અહીંથી પોતાની મેળેજ જતો રહેલો છે ?" રાણી ચંપાબાઇએ અતિ આવેશથી કહ્યું,—"મેંજ નાશ કરેલો છે ! બોલો હવે શું કહોછો ? મેંજ તેનો નાશ કરેલો છે ! જે દહાડે તે મોહનલાલ વ્યાસ ગુમ થયો, તેજ દહાડે તે દરબારગઢમાં આવ્યો હતો. મેં રાધા તથા ભાયાની મદદથી તેનો નાશ કર્યો હતો ! પાતાળ કુવા નજીક તે ગયો, એટલે ત્યાં ભાયાને લઈ આવવાની રાધાને સૂચના આપી થોડીવારે હું પણ ત્યાં ગઇ ! કુમાર શિવસિંહજી

તમે કહોછો કે તેના શોધને માટે આ દરબારગઢને પાયામાંથી ખોદી નાખીશ અને દરબારગઢમાંનાં તમામ વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાંખીશ, તો હવે તમારે એટલું બધું કરવાની જરૂર નથી. હું ખુલ્લી રીતે બેધડક કહુંછું કે ક્યારનુંએ એ મોહનલાલ વ્યાસનું પ્રેત પાતાળ કુવામા શડી ગયું હશે!" એ સાંભળી કુમાર શિવસિંહજીની મુખમુદ્રા એકદમ મ્લાન બની ગઇ. તેને બહુ માઠું લાગ્યું. તે અતિ દુઃખી અંતઃકરણથી બોલ્યો,-"અરેરે! શિવ!•શિવ!" કુમાર શિવસિંહજીએ સખેદાશ્ચર્યથી રાણી ચંપાબાઇ તરફ નિહાળી પુનઃ કહ્યું,-અરેરે, જેના શોધને માટે આટલો બધો શ્રમ લીધો, તેજ મારા મિત્રની મૃત્યુ વાર્તા શ્રવણ કરવાનું મારા નસિબમાં આવ્યું! અરેરે, મારા આટલા બધા શ્રમનું આવું દુઃખદાયક પરિણામ! કેવો આ પ્રસંગ! સર્વ વ્યર્થ થયું! વૃથા ખટપટ ને સર્વ વૃથા! શિવ! શિવ!!" રાણી ચંપાબાઇ બોલી,—" તમારી પાસે અપરાધ કબુલ કરવામાં મને કશો પણ ભય ઉપજતો નથી; કારણ કે સરકારી ન્યાયની કોર્ટમાં મારો ગુન્હો સાબિત કરી મને ફાંસી આપવાનું તમારાથી બની શકે તેમ નથી. હું સારી રીતે સમજુંછું કે તેમ કરવાથી તમારા મામાની આબરૂને ધોક્કો પહોંચે તેમ છે અને તે કાર્ય તમે ત્રિકાળે પણ કરી શકનાર નથી." "મામી, જાઓ, હવે તમે સુખેથી મહાલો! તમોને હવે હું કશું પણ કહેતો નથી. હું હવે તમારી સાથે કશું પણ બોલવા માગતો નથી. થઇ રહ્યું. પતી રહ્યું મેં આટલી ખટપટ મિથ્યા કરી. તમારાં અધમ કર્મનો બદલો તમને ઇશ્વરજ આપશે!" રાણી ચંપાબાઇ "ડ્રોઈંગરૂમ" તજી દેવા લાગી. કુમાર શિવસિંહજીએ કહ્યું,—" તમે હવે મારા તરફનો કોઇપણ પ્રકારનો ભય રાખશો નહીં. આ વાર્ત્તા મારા મામા સાહેબને જણાવવામાં અર્થ નથી. મોહનલાલ જીવતો હોત તો અમારો શ્રમ સફળ થાત, પણ જે અર્થે તે બાપડો મૃત્યુ પામ્યો છે, તે અર્થે હવે તમારો પિછો લેવામાં સાર નથી. હવેથી એવા અપરાધો કરતાં જરા વિચાર રાખજ્યો. વિશેષ શું કહું!" "બહુ સારૂં!" રાણી ચંપાબાઇ ત્યાંથી ચાલતી થઇ. " અરેરે, આટલા દિવસનો શ્રમ વ્યર્થ ગયો. શ્રમના પરિણામે મોહનલાલની મૃત્યુ વાર્ત્તા શ્રવણ કરવી પડી! 'તુંજ પ્રાણ ને તુંજ વિશ્રામ" એમ જે સ્ત્રી જેને સમજતી હતી, તેજ સ્ત્રીએ કપટથી તેનો

ઘાત કરવો જોઇએ ? હર હર ! નહીં જોઇએ આ સંસાર અને આ માયા ! પાતાળ કુવામાં છ મહિનાથી શડતાં શબને બહાર કહાડવાનો યત્ન કરવામાં શો સાર છે ? એમ કરવાથી ખાલી ફજેતફાળકે ચઢવા જેવું થાય. મામાની આબરૂને ધોક્કો પહોંચે. " કુમાર શિવસિંહજી "ડ્રોઈંગરૂમ" બંધ કરીને કુંવરી સુજાણબા કને આવ્યો. "દેવી ! હું જાઉં છું. અત્યારેજ નવાગઢ જઇ રાત્રીની ગાડીએ ભાવનગર જઇશ. થઈ ચૂકયું. આશાએ ને આશાએ લાંબો વખત ગુમાવ્યો, પુષ્કળ શ્રમ કર્યો, તારા જીવને પણ મેં ફિકરમાં નાખ્યો. આટલું કરવાનું કારણ શું ? માત્ર મોહનલાલ વ્યાસને જીવતો જોવા માટે ! હવે ખાત્રી થઇ ચૂકી કે તેને મારી નાંખવામાં આવ્યો છે, ત્યારે પછી કરવાનું શું રહ્યુ ? કશુંજ નહીં. હું જાઉંછું. મુઝાઇશ નહીં. અહીં ઘડી પણ હું રહેવા માગતો નથી. રહેવામાં મારા જીવને જોખમ છે. મામા મુખવચનથી તને મારી સાથે વરાવી ચૂકયા છે. હું પ્રથમ માગણી કરીશ અને તેનો સ્વિકાર થયા પછી ખાંડું મોકલી તને મારી કને બોલાવી લઇશ. " કુંવરી સુજાણબાએ અશ્રુ નિંગાળ્યા. કશો પણ ઉત્તર આપ્યો નહીં. કુમાર શિવસિંહજી વાહન લઇ તાબડતોબ નવાગઢ આવ્યો અને ત્યાંથી રેલવે ગાડીમાં બેસી બીજે દહાડે સવારના સાડા છ વાગતે ભાવનગર જઈ પહોંચ્યો. "અનંતરાયને શું કહું ? મણિગવરીને હવે શું જણાવું ? મોહનલાલની મૃત્યુવાર્ત્તા કહેવાને આ જીભ કેમ ઉપડશે ! ગરીબ બિચારો ! કમોતે માર્યો ગયો ! તેના મૃત્યુથી બીજા કોણને દુઃખ ઉપજનાર છે ? મને અનંતરાયને અને તેની બેહેન મણિગવરીને ! હું અને અનંતરાય દુઃખથી ઝુરી મરીશું ! હું મરણ પામું તો કોણને દુઃખ ઉપજે તેમ છે ? મારી વહાલી સુજાણબાનેજ. તેને શું ? લાગે કદાચ બે ચાર મહિના માઠું; અને પછી તેના પોતાની ઇચ્છા પ્રમાણે આનંદથી બીજા સાથે લગ્ન પણ કરી લે ! હરહર ! મિત્ર વિયોગ બહુ કઠણ છે ! પ્રભુ ! બાપડા મોહનલાલનો જે કેવળ જીવ કે પ્રાણ-એવી તેની સ્ત્રીના હાથથીજ તેનું મોત કેમ થયું ! ! તેના સુહૃજ્જનથીજ તેનો નાશ કરવાની શું તારી ઇચ્છા હતી ! શિવ ! શિવ ! ! " પોતાના મિત્ર મોહનલાલની મુર્ત્તિ મનમાં લાવી દુઃખિત અંતઃકરણથી કુમાર શિવસિંહજી અનંતરાય વકીલને ઘેર જઇ પહોંચ્યો. આ વેળાએ અનંતરાય બાયા ખવાસને આપેલા ઉ-

તારામાંજ બેઠેલો હતો. ત્યાં કુમાર શિવસિંહજીએ પ્રવેશ કર્યો. ગોપુરમાં બનેલું વૃત્તાન્ત ટુંકામાં જણાવીને છેવટે કુમાર શિવસિંહજીએ કહ્યું,–"હવે તો તેને યાદ કરીને અધિક દુઃખી થવા જેવું છે. ગયો બિચારો ! વ્યર્થ માર્યો ગયો ! તે કૈકયીની કપટજાળમાં સપડાઇને મરણ પામ્યો !" એ સાંભળી અનંતરાયને અતિશય દુઃખ ઉપજ્યું. પોતાના પ્રિય મિત્રની મૃત્યુ વાર્ત્તા શ્રવણ કરી તે મૂર્છા ખાઈ ધરણીપર ઢળી પડવાની તૈયારીમાં હતો; પરંતુ એટલામાં બાપા ખવાસના,–"અરે પ્રભુ પ્રભુ કરો ! જેને રામ રાખે તેને કોણ ચાખે ! હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે મોહનલાલ જીવતા છે !" એવા બોલોવડે ઉપજેલી આશાએ તેને શુદ્ધિ અને શકિત આપી. "હેં ! શું તું આ ખરૂં કહે છે ? જીવતો હોવાનાં તારી કને કયાં માનવા જોગ મજબુત કારણો છે?" કુમાર શિવસિંહજીએ આતુરતાથી પૂછેલા પ્રશ્નનો બાપા ખવાસે ઉત્તર આપ્યો નહીં. તેણે રાવ્યાને ઇશારત કરીને પોતાના ખાટલા તળે મૂકેલી પેટી ઉઘડાવી, તેમાંથી બે ચીઠીઓ કહાડીને કુમાર શિવસિંહજીના હાથમાં આપીને કહ્યું,––"આ પેટી અત્યાર સુધી હું જીવની પેઠે જાળવતો આવ્યોછું, તેનું કારણ આ બે ચીઠીઓજ છે. એ ચીઠીઓએ મને પુષ્કળ પૈસો રાણી ચંપાબાઇ કનેથી અપાવ્યો છે. જો એ બે ચીઠીઓ રાણી ચંપાબાઇને મેં આપી દીધી હોત તો તે અમારી કશી પણ દરકાર રાખત નહીં. આગમાં પણ હું આ પેટી પકડીને બેઠો હતો, તે કાંઇ આપનાથી અજાણ્યું નથી ! આપે મને આગમાંથી ઉગાર્યો છે, આપનો મારા ઉપર ઘણો ઉપકાર થયો છે અને અમે રાણી ચંપાબાઇનાં વિશ્વાસુ છતાં અમારૂંજ આશ્રમસ્થાન તેણે બાળી મૂકયું. તેથી આ ચીઠીઓ આપની કને રજુ કરૂં છું. આ ચીઠીઓ ઉપરથી આપને જણાશે કે,–"જેને રામ રાખે તેને કોણ ચાખે !" મોહનલાલ વ્યાસ મૃત્યુ પામ્યા નથી. જીવતા છે !" કુમાર શિવસિંહજીએ એ બે ચીઠી પૈકી એક ચીઠી વાંચતાં વાચતાં કહ્યું,—"પ્રભુ ! તારી લીલા અગાધ છે !" અનંતરાય વચ્ચમાં બોલી ઉઠયો,—"શું મારો, પ્યારો મિત્ર મોહનલાલ જીવતો છે ?" કુમાર શિવસિંહજીએ કહ્યું —"પ્રભુએ આજે આપણે માટે સોનાનો સૂર્ય ઉગાડયો છે ?" "મારાથી અત્યારે અધિક બોલી શકાતું નથી !" અનંતરાય બોલતો બંધ થયો કે તુરત તેનાં ચક્ષુઓમાંથી પૂરની પેઠે આનંદાશ્રુ ચાલી નિકળ્યાં. કુમાર શિવસિંહજીના

આનંદનો પણ પાર રહ્યો નહીં. તેઓ બંનેના આનંદનું વર્ણન કરવાને મનુષ્ય ભાષામાંની પુરતા શબ્દો મળવા પણ કઠણ! સ્વાનુભવ વિના એ આ-નંદની ખરી કલ્પના પણ કોઈથી થઈ શકે નહીં! ખચિત એ બંને મિ-ત્રોને અત્યારે મહાનંદના કરતાં પણ અધિક મહાનંદ ઉપજ્યો.

એ બે ચીઠીઓમાં મોહનલાલ જીવતો હોવા જોગ કયું માનવાજોગ મજબૂત કારણ હતું ? એ ચીઠીઓ કોની લખેલી હતી ? એ બે પ્રશ્નો વાચકજનોના હૃદયમાં ઉપજવાનો સંભવ છે. ખુલાસાને ખાતર જણાવવાની જરૂર છે કે એ બે ચીઠીઓ મોહનલાલની લખેલી હતી, અને એ જીવતો રહેલો છે, એવી સાબિતી પણ તે ચીઠીઓજ આપી શકતી હતી. એક ચીઠી તેણે અનંતરાય તથા કુમાર શિવસિંહજી—એ બન્નેના ઉપર લખેલી હતી. તેમાં જણાવ્યું હતું કે,—"મિત્રો, મારા મનની કેવળ ભ્રમક સ્થિ-તિમાં આ પત્ર લખુંછું. જો કે આજે હું મોટી ઘાતમાંથી બચ્યો છું, તોપણ મને આ સંસારપર બહુજ કંટાળો અને તિરસ્કાર ઉપજ્યો છે. મારા જેવી ભ્રામક સ્થિતિ કદી કોઇની પણ નહીં થઇ હોય! મને શું થયું છે, તે હું જણાવી શકતો નથી; પરંતુ આજે હું આ ગોપુર તજીને જાઉંછું. પૃથ્વિની સપાટીપરના એક બાજુપરના કોઈ દેશમાં જઇ, મને કોઇ યાદ કરી શકે નહીં એવી હાલત પ્રાપ્ત કરી, એકાંતે દુઃખમાં ઝુરી મરવાનો મેં ઠરાવ કર્યો છે. તેમ કરવાનું મને કારણ મળેલું છે; પણ તે કારણ જણાવી શકતો નથી. મિત્રો કૃપા કરીને મને હવે વિસારી દેજ્યો. મને યાદ કરી દુઃખી થશો નહીં. ખચિત તમારી સલાહ લેવાજોગ પ્રકાર હોત તો હું તમારી કને આવી ગયા વિના રહેત નહીં. હું પ્રભુ પ્રાર્થના કરૂં છું કે તમોને નિરંતર સુખમાં રાખે. મારા પુત્રને હવે તમારોજ આ-શ્રય છે. તેનું સંરક્ષણ કરજ્યો. તમારા કરતાં તેની અધિક કાળજી રાખનાર મને બીજું કોણ મળનાર છે ? લી० મો० ન० વ્યાસ."

બીજી ચિઠી મોહનલાલે પોતાની ભાર્યા—કપટપટુ સુંદરબાઇ ઉર્ફે ચંપાબાઇ ઉપર લખેલી હતી. તેમાં તેણે જણાવ્યું હતું કે,—"સુંદરી,—આજે તેં જે કૃત્ય કર્યુંછે, તેને માટે હું તને ક્ષમા કરૂં છું. મને અત્યારે તારી ઘણી દયા ઉપજે છે. દયાળુ પરમેશ્વર તારા ઉપર દયા કરો અને તેં કરેલાં કૃત્યની પણ એ મહાપિતા ક્ષમા કરો. હવે તું સ્વસ્થ સુખમાં રાચ. મારી વાર્તા

હવે કદી પણ તારા સાંભળવામાં કે જાણવામાં આવશે નહીં. આજ મારૂં તેં જે કરવું ધાર્યું હતું તેજ પરિણામ, જીવથી બચેલો છતાં નિપજ્યું છે, એમ તું નક્કી સમજ. તું એકલી તો શું, પણ હવે આખા જગતને એમ માનવામાં હરકત નથી. હવે મારો ભય રાખવાનું પ્રયોજન રહ્યું નથી. પુનઃ કદી પણ ગોપુર આવવું નહીં, એવા દૃઢ નિશ્ચયથીજ હું આજે ગમે ત્યાં જતો રહું છું! લી૦ મો૦ ન૦ વ્યાસ" એ બે ચીઠીઓ વાંચ્યા પછી અનંતરાયે ભાયા ખવાસને કહ્યું,—"આ બન્ને ચીઠીઓ મોહનલાલેજ લખેલી હતી? તેના અક્ષરમાં અને આચીઠીના અક્ષરમાં બહુ ફેર પડે છે!" "તેમને જમણે હાથે ઇજા થએલી હોવાથી ડાબે હાથે આ બન્ને ચીઠીઓ લખેલી છે." ભાયાખવાસના ખુલાસાથી અનંતરાય વકીલના મનનું સમાધાન થયું. "મોહનલાલ શી રીતે બચ્યો તે કહે જોઉં?" કુમાર શિવસિંહજીને ભાયાખવાસે ઉત્તર આપવા માંડ્યો,—"ગયા સપટેમ્બર મહિનામાં એક દહાડો રાણી ચંપાબાઈએ મને મારી સ્ત્રી મારફત સાયંકાળે પાતાળ કુવા નજીક બોલાવ્યો. હું અને મારી સ્ત્રી ત્યાં જઈ પહોંચ્યાં. ત્યારે રાણી ચંપાબાઈ પણ ત્યાં આવી. તે વેળા એ મોહનલાલ કુવાના પરથાર ઉપર બેઠેલા હતા. રાણી ચંપાબાઈએ તેની સાથે કેટલોક વખત વાતચિત્ત કરી. એ વાતચિત્તને અંગે ઘડિમાં મુંગા મુંગા જતા રહેવાનું કહેતી હતી; ઘડીમાં તમે મહારાજાને કહેશો તો પણ તેઓ તમારૂં માનશે નહીં અને ઉલટા કેદ કરી લેશે, એવો ભય બતાવતી હતી; ઘડિમાં તમે કોણ અને હું કોણ? ખાલી શામાટે ગળે પડો છો? મારૂં સુંદર રૂપ જોઇ મોહિત થઇને તમારી સ્ત્રી હોવાનું આળ મૂકો છો તો તે કંઇ ચાલનાર નથી. તેમ કરવાથી તો તમે જીવના જશો, એમ ડરાવતી હતી. છેવટે તેણે જાણ્યું કે મોહનલાલ ડગે કે ડરે તેવો નથી, તથા પોતે મરણ પામ્યાની જુઠી હકીકત ન્યુસપેપરમાં પ્રકટ કરાવી, વિશ્વાસઘાત કર્યા વિષે તે શિક્ષા કરાવ્યા વિના રહેનાર નથી; ત્યારે તે મોહનલાલને પરથાર ઉપરથી કુવામાં હડસેલી નાખવાનો યત્ન કરવા લાગી! મોહનલાલ તેની સામા થયા; બન્નેને બાથમબાથા થએલા જાણી તથા રાણીએ ઈશારત કરેલી સમજી મેં અને મારી સ્ત્રીએ રાણીને મદદ કરી, તેને એકદમ કુવામાં ઝીપલાવી દીધો! મોડી રાતના હું મારે ઘેર જવા

માટે પાતાળ કુવા નજીકની છીંડીએથી રસ્તો પસાર કરવા લાગ્યો, ત્યારે મોહનલાલને પુનઃ મેં કુવા કાંઠે બેઠેલો દીઠો. તેનો જમણો હાથ તૂટેલો હતો. તેણે મારા ઘણા કાલાવાલા કર્યા. જીવતો જવા દેવા માટે તેણે પોતાના ગળામાંથી સોનાનો દોરો મને આપ્યો. મને તેની બહુ દયા ઉપજી. હું તેને મારા મિત્ર હીરા ખવાસને ઘેર લઈ ગયો. ત્યાં તેને શેક કરી હાથે પાટો બાંધ્યો. તેણે તે વેળાએ આ બે ચીઠીઓ લખી આપી, અને રાત્રીના એક વાગતે નવાગઢ જવા માટે ભાડાની ગાડી કરી આપીને મેં તેને ગુપચૂપ વિદાય કર્યો. એ બન્ને ચીઠીઓ પૈકી એક ચીઠી તમોને (અનંતરાય તરફ આંગળી કરીને) આપવાની હતી તે, તથા બીજી ચીઠી રાણીને આપવાની હતી તે—અમારા સ્વાર્થને ખાતર કોઇને પણ નહીં આપવાનો મેં તથા મારી સ્ત્રીએ ઠરાવ કર્યો હતો; પરંતુ અત્યારે તેવાજ પ્રકારનો પ્રસંગ આવવાથી આપની આગળ તે રજુ કરૂંછું!" ભાયાનું બોલવું પૂરૂં થયા પછી અનંતરાય બોલી ઉઠયો,—" આ શું ખરૂં હશે? જે મરણ પામ્યો છે, જેને મારી નાખ્યાનું રાણી ચંપાબાઈએ પોતે કબૂલ કર્યું છે, તે શું જીવતો હશે? મારો એ મિત્ર અત્યારે કયાં હશે? તે મળીને હવે મને કયારે પ્રેમાલિંગન આપશે? તે જીવતો હોવાની વાર્ત્તા સ્વપ્નાવસ્થામાં તો હું નથી શ્રવણ કરતો?" કુમાર શિવસિંહજીએ તે જીવતો હોવાની વાર્ત્તા વિષે અનંતરાયના મનનું સમાધાન કર્યું. ખચિત અનંતરાયના તથા કુમાર શિવસિંહજીના મનનો આનંદ અત્યારે ઉભરાઇ જવા લાગ્યો! અનંતરાય,-"શું ખરી વાત? મોહનલાલ જીવતો હશે?" એમ વારંવાર ભાયા ખવાસને પૂછવા લાગ્યો. "જેને રામ રાખે તેને કોણ ચાખે!" એ કહેવત બોલીને ભાયો પણ તે જીવતો હોવા વિષેની તેની ખાત્રી કરવાનો યત્ન કરવા માંડયો. કુમાર શિવસિંહજીએ આવેશ અને આનંદમાં આવીને કહ્યું,"—અત્યારેજ એ રંડાને પત્ર લખું છું કે તારો પૂર્વનો પતિ મોહનલાલ વ્યાસ તરૂણાવસ્થામાં તારા ઘાતકી કૃત્યથી કાંઇ મરણ પામ્યો નથી. તે તો ગમે ત્યાં અદ્યાપિ જીવતો રહેલો છે. જેને રામ રાખે તેને કોણ ચાખે?"

# પ્રકરણ ઓગણત્રીશમું.

## "થવા કાળ મિથ્યા થતો નથી."

"ઉગ્રકાળ વિકાળની, પાંખ ઉદય ને અસ્ત;
નિશ્ચય તેની છાંયમાં, આવે પ્રાણિ સમસ્ત."
[ મોતીલાલ. ]

"એવો પત્ર લખવાની જરૂર નથી. મોહનલાલ જીવતો હોવાના ખબર મળવાથી વળી એ દુષ્ટા બીજા પ્રપંચો કરવામાં મણા રાખશે નહીં, માટે એવો પત્ર લખવાની જરૂર નથી. હાલ તુરત એ રંડા પોતાને નિર્ધારત થઇ રહેલી સમજે છે. મોહનલાલને મરણ પામેલો સમજી હવે આપણે તેને કદી પણ સતાવનાર નથી, એમ તે માને છે; માટે મોહનલાલનો શોધ લાગતા સુધી તેને તેવીજ સ્થિતિમાં રહેવા દેવાની આવસ્યકતા છે." રાણી ચંપાબાઈ ઉપર પત્ર નહીં લખવા વિષેનું—અનંતરાયનું કહેવું કુમાર શિવસિંહજીએ માન્ય રાખ્યું. બપોરના જમી પરવાર્યા પછી અનંતરાય અને કુંમાર શિવસિંહજી બેહેચરલાલ વકીલને ઘેર મણિગવરીને મળવા ગયા. મોહનલાલના પુત્રને પોતાની પલાંઠીપર બેસાડી અનંતરાયે તેની કાલીઓબડી મધુર વાણી શ્રવણ કરી પ્રેમાશ્રુ નિગાળ્યાં. મણિગવરીએ આંખમાં આંસુ લાવી ભોંય ખોતરતાં કહ્યું,—"અનંતરાયભાઇએ ગયા પરમ દિવસે જે હકીકત કહી સંભળાવી તેથી મને બહુજ કમકમાટ છૂટયો છે. દુષ્ટાએ તમારો પણ નાશ કરવાના હેતુથી આગ લગાડી! મારા વ્હાલાભાઇનું એ ઘાતકીએ કોણ જાણે શું એ કર્યું હશે! મને નથી લાગતું કે હવે તેનો શોધ લાગે! ભાઈઓ, તમે મારા ભાઇના શોધને માટે અનેક સંકટ સહન કરીને અત્યાર સુધી એક સરખો યત્ન કર્યો છે. અમારા ઉપર તમારો મોટો આભાર થયેલો છે. (મોહનલાલના પુત્ર તરફ આંગળી કરીને) આ બાળકના રક્ષક તરીકે તમે અથાગ કાળજી દર્શાવો છો, પણ અમો ભાગ્યહિનને એવો સુદીન ક્યાંથી પ્રાપ્ત થાય?" મણિગવરીથી વિશેષ બોલી શકાયું નહીં. કુમાર શિવસિંહજીએ દીલાસો આપતાં કહ્યું,—"બેહેન, મોહનલાલ જીવતો

હોવાની અમારી આજેજ ખાતરી થઇ છે, અને તે જે અર્થે પ્રભુ કૃપાએ જીવતો રહેવા પામ્યો છે, તે અર્થે વેહેલો મ્હોડો પણ તેનો શોધ લાગ્યા વિના રહેશે નહીં. માટે ધીરજ ધરો." "અરે પ્રભુ, ધીરજ તે કેટલી રાખું! મારા શિરપર દુઃખનાં વૃક્ષો ઉગવામાં કયાં મણા રહી છે! ખચિત મારા ભાઇને એકવાર મળવાની આશાથી અને આ તેના બાળકને ઉછેરવાના હેતુથીજ હું જીવું છું! પણ મારો ભાઇ જીવ તો છે? શું એ આપ ખરૂં કહો છો?" મણિગવરીએ સાડીના છેડાથી ચક્ષુઓ સાફ કરી દીર્ઘ નિશ્વાસ નાખ્યો, અને તેણે પૂછેલા પ્રશ્નનો અનંતરાયે ઉત્તર આપ્યો,—"હા; મોહનલાલ જીવતો હોવાની વાર્ત્તા સાચી છે. તેના સંબંધમાં અમોને મજબૂત પુરાવો—ખુદ મોહનલાલના હસ્તાક્ષરના કાગળો આદિથી મળેલો છે." "એ સત્રળું ખરૂં; પણ તે કયાં ગયો હશે? કદાચ ધારો કે પૂર્વની પેઠે ચીનમાંજ જઈ રહ્યો હોય, તો તે અત્રે પાછો આવવાનો સંભવ શો? ચોકસ ઠેકાણા શિવાય તેને પત્ર પણ કયાં લખી મોકલવો? કહોને અનંતરાયભાઈ, હવે શું ધાર્યું?" "બેહેન, શુ કરવું તેની મને કશી ગમ પડતી નથી. અગાઉ અમે, મોહનલાલનો નાશ થયો તે અરસામાં મુંબઈનાં અને ચીનનાં વર્ત્તમાનપત્રોમાં એક જાહેર ખબર પણ છપાવી હતી. અને તે ઉપરથી જો તે ચીનમાંજ જઈ રહ્યો હોય તો, પોતે ત્યાં જઇ રહ્યાનો જવાબ લખ્યા વિના રહેજ નહીં; પરંતુ કોઇ બીજે સ્થળે જઈ રહ્યો હોય તો પછી પ્રભુ જાણે! ચીનમાં જઈ રહ્યા છતાં પત્ર નહીં લખવાનો તથા ત્યાં કેવળ ગુપ્તપણે કાળ નિર્ગમન્ કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હોય તો તે પણ બનવા જોગ છે." "ત્યારે હવે કરવું શું?" કુમાર શિવસિંહજીના પ્રશ્નનો અનંતરાયે ઉત્તર આપ્યો,—"પરદેશમાં રહેવાનો જ્યારે ત્યારે મોહનલાલને કંટાળો ઉપજ્યા વિના રહેશે નહીં. જ્યારે ત્યારે પણ આ બાળકમાં લાગી રહેલું તેનું મન અહીં આવવા માટે તેને ઉશ્કેર્યા વિના રહેશે નહીં. પોતાની મેળે મોહનલાલ અહીં આવે ત્યાંસુધી સ્વસ્થાંતઃકરણથી તેની રાહ જોવી, એ મને યોગ્ય લાગતું નથી. ગમે તેમ કરીને તેનો આપણે શોધ કરવો જોઈએ. ગમે તેમ કરીને તે અહીં જલદીથી આવે, તેવા પ્રકારનો ઉપાય શોધી કહાડવો જોઇએ; પરંતુ મૂળમાં તે કયાં છે, એજ આપણે જ્યારે જાણતા નથી,

ત્યારે તેનો શોધ શી રીતે કરવો ? અને શોધ થયા વિના, તે જલદીથી આવે, તેવા પ્રકારનો ઉપાય પણ શી રીતે લઈ શકાય ? " કુમાર શિવસિંહજીએ થોડીવાર વિચાર કરીને કહ્યું,–" ચાલો આપણે બન્ને ચીન જઇ આવીએ. " " હું તો તમે કહો તેમ કરવાને તૈયારછું. " " ધન્ય છે તમારી સાચી મિત્રતાને ! " મણિગવરીએ કુમાર શિવસિંહજીને તથા અનંતરાય વકીલને ધન્યવાદ આપ્યો. પોતાના ભાઇના શોધને માટે જેઓએ આટલો બધો શ્રમ લીધો છે, તેઓને,–" તમે ચીન જવું માંડી વાળો. જે થવાનું હશે તે થશે ! " એમ આ વેળાએ મણિગવરીથી કહી શકાયું નહીં ! " અત્યારે મોહનલાલના પુત્રને અમારી સાથે લઇ જઈએ છીએ. સાંજરે અમારે બેહેચરલાલ વકીલને મળવા આવવું છે, માટે તે વેળાએ તેને સાથે લેતા આવીશું. " એમ જણાવી કુમાર શિવસિંહજી તથા અનંતરાય ત્યાંથી ચાલી નિકળ્યા. બપોરના ત્રણ વાગતાનો એ સમય હતો. અનંતરાયને ઘેર જઈ, ખાયાખવાસની સારવાર લીધા પછી સાડાચાર વાગ્યાને સુમારે એ બન્ને મિત્રો ગાડી જોડાવી મોહનલાલના પુત્ર સહિત ફરવા નિકળ્યા. " ગગા તળાવ " નિહાળી ત્યાં શેહેરની ઉત્તર બાજુએ ચકર મારીને ગોદી તરફ ગાડી હંકારવાની ગાડીવાનને આજ્ઞા કરવામાં આવી. છ વાગતાની અંદર ગોદી નિહાળી તેઓ પાછા ફર્યા. છેક સાયંકાળ થવા આવ્યો. મનને આલ્હાદ આપનારી તે રમ્ય વેળાએ " શ્રી તખ્તસિંહજી ધર્મશાળા નજીક—બરોબર સ્ટેશન સમિપ ગાડી ઉભી રાખવામાં આવી. ધર્મશાળાના આગલા માળપરના જરૂખામાં મેના ટૌકા કરી રહી હતી. સ્ટેશનપરના " પ્લાટફાર્મ " ઉપર પોતાના કોઇ આપ્તજન કે મિત્ર જનને સામા લેવા કે મળવા આવેલાં મનુષ્યો ઉમંગ અને આતુરતાથી અહીં તહીં હરતાં ફરતાં દૃષ્ટિગોચર થતાં હતાં. સ્ટેશનની મર્યાદા બહાર સુશોભિત પુષ્કળ ઘોડા ગાડીઓ હારબંધ ઉભી રહેલી નજરે પડતી હતી. આવા રમણિય સ્થળે " ટ્રેન " આવતાં સુધી થોભવાની કુમાર શિવસિંહજીએ ઇચ્છા જણાવ્યાથી અનંતરાયે ગાડી ઉભી રખાવી. ગાડી ઉભી રહ્યાને દસેક મિનિટ થઇ નહીં તેવામાં ખા.બા. માણેકજી સી. આઇ. ઈ. કે જેઓ હાલમાં ભાવનગરના જ્યુડિશિયલ કાઉન્સિલર છે, તેઓ બે ઘોડાની ખુલ્લી બ્રુમમાં પોતાની પત્નિ સહિત બેસીને

સામેથી આવતા જણાયા. " કુમાર શિવસિંહજી, જુઓ પેલા ગાડીમાં આવે છે, તે ખા. બા. માણેકજી મારા મિત્ર છે. તેઓ ઇંગ્લાંડમાં બેરિસ્ટરની પરિક્ષા આપીને મોહનલાલ પ્રથમ ચિનથી આવ્યો, તે અરસા પેહેલાં છ સાત મહિના પર મુંબઇ આવ્યા હતા. બેરિસ્ટર તરીકે મુંબઇ ખાતે તેમણે સારી કીર્તિ સંપાદન કરી હતી, અને એ કીર્તિથી લોભાઇને અહીંના નામદાર મહારાજાએ પોતાના સલાહકાર તરીકે તેમને પસંદ કરવાથી આઠેક માસ થયા તેઓ અત્રે આવી રહેલા છે." અનંતરાયનું બોલવું પૂરૂં થાય છે, તેવામાં તો ખા. બા. માણેકજીની ગાડી છેક નજીક આવી પહોંચી. " અહો, અનંતરાયજી, કયારે પધાર્યા છો ? મળવું પણ નહીં ? આ રીત સારી કહેવાય ? " માણેકજી શેઠે અનંતરાયને એટલું કહી પોતાની ગાડી ત્યાંજ ઉભી રખાવી. પોતાની ગાડીમાંથી ઉતરી પડી અનંતરાય, ખા. બા. માણેકજીની ગાડી પાસે જઇને હસ્ત સ્પર્શાદિ વિધિ થયા બાદ તથા પરસ્પર કુશળ વર્તમાન પૂછયા બાદ વાતચિત્ત કરવા લાગ્યો,—" આજ લાંબો સમય થયાં મારૂં ચિત્ત અસ્થિર—અવસ્થ છે. મારા એક મિત્રનો નાશ થવાથી તેના શોધને અર્થે આજ લાંબો સમય થયાં મારે જ્યાં ત્યાં રખડવું પડે છે." ' તમારા એ ગુમ થયેલા મિત્રનું નામ શું ? " ખા. બા. માણેકજીને અનંતરાયે ઉત્તર આપ્યો,—" તેનું નામ મોહનલાલ—નંદલાલ વ્યાસ. " મોહનલાલ નંદલાલ વ્યાસનું નામ સાંભળતાંવાર ખા. બા. માણેકજીની ધર્મપત્નિની મુખમુદ્રાપર વિલક્ષણ અસર થયેલી જોવામાં આવી. " મોહનલાલ વ્યાસ ! " એ નામ ઘણુંજ ધીમા સ્વરે બોલીને તે કંઇ વિચાર કરતી જણાવા લાગી. "પારસી જાતિની સ્ત્રીને મોહનલાલ વ્યાસ સાથે શો સંબંધ હોય, કે તેનું નામ સાંભળતાં વાર તેના પર ચમત્કારિક અસર થાય ! " અનંતરાય પણ વિચારમાં પડી ગયો. " વહાલા માણેકજી, એમને પૂછો જોઇએ કે એ મોહનલાલ નંદલાલ વ્યાસ કેટલાંક વર્ષપર ચીનમાં પૈસો કમાઇને દેશમાં આવ્યા હતા ? " " હા; બાઇસાહેબ, એજ મોહનલાલ નંદલાલ વ્યાસ ! " ખા. બા. માણેકજીના પૂછતાં પેહેલાં અનંતરાયે ઉત્તર આપી દીધો. " વહાલા માણેકજી, પૂર્વે મેં જે વાત કહી હતી તે આપને યાદ છે ? દેશમાં આવવા માટે હું જયારે ચીનથી " કુસુદબાંધવ " આગબોટમાં બેસી પાછી ફરતી હતી, ત્યારે એક ગૃહસ્થ પોતાની પ્રિય પત્નિને

મળવા માટે અત્યાતુર બની રહેવાથી ભવિષ્યના સુખની કલ્પના કરીને હર્ષ ઘેલછા કહાડતો હતો. મને તે વેળાએ મારા પોતાના ભવિષ્ય માટે બૂરી કલ્પના ઉપજવાથી શોકજનક ઉદ્‍ગારો નિકળી પડતાં, એ ગૃહસ્થે ભયભિત બનીને મને તે વેળાએ ઠપકો આપ્યો હતો. એ ગૃહસ્થનું નામ મોહનલાલ નંદલાલ વ્યાસ હતું. વારૂ, પણ આપ આપના મિત્રને પૂછોને કે એ મોહનલાલનો નાશ શી રીતે થયો?" "બાઇ સાંભળો; મોહનલાલનો તેની સ્ત્રી ઉપર ઘણોજ પ્રેમ હતો, એક ઘડી પણ તે તેનો વિયોગ સહન કરી શકે તેમ નહોતું; પરંતુ દુર્દૈવે કરીને દારિદ્રય પ્રાપ્ત થવાથી સ્ત્રી બાળકને તજીને ઉદ્યોગાર્થે ચીન જવાની તેને ફરજ પડી દ્રવ્ય પ્રાપ્ત કરીને સંસારીક સુખો ભોગવવાની ભર ઉમેદમાં તે ત્રીજે વર્ષે સ્વદેશમાં આવ્યો; પણ અફસોસ! મુંબઇમાં આવતાં વાર તેણે પોતાની પત્નિના મૃત્યુની ભયંકર વાર્ત્તા એક વર્તમાનપત્રમાં વાંચી! એથી મોહનલાલની અતિ દુઃખદાયક સ્થિતિ થઈ પડી. પ્રિય પત્નિના વિરહથી તે ઝુરી મરવા લાગ્યો. મેં તેના શોકનું નિવારણ કરવા માટે અનેક બોધક વચનો કહીને તેના મનનું સમાધાન કરવા માંડ્યું; પણ તેની પત્નિ પરના તેના અચળ પ્રેમને લીધે તેના વિરહની વેદના ઓછી થઇ શકી નહીં. મોહનલાલની સ્ત્રી જીવતી હોવાના સંબંધમાં સંશય ઉપજવા જોગ કારણો મને ઉપરા ઉપર મળવા લાગ્યાં, તથાપિ તે વાર્ત્તા મેં મોહનલાલને જણાવી નહીં. હું ગોપુરના રાજ્યનો એજન્ટ છું અને વળી ગોપુરાધિશના દત્તક કુમાર શ્રી શિવસિંહજી સાથે મિત્રતા હોવાથી તેમની સાથે મોહનલાલને લઇને મેં હિંદુસ્તાનનો પ્રવાસ કરવામાં એક વર્ષ ગુજાર્યું, તથાપિ મોહનલાલના મનનો શોક ટળ્યો નહીં. ત્યારબાદ અમે ગોપુર જઈ રહ્યા અને ત્યાં એકાએક તેનો નાશ થયો. ગોપુરના મહારાજા અભયસિંહે કોઇ એક તરૂણ રૂપવતિ સ્ત્રી સાથે લગ્ન કરેલું છે, અને તેજ સ્ત્રી, મોહનલાલની સ્ત્રી હોવાનો પૂરાવો અમોને મળવા લાગ્યો. એજ સ્ત્રીએ–કરેલાં કાળાં કર્મોની અને એજ સ્ત્રીનાં વિલક્ષણ–ઘાતકી વર્ત્તનની સર્વ હકીકત અમોને મળી ચૂકી, અને ખુદ એ સ્ત્રીએજ પોતે મોહનલાલનો નાશ કર્યાની કબૂલત પણ આપી! આમ છતાં ચમત્કારિક વાર્ત્તા તો એ છે કે મોહનલાલ અદ્યાપિ જીવતો હોવાની, મોહનલાલના હસ્તાક્ષરના કાગળોજ અમોને

અત્યારે આશા ઉપજાવે છે!" "અરેરે, બાપડા મોહનલાલની આ શી દુર્દશા!!" તે પારસી બાનુએ એક મોટો નિશ્વાસ નાંખ્યો. "મોહનલાલનો જેના ઉપર અપૂર્વ પ્રેમ હતો, જેને મળવા માટે મોહનલાલ અત્યાતુર બની રહ્યો હતો, જેના સુખને માટે મોહનલાલે પરદેશ વેઠયો હતો, તેજ મોહનલાલની સ્ત્રીએ એ બાપડાનો વિશ્વાસઘાત કર્યો!! ધિક્કાર છે તેવી ઘાતકી સ્ત્રીને!!" એટલું બોલતાં તે પારસી બાનુની આંખોમાંથી ઉષ્ણુ આંસુડાં ટપકવા લાગ્યાં. "એ મોહનલાલ વ્યાસનું વૃત્તાન્ત સાંભળીને તમે જ્યારે આટલાં બધાં શોકાતુર બનો છો, ત્યારે અનુમાન થઇ શકે છે કે મોહનલાલ તમારા વિશેષ સહવાસમાં આવેલો હોવો જોઇએ." "હા, નાથ! મોહનલાલ બહુજ ભલો હોવાથી તથા તે મારા વિશેષ સહવાસમાં આવેલો હોવાથી તેની દુઃખદાયક સ્થિતિ થયેલી જાણી મને બહુ માઠું લાગે છે." એટલી વાતચિત્ત થયા પછી તુરતજ ટ્રેન આવી તેથી તે તરફ સઘળાંઓનું ચિત્ત લાગી રહ્યું. કુમાર શિવસિંહજી પણ આ વેળાએ મોહનલાલના પુત્ર સહિત ગાડીમાંથી ઉતરીને અનંતરાય નજીક આવીને ઉભા રહ્યા. અનંતરાયે ખા. બા. માણેકજીની સાથે તેમની મુલાકાત કરાવી, એટલા અવકાશમાં ઉતારૂઓ સ્ટેશનમાંથી બહાર નિકળવા લાગ્યા. ગાડીઓની ધમાચકડી ચાલી રહી. મજુર વર્ગના લોકો મજુરી મેળવવાના હેતુથી ઉતારૂઓ કને જઈ તેઓનો બોજો ઉચકી લેવાની માગણી કરવા લાગ્યા. એટલામાં એક ગૃહસ્થ ખા. બા. માણેકજીની ગાડી નજીકનો રસ્તો પસાર કરીને પેલી બાજુએ ભાડાની શિગરામ કરવા માટે જવા લાગ્યો, અને તે પારસી બાનુની તેનાપર દૃષ્ટિ પડી! "વ્હાલા માણેકજી, પેલો ગૃહસ્થ મોહનલાલ વ્યાસ સરખો જણાય છે, જુઓ—" તે પારસી બાનુએ વાકય પૂરૂં કર્યું નહીં, એટલામાં અનંતરાય એકદમ દોડીને તે ગૃહસ્થને ભેટી પડયો. "અરે, મારા પ્રિયમિત્ર મોહનલાલ!" એ કરતાં એક શબ્દ પણ અનંતરાયથી અધિક બોલી શકાયો નહીં. તેના બન્ને નેત્રમાંથી પ્રેમનાં અશ્રુઓનો પ્રવાહ ચાલી નિકળ્યો. મોહનલાલે પોતાના પ્રાણાધિક પ્રિયમિત્રને દૃઢાલિંગન આપ્યું. આ વેળાના અનંતરાયના આનંદનું કોણ વર્ણન કરી શકે! કુમાર શિવસિંહજી પણ મોહનલાલના પુત્ર સહિત ત્યાં જઈ પહોંચ્યો. પુત્રને નિહાળતાંવાર મોહનલાલનું હૃદય પ્રેમથી ઉભરાઇ જવા લાગ્યું. તેણે

તેને ઉચકી, છાતી સરસો ચાંપી તેનું મુખચુંબન લીધું અને ત્યાર પછી લાગલોજ તે કુમાર શિવસિંહજીને ભેટી પડયો. ખાં૦ બાં૦ માણેકજી પણ થોડીવારે પોતાની ધર્મ પત્નિ સહિત ત્યાં આવી પહોંચ્યા. "મોહન-લાલ ! ભાઈ, આપણે ઘણાં વર્ષે મળીએ છીએ. તમારી દુ:ખદાયક સ્થિ-તિથી મને બહુ દુ:ખ ઉપજે છે." સાકરબાઈની ઓળખાણ પડતાંવાર "બેહેન સર્વ પ્રકારે સુખી છો ?" એવો મોહનલાલે પ્રશ્ન કર્યો. "ચીનથી પાછા ફરતાં આગબોટમાં મને ભયંકર કલ્પના ઉપજેલી છતાં પ્રભુ કૃપાએ હું સુખી થઇ અને તમોને તેવા પ્રકારનો કશો ભય કે ભ્રાંતિ ઉપજેલી ન-હીં છતાં તમે દુ:ખી થયા !" "ઇશ્વરની લીલા અકળ છે. મનુષ્યનું કાંઈ ધાર્યું થતું નથી." મોહનલાલે ઉંડો નિશ્વાસ મૂકીને સાકરબાઇને જવાબ આપ્યો. ત્યારબાદ સાકરબાઇ,—"અમોને આવતી કાલે જરૂર મળજ્યો." એટલું કહી પોતાના પતિ જોડે પોતાની ગાડીમાં બેઠી. અનંતરાય તથા કુ-માર શિવસિંહજી પણ મોહનલાલને તથા મોહનલાલના પુત્રને લઇને પોતાની ગાડીમાં બેઠા, અને એ રીતે તે બંને ગાડીઓએ એકકથી નિરાળા પડીને નિરનિરાળો રસ્તો લીધો. અનંતરાયને ઘેર જઇ પહોંચ્યા પછી મોહ-નલાલને અનંતરાયે તથા કુમાર શિવસિંહજીએ રાણી ચંપાબાઈના સંબં-ધની સર્વ હકીકત નિવેદન કરી. ત્યાર પછી મોહનલાલે તે દહાડે રાત્રીએ રાણીના રંગમેહેલમાં પોતાની સ્ત્રીના જેવી તસબિર નિહાળતાંવાર પોતાનું હૃદય દુભંગ થયું, અને ત્યારથી પોતાના મનની શાન્તતાનો સમૂળગો નાશ થયો —એ સર્વ વૃત્તાન્ત ટુંકાણમાં કહી સંભળાવ્યું: તે બોલ્યો,—"શું કહું મિ-ત્રો ! બીજે દહાડે બપોરના અનંતરાયને મુસાફરી બંગલામાં નિદ્રાધિન મૂકીને હું દરબારગઢમાં આવ્યો ત્યાં તે દુષ્ટ સ્ત્રીએ મને તે અગમ્ય પાતા-ળ કુવામાં તેની દાસી તથા એક પુરૂષ નોકરની સહાયતાથી હડસેલી દીધો! તે વેળાએ મારા મનમાં કેવા વિલક્ષણ વિચારો ઉપજ્યા હતા, તે એક પ-રમેશ્વરજ જાણે છે! મને પાતાળ કુવામાં જેવો હડસેલી દીધો, તેવોજ હું અંદર વૃક્ષોનાં મૂળીયાં સાથે વળગેલી ગીચ વેલીઓ ઉપર પડયો. ત્યાંથી રડતો રડતો હું છેક તળિયે કાદવમાં જઈ પહોંચ્યો. મારો જમણો હાથ દબા-ણમાં આવવાથી તે ખડી ગયો—ઉતરી ગયો. એથી મને ઘણીજ વેદના થઇ. હું ત્યાં બેશુદ્ધ થઈ પડયો. બેભાન અવસ્થામાં ત્યાં કેટલો વખત

ગુજારવો પડયો હશે, તે હું કહી શકતો નથી; પણ શુદ્ધિપર આવ્યા પછી વૃક્ષોની વેલીઓ અને વૃક્ષોનાં મૂળિયાં પકડીને કુવામાંથી બહાર નિકળવાનો હું યત્ન કરવા લાગ્યો. ઘણી મુસીબતે માંડમાંડ પુષ્કળ વખત વિત્યા પછી હું બહાર આવ્યો. તે વેળાએ ચોતરફ ઘોર તિમિર પ્રસરી રહ્યું હતું. હાથે અધિક વેદના થવા લાગી અને દરબારગઢની બહાર જવાનો રસ્તો મને સાંપડયો નહીં. કેટલોક વખત હાથ પંપાળતો અને વિચાર કરતો કુવા કાંઠેજ બેસી રહ્યો. ઇશ્વર કૃપાએ મોડેથી કુવા નજીકના આડમાર્ગે થઇને જતો કોઈ એક મનુષ્ય મારા જોવામાં આવ્યો. તેને મેં બહુજ કાલાવાલા કર્યા, તેને મારી દયા ઉપજી, મને ત્યાંથી બહાર લઇ જઇને મારી સારવાર કરી અને મને નવાગઢ પહોંચાડવા માટે એક ભાડાની ગાડી કરી આપી." કુમાર શિવસિંહજી વચ્ચે બોલી ઉઠયો,–"જે ગૃહસ્થે તમોને તે વેળાએ સહાયતા આપી હતી, તેજ ગૃહસ્થ અત્યારે અહિંયાં જોડનાજ ઘરમાં છે. તેને તમે, એક અનંતરાયને આપવાની તથા બીજી રાણી ચંપાબાઇને આપવાની–એવી બે ચીઠી લખીને આપી ગયા હતા ખરૂં?" મોહનલાલે આગળ બોલવા માંડયું,—"હા, હું એ બે ચીઠીઓ લખીને એને આપી ગયો હતો. સ્વદેશમાં પુનઃ કદી પણ નહીં આવવાનો નિશ્ચય કરીને હું ગયો હતો; પરંતુ ત્યાં પણ મારૂં મન સ્થિર રહી શકયું. નહીં! હું આ વેળાએ કાંઈ ચીન ગયો નહોતો. હું સિલોન ગયો હતો. સિલોનના કોલંબો શેહેરના તજના સુપ્રસિદ્ધ બગીચામાંના કૌતુકગૃહમાં એકાંતવાસ ભોગવવો પ્રથમતો મને બહુ પસંદ પડયો; પરંતુ આગળ જતાં મને બહુજ કંટાળો ઉપજ્યો. સદા મારા હૃદયમાં એ શલ્ય સાલ્યાં કરતું હતું. પ્રિય મિત્રો, તમોને તથા મારા પ્રિય પુત્રને મળવાની મને બહુજ ઉત્કંઠા થઈ, અને તેથી અહીં તરફ આવતો રહ્યો. મારા પુજ્ય પિતાશ્રીને તથા મારી વ્હાલી બેહેન મણિગવરીને તમે કયાંથી ઓળખો! તેમને પણ મળવાની મને ઘણી ઉત્કંઠા છે. મારા પિતા જુના વિચારના—દુરાગ્રહી છે અને તેથી તેઓ કદાચ મને ધિક્કારતા હશે, તો પણ એક પુત્ર તરીકે મારે તેમને મળવું જોઇએ. મારી વ્હાલી બેહેનની કોણ જાણે કેવીએ સ્થિતિ હશે! કહો ભાઈઓ, તમે તેના વિષે કંઈ જાણો છો?" એ સાંભળીને અનંતરાયનું હૃદય ભરાઈ આવ્યું. તેણે,–"અરે પ્રભુ! એ બાપડાના

દુઃખ સમુદ્રમાં ભરતી લાવવાનો દુઃખદાયક પ્રસંગ તેં મનેજ આપ્યો !" એમ મનમાં બોલીને તેણે મોટેથી નિશ્વાસ નાખ્યો. એ નિશ્વાસ ઉપરથી,–" માઠા વર્ત્તમાન મળવાનું અનુમાન કરી, મોહનલાલ બાપડો ઉપજેલી માઠી કલ્પનાને લીધે દુઃખી થવા લાગ્યો. "કૃપાકરીને સત્વર કહોકે મારી વ્હાલી બેહેન મણિગવરીની સ્થિતિ કેવા પ્રકારની છે ?" મોહનલાલને કુમાર શિવસિંહજી કે અનંતરાયે કશો ઉત્તર આપ્યો નહીં. "શા માટે શોકમાં પડીને તમે મને અધિક દુઃખમાં પાડો છો ! જે હોય તે કૃપા કરીને સત્વર કહી ઘો. થયું હશે, તે કાંઈ હવે મિથ્યા થઈ શકનાર નથી ! " " ભાઈ, તમારી પેઠે બેહેન મણિગવરીના ઉપર પણ દુઃખનો ડુંગર તૂટી પડયો છે !" એટલું અનંતરાય કહે છે તેવામાં વકીલ બેહેચરલાલે ત્યાં પ્રવેશ કર્યો. "આવો ભાઇ, બેસો. જુઓ, આ મોહનલાલ આવ્યા છે. તેઓ મણિગવરીનું વૃત્તાન્ત જાણવા માગે છે. મારાથી એ હૃદયદ્રાવક વૃત્તાન્ત કહી શકાતું નથી. કૃપા કરીને તમેજ તે કહી સંભળાવો. " વકીલ બેહેચરલાલે, મણિગવરીને ગણેશજી જોશી સાથે વરાવવાનો તેના પિતાનો બૂરો સંકેત, જમનામાસીની તથા તેના મામાની સહાયતાથી મણિશંકર માસ્તર વેરે વરવાની મણિગવરીની હિલચાલ, મણિગવરીના પિતાએ મણિશંકર માસ્તર ઉપર માંડેલી ફરિયાદ, મણિશંકર માસ્તરનું તથા મણિગવરીના મામા વિગેરેનું જ્ઞાતિ બહાર થવું, મણિશંકર માસ્તરનું મણિગવરી સાથે થયેલું લગ્ન, મણિશંકર માસ્તરની ભાવનગરથી મેંદરડે થયેલી બદલી, દુષ્ટ લાલભાઈ શેઠે, મણિગવરીને વશ કરવા માટે કરેલા નિચ યત્નો, મણિગવરી વિષે જુઠું ભંભેરીને પુરાણિએ મણિશંકરને ઉપજાવેલો ક્રોધ, ભાવનગરમાં ગુપ્ત રીતે આવીને મણિગવરી દુરાચારી હોવાના ઉપજેલા સંશયને આધારે તથા સંશયને પુષ્ટી મળી શકે તેવી લાલભાઇ વગેરેની યોજનાથી અતિ ઉદ્વેગ પામીને મણિગવરીને મણિશંકરે આપેલું વિષ, મણિગવરી નિર્દોષ હોવાની પોતે ( બેહેચરલાલે ) મણિશંકરના મનની કરી આપેલી ખાત્રી, મણિગવરીનું વિષપ્રયોગમાંથી ઉગરવું, સાહસ કર્યા માટે મણિશંકર માસ્તરને ઉપજેલો પરિતાપ અને ક્રોધાવેશમાં દુષ્ટ લાલભાઇ વગેરેને રહેંસી મારી તેણે પોતે કરેલો આપઘાત—વગેરે વૃત્તાંત અથથી તે ઇતિ પર્યંત કહી સંભળાવ્યું. તે સાંભળતાંવાર મોહનલાલ,–" હાય હાય ! અમે બેહેન ભાઈ જ-

નમથીજ ભાગ્યહિન ! " એટલું બોલીને બેશુદ્ધ બની ધરણીપર ઢળી પડયો. તેના મિત્રોએ ઘટતા ઉપચારો કરીને તેને શુદ્ધિપર આણ્યો. શુદ્ધિપર આ-વતાંવાર,—" મારી વહાલી બેન કયાં છે ? મેહેરબાની કરીને મને તેની કને લઇ જાઓ. " એમ મોહનલાલ પોતાના મિત્રો પ્રત્યે વારંવાર કહેવા લાગ્યો. " આવતી કાલે આપણે બેહેનની કને જઇશું. અત્યારે જવાથી તમારા તથા તેના મનપર બહુજ માઠી અસર થશે. " મોહનલાલને અનંતરાયનું બોલવું માન્ય રાખવું પડયું. " મોહનલાલના પુત્રને અત્યારે અહીં રાખવાથી તેની ફોઈ બાપડી ચિંતામાં પડશે. " એમ સમજી અનંતરાયે વકીલ બેહેચરલા-લની સાથે તેને મણિગવરી કને મોકલાવી દીધો. મો'ડી રાતના સર્વેકો નિદ્રા લેવાના હેતુથી પોતપોતાના બિછાનાપર આળોટાયા; પરંતુ કોઇને પણ સ્વ-સ્થ નિદ્રા આવી નહીં. મોહનલાલને તો આખી રાત્ર દુર્ભાગ્યના અને દુઃખના વિચારો ઉપજ્યા કર્યા. પ્રભાતમાં ઉઠતાંવાર તેણે અનંતરાયને મણિગવરી કને મળવા લઇ જવાની વિનતિ કરી. અનંતરાયે તથા કુમાર શિવસિંહજીએ શોકનું નિવારણ થઇ શકે—તેવાં અનેક ઉદાહરણો આપીને ઉપદેશ આપ્યો અને ત્યાર પછી તેઓ તેને મણિગવરી કને લઈ ગયા. ભાઇને નિહાળતાંવાર મણિગવરી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. તેણે પ્રથમ ઉઠીને ભાઇનાં ઓવા-રણાં લીધાં. પ્રથમ તે ભાઇ બેહેનથી કેટલોક વખત સુધી એક અક્ષર પણ બોલી શકાયો નહીં. તે ભાઇ બેહેન અકેકને નિહાળી અકેકની દુઃખદાયક સ્થિતિ મનમાં લાવીને છાતીફાટ રૂદન કરવા લાગ્યાં. તે ભાઇ બેહેન—તે દુઃખિયારાં—તે ભાગ્યહિન ભાઈ બેહેનના મનનું અનંતરાય, બેહેચરલાલ અને કુમાર શિવસિંહજી વગેરે યથાવિધ સમાધાન કરવા લાગ્યા. કેટલોક વખત ગુજરી ગયા બાદ તે ભાઇબેહેને કાળચક્રના પ્રભાવ ઉપર, ઇશ્વરની અકળ લીલા પર, મનુષ્યોના મનની વિલક્ષણ રીતે ફેરવાઇ જતી સ્થિતિપર ઉદ્દગારો કહાડી નિશ્વાસોપર નિશ્વાસો મૂકયા; મન વાળવાનો યત્ન કર્યો; ચક્ષુઓ સાફ કર્યાં. દુઃખદાયક વૃત્તાન્તને યાદ નહીં લાવવા માટે દૃઢ નિગ્રહ કર્યો; પરંતુ એક બીજાંની સામે જોતાંવાર તેઓનો તે યત્ન અને તે નિગ્રહ ફોક થતો હતો. તેઓથી એકદમ રડી જવાતું હતું. મોહનલાલ આવ્યાના વર્ત્ત-માન સાંભળવામાં આવતાંવાર તેની જમના માસી તથા તેના મામા જીવ-રામ અને કેશવલાલ શાસ્ત્રી તેને મળવા માટે મણિગવરીને ત્યાં દો'ડતા

આવ્યા. તેઓએ પોતાના ભાણેજને મળીને દુ:ખોદ્ગારો કહાડી હૃદય ઠાલવ્યું. પરસ્પર કૈંમે કથા કહીને એક બીજાંએ અશ્રુઓ નિગાળ્યાં. મોહનલાલની વિશ્વાસઘાતકી દુષ્ટ ભાર્યાપર સર્વ કોઈ તિરસ્કાર બતાવવા લાગ્યું. બીજે દહાડે મોહનલાલ પોતાના મિત્રોને લઈને પોતાના પિતાશ્રીને મળવા ગયો. મોહનલાલ, અનંતરાય અને કુમાર શિવસિંહજી નંદલાલ વ્યાસના આંગણામાં જેવા પ્રવેશ કરે છે, તેવાજ નંદલાલ વ્યાસને તેની દ્વીતિય ભાર્યા ધમકાવતી જોવામાં આવી. અંજાણ્યા માણસોને આવતા નિહાળ્યા છતાં તે સ્ત્રી બોલતી બંધ પડી નહીં. નંદલાલ વ્યાસે પોતાના પુત્રને નિહાળતાંવાર "કોણ? બેટા મોહનલાલ!" એમ કહીને તેને પ્રેમથી આલિંગન આપ્યું. "પિતાજી, મારાથી કંઇ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરશો એવી આશા છે." મોહનલાલના બોલવા તરફ દુર્લક્ષ દાખવી નંદલાલ વ્યાસે પોતાની કઠણાઇનું કથન કરવા માંડયું,—"બેટા, મેં દુર્બુદ્ધિથી ફરીને લગ્ન કર્યું. વ્હાલી દિકરીને વેચીને મેં ફરીથી પરણવાનો સંકેત કર્યો; પણ એ દુષ્ટ કર્મ પાર પડતાં પેહેલાંજ મને નસિયત મળી! પુષ્કળ પૈસાનો ભોગ અપાયો અને દુ:ખ પડવામાં મણા રહી નહીં. વૃદ્ધાવસ્થામાં બીજું લગન કરવાથી મારા બહુજ બૂરા હાલ થયા છે. આ રંડા (પોતાની નવી સ્ત્રી તરફ આંગળી કરીને) મને રોજ રોજ પજવીને પૂરો કરેછે. મેં મૂર્ખાઈથીજ મારા સુખની બાજી સંકેલી મૂકી છે તને તથા બેહેનને યોગ્ય સ્થળે રાજી ખુશીથી વરાવ્યાં હોત તો આવો માઠો વખત આવત નહીં. બેહેન મણિગવરી વિધવા થઇ! અરેરે, તે બાપડીને મળવા જવાનું આ કુલટાના ભયથી બની શકયું નથી. બેટા, તમો બેહેનભાઇનાં સર્વ દુ:ખનું આદિ કારણ હું છું! હું સંતાનનો મહા દ્રોહી અને પ્રભુનો મહા અપરાધી છું!!" "પિતાજી, આપનો એમાં કશો દોષ નથી. દોષ માત્ર અમારા સંચિતનો છે. આપે પરિતાપ કરવાનું પ્રયોજન નથી. થવા કાળ કદી પણ મિથ્યા થતો નથી." મોહનલાલે પોતાના પિતાશ્રીના મનનું સમાધાન કર્યું.

ભાવનગરમાં અનંતરાયને ત્યાં રહી, મોહનલાલ પોતાના પુત્ર સહિત પોતાના આપ્તમંડળમાં મળી હળીને કાળ નિર્ગમન કરવા લાગ્યો. અવધિના યોગે તથા મિત્રો અને આપ્તમંડળના સહવાસ–પરિચયના યોગે તેના શોકનું નિવારણ થવા લાગ્યું. મોહનલાલને સિલોનથી આવ્યાને પંદર વીશ દ-

હાડા ગુજરી ગયા. એક દહાડો મોહનલાલને આનંદી નિહાળી, કરી રાખેલા સંકેત મુજબ કુમાર શિવસિંહજીએ અનંતરાયને કંઇ કહેવાની ઇસારત કરી. અનંતરાયે મોહનલાલ પ્રત્યે કહ્યું,—" મિત્ર, તમારા મનનું સમાધાન થયેલું જાણી—તમોને આનંદી નિહાળી અમોને પણ અત્યાનંદ પ્રાપ્ત થાય છે; પરંતુ જે રંડાએ તમારો વિશ્વાસઘાત કરેલો છે, જે દુષ્ટા તમારો અને અમારો જીવ લેવાનો પૂરો યત્ન પણ કરી ચૂકેલી છે, જે પાપિણી ઐહિક જગતના ક્ષણિક સુખને માટે લગ્નનું પવિત્ર બંધન તોડીને નીતિભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ બનેલી છે, તે અધમ સ્ત્રીને યોગ્ય સાસન અપાવવું, એ આપણું અતિ અગત્યનું કર્ત્તવ્ય છે. હું અને કુમાર શિવસિંહજી તે દુષ્ટાને સાસન અપાવવા માટે કયારનાએ અત્યાતુર બની રહેલા છીએ અને એટલા માટે તમારે અમારી સાથે ગોપુર આવવું પડશે. " " મિત્રો, તમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું; પરંતુ,—" " પરંતુ બરંતુ—એ કાંઇ ચાલવાનું નથી, અમારી સાથે આવવુંજ પડશે. " કુમાર શિવસિંહજીએ મોહનલાલને બોલતો અટકાવીને એટલું કહ્યા બાદ પોતાના મિત્રોની ઇચ્છા મુજબ તેમની સાથે ગોપુર જવાની મોહનલાલે કબુલત આપી. કબુલત આપ્યા પછી છઠ્ઠે દહાડે તે ત્રણે મિત્રોએ ગોપુર જઈ મુસાફરી બંગલામાં ઉતારો લીધો. " જરૂર પડશે તો હું તમોને બોલાવીશ. હમણાજ જઈને હું એ દુષ્ટાને જણાવુંછું કે મારો મિત્ર મોહનલાલ હજી જીવતો છે, અને તે મારી સાથે અત્યારે ગોપુરમાં આવ્યો છે! મારા મામાસાહેબને પણ એ દુષ્ટાનું સર્વ વૃત્તાન્ત અથથી તે ઇતિ પર્યંત કાંતો હું પોતેજ કહી સંભળાવુંછું અને કાંતો એ દુષ્ટાજ પોતાનું વૃત્તાન્ત પોતાની મેળેજ કહી સંભળાવે, તેવો પ્રસંગ લાવી મૂકુંછું ! " એટલું કહીને કુમાર શિવસિંહજી દરબારગઢ તરફ ચાલી નિકળ્યો. સાંજના ચાર વાગ્યાનો એ સમય હતો. મહારાજા અભયસિંહ વહીવટી કચેરીમાં બિરાજ્યા હતા, રાણી ચંપાબાઇ તેના શયનગૃહમાં તેની દાસી સાથે વિનોદની વાતો કરતાં હતાં, અને કુંવરી સુજાણબા વાચનગૃહમાં એક પુસ્તક વાંચવામાં ગુંથાયાં હતાં; તેવા સંજોગની વચ્ચે કુમાર શિવસિંહજીએ દરબાર ગઢમાં પ્રવેશ કર્યો. પ્રથમ તે વાચનગૃહમાં જઈને કુંવરી સુજાણબાને મળ્યો. મોહનલાલ વ્યાસ જીવતો હોવાના તથા તે અત્રે આવ્યાના વર્તમાન સાંભળી કુંવરી સુજાણબાને આનંદ ઉપજ્યા વિના

રહ્યો નહીં. કુમાર શિવસિંહજીના ફરમાન મુજબ કુંવરી સુજાણબા રાણી ચંપાબાઇના મેહેલમાં જઇને,–" નિચે પધારો. આપને કોઇ મળવા આવ્યું છે." એટલું કહી તેને વાચનગૃહમાં તેડી લાવી. કુમાર શિવસિંહજીને નિહાળતાં વાર રાણી ચંપાબાઇને કંપારી છૂટી. "તમે આમ ઓચિંતા–" એટલું બોલતાં બોલતાં તેની જીભડી બોબડી વળી ગઈ. "હા આમ ઓચિંતા આવવાનું પ્રયોજન તમારા વડેજ પ્રાપ્ત થયું છે ! બાઈ સાહેબ, મોહનલાલ નંદલાલ વ્યાસને તમે પાતાળ કુવામાં હડસેલી દીધા છતાં પ્રભુકૃપાએ તે અદ્યાપિ જીવતો રહ્યો છે !" રાણી ચંપાબાઇની મુખમુદ્રા તો કુમાર શિવસિંહજીને નિહાળતાંવાર–ક્યારનીએ મ્લાન બની ગયેલી હતી, પણ મોહનલાલ જીવતો હોવાના વર્તમાન શ્રવણ થતાંવાર તેની બહુજ વિલક્ષણ સ્થિતિ થઇ પડી. "બાઇસાહેબ, એ મોહનલાલ મારી સાથે અહીં ગોપુરમાં આવેલછે!" કુમાર શિવસિંહજીના આ બીજી વખતના બોલવાએ તો રાણી ચંપાબાઇને શુદ્ધિ વિહિન બનાવી દીધી! "મારા આયુષ્યની ગુપ્ત વાર્ત્તા" અને "મેં એવું વર્તન શા માટે ચલાવ્યું તેનું કારણ" તમારા જાણવામાંજ છે. હું આશા રાખું છું કે તમે મને ક્ષમા કરશો. તમે મને બચાવી લેશો." રાણી ચંપાબાઈથી ભયભિત બનીને એટલું બોલી જવાયું. "હવે ક્ષમા ! તમારા ઉપર હવે દયા ! હવે મરવાની અણીપર જઈ પહોંચ્યા પછી તમારો બચાવ ! એ કાંઈ મારાથી હવે થઈ શકનાર નથી. હું મારા મામા સાહેબને હમણાંજ તમારી પાસે બોલાવી લાવું છું. તેમની આગળ તમારૂં સર્વ વૃત્તાન્ત તમે કહી સંભળાવો. તેમ કર્યા વિના હવે તમારો છૂટકો થનાર નથી." એટલું કહીને કુમાર શિવસિંહજી લાગલોજ વહીવટી કચેરીમાં પોતાના મામા કને ગયો. મહારાજા અભયસિંહને મળીને ત્યાં તેણે ખાનગીમાં કહ્યું,–" મામા સાહેબ, આજ લાંબી મુદત થયાં મારૂં મન સ્થિર નહોતું, તેનું કારણ આજેજ આપ જાણી શકશો. આજે—અત્યારે મારાં મામી સાહેબ પોતાના ગહન અપરાધ આપના સમક્ષ કબુલ કરનાર છે. એથી આપને અતિશય દુઃખ ઉપજે તેમ છે; પરંતુ આપની આબરૂનું—આપની કીર્તિનું—આપના માનમર્તબાનું રક્ષણ કરવા માટે આપની આ ઉત્તર વયમાં આપને શાંતતા મળવા માટે, આપે મારાં મામી સાહેબનું વૃત્તાંત સાંભળવુંજ જોઇશે; તેમણે આપને કેવળ ફસાવ્યા ! વિશ્વાસુ બનીને આપનું ગળું કાપ્યું !" આમ

છતાં તેના તે વર્તનને તે પોતે અપરાધ ન ગણતી હોય તો તેને માટે તેનું શું કહેવું છે, તે સાંભળી લેવાનો આપનો પૂર્ણ હક્ક છે. ઇશ્વર કરે અને તેથી આપને દુઃખ ન ઉપજે, એટલે થયું!" સખેદાશ્ચર્યથી ચકિત બનીને મહારાજા અભયસિંહ કેવળ પાષાણની મૂર્ત્તિ પ્રમાણે સ્તબ્ધ થઈ કુમાર શિવસિંહજી તરફ એક સરખા નિહાળી રહ્યા. અને થોડીવારે મુંગે મ્હોંડે કુમાર શિવસિંહજીની સાથે તેઓ વાચનગૃહમાં આવ્યાં. તેમને નિહાળતાંવાર રાણી ચંપાબાઈએ તેની સામે ઘુંટણિયાંભર બેસી, બન્ને હસ્ત જોડી રડતે સ્વરે કહ્યું,—" આપ મારી સાથે બહુજ પ્રીતિથી વર્ત્યા; પણ—પણ—પણ—હુંજ અધમ,—દુ—દુ—દુષ્ટ! હુંજ વિશ્વાસઘાતકી! હુંજ સ્વાર્થી, આપમતલબી! મેં જે અપરાધો કર્યા છે, તેવા અપરાધો કોઇએ કદી પણ નહીં કર્યા હોય! હું બહુજ વિશ્વાસઘાતકી અને મહાપાતકી!!" એ સાંભળતાં મહારાજા અભયસિંહને દુઃખ ઉપજવાથી તેઓ આરામ ખુરસીપર લમણે હાથ મૂકીને બેઠા.

---

## પ્રકરણ ત્રીશમું.

### દૈવગતિ મહા વિચિત્ર! પાપનો પરિતાપ અને પાપનું પરિણામ.

"રે પુષ્કળ પરિતાપ, પરિણામે પાપી કરે;
કર્મકથા કહી આપ, આમ જુઓ ઝુરી મરે!"

(દુર્લભ)

---

રાણી ચંપાબાઇએ પોતાની કર્મકથા આગળ ચલાવી,—"મારૂં સઘળું વૃત્તાન્ત મારા અનેક દુષ્ટાચરણથી ભરેલું છે. મારા સરખી—મહાન અપરાધો કરનારી દુષ્ટાને દેહાન્તશિક્ષા પણ ઓછી છે! હું મૂળ અમદાવાદની રહેવાશી. બાલ્યાવસ્થાથીજ મારી માતા ગુજરી ગઇ હતી. મારી મોટીમા (માનીમા) એ મને ઉછેરી મોટી કરી. અમારી જ્ઞાતિની ચોકસ ઓળખાણ હું આપી શકતી નથી; કારણ કે અમારા સરખાં બ્રાહ્મણમાં ખપવાનો

દાવો કરનારાં આખા અમદાવાદમાં માત્ર બે ચારજ ઘર છે. મારી મોટી માએ પોતાની દિકરીઓને પણ ગમે તે જાતના બ્રાહ્મણોને શોધી કહાડી પરણાવી દીધી હતી, અને તેજ મુજબ યોગ્ય ઉમરે પહોંચ્યા પછી કોઇ તરૂણ બ્રાહ્મણની કોટે મને પણ વળગાડી દેવાનો મારી મોટી માએ નિશ્ચય કરી રાખ્યો હતો. હું આઠ નવ વર્ષની થઈ, ત્યારે મારી મોટી માએ મને વિદ્યાભ્યાસ કરવા માટે કન્યાશાળામાં મોકલાવી. ગુજરાતી ચોથું ધોરણ શિખ્યા પછી હું ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થઈ. હું ઘણી સુંદર, મનોહર અને માયાળુ; પણ લોકો કયારેક કયારેક મને ઘણી દુષ્ટ પણ કહેતાં હતાં. ટ્રેનિંગ કોલેજની બીજી કન્યાઓને પણ,—" આ ઘણી સ્વરૂપવાન છે, પણ થોડી નિર્દય છે. આવો સ્વભાવ કોઇ રાજવંશી કે શ્રીમંતને ઘેરજ પાલવે!" એમ બહુવાર બોલતાં મેં સાંભળી હતી. મારો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો તે વેળાએ મારી અઢાર વર્ષની ઉમર હતી. મારો સ્વભાવ ઉદ્ધત અને હું જેમ ઘરમાં—મારી મોટી માની લાડકી હતી, તેમ અભ્યાસમાં ઉત્તમ હોઈને કોલેજમાં પણ સઘળી સ્ત્રી શિક્ષકોની માનીતી થઇ પડી હતી. કોલેજમાંથીજ સ્વેચ્છાએ વર્તવાની મને ટેવ પડી, તે અત્યારસુધી જેમની તેમ કાયમ રહેવા પામી. અભ્યાસ પૂર્ણ થયા પછી લગ્ન કરવાના હેતુથી મેં કોલેજ તજી દીધી. તે વેળાએ અમારા એક પાડોશીને ત્યાં શ્રીગોડ બ્રાહ્મણ જ્ઞાતિનો એક તરૂણ કાઠિયાવાડી આવી રહેલો હતો. કેટલેક દહાડે હું તેના સહવાસમાં આવી. મારાપર તે બહુ મોહિત થયો. મારી મોટી માએ તેની સાથે મારૂં લગ્ન કરાવી આપ્યું. એ તરૂણ પુરૂષનું નામ મોહનલાલ નંદલાલ વ્યાસ!" મોહનલાલનું નામ સાંભળતાં વાર મહારાજા અભયસિંહે અતિ આશ્ચર્ય યુકત દુ:ખથી કુમાર શિવસિંહજી તરફ નિહાળ્યું. "મોહનલાલ ભાવનગરનો રહેવાસી, તે સુશિક્ષિત અને શહાણો. તેની માતા ગુજરી ગયેલી અને તેથી તેનો પિતા તેની બેહેનને પૈસા લઈ વરાવી (કન્યા વિક્રય કરી) પોતે દ્વીતિય લગ્ન કરનારછે, એવું તેના જાણુવામાં આવવાથી તેને તેના પિતા સાથે અણબનાવ થયો અને તે અમદાવાદ આવી રહ્યો. અમદાવાદ આવીને તેણે તેના પિતાની સંમતિ શિવાય મારી સાથે લગ્ન કર્યું. લગ્ન થયાં બાદ મારી મોટી મા–ગંગાડોસીથી અમે જુદાં થઇ રહ્યાં. અમો–પતિપત્નિ વચ્ચે અતિશયજ પ્રેમ. મારા તેના પરના પ્રેમની હું શી

વાત કહું ! ખચિત આપના ઉપર પણ મારો એટલો પ્રેમ નથી ! બાકી આપે શું મારા કોડ પૂરા કરવામાં મણા રાખી છે? હાથીના ગંડસ્થળ ઉપર તો બેસાડી ! !"

થયું. બેડો પાર ! સ્વપ્ન સરખી સ્થિતિ ! મહારાજા અભયસિંહે લગ્ન કરતાં પેહેલાં જે વેળાએ નવાગઢમાં સાયંકાળે સામત ખુમાણના દરબારગઢમાં રાણી ચંપાબાઇનો એકાંતમાં મિલાપ કર્યો હતો, તે વેળાનું અત્યારે તેમને સ્મરણ થયું. ત્યાંથી પાછા ફરતાં તેમના મનને કાંઇક ભીતિ અને કાંઇક ઉદાસિનતા ઉપજી હતી, તે જાણે આજના પ્રસંગની પ્રસ્તાવનાજ હશે, એમ તેઓને હવે લાગવા માંડયુ ! એ વૃદ્ધ મહારાજા કેટલો મૂર્ખ ! એ તરૂણીના લાવણ્યથી ફસાઈ, એ તરૂણીના તારૂણ્યથી મોહ પામી, એ તરૂણીપર પ્રેમ કરવા લાગ્યો ! એ ડોસાના મનમાં તે સ્ત્રી વિષે કદી પણ માઠો વિચાર ઉપજવા પામ્યો હતો ? ઉપજેજ શાનો ? તેની વિસ્તીર્ણ મોહ જાળમાં તે સંપૂર્ણ સપડાયલો ! તેના મોહનિમંત્રના યોગે તે તેની મૂઠીમાં આવી રહ્યો હતો ! મહારાજા અભયસિંહ સરખા વૃદ્ધ, અનુભવી અને સંભાવિત રાજ્યવંશી પર આવો પ્રસંગ ગુજરવાથી પ્રિય વાચકવૃંદને કદી પણ માઠું લાગ્યા વિના રહેવાનું નથી, પણ ઇલાજ શો ? " બની, નહીં બની, નહીં થશે." એના જેવો આ પ્રકાર !. સરલ માર્ગના અને ભોળા સ્વભાવના પુરૂષ ઘણીવાર આવીજ રીતે બાહ્ય સ્વરૂપથી ભૂલાવામાં પડી જાય છે ! રાણી ચંપાબાઈ બોલી,—

" અમો સ્ત્રી પુરૂષને પરસ્પર બહુજ પ્રીતિ; પણ ધંધો ચાકરી પરવારી પ્રેમમાંજ મસ્ત રહ્યે આરો શો ? મારા પતિએ પરણ્યા પછી એક મીલમાં ગુજરાન જોગ નોકરી શોધી કહાડી હતી, પણ તેણે તે તજી દીધી. તે અને હું—અને હાથનાં પોલાં અને તેમાં વળી મને પુત્ર પ્રાપ્ત થયો. ઘરેણું ગાંઠું અને મારી મોટી માએ કરેલો કરિયાવર વગેરે—સઘળું ખાઇ પરવાર્યા ! હું તેને મ્હેણાં ટોણાં મારવા લાગી. ધંધાર્થે તે સુરત જઇ આવ્યો પણ કશી ટાંકી લાગી નહીં. મને એ દુઃખ દાયક સ્થિતિનો બહુ ત્રાસ ઉપજ્યો. એક દિવસે અકળાઇને મેં તેને નહીં કહેવા જોગ વચનો કહ્યાં—મેં તેને બહુજ ત્રાસ આપ્યો અને તેથી તે રાત્રીએ મને તથા મારા બાળકને સૂતાં મૂકી પોબારાં ગણી ગયો ! એક

ચીઠી લખીને તે બિછાના તળે મૂકી ગયો હતો. તેમાં તેણે લખેલું હતું કે,—"હું પૈસા મેળવવા માટે પરદેશ જાઊંછું. શ્રીમંત થઇ આવ્યા વિના હું તને હવે કદી પણ મળનાર નથી." એવી રીતે અમોને નિરાધાર મૂકીને મારો પતિ નહાસી ગયો તેથી મને બહુ ખોટું લાગ્યું. અતિશય ગુસ્સો પણ ઉપજ્યો. મેં પૂર્વની પેઠે મારી મોટી માનો આશ્રય લીધો. અમે બંને આબુની તલેટીમાં ખરેડી ગામમાં રખમાબાઇ નામની એક વિધવાને ત્યાં જઇ રહ્યાં. ત્યાં ગંગાડોસી ( મારી મોટી મા ) સાથે વારંવાર કંકાસ થવા લાગ્યો, અને સ્થિતિના સંતાપથી મુંઝાઈને, હું હવે પછી કેવો રસ્તો લેવા માગું છું, તે એક ચીઠી દ્વારા જણાવી હું ગુપ્તપણે રાજકોટ આવી. "રાજકોટ બારટન ફિમેલ ટ્રેનિંગ કાલેજ" ની લેડી પ્રિન્સિપાલ મિસ ......કે જે પૂર્વે અમદાવાદની કોલેજમાં શિક્ષક હતી અને તેથી તેને હું સારી રીતે ઓળખતી હતી. તેણે મને રાજકોટની કોલેજમાં ટુંકા પગારની સ્ત્રીશિક્ષકની જગ્યા આપી. ત્યાં થોડોક કાળ ગુજર્યો, એટલામાં "કાઠિયાવાડ ટાઇમ્સ" માં પોતાની કન્યાને માટે શિક્ષક જોઈએ છીયે, એવી નવાગઢના સામત ખુમાણે આપેલી નોટીસ મારા વાંચવામાં આવી. મિસ ......એ મને સારૂં સર્ટિફીકેટ આપ્યું અને હું નવાગઢ આવી નોકરીમાં દાખલ થઇ. ત્યાં મેં મારૂં અસલનું નામ સુંદરબાઇ હતું, તે ફેરવીને ચંપાબાઇ પાડયું. સામત ખુમાણે કે તેની રાણીએ મારી વિદ્વતા શિવાય બીજી કશી પરીક્ષા લીધી નહીં. ત્યાર પછીની હકીકત આપના જાણવામાંજ છે. આપે લગ્નની ઇચ્છા દર્શાવી. મેં તેનો સ્વિકાર કર્યો. હું હાથીની અંબાડીપર બેઠી! બાળપણથીજ મારૂં સ્વરૂપ નિહાળી, હું કોઇ રાજાના રણુવાસમાં શોભી નિકળું તેવીછું—એમ લોકો બહુવાર કહેતાં હતાં અને તેવો સોના સરખો સમય અનુભવવાની મને અતિ ઉત્કંઠા થઈ હતી, તે આપે મારાપર મોહિત બની–મને વરીને પાર પાડી! આપને વરવાના અરસામાં હું મારા ગળામાંનું લાકિટ ( માદળિયું ) નિહાળી બહુજ ભયભિત બની રહેતી હતી અને મને અનેક માઠી કલ્પનાઓ ઉપજતી હતી. એ લાકિટમાં મારા સ્વામિની નાનકડી છબી હતી! આપની સાથે પરણ્યા પછી આપના સમાગમથી અઢી વર્ષ સુખાનંદમાં ગુજરી ગયાં. એ અઢી વર્ષમાં કદી પણ મેં મારા પતિનું નામ સાંભળ્યું નહીં. તે મરણ પામ્યો હશે એવું મેં અનુમાન

કર્યું; પરંતુ જો તે જીવતો હશે, તો મને ગમે ત્યાંથી શોધી કહાડયા વિના રહેશે નહીં, એવી પણ મને ખાત્રી હતી! જ્યારે અઢી વર્ષ પર્યંત તેનો પત્તો લાગ્યો નહીં, ત્યારે તેને મરણ પામેલો સમજી મેં આપની સાથે લગ્ન કર્યું. લગ્ન કર્યા પછી મેં આપની સાથે વફાદારીથી, એકનિષ્ઠાથી, પૂર્ણ શ્રદ્ધા અને પૂર્ણ ભક્તિથી વર્તવાનો નિશ્ચય કર્યો. મારા ઉપર ભવિષ્યમાં આવું સંકટ ગુજરશે, એવું મને તે વેળાએ બિલકુલ લાગ્યું નહોતું. આપને વર્યા પછી–ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થયાથી મને બહુ આનંદ ઉપજ્યો. સર્વ મનુષ્યો કરતાં હું મને પોતાને વિશેષ ભાગ્યશાળી સમજવા લાગી. હું ગરીબાઇમાં ઉછરેલી તેથી ગરીબોપર દયા કરવા લાગી. આથી સર્વ જનો મારી સ્તુતિ કરવા લાગ્યાં. મારા રૂપની અને ગુણની પ્રસંશા સાંભળી મને અધિકાનંદ ઉપજવા લાગ્યો. ગરીબાઈ, સંકટ અને ત્રાસ હવે મને જીંદગી સુધી આવનાર નથી એમ મને લાગ્યું; પરંતુ અઢી વર્ષના અવધિએ કાળચક્રને પાછું ફેરવવા માંડયું! આપની સાથે લગ્ન થયું, ત્યારથી હું મારી મોટી માનું તમામ ખર્ચ પૂરૂં પાડતી હતી. તે એ વેળાએ ખરેડીથી અમદાવાદ આવી રહેલી હતી. મારા પુત્રને અમદાવાદમાં તેનીજ કને મેં રહેવા દીધો હતો. મને "રાજાની રાણી" થયેલી જાણી ગંગા ડોસીને બહુ આનંદ ઉપજ્યો, અને તેણે મને ગુપ્ત રહેવાના સંબંધમા સર્વ પ્રકારની મદદ કરવાનું કબુલ કર્યું. હું એકવાર કંઇ બહાનું કહાડી આપની કનેથી રજા લઇ અમદાવાદ ગઇ. ત્યારે ત્યાં મારા પતિએ પ્રેમ અને ઔત્સુક્યથી મોકલેલો પત્ર મને મળ્યો. કુમુદબાંધવ આગબોટ નિકળ્યાં પેહેલાં તેણે ચીનથી એ પત્ર મને લખેલો હતો. તેમાં,–"અમુક તારીખે હું મુંબાઈ આવી પહોંચીશ." એમ તેણે જણાવેલું હતું; આથી હું અતિ ભયભિત અને ઘણી ચિંતાતુર બની રહી. મારો ધણી દૃઢ મનનો હોવાથી તે અત્રે આવ્યા પછી મને ગમે ત્યાંથી શોધી કહાડ્યા વિના રહેશે નહીં; પરંતુ "હું મરણ પામીછું." એવું જો તેના જાણવામાં આવશે તો તે સ્વસ્થ થઇ રહેશે; એવી મારી ખાત્રી હોવાથી "હિતેચ્છુ" પત્રમાં મૃત્યુની ખબર પ્રકટ કરાવવાનો મેં મારી મોટી મા સાથે સંકેત કર્યો. મૃત્યુ કયાં થયું, કયારે થયું, એ પણ મૃત્યુ વાર્તાની સાથે પ્રકટ થવું જોઇએ અને તેના સંબંધમાં શો ઘાટ ઘડવો? તે વિષે વિચાર ઉપજવાથી

ગંગાડોસી તો ગભરાઇને રડવા લાગી; પરંતુ મને તેવો કશો પણ ગભરાટ ઉપજ્યો નહીં; કારણ કે તે અરસામાં ભાયાખવાસની બેહેન ભયંકર બિમારી ભોગવતી હતી, અને તેના જીવવાની આશા પણ છોડવામાં આવી હતી. આમ હોવાથી ગોપુરથી ભાયાની બેહેનને મોકલાવ્યાબાદ પેથાપુર જઇ રહેવાનું મેં ગંગાડોસીને ફરમાવ્યું. રાધા મારી માનીતી દાસી હતી તે આપ જાણોછો અને વળી દ્રવ્ય વડે શું નથી બની શકતું? ભાયાને સમજાવીને તથા પુષ્કળ દામ આપીને તેની બેહેનને મેં અમદાવાદ મોકલાવી દીધી અને ત્યાંથી ગંગાડોસી તેને લઇને પેથાપુર જઇ રહી. મારો પતિ મુંબઇ આવે, તે પેહેલાં ભાયાની બેહેન એની મેળે પેથાપુરમાં ગુજરી જાય તો ઠીક; નહીંતર પછી તે અરસામાં તેનું ગમે તે પ્રકારે કાટલું કહાડી નાંખવાનો અમોએ ઠરાવ કર્યો. પેથાપુરમાં ગયા પછી,–" મારી દિકરી સુંદરી આજારી થવાથી અહીં હવા ફેર કરવા આવ્યાં છીએ." એમ ત્યાંનાં લોકોને ગંગાડોસીએ જણાવ્યું, અને ભાયાની બેહેન એની મેળેજ મારા પતિના મુંબઇ આવવાના આરસામાંજ ત્યાં મરણ પામી! સંકેત પ્રમાણે "હિતેચ્છુ" પત્રમાં મૃત્યુ વાર્તા પ્રકટ કરાવવામાં આવી અને તેમ કરવાનો અમારો હેતુ સફળ થયેલો અમે સમજ્યાં. મારો પતિ મુંબઈમાં આવ્યો અને ત્યાં મારી મૃત્યુ વાર્તા તેના વાંચવામાં આવવાથી તે તેના મિત્ર અનંતરાય સાથે પેથાપુર આવ્યો. તેણે અતિ શોક કર્યો અને પેથાપુરના સ્મશાનમાં મારા સ્મરણાર્થે એક બેઠક બંધાવી મારા નામનો લેખ કોતરાવ્યો! ત્યાર પછી મારી તસબિર તથા બાળકનાં કપડાં લઈને ભાયાને પેથાપુર મેં મોકલાવ્યો હતો અને તે વેળાએ ત્યાં મારો પતિ તથા અનંતરાય હોવાથી તેઓને હું જીવતી હોવાની શંકા ઉપજી. કુમાર શિવસિંહજી એક વર્ષની મુસાફરીએ ગયા. તેમની સાથે અનંતરાયનું અને મારા પતિનું જવું થવાથી તેઓ ત્રણે વચ્ચે અતિ સ્નેહ બંધાયો. કુમાર શિવસિંહજી મુસાફરી કરી પાછા આવ્યા પછી અનંતરાયનું તથા મારા પતિનું ગોપુર આવવું થયું. એથી મને મોટો ધાસ્કો પડયો. કંઇ પણ કપટ કરવાના હેતુથી રાધાને કહી ભાયાને રાજકોટ મોકલાવી મિસ........ના નામનો તેના મંદવાડ વિષેનો મારા ઉપર ખોટો તાર કરાવ્યો; રાજકોટ મિસ........ને મળવા જવાની મેં આપની પરવાનગી માગી,

પણ આપ મારી સાથે પધાર્યા, તેથી મારી ધારણા પાર પડી નહીં. રાજકોટમાં મેં જાણી જોઇને મિસ........નો પત્તો લાગવા દીધો નહીં અને તેથી આપણે ગોપુર પાછાં આવ્યાં. આપણે રાજકોટ ગયાં, ત્યારે મારી ગેરહાજરીનો લાભ લઈ કુમાર શિવસિંહજીએ અનંતરાયને તથા મારા પતિ મોહનલાલ વ્યાસને મારો રંગમેહેલ બતાવ્યો અને તેથી સરતચૂકથી મારા મેહેલમાં પડી રહેલો મારા સ્વામિનો રૂમાલ મારા હાથમાં આવ્યો. આથી મારૂં માથું ફરી ગયું. ગમે તે પ્રકારે તેનો ઘાટ ઘડી નાખવાનો મેં નિશ્ચય કર્યો! બીજે દહાડે સાયંકાળના મોહનલાલ દરબારગઢમાં આવ્યો. તેને પાતાળ કુવા નજીક ગયેલો જાણી મેં રાધાને ભાયાને ત્યાં બોલાવી લાવવાની સૂચના કરી. હું જાતે મોહનલાલ બેઠો હતો ત્યાં ગઇ. તેને તે વેળાએ મેં શામ, દામ, ભેદ આદિથી બહુબહુ પ્રકારે સમજાવ્યો; પણ જ્યારે તેણે મારૂં કહ્યું માન્યું નહીં, અને જ્યારે તેને મેં અતિ ક્રોધાયમાન થયેલો જોયો, ત્યારે મેં તેને ભાયા તથા રાધાની મદદથી પાતાળ કુવામાં હડસેલી દીધો! તે વેળાએ મારા શરીરપર નખના થયેલા ઉજરડા વિષે મને પૂછવામાં આવવાથી મેં આપના સમક્ષ આસોપાલવની ડાળે ટીંગાયાને લીધે તેમ થયાનું જુઠું જણાવ્યું! મોહનલાલ એમ એકાએક ગુમ થવાથી કુમાર શિવસિંહજી તથા અનંતરાય શંકામાં પડીને તેનો શોધ કરવા લાગ્યા. મેં સાવચેત રહેવાના સંબંધમાં પેથાપુર ગંગાડોસી ઉપર તાર કર્યો., પાછળથી ભોગજોગે એ તાર કુમાર શિવસિંહજીના તથા અનંતરાયના હાથમાં આવ્યો. આથી તેઓ બહુજ વેહેમાયા. ગોપુરમાં પાછા આવીને કુમાર શિવસિંહજીએ મોહનલાલના થયેલા નાશના સંબંધમાં મને બહુજ સતાવવા માંડી. માર્મિક વચન બાણથી મારૂ હૃદય તેણે ભેદી નાખવા માંડ્યું. તેવા સમયમાં કમનસિબે રાધા મારાથી છૂટી પડી. મેં નવાગઢના સ્ટેશનપર આશ્રમસ્થાન કહાડવા માટે ભાયાને દ્રવ્યની મદદ કરી. કુમાર શિવસિંહજી વિશેષ ઉન્મત્ત બનીને મારી પાછળ પડ્યા. મેં આપને કહીને મારા મેહેલમાં આવવાની મનાઇ કરાવી. તેઓ અનંતરાયને લઈને ભાયાના આશ્રમસ્થાનમાં જઈ રહ્યા. હું ત્યાં કુમાર શિવસિંહજીને વિનવવા ગઇ. જો કે તેઓ મારા ફોસલાવ્યા ફોસલાયા નહીં, તો પણ તેઓ મોહનલાલના સામાનમાંથી, મેં તેનાંપર લખેલા પત્રો મેળવી

"મોહનલાલની સ્ત્રી અદ્યાપિ જીવતીજ છે અને તે જીવતી રહેલી સ્ત્રી બી-જી કોઈ નહીં, પણ હું પોતેજ છું!" એવું સિદ્ધ કરવાનો યત્ન કરનાર છે, એમ તે વેળાએ મારા જાણવામાં આવ્યું. રાજકોટના ઠાકોર સાહેબ ગુજરી જવાથી લૌકિકે રાજકોટ જવા માટે કુમાર શિવસિંહજીને આપે બોલાવી લીધા. આપ અને તેઓ રાજકોટ ગયા અને પાછળથી લાગસા-ધીને હું રાધા સાથે મુંબઈ ગઇ. ત્યાં મેં અનંતરાયના એક માણસને ફો-ડીને મારા લખેલા તમામ કાગળો મેળવી લીધા. હું મુંબઇ ગઇ છું એવી કુમાર શિવસિંહજીને બાતમી મળવાથી તેઓ જે દહાડે મુંબઈ આવ્યા તેજ દહાડે હું અને રાધા ગોપુર આવવા માટે મુંબઇથી ઉપડયાં. મુંબઇથી અમદાવાદ મેલટ્રેન જઇ પહોંચી, તો ત્યાં મારા પુત્રને લઇને અનંતરાય આવી ઉભેલો દૃષ્ટિએ પડયો! અમે ગોપુર આવ્યા ત્યાર પછી કેટલેક દહાડે આપ આજારી થયા. કુમાર શિવસિંહજીએ તે અરસામાં અત્રે આવી સામત ખુમાણ કનેથી મારી કેટલીક હકીકત મેળવી લીધી. તે-ઓ પાછા મારા શોધને અર્થે કેટલાક દહાડા બહાર ગામ જઈ આવ્યા. પુનઃ તેઓ અનંતરાયને લઇને ગોપુર આવ્યા. કુમાર શિવસિંહજીએ સાયં-કાળે દરબારગઢના બાગમાં આવી મારા ઉપર ખુલ્લી રીતે મોહનલાલનો નાશ કર્યાનો આરોપ મૂકી, મને ખુબ ધમકાવી. આથી મેં આપની કને આવી કુમાર શિવસિંહજી દીવાનો ( ઘેલો ) બની ગયાનું જણાવ્યું. તે ભ્રમિત બની ગયેલો છે એવું આપના મનમાં ઠસવાથી આપ તેના ગમે તે પ્રકા-રના બાલવાપર ભરોંસો રાખશો નહીં અને કદાચ ઘેલાઓની ઑસ્પિતાલ-માં પણ મોકલાવી દેશો—એવી આશાથી મેં આપની કને ઢોંગ કરવામાં મણા રાખી નહીં. તેજ દહાડે રાત્રીએ કુમાર શિવસિંહજી અનંતરાય સાથે નવાગઢ–રાધાના આશ્રમસ્થાનમાં જઈ રહ્યા. રાત્રીએ રાધા મારી કને તેના એક લેણિયાતને આપવા માટે પૈસા લેવા આવી. હું તેની સાથે ગુપ્ત-પણે કાળી રાત્રીએ નવાગઢ ગઈ અને ત્યાં કુમાર શિવસિંહજીને તથા અ-નંતરાયને બાળી મૂકવાના ઇરાદાથી આગ લગાડી રાતોરાત અહીં પાછી આ-વતી રહી! એ આગમાં કુમાર શિવસિંહજીને તથા અનંતરાયને મૃત્યુ પા-મેલા સમજી હું મને પોતાને નિર્ધાસ્ત થયેલી સમજવા લાગી; પરંતુ આ-ઠેક દહાડા પછી કુમાર શિવસિંહજીએ અત્રે આવીને મને આશ્ચર્યચકિત

બનાવી મૂકી. આ વેળાએ પણ પૂર્વની પેઠેજ તેમણે મને બહુજ ધમકાવી., મોહનલાલ જીવતો હોવાની આશાથી તે તથા અનંતરાય ખોટીલો બધો યત્ન કરે છે, એવું જાણીને મેં મોહનલાલને પાતાળ કુવામાં હડસેલી દઈ કમોતે માર્યાનો ગુન્હો કબૂલ કર્યો. આથી અતિ દુઃખ અને મળેલી નિરાશાથી કંટાળી–કાયર બની તેઓ અહિંથી,–"હવે મારા તરફનો તમે કશો ભય રાખશો નહીં." એટલું કહીને ચાલ્યા ગયા. તેઓ નિરાશ બનીને ચાલી ગયા, તેથી હું મને પોતાને નિર્ભય સમજી સ્વસ્થ અંતઃકરણની થઈ શકી નહીં. વિશેષ સમય જવા પામ્યો નહીં, તેટલામાં તો તેઓ અત્રે પાછા આવ્યા, મારો પતિ જીવતો હોવાના તથા અત્રે તેમની સાથેજ આવી રહ્યાના વર્તમાન કહીને તેઓએ મારૂં ભોપાળું પ્રકટ કરવા તથા મને મારા મહાન અપરાધને માટે યોગ્ય નસિયત અપાવવા કુમાર શિવસિંહજી તત્પર થયા. આપને તેઓ અત્રે બોલાવી લાવ્યા, અને આખરે નિરૂપાય બનીને–નહીં ચાલ્યે મારૂં દુષ્ટ વર્તન જાતેજ કહી સંભળાવવાની મને ફરજ પડી. મહારાજા, પાપ કદી પણ ગુપ્ત રહી શકતું નથી. કરેલાં પાપ કર્મ વિષે મને હવે બહુ પરિતાપ થાય છે. હું અત્યારે પરિતાપ રૂપ હુતાશનમાં ઉભી ને ઉભી સળગી જાઊંછું. મેં ગુપ્ત રહેવાના હેતુથી અનેક દુષ્ટાચરણો કરેલાં છે, અન્ય ઘણાં માણસોને મેં મારા પાપમાં ખરડયાં છે. મારા અપરાધો હું નથી ધારતી કે પ્રભુ માફ કરે ! મેં દુષ્ટાએ જગતની નીતિનો નાશ કરવા યત્ન કર્યો, મેં રંડાએ "સૌભાગ્ય" ના મહાત્મ્યને ઘટાડયું, મેં પાપિણીએ સ્ત્રી જાતિને યોગ્ય–એવાં લજ્જા અને વિનયનો પદેપદે લોપ કર્યો, મેં જારિણીએ સ્ત્રી જાતિને ભુષણ રૂપ–એવા શિયળવ્રતનો ભંગ કર્યો, અને તેના પરિણામે મારી આવી અધમ–અવસ્થા થઈ ! ! સદાચાર અને નીતિ–એ સર્વ સુખનાં ઉત્પાદકછે, એ અત્યારેજ મારા સમજવામાં આવ્યું. જો પૂર્વથીજ તેમ સમજીને મેં મારા ધર્મનું રક્ષણ કર્યું હોત, તો અત્યારે મને મારા પતિ તરફથી અલૌકિક સુખ પ્રાપ્ત થયા વિના રહેત નહીં; પરંતુ અનાચારમાં લુબ્ધ થઈ રહેવાથી મને પ્રાપ્ત થયેલાં સર્વ સુખવૈભવનો અત્યારે નાશ થયો. હું ઘણીજ અધમ, વિશ્વાસઘાતકી અને મહાપાતકી! એક ભવમાં મેં બે ભવ કર્યા અને એ બે ભવમાં અનેક પ્રકારની સ્થિતિ મારે ભોગવવી પડી ! આપની સાથે લગ્ન કરી સુખવૈભવમાં બડયા છતાં કદીપણ મારૂં મન શાંતિ સમાધાની મેળવવા પામ્યું નથી.

હું કદી પણ સુખેથી નિદ્રા લેવા પામી નથી. પાપ કર્મો મારા હૃદયમાં નિત્ય ડંખ્યા કરતાં હતાં. ખચિત હું ભારેમાં ભારે શિક્ષાને–દેહાંત દંડને લાયક છું!" એટલું બોલી રાણી ચંપાબાઈ મૌન્ય ધારણ કરી ભોંય ખોતરવા લાગી. પોતાનું વૃત્તાન્ત પૂરૂં થતાં સુધી તે એકસરખું–નિચું નિહાળી રહી હતી. તેણે મૌન્ય. ધારણ કર્યું કે તુરત મહારાજા અભયસિંહ ખુરશીપરથી ઉઠીને ઉભા થયા. દુ:ખના માર્યા તેઓ કંપવા લાગ્યાં. શોક ભારથી ભારેખમ થયેલી તેની કાયાનો ભાર તેના પગ ઉપાડી શકયા નહીં. તેના પગ લથડિયાં લેવા લાગ્યા. તેઓએ દુ:ખમય સ્વરથી કહ્યું,—"કુમાર શિવસિંહજી, હું આ રાજપાટ તજી હાલ તુરત ગમે ત્યાં જતો રહેવા માગું છું. શિવ શિવ! કેવો આ સંસાર! આ સ્ત્રીને અત્યાર સુધી હું મારી સાચી ધર્મપત્નિ સમજતો હતો, પરંતુ તેમ સમજવામાં મેં મોટી ભૂલ કરી! હું હમણાજ તિર્થયાત્રા કરવા માટે અહિંથી ચાલી નિકળવાનો ઇરાદો રાખુંછું. આ સ્ત્રીને તમે ગમે તેવી બીજી વ્યવસ્થા કરજો; પણ માત્ર તેના જીવને ધોક્કો પહોંચવા દેશો નહીં. થવાનું હતું તે થયું; પણ કેવો ચમત્કાર! તેનાપર મારો કેટલો બધો પ્રેમ! અરેરે, તેના સંબંધમાં આવી વાર્ત્તા સાંભળવામાં આવી! તેને વરવામાં અંતે આવું પરિણામ આવ્યું! આ દરબારગઢ હવે મને કેવળ સ્મશાનવત્ ભાસેછે!" એટલું બોલીને મહારાજા અભયસિંહ વાચનગૃહમાંથી ચાલી ગયા. તેમણે તે સ્ત્રી તરફ નિહાળ્યું પણ નહીં! તે તો નિચું માથું કરીને ત્યાં જેમની તેમ રડતીજ રહી.

મહારાજા અભયસિંહ વાચનગૃહમાંથી બારોબાર પોતાના મેહેલમાં ગયા. કુમાર શિવસિંહજી પણ રાણી ચંપાબાઇને ત્યાંજ રડતી મૂકીને પોતાના મામાની પાછળ પાછળ ગયો. "અરેરે! આખરે મામાને ઘણોજ ત્રાસ ઉપજ્યો! અતિશય દુ:ખથી તેમનું હૃદય ભરાઈ આવવાથી તેઓ કાંઈ વિશેષ બોલી શકયા નહીં; પણ એટલું ખરૂં કે કેટલોક વખત તેઓ અતિશય દુ:ખમાં રહેશે અને પછી "शोकक्षोभेच हृदयं प्रलापैरेव धार्यते" એમ બન્યા વિના રહેનાર નથી. અત્યારે ઉપજેલા શોકનો વેગ તેઓ શી રીતે રોકી શકે? મેં આ કેટલો–કેવો કઠણ પ્રસંગ તેમનાપર ગુજાર્યો! તેમાં મારો પણ ઇલાજ શો? તેઓને અત્યારે કેટલું દુ:ખ ઉપજ્યું હશે તેની મારાથી કલ્પના પણ કરી શકાતી નથી; પરંતુ તેમની ઉમરનાં વૃદ્ધ

જનો આવા પ્રકારનાં સંકટ સમયે ઘણીજ ધીરજ ધરે છે. તેવીજ રીતે મામા પણ ધૈર્ય ધારણ કરશે એ નક્કી. માત્ર બે કલાક પહેલાં મામા કેવા આનંદમાં હતા, અને તેટલા વખતમાં જોયું કેવું બન્યું ! હરહર ! ! દૈવગતિ મહા વિચિત્ર ! ! !" એવો વિચાર ઉપજવાથી મહારાજા અભયસિંહના મેહેલના દાદરાપર કુમાર શિવસિંહજી થોડો વખત ઉભો રહ્યો. કુંવરી સુજાણબા તો તેના પિતાશ્રીને કુમાર શિવસિંહજી વાચનગૃહમાં લઇ આવ્યા, તેજ વખતે ત્યાંથી શરમાઇને જતી રહેલી હોવાથી રાણી ચંપાબાઇએ પોતાના કહેલા વૃત્તાંતથી તથા તે વડે પોતાના પિતાને ઉપજેલા શોકથી તે માહિતગાર નહોતી. કુમાર શિવસિંહજી ત્યાં દાદરપર વિચાર કરતો ઉભો રહ્યો, તેવામાં કુંવરી સુજાણબા ત્યાં અનાયાસે આવી ચઢી. તેણે કુમાર શિવસિંહજીને કહ્યું,—" કુમાર, બાપુ કયાં છે ? જમવાનું તૈયાર થયું છે ? શું તમોને ભૂખ લાગી નથી ? મને તો બહુ ભૂખ લાગી છે. બાપુને બોલાવો કયાં છે તેઓ ?" "બાપુને અત્યારે દુઃખ ઉપજયું છે." કુમાર શિવસિંહજીનું એ વાકય શ્રવણ કરતાંવાર કુંવરી સુજાણબાનું તે મંદસ્મિત ગુપ્ત થઇ એકદમ તેની મુદ્રાપર દુખ અને ચિંતાની છાયા છવાઈ રહી. તે બોલી,—" શું કહો છો ? બાપુને દુઃખ ઉપજયું ! તેઓને માઠું લાગ્યું ! કહોને શું થયું બાપુને ?" "સાંભળ. મામા સાહેબને સંસારનો બહુ તિરસ્કાર ઉપજયો છે. તેઓ હમણાજ યાત્રા માટે અત્રેથી ચાલી નિકળવાનો ઇરાદો રાખે છે. તેઓને યાત્રાએ એકલા જવા દેવા એ ઠીક નહીં." "મારાં બામા તેમની સાથે શું નથી જવાનાં ?" "તેઓનો તો તેમને હવે સદાનો વિયોગ થનાર છે." "હું તમારા કહેવાનો ભાવાર્થ હવે સમજી ચૂકી. બામા સાહેબનું ભોપાળું ખુલ્લું થવાથી બાપુને શોક ઉપજે તેમાં નવાઈ નથી. જયારે ત્યારે એમ થયા વિના રહેશે નહીં, એમ હું પ્રથમથીજ જાણુતી હતી." "આવા કઠણ પ્રસંગે મામા સાહેબને તારે ધૈર્ય આપવું જોઈએ. તેમના મનનું સમાધાન થાય, તેવા પ્રકારે તારે વર્તવું જોઇએ." "તમે કહો તે પ્રમાણે કરવાને હું તૈયારછું." "મારી એવી ઈચ્છા છે કે તારે પ્રવાસમાં મામા સાહેબની સાથે રહેવું; જા, ત્યારે તું પણ તૈયારી કર. સાંભળ, તેઓને દુઃખ થાય તેવા પ્રકારે તું કદી પણ વર્તિશ નહીં, એવી મારી

ખાત્રી છતાં અત્યારે ભલામણ કરવાની આવશ્યકતા છે કે તેઓના મનને જેથી સુખ શાન્તિ મળે, તેવા પ્રકારે વર્ત્તવા માટે તું પ્રવાસને અંગે સદા કાળજી રાખજ્યે. તું ડાહી છે. તને શિખામણ આપવી પડે તેમ નથી. મારી લાડકી સુજાણબા, આટલું કાર્ય તારે બજાવવુંજ પડશે. સમજી ?" "વારૂ, ત્યારે તૈયારી કરૂં છું." એટલું કહીને કુંવરી સુજાણબા પોતાના મેહેલમાં ગઈ. કુમાર શિવસિંહજી પણ ત્યાંથી મહારાજા અભયસિંહના મેહેલમાં ગયો. ત્યાં મહારાજા પ્રવાસને લગતો સરસામન બંધાવતા હતા. તે કાર્ય કરી રહ્યા પછી મહારાજા અભયસિંહે કુમાર શિવસિંહજીને કહ્યું,—"હું તૈયાર થઇ રહ્યો છું. મારી સાથે આવનાર હજુરીઆઓ પણ તૈયાર થઇ ગયા છે. દીવાનજીને પણ આપવી હતી તે સૂચના આપી ચૂકયો છું. સર્વ રાજપાટ તમને ભળાવું છું. અહિંથી પ્રથમ રાજકોટ જઈ પોલીટીકલ એજન્ટને મળી ત્યાંથી બારોબાર યાત્રાએ જઇશ. બીજું તમારે કંઇ કહેવું છે ?" "મારે કશું કહેવાનું નથી. (આંખમાં આંસું લાવીને) મામા, આપના ઉપર આવો દુઃખદ પ્રસંગ આવ્યો અને તેના કારણ રૂપ હું થઈ પડ્યાથી મને બહુ માઠું લાગે છે." "નહીં, નહીં, તેમાં તમારો કશો પણ દોષ નથી, અનેક દુઃખદ વિચારોથી અત્યારે મારૂં મન વ્યાપ્ત બની રહેલું છે. મને અત્યારે કશું પણ સૂજતું નથી. હાલ તુરત તમે જે કર્યું છે તે ઠીકજ કર્યું છે. તમારો તેમાં કશો પણ દોષ નથી. દૈવગતિ મહા વિચિત્ર છે!" "જમવાનું તૈયાર થયું છે. આપ જમ્યા શિવાય પધારો તે ઠીક નહીં." "મને બિલકુલ ભૂખ નથી. જમવાનો આગ્રહ કરવાની ભાંજગડમાં તમે પડશો નહીં." "જેવી આપની મ્રચ્છા." એટલી વાતચિત્ત થયા પછી મહારાજા અભયસિંહ સરસામાન નિચે ઉતારવાની ચાકરોને આજ્ઞા કરી નિચે આવ્યા અને કુમાર શિવસિંહજી વાચનગૃહમાં ગયો. ત્યાં રાણી ચંપાબાઇ ઉર્ફે સુંદરબાઇ જમીન ઉપરજ દુઃખથી વિહ્વલ બનીને કેવળ મૂર્છા પામ્યા સરખી સ્તબ્ધ પડેલી હતી. કુમાર શિવસિંહજીએ ત્યાં તેની દાસીને બોલાવી કહ્યું,—"બામા સાહેબની પ્રકૃતિ અત્યારે એકદમ બગડી ગઈ છે. માટે તેમનો હાથ પકડી તેમને તેમના શયનગૃહમાં સાચવીને લઇ જા. તેઓને રાત્રીએ બહાર જવા દઇશ નહીં. સંભાળ; જો કાંઇ કમી અધિક થયું તો તેની જવાબ-

દાર તું છે. સવારે હું આવું, ત્યાં સુધી તેમને તજીને તેમની કનેથી એક ક્ષણ પણ આઘીપાછી થઇશ નહીં. તેમની પાસેજ એક સરખી બેસી રહેજ્યે—" બાઇ સાહેબની આવી દુઃખદાયક અવસ્થા નિહાળતાંવાર તેની દાસી બહુજ ગભરાઈ ગઈ. "બામાસાહેબ, આ શું થયું ! શાથી થયું ?" એમ બોલતાં બોલતાં તેણે રાણી ચંપાબાઇને ઉઠાડી. રાણી ચંપાબાઇને કાંઈ મૂર્છા આવી નહોતી. તેને ઉઠાડતાં તેની દાસીને કશી પણ તસ્દી લેવી પડી નહીં. તેને "ઉઠો બાઈ સાહેબ" એટલું કહેવામાં આવ્યું કે તુરત તે આળસ મરડી એક મોટો નિશ્વાસ નાખી ઉભી થઇ. આ વેળાએ તેના માથાનો અંબોડો છૂટી ગયો હતો. અંબોડાના વાળ વિખરાઇને તેના ગળામાં તથા તેના ખભાપર આવી રહેલા હતા. રડી રડીને તેની આંખો લાલચોળ બની રહેલી હતી. તેની મુખમુદ્રા શ્યામ વર્ણની–કાળી કલેહ્વા સરખી થઇ રહેલી હતી. તેના તારૂણ્યની સુંદરતા અને તેના શરીરની મનોહર કાંતી–શોકની છાયાથી ઝંખવાણી પડી ગઇ હતી. તેનો હૃદયભાગ નેત્રોદયથી કેવળ ભીંજાઈ ગયો હતો. જે ગરીબી સ્થિતિની એક તરૂણ સ્ત્રી કાપટયથી પોતાના શરીરની સુંદરતાને સાધન રૂપ બનાવી રાજાની રાણી થઇ રહી હતી, જે સુંદર સ્ત્રી પૂર્ણ સુખ વૈભવમાં પ્રડીને પોતાના રૂપ, ગુણ અને વર્તનને માટે એક સરખો ગર્વાનંદ લેતી હતી, તેજ તરૂણ સ્ત્રીના તે ઉચ્છૃંકળપણાનો અત્યારે એકા એક નાશ થયો. જે તરૂણ સ્ત્રી અતિ અધમ કર્મો આવેશ અને ઉત્સાહથી પોતાના સ્વાર્થને માટે કરતી હતી, તેજ તરૂણ સ્ત્રી અત્યારે કરેલાં પાપ કર્મના પરિતાપને અંગે ઝુરી મરવા લાગી. ખચિત દૈવગતિ મહાવિચિત્ર ! રાણી ચંપાબાઇએ પોતાની દાસી પ્રત્યે કહ્યું,—"ચાલ બાઇ, મને મારા શયનગૃહમાં લઇ ચાલ. મારૂં મસ્તક બહુજ તપી ગયું છે. મને બિલકુલ ચેન પડતું નથી." રાણી ચંપાબાઇએ પોતાની દાસીના ખભાપર હાથ મૂકી જતાંજ કુમાર શિવસિંહજી પ્રત્યે ત્રાંસી નજરે નિહાળીને કહ્યું,—"તેઓ ગયા ?" "ના, હજી ગયા નથી. હવે અર્ધા કલાકની અંદર તેઓ નિકળશે. વખત થવા આવ્યો છે." "તે દહાડે લાગેલી આગમાં ભાયા ખવાસને ઇજા થઇ હતી ખરૂ ? હવે તે બાપડાને કંઇ આરામ થયો ?" "હા, આરામ થતો જાય છે." "ઇશ્વર તે બાપડાને આરામ કરશે." "આવતી કાલે કહેશો તો ઘડીએ,

પછી હું તમારી સાથે ઘણી ખુશીથી વાતચિત્ત કરીશ. અત્યારે તો મારે મામા સાહેબને વિદાય કરવાના હોવાથી મને ફુરસદ નથી.” “છે રજા. જાઉં ત્યારે?” “ખુશીથી જાઓ.” રાણી ચંપાબાઇની આવી શોચનિય સ્થિતિ નિહાળી કુમાર શિવસિંહજીને બહુ માઠું લાગ્યું. તે આરામ ખુરશી ઉપર—બેસીને રાણી ચંપાબાઇની હવે શી વ્યવસ્થા કરવી, તે વિષેનો વિચાર કરવા લાગ્યો, એટલામાં કુંવરી સુજાણબાએ ત્યાં પ્રવેશ કર્યો. “કુમાર, બાપુ તૈયાર થયા છે. હું પણ તૈયાર થઇછું. અમે હવે જઇએ છીએ. તમારી પ્રકૃતિની સંભાળ રાખજ્યો; વિશેષ શું કહું? હું જાઉંછું હો. મામા ક્યાં છે? જઇને મળું એને, કે તેમ કરવાની કાંઇ જરૂર નથી?” “નહીં નહીં, તેને મળવા જવાની જરૂર નથી. તે ઉદ્વેગ અને પરિતાપમાં ઝુરી મરવા લાગી છે. તેને મળવા જવાથી તેને ઉલટો વધારે સંતાપ ઉપજશે.” “ત્યારે તેમને મળવા જવાનો વિચાર માંડી વાળુંછું. જાઉંછું ત્યારે.” એટલું કહી કુંવરી સુજાણબાએ પોતાના ભવિષ્યના સ્વામિને નમન કર્યું. કુમાર શિવસિંહજીએ તેને આશિર્વચન કહ્યું. એટલામાં મહારાજા અભયસિંહે ત્યાં પ્રવેશ કર્યો. તેઓ બોલ્યા,—“કુમાર, હું જાઉંછું રાજ્ય તમારે સ્વાધિન છે. સંભાળીને ચાલજ્યો. દિવાનજીને હમેશાં રાજ્ય કારભારને અંગે ઘટતી સલાહ આપતા રહેજ્યો. મારા મેહેલની તથા ખાનગી તિજોરીની આ કુંચીઓ લ્યો. તેનું છેવટ કરવાનું—તેની વ્યવસ્થા કરવાનું મારા ઉપર રાખશો નહીં. તેની વ્યવસ્થા તમારી મરજી પ્રમાણે કરજ્યો. (આંખમાં આંસુ લાવીને) પણ તમે છેક નિર્દય થશો નહીં. તેના ઉપર મારો કેટલો પ્રેમ હતો તે કાંઈ તમારાથી અજાણ્યું નથી. ગમે તેમ થયું પણ તેણે મારૂં અન્ન ખાધું છે. તે મારી રાણી તરીકે મનાઈ છે. તે મારી કહેવાઇ અને ગવાઇ છે. તેનું ઇમાન તેની કને. હું તો તેની સાથે નિષ્કપટથી વરત્યો છું. ઘણા સહવાસમાં આવેલા જાનવરને પણ માયા મમતાથી છોડવું ગમતું નથી! તેના સમાગમમાં મેં પુષ્કળ વખત ગાળ્યો છે અને તેટલા માટે તેના જીવનું જોખમ ન થવા પામે, તેવાજ પ્રકારની તમે વ્યવસ્થા કરજ્યો.” મહારાજા અભયસિંહથી વિશેષ બોલી શકાયું નહીં. “મામા, આપની ઇચ્છા પ્રમાણેજ હું વરતીશ. આપ કશી પણ કાળજી કરશો નહીં. હું મારાં મામીને કોઇ પણ પ્રકારની હરકત કરીશ નહીં. બિલકુલ દુઃખ દઇશ નહીં.” કુમાર શિવસિંહજીએ મહારાજા અભયસિંહજીને નમન કર્યું અને તેઓએ તેને આશિર્વાદ આપ્યો. દરવાજાપર શેહેરી આગેવાનો તથા કારભારી મંડળ મહારાજાને વળાવવા માટે આવી ઉભું હતું. સર્વ કોઈની મુલાકાત લઇ મહારાજા નવાગઢ તરફ રવાના થયા. ગાડી અદૃષ્ય થતાં સુધી કુમાર શિવસિંહજી દરબારગઢના દરવાજામાંજ આવી ઉભા

રહ્યા. તે દહાડે રાત્રીએ કુમાર શિવસિંહજીને બિલકુલ ગમ્યું નહીં. મોડી રાતના મુસાફરી બંગલાપર જઈ ત્યાં પોતાના મિત્ર અનંતરાય તથા મોહનલાલને બનેલા બનાવની સર્વ હકીકત કહી સંભળાવી. તે દહાડે રાત્રીએ તેઓ ત્યાંજ સૂઈ રહ્યા. પ્રભાતમાં ત્યાંથી પાછા આવીને દરબારગઢમાં તેઓ પગ મૂકે છે, તેવાજ તેને અતિ શોકપ્રદ સમાચાર મળ્યા. એ શોકપ્રદ સમાચારથી શેહેર આખામાં હાહાકાર થઇ રહ્યો. એ શોકપ્રદ સમાચારથી દરબારગઢમાંનાં સર્વ માણસો એકસરખું રૂદન કરવા લાગ્યાં. એ શોકપ્રદ સમાચારથી કુમાર શિવસિંહજી તો અતિ શોકાતુર બનીને અતિશય મુંઝવણમાં પડયો. એ શોકપ્રદ સમાચારથી મહારાજા અભયસિંહને કુંવરી સજાણબા તથા અન્ય રીયાસત સાથે રાજકોટથીજ પાછા વળવાની ફરજ પડી. ખચિત દૈવગતિ મહા વિચિત્ર ! !

# પ્રકરણ એકત્રીશમું.

## ઉપસંહાર—સુજનને દુઃખના અંતમાં સુખ.

"ભલે અધિક સજ્જનને, પડે કષ્ટ પણ અંતે સુખ પામે;
કસે તવે ને ટીપે, તોજ કનકમાં રંગ રૂપ જામે."
(દુર્લભ)

રાણી ચંપાબાઇ કર્યાં કર્મના પરિતાપે ઝેર ખાઇને મરણ પામી. મહારાજા અભયસિંહને રાજકોટથી એકદમ ગોપુર આવવું પડયું. પોલીટિકલ એજન્ટ તરફથી થયેલી તપાસના પરિણામે જ્યુરીના અભિપ્રાય મુજબ રાણી ચંપાબાઇના મૃત્યુનું કારણ "આપઘાત" ઠરવાથી ગોપુરના દરબારીઓ તથા દાસ દાસીઓ ભયમુક્ત થયાં. મહારાજા અભયસિંહનું મન સ્વસ્થતા પામ્યું નહીં. રાણી ચંપાબાઇના ગુજરી ગયા પછી તથા લૌકિકાદિનો પ્રકાર બંધ થયા પછી દોઢેક બે મહિને કુંવરી સુજાણબાને લઇ તેઓ તિર્થયાત્રા કરવા પધાર્યા.

કુમાર શિવસિંહજીના આગ્રહથી અનંતરાયે અને મોહનલાલે મહારાજા યાત્રાએથી પાછા પધારે, ત્યાં સુધી ગોપુરમાંજ રહેવાનો ઠરાવ કર્યો. ભાવનગર જઇને મોહનલાલ પોતાની બેહેન મણિગવરીને તથા પોતાના પુત્રને ગોપુર લઇ આવ્યો. ભાયાખવાસને આરામ થયા પછી તેને સઘાસહિત ગોપુર બોલાવી લઇ તેઓ બન્નેને દરબારગઢમાં નોકરી અપાવવામાં આવી. કેટલીક મુદતે ભાયાની મા—જસોદાબાઇ ગંગાડોસીને તજીને પેથાપુરથી

ગોપુર આવી હતી. અને ત્યાર કેડે કેટલેક દહાડે ગંગાડોસી પણ તેની દિકરીની પેઠે જુદી રીતે ઝુરી મર્યાના સમાચાર મળ્યા!

પોતાની કપટપટુ ભાર્યાથી પોતાને પ્રાપ્ત થએલાં દુઃખને લીધે મોહનલાલને સંસારની વિરક્તા ઉપજી હતી અને તેથી તેણે નિઃસાર સંસારમાં પુનઃ નહીં પડવાનો દૃઢ નિશ્ચય કર્યો. ગુજરી ગયેલી દુઃખદ વાર્ત્તાને વિસારે પાડવા માટે તે હમેશાં હરકોઈ આનંદજન્ય વ્યવસાયમાં પોતાનું મન લગાડવા માંડયો. કોઇવાર સાયંકાળની અપૂર્વ શોભા નિહાળતાં, કોઇવાર પૂર્ણચંદ્રના પ્રકાશને અનુભવતાં, કોઇવાર "દાંપત્ય સુખ"નું વર્ણન વાંચતાં અને કોઇવાર પોતાના મિત્રો જોડે વિનોદની વાતચિત્ત કરતાં આપણા હતાશ મોહનલાલને પૂર્વવત્ દુઃખ ઉપજતું હતું; પોતે જેને પ્રાણ કરતાં પણ અધિક માનેલી, એવી પોતાની પ્રિયતમાના સહવાસથી સાંસારિક સુખાનુભવ લેવાની જે ઇચ્છા અને આશા હતી, તે તેનાં દુષ્ટ વર્ત્તનથી નિષ્ફળ થયાની વાર્તા મોહનલાલના મનમાં આવતાં વાર તેની મુખમુદ્રાપર દુઃખની છાયા છવાઇ રહેતી હતી; પરંતુ તે વિશેષ વખત ટકી રહેતી નહોતી. વિવેક જાગૃત થતાંવાર,—"તેજ દુષ્ટા મહાકૃતધ્ની હતી." એવું મનમાં આવતાંવાર તે દુઃખની છાયા લય પામતી હતી; આમ છતાં આવે પ્રસંગે દુઃખનો એકાદો દીર્ઘ નિશ્વાસ નાંખ્યા શિવાય ગુજરી ગયેલી એ દુઃખદ વાર્ત્તાના સ્મરણની પરિપૂર્ણતા થતી નહોતી!

આશરે છએક મહિને તિર્થયાત્રા કરી મહારાજા અભયસિંહ પોતાની કન્યા સાથે પોતાની રાજ્યધાનીમાં પાછા આવ્યા. નાનાવિધ મનોરમ્ય સ્થળ દર્શનથી, અનેક ચમત્કારિક પ્રસંગોથી, ભિન્ન ભિન્ન સ્વભાવનાં મનુષ્યોના સહવાસથી, અને પુષ્કળ દિવસ પુખ્તપણે વિચાર કરવાથી—દુઃખ વિસારે પડી, તેઓનું મન પણ પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરી શક્યું. યાત્રાએથી પાછા આવ્યા પછી તેઓ પ્રભુનું ભજન પૂજન કરવામાં પોતાનું અવશેષ આયુષ્ય આનંદથી ગુજારવા લાગ્યા.

પૂર્વે કરી રાખેલા સંકેત પ્રમાણે કુમાર શિવસિંહજીનું કુંવરી સુજાણબા જોડે લગ્ન થયું. લગ્ન થયા બાદ નામદાર વડી સરકારની પરવાનગીથી કુમારશ્રી શિવસિંહજીને રાજ્યાભિષેક કરાવવામાં આવ્યો. વકીલ અનંતરાયને પ્રધાનપદ આપવામાં આવ્યું, અને આપણા મોહનલાલ વ્યાસની નિમણુંક ગોપુર સંસ્થાનના મુંબઇ ખાતેના એજન્ટ તરીકે કરવામાં આવી.

એજન્ટ તરીકે નિમણુંક થયા પછી મોહનલાલ વ્યાસ, બેહેન મણિગવરીને અને પોતાના પુત્રને લઇને પ્રથમ ભાવનગર ગયો અને ત્યાંથી

પોતાના વૃદ્ધ પિતા વગેરેને લઈ મુંબઇ જઇ રહ્યો. મણિગવરી, મોહનલાલના પુત્રને ઉછેરવામાં તથા પ્રભુનું ભજન પૂજન કરવામાં કાળ નિર્ગમન કરવા લાગી. સૌભાગ્યનષ્ટ થયાં પછી–વૈધવ્ય પ્રાપ્ત થયાં પછી મણિગવરીના મનની સ્થિતિ મોહનલાલના મન સરખીજ થઇ રહેલી હતી. નિઃસાર સંસારથી તેઓનું મન કેવળ વિરકત થઇ રહેલું હતું અને તેથી તેઓ બન્ને સાધુજનોનો સત્સંગ કરવામાં, યથાશકિત પરોપકાર કરવામાં અને પરમકૃપાળુ પરમેશ્વરનું સ્તવન કરવામાં લીન થઇ રહ્યાં હતાં. મોહનલાલનો પુત્ર મોટો થયો. તેને સારૂં શિક્ષણ, આપવામાં આવ્યું. તેને પરણાવવામાં આવ્યો, તેને સુશિક્ષિત, સદ્‌ગુણી અને રૂપવતિ સ્ત્રી પ્રાપ્ત થઇ. આ સર્વ સુખ નિહાળીને મોહનલાલના તથા મણિગવરીના આનંદનો પાર રહ્યો નહીં.

સદ્ધર્મથી વર્તનારાં—જે સુજન હોયછે, તેઓપર ગમે તેવાં સંકટો પડે, તો પણ આખરે તેઓને સુખ શાન્તિ પ્રાપ્ત થયા વિના રહેતાં નથી. ધર્મથી પતિત થયેલાં—દુર્જન હોય છે, તેઓ છળકપટથી ગમે તેવું સુખ પ્રાપ્ત કરી શકે, તો પણ આખરે નર્ક યાતના ભોગવ્યા વિના તેમનો છૂટકો થતો નથી. કહો જોઉં આ પૂર્ણ થયેલી વાર્તામાંથી એ કરતાં વિશેષ શો સાર ગ્રહણ કરી શકાય છે? પ્રશ્નનો ઉત્તર આપતાં પ્રિય વાચકો કહેશે કે,—" મોહનલાલની તેની કુટિલ સ્ત્રીપરની નિર્મળ પ્રીતિ અને તેનું એક પતિવ્રત, વકીલ અનંતરાય અને કુમાર શિવસિંહજીએ બજાવેલો મિત્ર ધર્મ; મણિગવરીએ કરેલું શિયળનું સંરક્ષણ, અને તેનું કડક પાતિવ્રત્ય; દ્વીતિય ભાર્યા કરવાથી પડતું દુઃખ; કન્યાવિક્રયથી થતી હાનિ અને પાપ; દુરાચારી જનોની આખરે થતી દુર્ગતિ; સંશયના આધારે સાહસ કર્મ કરવાથી થતી હાનિ; કાળચક્રનો વિલક્ષણ પ્રભાવ; કિરતારની અકળ કળા; મનુષ્યોનાં મનની વિચિત્ર—વારેઘડીએ ફેરવાઇ જતી સ્થિતિ;–એવી અનેક બાબતોનો બોધ—આ વાર્તા ઉપરથી લઇ શકાયછે," તો પછી આ વાર્તા રચનારના આનંદનું કોણ વર્ણન કરી શકશે વારૂ ?

સમાપ્ત.